# અમારા તરફથી પ્રગટ થએલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૧ લો (આવૃત્તિ ૬ ટ્ઠી) ૧—૦—૦
૨ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૨ જો (આવૃત્તિ ૪ થી) ૧—૦—૦
૩ શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ... ... ...૧—૦—૦
૪ નિત્યનિયમના પાઠ તથા ધોળ (આવૃત્તિ ૬ ટ્ઠી) ...૦—૪—૦
૫ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (ગુજરાતી) ...૦—૪—૦
૬ બ્રહ્મસંબંધ કાવ્ય (આવૃત્તિ ૩ જી) ... ...૦—૪—૦
૭ જરૂર આટલું તો વાંચજો ... ... ...૦—૨—૦
૮ ભક્તિપોષણ... ... ... ... ...૦—૨—૦
૯ શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય ... ... ...૦—૬—૦
૧૦ શ્રીષોડશ ગ્રન્થો સરળ ગુજરાતી ટીકા (આવૃત્તિ ૩ જી) ૧—૦—૦
૧૧ શ્રીગુસાંઇજીકૃત વધાઇ... ... ... ...૦—૫—૦
૧૨ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (વ્રજભાષા) ...૦—૫—૦
૧૩ શ્રીમટુજીમહારાજકૃત ૩૨ વચનામૃત ... ...૦—૪—૦
૧૪ નિત્યનિયમના ૩૫ પાઠ મુળ મોટા અક્ષરથી ...૦—૬—૦
૧૫ ૮૪ વૈષ્ણવની વાર્તા ગુજરાતી ... ... ...૨—૮—૦
૧૬ શ્રીયમુના સ્તોત્ર રત્નાકર ... ... ...૦—૮—૦
૧૭ શ્રીસ્વરૂપ દર્શન (૧૪૦ ફોટાવાળું) ... ...૩—૦—૯
૧૮ કીર્તનસંગ્રહ ભા. ૧ લો વર્ષોત્સવકે કીર્તન (મોટા અક્ષર)૧૦—૦—૦
૧૯ શ્રીવલ્લભાખ્યાન મુળ પુરૂષ (વ્રજભાષા) ... ...૦—૨—૦
૨૦ શ્રીયમુનાજીનાં ૪૧ પદ (વ્રજભાષા) ... ...૦—૨—૦
૨૧ વનયાત્રા, નિત્યલીલા સાથે
૨૨ શ્રીગિરિરાજ ભૂષણ ગ્રન્થ સટીક... ... ...૦—૧૦—૦
૨૩ શ્રીગોકુલેશજીનું જીવન ચરિત્ર (બેભાગમાંમાળાપ્રસંગસાથે)૪—૦—૦
૨૪ શ્રીહરિરાયજી કૃત બડે શિક્ષાપત્ર (ગુજરાતી ટીકા) ...૧—૦—૦
૨૫ તીર્થયાત્રાનો હેવાલ ... ... ... ...૩—૦—૦
૨૬ ભાવસિન્ધુ વ્રજભાષા... ... ... ...૧—૪—૦

૨૭ શ્રીસર્વોત્તમસ્તોત્ર સટીક ... ... ...૦—૨—૦

૨૮ શ્રીપુરૂષોત્તમ સહસ્રનામ સ્તોત્ર ... ... ...૦—૪—૦

૨૯ શ્રીવલ્લભાષ્ટક, સંસ્કૃત ટીકાના આધારે ગુજરાતી ટીકા ૦—૬—૦

૩૦ શ્રીઅષ્ટાક્ષર નિરૂપણ અષ્ટાક્ષર મહામંત્ર તેના ઉપર
શ્રીગુસાંઇજીની ટીકાના આધારે ગુજરાતી ભાષાન્તર ૦—૬—૦

૩૧ પંચામૃત ... ... ... ... ...૦—૮—૦

૩૨ રાસપંચાધ્યાયી (નંદદાસજી કૃત)... ... ...૦—૨—૦

૩૩ દીનતા આશ્રયમાં પદ... ... ... ...૦—૨—૦

૩૪ શ્રીગિરિધરલાલજી મહારાજ કાંકરોલીવાળાનાં ૧૨૦
વચનામૃત ... ... ... ... ...૩—૦—૦

૩૫ બસોબાવન વૈષ્ણવની વાર્તા અનેક ટીપ્પણ, ટીકા
સાથે (ગુજરાતી) ... ... ... ...૪—૦—૦

૩૬ વૈષ્ણવોના નિત્ય નિયમના ૨૮ ગ્રન્થો મૂળ શ્લોક
ઘણા મોટા અક્ષરથી... ... ... ...૦—૬—૦

૩૭ શ્રીકાકાવલ્લભજી મહારાજનાં ૫૨ વચનામૃત ...૦—૮—૦

૩૮ શ્રીદ્વારકાનાથજીના પ્રાકટ્યની વાર્તા ... ...૧—૦—૦

૩૯ શ્રીસૂરદાસજીનું જીવન ચરિત્ર ... ... ...૧—૦—૦

૪૦ શ્રીગોસ્વામી બાળકોની વંશાવળી ૭ ઘરની દરેકના ...૦—૨—૦

૪૧ પુષ્ટિપ્રવેશ ... ... ... ... ...૦—૨—૦

૪૨ કન્યાશિક્ષણ... ... ... ... ...૦—૨—૦

૪૩ અણુભાષ્યની ગુજરાતી ટીકા ... ... ...૩—૮—૦

૪૪ શ્રીકૃષ્ણચરિત્ર ... ... ... ...૨—૦—૦

૪૫ વસંત કીર્ત્તન ... ... ... ...૨—૦—૦

**પુસ્તકો મળવાનું ઠેકાણું:—**

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ,**

**ઠે. રીચીરોડ, ૧૧૦, મેડા ઉપર—અમદાવાદ**

॥ श्रीकृष्णाय नमः ॥

श्रीभक्तिग्रन्थमाळा. ग्रन्थाङ्क ४१.

रसात्मा रसरीतिज्ञो रसलीलापरायणः ॥
रसात्मा गोपीरसिकः स कृष्णः शरणंमम ॥

# રસેશ શ્રીકૃષ્ણ

યાને

# શ્રીકૃષ્ણ ચરિત્ર.

## પૂર્વાર્ધ.



લેખક:—જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ
એમ. એ., અમદાવાદ.

પ્રકાશક:—લલ્લુભાઈ છગનલાલ દેશાઈ
રીચીરોડ, નં. ૧૧૦, મેડા ઉપર-અમદાવાદ.

કીંમત રૂ. ૨-૭-૦.

# અનુક્રમણિકા.

## વિભાગ ૧ લો.



## વિભાગ ૨ જો.

# પ્રસ્તાવના

આ પુસ્તકની પ્રસ્તાવનામાં પુસ્તક કેવા સંજોગોમાં પ્રકટ થાય છે તે ટુંકમાં હું નિવેદન કરીશ.

મારી વિદ્યાર્થી અવસ્થાથી અત્યાર સુધી શ્રીકૃષ્ણ વિષેનાં જૂદી જૂદી દૃષ્ટિએ લખાયલાં કેટલાંક જીવનચરિત્ર મારા વાંચવામાં આવ્યાં હતાં. તેમાંનાં કેટલાંક પરમાત્મ–સ્વરૂપ શ્રીકૃષ્ણ વિષેના ખોટા ખ્યાલો અને કુતર્કો ઉત્પન્ન કરતાં અને તેથી તે વાંચકના હૃદયમાં જો શ્રીકૃષ્ણ માટે ભક્તિ અગર માન હોય તો તે પણ નષ્ટ કરતાં. આમાંનાં ઘણાંખરાં પુસ્તકો યુરોપીય ખ્રીસ્તી લેખકોએ લખેલાં હતાં. કેટલાંક પુસ્તકોમાં શ્રીકૃષ્ણને પરમાત્મા તરીકે નહિ પણ મહાન્ પુરુષ Superman તરીકે ઓળખાવવામાં આવેલા હતા. આ લોકો ફક્ત શ્રીકૃષ્ણને મનુષ્ય તરીકેજ માનીને તેમનાં ચરિત્રો અવલોકતાં. તેમાંનાં કેટલાંક ચરિત્રો આધુનિક સમાજની દૃષ્ટિએ સંભવિત લાગે તેટલાંજ વિશ્વસનીય ગણવામાં આવતાં, અને બાકીનાં પુરાણકારની કલ્પનાએ ઉપજાવી કાઢેલાં ચિત્રો તરીકે સ્વીકારાતાં. અર્થાત્ મનુષ્ય તરીકે સંભવિત ગણાય તેટલાંજ શ્રીકૃષ્ણનાં ચરિત્રોનું નિરૂપણ તેઓએ તેમના પુસ્તકોમાં કર્યું છે. આ બે પ્રકારના લેખકોમાં પ્રથમના લેખકો ભારતવર્ષની સંસ્કૃતિને કલંકિત કરવાની દૃષ્ટિએ તથા કૃષ્ણભક્તિને " મૂર્ખતાના ચિન્હ " તરીકે જણાવવાને પ્રયત્ન કરતા, તેથી તે કનિષ્ટ પ્રકારના કહી શકાય. જ્યારે પછીના લેખકો શ્રીકૃષ્ણને મનુષ્ય તરીકેજ ઉત્તમોત્તમ માનતા; મનુષ્યથી વિશેષ ભાવ શ્રીકૃષ્ણ તરફ તેમના પુસ્તકમાંથી વ્યક્ત થતો નથી. તેમના લખાણનો ટુંક સાર એટલોજ કે શ્રીકૃષ્ણ મનુષ્ય તરીકે ઉત્તમોત્તમ ખરા પણ ભગવાન્ ઈશ્વર રૂપે નહિ. શ્રીકૃષ્ણને નામે વસ્ત્રહરણ, રાસલીલા વગેરે જે ચરિત્રો શ્રીમદ્

ભાગવત વગેરેમાં જોવામાં આવે છે, તે પુરાણકારની કલ્પનાનુંજ માત્ર ચિત્ર છે; અને તે ખરૂં નથી. આ પ્રકારે તેઓ માને છે. આ વર્ગના લેખકોમાં ડૉ. ભાણ્ડારકર, મી. સી. વી. વેદ્ય, અને બાબૂ બંકિમચંદ્ર વગેરે પ્રખ્યાત લેખકો છે, પણ એક ત્રીજા પ્રકારના લેખકો છે કે જેઓ તે શ્રીકૃષ્ણને સાક્ષાત્ ભગવાન તરીકેજ માને છે અને ભજે છે. તેમણે જે જીવનચરિત્રો લખેલાં છે તે એજ દૃષ્ટિએ છે. આ લેખકોમાં બાબા પ્રેમાનંદ ભારતી, તથા સુરેન્દ્ર ભટ્ટાચાર્ય વગેરેનું સ્થાન સારૂં છે. બાબા પ્રેમાનંદ ભારતીએ Shree Krishna the Lord of Love નામનું પુસ્તક લંડનમાંથી પ્રસિદ્ધ કરીને પશ્ચિમના દેશોમાં શ્રીકૃષ્ણનું ખરૂં સ્વરૂપ શું છે તે સમજાવવાનો સારો પ્રયાસ કર્યો છે. સુરેન્દ્ર ભટ્ટાચાર્યે 'રાધા-કૃષ્ણ સાર' નામનું પુસ્તક જો કે બાબૂ બંકિમચંદ્રના શ્રીકૃષ્ણ ચરિત્રના ખણ્ડનરૂપે પ્રકટ કર્યું છે છતા પણ તેમણે શ્રીકૃષ્ણના સ્વરૂપ વિષે તથા તેમનાં ચરિત્રો વિષે સારી સમજુતી આપી છે. ખરી રીતે તો શ્રીકૃષ્ણના સ્વતંત્ર જીવન ચરિત્રની જરૂર નથી. "હરિવંશપુરાણ" "બ્રહ્મવૈવર્તપુરાણ" અને "શ્રીમદ્ ભાગવત" એ ખરી રીતે શ્રીકૃષ્ણનાં જીવનચરિત્રોજ છે. અને પુરાણકારે જે દિવ્ય દૃષ્ટિએ લીલાના સાક્ષાત્કાર પૂર્વક સુન્દર ભાષામાં જીવનચરિત્ર રચ્યું છે તેવું કોઇ પણ કરી શકે એમ નથી. અને પુરાણકારોએ આલેખેલા જીવનચરિત્રને સરળ રીતે સમજવાને મૂળ ગ્રન્થ ઉપરની ટીકાઓ જો અવલોકવામાં આવે તો શ્રીકૃષ્ણ ચરિત્ર વિષેના તમામ ખૂલાસા આપોઆપ થઇ જશે. બીજાં કોઇ પણ પુરાણ જોવામાં ન આવે તો પણ શ્રીમદ્‌ભાગવતનો દશમ સ્કંધ, અને મહાભારત તે બન્ને ભેગાં કરીને શ્રીકૃષ્ણચરિત્ર સમજે તો તે સંપૂર્ણ સમજાઇ જશે. જે લોકો તમામ પુરાણોમાં આપેલી ચિમતોને બરોબર રીતે સમજ્યા વગર ઉપર ઉપર વાંચીને તે મિથ્યા છે એમ માની લેઇને જીવનચરિત્ર લખે છે તેઓ વસ્તુસ્થિતિને પોતે સમજતા નથી, એટલુંજ નહિ પણ તેના લેખકો સમાજને ઉંધે રસ્તે

પણ દોરે છે. શ્રીમદ્ ભાગવતમાં “શ્રીકૃષ્ણનાં ચરિત્રો સંક્ષેપથી કહ્યાં છે. અન્યમાં શ્રીકૃષ્ણનું નિરૂપણ કરનાર પુરાણોમાં તે કંઈક વિસ્તારથી કહેલ છે. શ્રીમદ્ભાગવતમાં વર્ણવેલાં શ્રીકૃષ્ણનાં ચરિત્રો સમજવાની ખરેખરી ચાવી તેની ઉપરની ટીકાઓ છે. તે ટીકાઓ દ્વારા જો શ્રીકૃષ્ણચરિત્રનું મર્મ તપાસીશું તો તે ઉપર અનેરો પ્રકાશ આપણને પડશે. અને તે ટીકાઓ વાંચ્યા પછી જીવનચરિત્રના લેખકોએ શ્રીકૃષ્ણ તત્ત્વ સમજાવવામાં કેટલી ગેરસમજૂતિ ફેલાવી છે તે પણ આપણને જણાશે. નિત્યાનંદ સ્વરૂપ બ્રહ્મચારીએ વૃન્દાવનથી એક “ભાગવત”નું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તેમાં શ્રીધર, જીવ ગોસ્વામીશ્રી તથા શ્રીવલ્લભાચાર્યજીની ટીકાઓ ઉપરાંત “ભાવ ભાવવિભાવકા” “સિદ્ધાન્ત પ્રદીપ,” “વિશુદ્ધરસદીપિકા” “સારાર્થદર્શિની” વગેરે ટીકાઓ પણ પ્રસિદ્ધ કરી છે. તે તમામ ટીકાઓમાં શ્રીકૃષ્ણની લીલાઓ ઘણીજ સુંદર રીતે સમજાવેલી છે. તેમાં શ્રીકૃષ્ણે પરમાત્મા તરીકેજ તે લીલાઓ કરી છે, અને તે નિર્દુષ્ટ છે એમ કહે છે. આમાં કેટલાકો રૂપક તરીકે અધ્યાત્મ દૃષ્ટિથીજ તે લીલાનું રહસ્ય તારવે છે. આ તમામ ટીકાઓમાંથી મેં અહિંઆં શ્રીવલ્લભાચાર્યજીની શ્રીસુબોધિની ટીકાનોજ આધાર લીધો છે. શ્રીસુબોધિની ટીકા અત્યારે શ્રીભાગવતના સ્કંધ ૧, ૨, ૩, ૧૦ અને ૧૧ (થોડો ભાગ) ઉપર મળી આવે છે. પણ વાંચનારને આ ટીકાનું અન્ય ટીકાઓ કરતાં વૈલક્ષણ્ય સહજ સમજી શકાશે. તે ટીકા લખતાં શ્રીવલ્લભાચાર્ય પોતે કહે છે કે શ્રીમદ્ભાગવતની આ ટીકાઓમાં તે ભાગવતની શૈલીનેજ વળગી રહેશે. અર્થાત તેમાં જે મર્મ જે રીતે પ્રકટ કર્યું છે તેજ પોતે પ્રકટ કરે છે. તેમાં તેઓ લક્ષણાની કલ્પના પણ કરતા નથી. કાવ્યશાસ્ત્રમાં શબ્દની ત્રણ મુખ્ય શક્તિઓ કહી છે—અભિધા, લક્ષણા અને વ્યંજના. અભિધા શક્તિથી જે શબ્દ જે અર્થમાં લોક તથા ભાષામાં પ્રચલિત હોય તેજ અર્થમાં સમજાય છે. લક્ષણાથી મૂળશબ્દના અર્થનો ત્યાગ

કરીને રુઢિ તથા પ્રયોજનવશાત્ અન્ય અર્થમાં સમજે છે. અર્થાત્ શબ્દના પ્રચલિત અર્થને નહિ લેતાં અન્ય અર્થમાં સમજે છે. દાખલા તરીકે કોઇ એમ કહે કે गंगायां घोषः "ગંગા ઉપર ગામડું" આ વાક્યમાં લક્ષણાશક્તિ છે; કારણકે ગંગા ઉપર ગામડું હોઇ શકે નહિ. જ્યારે આપણે ગંગા શબ્દનો પ્રયોગ કરીએ છીએ ત્યારે ગંગા એટલે તેનું "જલ" એજ અર્થમાં આપણે તેને લઇએ છીએ. અર્થાત્ જેટલો ગંગાના જલનો પ્રવાહ છે તેટલાનેજ આપણે ગંગા સમજીએ છીએ. પણ જલના પ્રવાહ ઉપર ગામડું આવી શકે નહિ. ત્યારે અહિંઆં ગંગા શબ્દનો મુખ્ય અર્થ જે જલનો પ્રવાહ તે આપણે છોડી દેવો પડશે, અને તેની જગ્યાએ "કિનારો" એવો અર્થ લેવો પડશે. એટલે "ગંગા ઉપર ગામડું" એ શબ્દોનો એટલોજ અર્થ થયો કે "ગંગાના કિનારા ઉપર ગામડું" જો કે "ગંગા" શબ્દમાં "કિનારા"નો અર્થ નહોતો છતાં પણ અહિંઆં લીધો છે. કારણકે તે પ્રમાણે જો ન કરવામાં આવે તો અર્થની સંભાવના બનતી નથી. અર્થાત્ આ રીતે મુખ્યાર્થનો ત્યાગ કરીને જો અન્ય અર્થનું ગ્રહણ કરવામાં આવે તો ત્યાં તે શબ્દમાં લક્ષણાશક્તિનો વ્યાપાર છે એમ સમજવું જોઇએ. શ્રીમદ્ભાગવતની ભાષા સમજાવતાં ઘણા ખરા ટીકાકારોએ આ લક્ષણા શક્તિનો ઉપયોગ કર્યો છે. પણ શ્રીવલ્લભાચાર્યે તો લક્ષણાને સ્વીકારી નથી. તેઓ એમ માને છે કે શ્રીમદ્ભાગવત એ કાવ્યનો ગ્રન્થ નથી કે જેથી તેની ભાષા લક્ષણાથી સમજવાનું યોગ્ય મનાય, પણ આ તો શ્રીમદ્વ્યાસ રચિત વેદના ઉપબૃંહણ રૂપ પુરાણનો ગ્રન્થ છે, અને તેથી જેમ વેદની શ્રુતિઓ સમજવામાં લક્ષણા શક્તિનો વિવેક નિરર્થક છે તેમજ અહિંઆં છે. તેથી પોતે આ લક્ષણાશક્તિનો ત્યાગ કરે છે. જો તેઓ લક્ષણાશક્તિથી શ્રીમદ્ભાગવતને સમજાવવા બેશે તો અર્થ એવોજ નીકળે કે કેટલીક લીલાઓ શ્રીમદ્ભાગવતની આપણે જે રૂપે સમજીએ છીએ તે રૂપે તે ખરી નથી, પણ તે સંભવિત

બને માટે તેને અમૂક રીતે સમજવી જોઇએ. આમ અર્થ સમજાવતાં વ્યાસજીના શ્રીમદ્‌ભાગવતનું ગૌરવ ખણ્ડિત થવાનો પ્રસંગ આવે છે. "ભાગવત"માં શબ્દોના અર્થ કરીએ તો આ પ્રમાણે છે પણ તેમને આપણે આ અર્થમાં સમજવા જોઇએ." એવી રીતના કથન પૂર્વક કરેલા વિવેચનની યાથાતથ્યતાને કોઇ પણ પ્રામાણિક ટીકાકાર સ્વીકારતો નથી, તેથી શ્રીવલ્લભાચાર્યે એવી લક્ષણાનો અસ્વીકાર કર્યો છે, અને ફક્ત અભિધા શક્તિદ્વારાજ શ્રીમદ્ ભાગવતના પ્રત્યેક પદને સમજાવ્યો છે. તેજ રીતે સમસ્ત દશમ સ્કંધ જેમાં શ્રીકૃષ્ણ ચરિત્ર સંપૂર્ણ સમાયેલું છે તેને પણ અભિધા શક્તિથી સ્પષ્ટ કરેલ છે. તેમાં લક્ષણાનો કોઇ પણ સ્થળે સ્વીકાર કર્યો નથી, તેથી તેની પ્રામાણિકતા તથા યાથાતથ્યતા માટે બે મત હોઇ શકે નહિ. તેમને મતે શ્રીમદ્‌ભાગવતકારે જે પ્રમાણે શ્રીકૃષ્ણનું સ્વરૂપ દર્શાવ્યું છે તે સત્ય છે, તેમાં કોઈ પણ કલ્પના નથી, કે કવિની પ્રૌઢોક્તિ નથી. શ્રીભાગવત તે વેદના ઉપબૃંહણ રૂપ તેની ટીકા છે. અર્થાત્ વેદ જેમ ભગવાન્ તથા તેમની શક્તિઓનું નિરૂપણ કરે છે તેમ શ્રીમદ્‌ભાગવત પણ કરે છે. શ્રીમદ્ ભાગવતમાં ભગવાનની ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિ એ બન્નેનું સંપૂર્ણ રીતે નિરૂપણ છે. તે ભગવાનને વેદમાં રસ સ્વરૂપે આલેખેલા છે અને તે શ્રીકૃષ્ણ શબ્દથી વ્યવહારાય છે. અર્થાત્ શ્રીકૃષ્ણ તે સાક્ષાત્ પરબ્રહ્મ છે. અને તેથી તેમણે જે જે લીલાઓ કરી છે તે પરબ્રહ્મનીજ લીલાઓ છે. આ શ્રીભાગવતના શબ્દોની અભિધા શક્તિનો અર્થ છે. આ અભિધાની સાથે વ્યંજના સંકળાએલી છે, અને તેથી શ્રીકૃષ્ણે અમૂક લીલા કરી તેનું રહસ્ય શું? તે પણ સમજાવવાને શ્રીવલ્લભાધીશે પ્રયત્ન કર્યો છે અર્થાત્ આ વ્યંજના દ્વારા ઉત્તમ "અધ્યાત્મ તત્ત્વ" શ્રીકૃષ્ણની પ્રત્યેક લીલામાં તરી આવે છે. આ રીતે શ્રીકૃષ્ણની લીલાઓની યથાર્થતા અને તેની સાથે સંકળાએલ "અધ્યાત્મ તત્ત્વ" એ ઉભયનો સુન્દર સમન્વય તે શ્રીસુબોધિની ટીકા છે. આથી જ્યાં

"પૂતના એટલે અવિદ્યા" એવો અર્થ શ્રી વલ્લભાચાર્યે કર્યો છે ત્યાં એવું સમજવાનું નથી કે શ્રીકૃષ્ણ પોતે આ ભૂતલ ઉપર પ્રકટ થયેલાજ નહોતા તેથી માત્ર રૂપક તરીકેજ આપણે શ્રીકૃષ્ણ કહેતાં પરબ્રહ્મને સમજવા અને તેમણે પૂતના કહેતાં અવિદ્યાનો નાશ કર્યો. શ્રીમદ્ વલ્લભાચાર્ય અન્ય અવતારો માફક શ્રીકૃષ્ણને પ્રકટ અવતાર તરીકે માને છે. અન્ય અવતારો કરતાં આ અવતારને પૂર્ણ પુરુષોત્તમ રીતે વિશેષ માને છે. એટલે અવતાર દશામાં પૂતનાનો નાશ, વત્સાસુર, શકટાસુર વગેરેનો સંહાર, વસ્ત્રહરણ લીલા ગોવર્ધનોદ્ધરણ, કાલીયદમન, રાસલીલા વગેરે જે જે લીલાઓ કરેલી તે તમામ સત્ય છે પણ આ લીલાઓ પછવાડે રહેલું ગૂઢ તાત્પર્ય અધ્યાત્મ તત્ત્વ શું છે તેની ખૂબી તેઓ વિશેષ રીતે સમજાવે છે. અર્થાત્ **શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી છે તે તમામ લીલાઓ સત્ય છે પણ તેમણે તે શા માટે કરી? એમ જો કોઈ પૂછે તો કહે છે કે ભક્તોના નિરોધની સિદ્ધિને માટે.** પૂર્ણ અવતાર દશામાં તેમણે પ્રકટ થઇને ભક્તોનો નિરોધ કેમ સિદ્ધ થાય તે સમજાવવાને પોતે પૂતનાને મારી, શકટાસુર વગેરેને હણ્યા, વસ્ત્રહરણ લીલા કરી, કાલીયનાગને નાથ્યો, ગોવર્ધન પર્વતને ટચલી આંગલી ઉપર ધારણ કર્યો, તથા રાસલીલા વગેરે તમામ લીલાઓ કરી. શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી છે તે ખરી છે અને તે નિર્દોષ છે. તે લીલાઓ પોતાના ભક્તોના નિરોધ માટે કરી છે તેથી તે સામે શંકાને બિલ્કુલ સ્થાન નથી સુબોધિની ટીકા આ દૃષ્ટિએ લખેલી હોવાથી તેમાં શ્રીકૃષ્ણ ચરિત્રોમાં કાંઇ પણ ઉમેરણ અગર અસત્ય કલ્પના નથી એમ કહેલ છે, તેથી આ ટીકાની અન્ય ટીકાઓ કરતાં વિશિષ્ટતા છે. આથી આ દૃષ્ટિએ શ્રીકૃષ્ણનું ચરિત્ર તપાસતાં તેમાં મને કંઇક અનેરો પ્રકાશ પડવા લાગ્યો અને તે પૂર્વે અન્ય શ્રીકૃષ્ણનાં જીવન ચરિત્રનાં પુસ્તકો વાંચીને શ્રીકૃષ્ણ સંબન્ધી જે અનેક તર્કો તથા કુતર્કોથી મારૂં ચિત્ત સંશયે ચઢતું હતું તે સ્થિર અને શાન્ત થયું. તેથી તમામ પ્રકારના

સંશયો નિવારણ થઇ ગયા. આ રીતે જ્યારે હું શ્રીકૃષ્ણ ચરિત્ર અવલોકતો હતો ત્યારે મને સ્વાભાવિક પ્રેરણા થઇ કે આ દૃષ્ટિ જનતાની સમક્ષ મૂકવાની જરૂર છે. કેવલ પુષ્ટિસંપ્રદાય જે શ્રીકૃષ્ણ ને પરબ્રહ્મ તરીકે ભજે છે તેને ન્યાય મળે તેની ખાતરજ નહિ, પણ તમામ પ્રકારના વૈષ્ણવ સંપ્રદાયોની ખાતર આ દૃષ્ટિબિન્દુ બહાર મૂકવું જોઇએ, અને તેટલા માટે આ લઘુ પ્રયત્ન મેં કરેલો છે. આમાં શ્રીસુબોધિનીનો અનુવાદ આપ્યો નથી પણ માત્ર તેના ઉલ્લેખો કર્યા છે, કારણ કે અક્ષરશઃ અનુવાદ આપવા જતાં પુસ્તકનું કદ ઘણુંજ વધી જાય, અને મારો વિચાર ન્હાના ગ્રન્થમાં શ્રીકૃષ્ણના ચરિત્રના ઘણા ખરા પ્રસંગો આવી જાય તે રીતે લખવાનું હોવાથી, માત્ર એક મરજીવો ડૂબકી મારીને તેના હાથમાં જેટલાં મોતી હાથ આવે તેટલાં ઉપર લાવે છે તેમ સુબોધિનીસમુદ્રમાંથી મને જે મોતી હાથ લાગ્યાં તેજ મેં આપ્યાં છે. સ્વ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે "શ્રીકૃષ્ણ લીલામૃત" નામનું પુસ્તક બે વિભાગમાં બહાર પાડ્યું હતું, પણ તેમાં મૂળ સુબોધિનીનોજ ઘણો ભાગ હોવાથી તથા સુબોધિનીનો કેવળ અનુવાદ દુર્જ્ઞેય હોવાથી, જનતા સરલ રીતે શ્રીકૃષ્ણનાં ચરિત્રને વાંચી શકે તેટલા માટે એક દર્પણની માફક આ પુસ્તક પ્રકટ કરવાની ઇચ્છા કરી છે. પ્રભુકૃપા હશે તો સમસ્ત દશમ સ્કંધનાં સુબોધિની અક્ષરશઃ અનુવાદપૂર્વક પ્રકટ કરવાની મારી ઉમેદ છે, અને તે ઉમેદ બર આવશે તો શ્રીસુબોધની ઉપર પ્રાપ્ય ટીકાઓના આધારે સરલ ગુજરાતી ભાષાન્તર પ્રકટ થશે. અહિંઆં તો હિરાના અનેક નાના મોટા પાસાઓમાંથી એકજ પાસો ધરવામાં આવ્યો છે અને તેટલાથીજ હું કૃતાર્થતા સમજુ છું.

ભક્તિ સંપ્રદાયોમાં સ્વીકારેલું "શ્રીકૃષ્ણ તત્ત્વ" આજકાલનું નથી પણ કાલનીએ મીટ ઉઘડી તે પૂર્વનું છે. તેજ પરમબ્રહ્મ અને સર્વોત્કૃષ્ટ તત્ત્વ છે એમ શ્રીમદ્ભગવદ્ગીતામાં સ્પષ્ટ કહેલું છે. ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં પ્રારમ્ભમાં અર્જુનને યોગની શિક્ષા આપતી

વખતે શ્રીકૃષ્ણ સ્વમુખેજ જણાવે છે કે "**આ નાશ રહિત યોગને મેં પ્રથમ વિવસ્વાન ( સૂર્ય ) ને ઉપદેશ્યો, તેણે મનુને કહ્યો.** આમ પરમ્પરાથી આ યોગ પ્રાપ્ત થયેલ છે. અને તેને રાજર્ષિઓએ જાણ્યો. પણ ઘણા કાલ સુધી અહિંઆં પાછો, હે પરંતપ, તે નાશ પામ્યો. આથી તેનો ઉપદેશ હું ફરીથી તને કરૂં છું. કારણ કે તું મારો ભક્ત છું અને સખા છું, અને આ ઉત્તમ રહસ્યરૂપ છે." ( ભ. ગી. ૪,–૧, ૩ ) અહિંઆં જે પરમ્પરા કહી છે તે તમામ પરમ્પરાની આદિમાં શ્રીકૃષ્ણ હતા. તે યોગની શિક્ષા જે પ્રમાણે કરી શકે તે પ્રમાણે બીજો કોઈ પણ કરી શકે નહિ. પણ જ્યારે અર્જુન શંકા ઉઠાવે છે કે "હે ભગવાન્, આપનો જન્મ તો હમણાં થયો છે, અને સૂર્ય તો ઘણા સમય પૂર્વે છે, તો પછી આપેજ આ યોગનો ઉપદેશ તે સૂર્યને આપ્યો એમ શા રીતે જાણી શકાય ? આ શંકાના નિરાસમાં પોતે કહે છે—"હે અર્જુન, તને ખબરજ નથી કે મારો આ એકજ જન્મ થયો નથી. પણ મારા ઘણા જન્મો અત્યાર પહેલાં થઈ ગયેલ છે. તે **બધા દિવ્ય જન્મો** છે. તે તમામ તથા તારા જન્મોને પણ હું જાણું છુ, જો કે તું જાણતો નથી. જો કે મારો જન્મ નથી, મારો આત્મા અવ્યય છે, તથા ભૂતોનો ઇશ્વર છું. તોપણ સ્વપ્રકૃતિનું અવલંબન કરીને મારી માયાથી જન્મુ છું." આ શબ્દોમાં શ્રીકૃષ્ણ જે પરબ્રહ્મ છે છતાં તેમને, અવતાર વગેરે પણ હોય કે નહિ તો તેનો ખુલાસો કરે છે. પરબ્રહ્મને જન્મ નથી, છતાં પણ સંયોગવશાત્ પોતે જન્મધારણ કરે છે, તો પણ તે તમામ જન્મો દિવ્ય છે, કારણ કે તે જન્મોમાં પોતે માયાને વશ થતા નથી, પણ માયાને પોતાને સ્વાધીન રાખે છે. અન્ય ભૂત પ્રાણીઓ પોતાની પ્રકૃતિ ઉપર વિજય મેળવી શકતા નથી, અને શ્રીકૃષ્ણ તેને પોતાને વશ રાખી શકે છે તેથી તેમના જન્મો દિવ્ય છે.

તો પરબ્રહ્મને અવતાર લેવાનું પ્રયોજન શું ? આ પ્રશ્નનો ઉત્તર પણ ત્યાં આપે છે. "હે ભારત, જ્યારે ધર્મની ગ્લાનિ થાય

છે, અને એ ધર્મનો ઉદય થાય છે, ત્યારે હું મારી જાતને સજુ છું." (ભ. ગી. ૪. ૭)

આ શ્લોકમાં પરબ્રહ્મને પ્રકટ થવાનું પ્રયોજન કહે છે, જ્યારે જગતમાં, રાષ્ટ્રમાં કે સમાજમાં ધર્મનો ધ્વંસ થાય, અને અધર્મ ફેલાય, સાધુ પુરૂષોને અસાધુ પીડતા હોય, તેમના ઉપર અનેક પ્રકારના ત્રાસ અને જુલમો વર્તાવતા હોય, નિર્દોષોના પ્રાણ સંશયમાં હોય, અને જ્યારે તેમને રક્ષણ આપવાને અન્ય કોઇ અસમર્થ હોય ત્યારે બ્રહ્મ પોતે પોતાની વિભૂતિ, કલા અગર અંશ તથા પૂર્ણરૂપે પ્રકટ થાય છે, અને અલૌકિક સામર્થ્ય પ્રકટ કરીને અધર્મને નાબૂદ કરે છે.' આ રીતે બ્રહ્મને પણ જન્મ લેવા પડે છે. તે જન્મો સમાજની પુનર્ઘટના, દેશની, તથા વિશ્વની સુવ્યવસ્થિતા વગેરે માટે છે, લોક સંગ્રહને માટે છે, લૌકિકતાના, પાર્થિવતાના, તથા ક્ષુદ્રતાના વાતાવરણમાં અલૌકિકના દિવ્યતા તથા વિશાળતાની વિભૂતિઓ પ્રકટ કરવાને માટે છે. શ્રીકૃષ્ણના પ્રાકટ્ય સમયે સમાજની એવી સ્થિતિ હતી કે, સાક્ષાત્ બ્રહ્મને પૂર્ણાવતારે પ્રકટ થવાની જરૂર હતી. કલા, કે અંશ અગર વિભૂતિના અવતારથી જે જગત સુધારણાનું કાર્ય કરવાનું હતું તે કોઇ પણ કરી શકે તેમ નહોતું. તે સમયે ફક્ત કંસ જેવા હજારો અસુરોના પંઝામાંથી પૃથ્વીને ઉગારવાની હતી એટલુંજ નહિ, પણ અનેક ક્ષત્રિયોને પણ ધર્મમાર્ગમાં લાવવાના હતા, તેમજ દૈવીજીવોને ભક્તિમાં સ્થિત કરવાના પણ હતા. અર્થાત્ સમસ્ત વિશ્વનાં તમામ સત્વો, જડ, તથા ચેતન, પશુ, પક્ષીઓ તથા મનુષ્યો તમામને ધર્મના ઉજ્જવલ માર્ગે દોરવાના હતા, આથી પોતે શ્રીકૃષ્ણ સ્વરૂપે પૂર્ણ પુરૂષોત્તમ તરીકે પ્રકટ થયા હતા. ભગવાનના પ્રાકટ્યનું પ્રયોજન જણાવતાં કહે છે—

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

સત્પુરુષોના રક્ષણને માટે, તથા દુષ્ટ પુરુષોના ખાસ નાશ માટે અને ધર્મની સ્થાપના કરવાને માટે દરેક યુગમાં હું જન્મ લેઉં છું.

અવતાર દશામાં બ્રહ્મને કર્મ કરવાનાં હોય છે, પણ તેથી તેમને તે કર્મોનો લેપ થતો નથી." ભગવાનના જન્મ તથા કર્મોનું જ્ઞાન જેને બરાબર થાય છે તેજ ભગવાનનાં ચરિત્રોને બરાબર સમજી શકે છે. તેથી કહે છે.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥

"જે તત્ત્વથી (જ્ઞાનપૂર્વક) મારા જન્મ અને કર્મો દિવ્ય છે. એમ જાણે છે તે આ દેહનો ત્યાગ કર્યા પછી હે અર્જુન ! પુનર્જન્મને પ્રાપ્ત કરતો નથી, પણ મનેજ પ્રાપ્ત થાય છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પરબ્રહ્મ પણ જન્મ ધારણ કરે છે અને અવતાર દશામાં કર્મો કરે છે, પણ તે કર્મો અન્ય જીવોના કર્મો જેવાં નથી. આ કર્મો તમામ દિવ્ય છે, આથી શ્રીકૃષ્ણે અવતાર દશામાં જે જે લીલાઓ કરી છે તે તમામ ઉચિત છે, તેમાં કોઇ પણ અસંભાવના કે પ્રાકૃતતા નથી. માત્ર તે દિવ્ય કર્મો છે, તેથી આપણને તે સમજાતાં નથી.

ભ. ગી. ૪. ૧૨ માં શ્રીકૃષ્ણ કહે છે "તમામ પ્રકારના ભાવો સાત્ત્વિક, રાજસ કે તામસ શ્રીકૃષ્ણમાંથીજ ઉત્પન્ન થાય છે. તે બધાં મારામાંથીજ છે પણ હું તેમાં નથી એમ જાણવું. અર્થાત્ પોતે જે જે લીલાઓ કરે છે તે બધી અપેક્ષા રહિત નિર્લેપ ભાવથી કરે છે."

આ રીતે ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણનાં ચરિત્રો આપણે કેવી રીતે અવલોકવાં તે સારી પેઠે જણાવ્યું છે. શ્રીકૃષ્ણના અગર ભગવાનના વ્યવહારનાં ચરિત્રો સમજતી વખતે આ બાબત દૃષ્ટિમાં રાખવી જોઇએ.

આ દૃષ્ટિ સમજવાથી દરેકની પ્રતીતિ થશે કે ભગવાનનાં કાર્યો તે સાધારણ મનુષ્યો જેવાં હોઇ શકે નહિ.

કેટલાક ટીકાકારો ભગવાનનાં કાર્યો પણ ઇતર મનુષ્ય જેવાંજ હોવાં જોઇએ એમ માની લે છે, અને પછી જો સાધારણ મનુષ્યોનાં કાર્યો કરતાં કંઇક તે જૂદાં દેખાય તો પછી તે વિષે ટીકા કરવા મંડી જાય છે. પણ આપણે જાણીએ છીએ કે મહાન્ પુરુષોની કૃતિઓ બીજાઓ કરતાં જૂદી હોય છે. દાખલા તરીકે આપણા કુટુમ્બનો કે સમાજનો કોઇ નાયક હોય તો પણ તેની કૃતિ બીજાઓની કૃતિઓ કરતાં કંઇક જૂદા પ્રકારની છે તો પછી સર્વથી અધિક બ્રહ્મ જ્યાં આપણી માનુષિક બુદ્ધિ પહોંચી શકે નહિ અને જે આપણી દૃષ્ટિ તથા જ્ઞાનનો પણ વિષય થઇ શકે નહિ તેની કૃતિ જૂદા પ્રકારની હોય તેમાં આશ્ચર્ય શું ? આવા પ્રકારનાં પરમાત્માનાં કર્મો અદ્‌ભૂત અને દિવ્ય છે. આપણી કલ્પનાથી તો આપણે કદી પણ સમજી શકીએજ નહિ. ફક્ત વેદાદિ ગ્રન્થોદ્વારાજ તે અદ્‌ભૂતતા કેવી હશે તે સમજવાને કંઇક અંશે સમર્થ થઇ શકીએ.

આ ગ્રન્થમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર ભક્તિમાર્ગીય દૃષ્ટિથીજ સમજાવવામાં આવ્યું છે, અને તેમાં પણ ખાસ કરીને શ્રીવલ્લભાચાર્યજીની સુબોધિનીના આધારેજ તે લેવામાં આવ્યું છે. જરૂર પડે ત્યાં શ્રીધર આદિ અન્ય ટીકાકારોના અર્થો પણ લીધા છે; પણ મને શ્રીસુબોધિનીમાં જે રમણીય અર્થની પ્રતીતિ થાય છે તે અન્યત્ર જણાઇ નથી, તથા ભક્તિ સંપ્રદાયોમાં વલ્લભાચાર્યનો સંપ્રદાય તે મુખ્ય હોવાથી, અને તેમાં ભક્તિની જે પરાકાષ્ટા દર્શાવવામાં આવી છે તેટલી અન્યત્ર નહિ હોવાથી, શ્રીવલ્લભાચાર્ય વિરચિત સુબોધિની ઉપરથીજ આ ચરિત્ર મેં તૈયાર કર્યું છે. સુબોધિની ઉપર પણ શ્રીટિપ્પણી, લેખ, પ્રકાશ વગેરે ટીકાઓ છે, તે તમામ ટીકાઓ લેવા જતાં ગ્રન્થ ઘણોજ વિસ્તૃત થઇ જાય એટલુંજ નહિ પણ

આ ગ્રન્થને લોકભોગ્ય બનાવવાનો જે ઉદ્દેશ છે તે સરે નહિ, તેમ જાણીને અહિંઆં તે ટીકાઓ લીધી નથી, પણ "ત્રિવિધનામાવલી" ઉપરની શ્રીગોકુલોત્સવજીની "વિવૃતિ" ને તો ખાસ લીધી છે. એ ટીકા એવી છે કે તેનાથી શ્રીસુબોધિનીનો મર્મ એકદમ સ્પષ્ટ થાય છે. એ વિવૃતિ એ ખરેખર દશમસ્કન્ધનાં સુબોધિની સમજવાની ચાવી છે. સ્થળે સ્થળે તેનો ખાસ આધાર આપ્યો છે.

આ ગ્રંથમાં તેના પ્રથમ વિભાગમાં શ્રીકૃષ્ણના રસાત્મક સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે અને પછીના વિભાગોમાં પ્રત્યેક લીલાનાં જુદાં જુદાં પ્રકરણો આપ્યાં છે, અને ત્યાં દરેક પ્રકરણની નીચે "રહસ્ય" પણ સ્ફુટ કરી બતલાવ્યું છે. આ વિષે પણ ખુલાસો કરવાની જરૂર છે. આ રહસ્ય સર્વાંશે સુબોધિનીના અર્થ રૂપ કદાચ નહિ હોય, અને તે આવા લઘુ ગ્રન્થમાં હોઇ શકે પણ નહિ, છતાં તેના સારરૂપ છે એમ તો હું જરૂર માનું છુ. જેમ ગુલાબના ફુલમાંથી અત્તર ખેંચી કાઢવામાં આવે છે, તેમ હું જે રીતે શ્રીસુબોધિનીનો મર્મ શ્રીમદ્વલ્લભાધીશની પ્રેરણાથી સમજ્યો છું તે પ્રમાણે તેને મેં અહિંઆં ખેંચ્યો છે. શ્રીમદ્ વલ્લભાધીશે મારા હૃદયમાં બિરાજીને જે પ્રમાણે પ્રેરણા કરી છે તેજ પ્રમાણે શ્રીસુબોધિનીનો સાર મેં ખેંચ્યો છે. હું ખરેખર અંતઃકરણપૂર્વક માનું છું કે આ લઘુ ગ્રન્થ રચવામાં શ્રીમદ્ વલ્લભાધીશની પ્રેરણાજ એ મુખ્ય છે; અને તેમના બળથીજ આ વસ્તુ સામગ્રી અહિંઆં એકઠી કરવામાં આવી છે. બીજાઓ તે પ્રમાણે માનો યા ન માનો પણ હું તો તે માનુંછુંજ. પ્રત્યેક જીવની કૃતિ તેની પોતાની ઇચ્છાને અધીન નથી, તેની ઇચ્છાનું નિયામકત્વ તે સર્વના ઇશ જગન્નિયન્તાના હાથમાં છે. એટલે આ કૃતિમાં પણ ઇશ્વરપ્રેરિત બુદ્ધિનુંજ પ્રાધાન્ય છે.

આ ગ્રન્થ લખવાની શુભ પ્રેરણા કયારે થઇ તે વિષે બે શબ્દો કહીને આ પ્રસ્તાવના હું સમાપ્ત કરીશ. પ્રથમ જણાવ્યા પ્રમાણે આજથી

ત્રણેક વર્ષ પૂર્વે જ્યારે હું શ્રીસુબોધિની તામસફલ પ્રકરણના કાર્યમાં રોકાયો હતો ત્યારે આ દેશના તથા પરદેશના વિદ્વાન્ લેખકોએ શ્રીકૃષ્ણના ચરિત્ર સંબંધી કરેલાં આક્ષેપોવાળાં પુસ્તકો મારા વાંચવામાં આવ્યાં હતાં, અને ખાસ કરીને શ્રીકૃષ્ણની રાસલીલા વિષેની તેમણે કરેલી ટીકા તરફ મારૂં ધ્યાન ખેંચાયું હતું. અલબત મારા સુબોધિની તામસ ફલ પ્રકરણના અનુવાદમાં મારે સુબોધિનીનુંજ ભાષાન્તર આપવાનું હોવાથી તે લેખકોને ઉત્તર આપવાની ઈચ્છાનો મેં ત્યાગ કર્યો. પણ પાછળથી શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર સ્વતંત્ર રીતે પુસ્તકાકારમાં બહાર અવશ્ય પાડવું જોઇએ એવો નિશ્ચય કર્યો. આ નિશ્ચયરૂપી બીજમાંથી આ ગ્રન્થ રચવાની યોજના બહાર આવી.

ઉપરનો નિશ્ચય આજથી વર્ષ પહેલાંજ અમલમાં મૂકવાનો પ્રસંગ આવ્યો અને તે મારા બાળપુત્રના અવસાનનો પ્રસંગ હતો. તે બાળકના અચાનક અવસાન સમયે તેના પુણ્ય આત્માની શાન્તિ માટે તેની પછવાડે આંસુઓ ખેરવામાં સમય વ્યતીત નહિ કરતાં જે પરમાત્મા અનેક ઘટનાઓનો વિધાતા છે, જે સૃષ્ટિ માં દેહી ઓના કર્મની અપેક્ષાએ સુખદુઃખની પરમ્પરાના નિયામક છે, જે જડ તથા ચેતન પદાર્થોના ઘડનાર છે, જેનાથી મનુષ્યોની કૃતિઓનું નિર્માણ છે, જન્મમરણાદિ જેની ઈચ્છાનુસાર છે તે પરમાત્મા અનેક રીતે આ ક્રીડાભાણ્ડ જગતમાં પોતાની ક્રીડા કરી રહ્યા છે, અને તેમણે અંશ, કલા, તથા વિભૂતિરૂપે અવતારો ધારણ કર્યા છે તો તે પરમાત્માના પૂર્ણાવતાર સ્વરૂપ—સાક્ષાત્ સ્વરૂપ શ્રીકૃષ્ણ વિષેના યથાર્થ જ્ઞાનનાં અમીબિન્દુઓ મૃતવત્ અને ચીમળાયલા જેવાં દીશતાં માનવ જીવનની વાટિકાઓમાં વરસે તો જરૂરથી તે વાટિકાની શુષ્ક અને તપ્ત બનેલી ભૂમિ આર્દ્ર બને અને નવપલ્લવ, કુસુમોદ્ગમ વગેરે પ્રાપ્ત કરીને નવજીવન મેળવે—આ ઇચ્છાએ મારા પૂર્વ સંકલ્પને સતેજ કર્યો, અને તેથી આ પ્રયત્ન મારાથી આરંભાયો. આથી આ પ્રયત્નનું સમર્પણ એક રીતે આ દુનિઆની સ્થૂલ

સીમાઓનો ત્યાગ કરીને દિવ્ય ભૂમિના કિનારા ઉપર ગયેલા તે આત્માનેજ કરવામાં આવ્યું છે.

આ વિભાગમાં શ્રીગોકુલ અને મથુરામાં શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી તેટલીજ લીધી છે. શ્રીદ્વારકાલીલા આમાં લીધી નથી. શ્રીકૃષ્ણનું રસાત્મક સ્વરૂપ સમજવાને આટલી લીલાઓનુંજ અનુસંધાન બસ થશે. છતાં બાકીનો ભાગ પણ યોગ્ય સંજોગો ઉપસ્થિત થતાં અને જેની પ્રેરણાથી આ કાર્ય આરંભાયું છે, તે શ્રીમદ્ વલ્લભાધીશની પ્રેરણા થતાં, તે પણ પૂર્ણ થશે. આ ગ્રન્થના પ્રકાશનમાં રા. રા. લલ્લુભાઇ છગનલાલ દેસાઈ તરફથી જે મદદ મળી છે ને માટે તેમનો ઉપકાર માનું છું. શાસ્ત્રી વસન્તરામનો રાસપંચાધ્યાયીની કારિકા વિભાગ ઉપરનો લેખ આ પુસ્તકમાં લેવામાં આવ્યો છે, અને તે માટે તેમનો પણ ઉપકાર માનું છું.

શ્રીમદ્વલ્લભાધીશ પ્રાકટ્યોત્સવ
સંવત ૧૯૮૪
અમદાવાદ.

જેઠાલાલ ગો. શાહના

ભગવત્સ્મરણ.

## સૂચના.

**પૃ ૬૪ માં પંક્તિ ૧૬ અને ૧૯ માં "અનન્યપૂર્વા" શબ્દને બદલે "અન્યપૂર્વા" ભૂલથી છપાયો છે તો શુદ્ધિપત્રક તરફ નજર રાખીને વાંચવું.**

# જોયેલાં પુસ્તકોની યાદી.

આ પુસ્તકમાં જરૂર પડે નીચેનાં પુસ્તકો પણ જોયાં છે—

૧ જયભટ્ટ ગોપાલ કૃત શ્રીતૈત્તરીયોપનિષદ્ ભાષ્ય.
૨ નારદપંચરાત્ર.
૩ રાધાતંત્ર.
૪ સુરેન્દ્ર મોહન ભટ્ટાચાર્યનું રાધાકૃષ્ણ તત્ત્વ.
૫ બાબા પ્રેમાનન્દ ભારતીનું Shree Krishna, Lord of Love.
૬ રા. મોહનલાલ ગાંધી કૃત ઉપરના પુસ્તકનો અનુવાદ.
૭ રા. કૃષ્ણલાલ ઝવેરી કૃત બાબૂ બંકિમચંદ્રનું કૃષ્ણચરિત્ર.
૮ શ્રીમદ્ ભાગવત ઉપર શ્રીધર ટીકા.
૯ „ સનાતન જીવ ગોસ્વામિકૃત બૃહત્તોષિણી ટીકા.
૧૦ વિશુદ્ધરસ દીપિકા.
૧૧ ભાવભાવવિભાવકા.
૧૨ સિદ્ધાન્તપ્રદીપ.
૧૩ સારાર્થદર્શિની.
૧૪ મી. જશવંતરાય મહેતાનો "પશુ–પંખીની પ્રણય લીલા"નો હિંદુસ્તાનમાં પ્રકટ થયેલો લેખ.
૧૫ શાસ્ત્રી દુર્ગાશંકર કૃત "વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ."
૧૬ વસન્ત રજત મહોત્સવ અંક.
૧૭ ડૉ. ભાણ્ડારકરનું Vaishnavism Versus Shaivism નામનો લેખ.
૧૮ શાણ્ડિલ્યભક્તિસૂત્રા.
૧૯ સ્વ લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ કૃત "શ્રીકૃષ્ણલીલામૃત. ભા. ૧ ને ૨"
૨૦ શ્રીકૃષ્ણ પ્રાદુર્ભાવ સંબન્ધીના વેણુનાદમાં પ્રકટ થયેલા સંસ્કૃત લેખો.

ઉપરનાં તથા બીજાં પણ કેટલાક પુસ્તકોના ઉલ્લેખો આ પુસ્તકમા કરવામાં આવેલ છે. તેમજ જરૂર પડે તેનાં અવતરણો લીધેલાં છે. આ માટે તે ગ્રન્થના લેખકો તથા પ્રકાશકો વગેરેનો ખાસ ઉપકાર માનવામાં આવે છે. J.

# શુદ્ધિપત્રક.

| પૃ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨ | ૧ | બ્રહ્મ એ વિકૃતજ છે; | બ્રહ્મ અવિકૃતજ છે. |
| ૪૭ | ૧૫ | ભગવાનૂ | ભગવાન્ |
| ૪૭ | ૧૬ | હતા હતા | હતા |
| ૪૯ | ૫ | તે લીલાથી સંભવતી કૃષ્ણુની | કૃષ્ણુની તે લીલા સંભવતિ |
| ૪૯ | ૧૬ | વ્યંઙ્ગ્યાર્થ | વ્યંગ્યાર્થ |
| ૬૨ | ૧૫ | પિતા | પતિ |
| ૬૪ | ૧૬ | અન્ય પૂર્વા | અનન્ય પૂર્વા |
| ૬૪ | ૧૯ | ” | ” |
| ૯૭ | | **રાસ લીલાની નિર્દોષતા** | **રાસ લીલાનું રહસ્ય** |
| ૧૨[illegible] | ૬ | વિશય | વિષય |
| ૧૩૯ | | **પ્રેમની સવ વ્યાપકતા** | **પ્રેમની સર્વ વ્યાપકતા** |
| ૧૪૨ | ૧૭ | આં | આ |
| ૧૪૩ | ૧૩ | જલસિંચત | જલસિંચન |
| ૧૪૬ | ૨૧ | સંવનની | સંવનનની |
| ૧૪૭ | ૨૭ | અ | અને |
| ૧૫૦ | ૧૦ | વતુલાકાર | વર્તુલાકાર |
| ૧૫૨ | ૨ | નથા | નથી |
| ૧૫૨ | ૭ | શ્રવણ | શ્રવણુ |
| ૧[illegible]૧ | ૧૭ | સ્વધર્મયુક્ત | સર્વધર્મયુક્ત |
| ૧[illegible]૮ | ૭ | થઇને | થયું અને |
| ૧૭૦ | ૧ | બ્રહ્મ | બ્રહ્મે |
| ૧૭૪ | ૧૦ | ના વિષ્ણુભક્તાય | નાવિષ્ણુભક્તાય |
| ૧૭૬ | ૧૧ | મેગેસ્થીનસે | મેગેથિનસ |
| ૧૭૬ | ૧૧ | આં | આ |
| ૧૭૭ | ૧ | (૫) | (૬) |

| | | | |
|---|---|---|---|
| ૧૭૭ | ૧ | વાસુરવાર્જુના યાં | વાસુદેવાર્જુનાવ્યામ |
| ૧૭૮ | ૫ | "એટલે" | કાઢી નાંખવું |
| ૧૮૦ | ૧૫ | "જ્યાં સુધી" | કાઢી નાંખવું |
| ૧૮૭ | ૨૨ | 'તો' અને 'કવચિત્' | વચ્ચે "પણ" મૂકો |
| ૧૮૮ | ૪ | મરમ | પરમ |
| ૧૮૮ | ૧૭ | 'જીવોનું' અને 'કલ્યાણ' | વચ્ચે "અધિક" વાંચો |
| ૧૯૨ | ૨ | છે | છે. |
| ૨૦૧ | ૧ | व | वै |
| ૨૨૦ | ૧૩ | આપ્યું | આપ્યું* |
| ૨૨૮ | ૧૦ | ઓટલો | એટલો |
| ૨૩૭ | ૨ | કૃપૂ | કૃષ્ |
| ૨૩૮ | ૫ | અવિર્ભાવ | આવિર્ભાવ |
| ૨૪૫ | ૮ | જુદા | જૂદા |
| ૨૪૭ | ૧૮ | वीर्बं | वीर्यं |
| ૨૫૨ | ૬ | આકપણ | આકર્ષણ |
| ૨૫૨ | ૧૨ | શકતું | શકતો |
| ૨૫૩ | ૧૨ | સૂળી તાન | સૂળી–તાણ |
| ૨૫૬ | | શટકાસુર | શકટાસુર |
| ૨૯૬ | ૧ | શ્રીકૃષ્ણેઃ તે | શ્રીકૃષ્ણે તે |
| ૨૯૭ | | કાલીય મદન | કાલીય મર્દન |
| ૩૧૩ | | વેણુંગીત | વેણુગીત |
| ૩૧૭ | ૪ | "હે શ્રીકૃષ્ણ !" | હે શ્રીકૃષ્ણ ! |
| ૩૧૬ | ૧૪ | વસ્ત્રા | વસ્ત્રો |
| ૪૪૦ | ૫ | Makers | Maker |
| ૪૪૮ | ૨૬ | સત્વ | સત્ત્વ |

**તા. ક.** આ શુદ્ધિપત્રકમાં તમામ અશુદ્ધિઓ સુધારવાનું બની શક્યું નથી. માટે વાંચકોને તેવી અશુદ્ધિઓ સુધારી લેવાને વિજ્ઞપ્તિ છે.

જલદી ખરીદી કરો. થોડી જ નકલો રહી છે.

શ્રીમદ્ વિઠ્ઠલનાથજીના ચતુર્થ લાલજી (માળાપ્રસંગવાળા)

# શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર.

**એ ભાગમાં, તેમના બાલ, કુમાર અને આચાર્ય સ્વરૂપના ત્રણ ઉત્તમ ફોટા સાથે, એમની બાલ, પૌગંડ, કીશોર અને વૃદ્ધાવસ્થાની અપ્રાકૃત લીલા, ચિદ્રૂપ સંન્યાસી સાથે કરેલો માળા તિલકનો સપ્રમાણ શાસ્ત્રાર્થ વિગેરે.**

શ્રીગોકુલેશજીએ માળા તિલકનો વિજયધ્વજ ફરકાવવા ધર્મનું યુદ્ધ કરવા પોતાની ૭૦ વર્ષની વૃદ્ધ વયે જહાંગીર બાદશાહ જેવા સામે, કાશ્મીર જેવા વિકટ પ્રદેશમાં પર્યટન કરી, મહાન્ પરિશ્રમ પૂર્વક અત્યન્ત કષ્ટ સહન કરી. વિજયધ્વજ ફરકાવી પોતાની અડગ ટેક ટકાવી રાખી હતી જેને આપણે માળા પ્રસંગ કહીએ છીએ તેનું સવિસ્તર વૃત્તાન્ત ૩૦૦ વર્ષના પ્રાચીન હસ્ત લિખીત ગ્રન્થોમાંથી શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિના ઘણા ગામો ફરીને સાત વરસના સતત પ્રયત્ને છપાવી બહાર પાડ્યો છે. **ન્યો. ફકત રૂ. ૪) છે.**

---

**છપાય છે!** **છપાય છે!**

# શ્રીમદ્‌ભગવદ્‌ગીતા અને ભક્તિયોગશાસ્ત્ર.

લેખકઃ–**પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ.** એમ. એ.

મોટા દળદાર ગ્રંથ–ગીતા એ પુસ્તક ઉપર અનેક ટીકાઓ થઇ ગઇ છે. લોકમાન્ય તિલક, સદ્‌ગત સાક્ષર મણિલાલ નભુભાઇ એમણે કર્મ ને જ્ઞાનયોગ શાસ્ત્રથી જણાવ્યું છે પણ ખરી રીતે ગીતામાં શ્લોકે શ્લોકે, પદે પદે, ભક્તિમાર્ગના સિદ્ધાંતો તરવરી રહ્યા છે તે જોવું હોય તો નામ નોંધાવશો.

મૂળ શ્લોકને તેની ગુજરાતીમાં ટીકા અનેક ટિપ્પણો, તુલનાત્મક નોંધ લખી ગીતા એ ભક્તિયોગશાસ્ત્ર છે એવું સચોટ પ્રતિપાદન કરી બતાવ્યું છે. શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનદ્વારા આપણને ગીતારૂપી ભક્તિનું અભયદાન કર્યું છે તે જોવું હોય તો જાણવું હોય તો ગ્રાહક લીસ્ટમાં નામ નોંધાવો.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.**

રીલીફરોડ, નં. ૧૧૦, મેડા ઉપર–**અમદાવાદ.**

माधवभट्टजी
( काश्मीरी )

# ॥ श्रीमद्वल्लभाचार्यजी ॥

दामोदरदासजी
( हरसानी )



कृष्णदासजी
( मेघन )

प्रादुर्भाव ( चंपारण्य ) सं. १५३५
चैत्र कृष्ण ११

રસેશ
શ્રીકૃષ્ણ.



શ્રીકૃષ્ણચરિત્ર.

रसो वै सः

# વિભાગ ૧ લો.

प्रतिक्षणनवोल्लसत्स्मरशतातिलावण्यरुग्
व्रजेशफलमाधुरीरससुधाब्धिलीलोर्मिभिः ।
सदा मधुरमूर्तयो विविधभावमुग्धेक्षणाः ।
स्फुरन्तु हृदि मे प्रिया ललितवल्लवस्वामिनः ॥१॥

कोऽयं द्वारि ? चतुर्भुजो नच पुमान्दृष्टः क्वचैतादृशो ।
राधे, गोकुलपालकः, तदिह किं, गोपायतां गोकुलम् ॥
मुग्धेऽहं पुरुषोत्तमः, स्फुटमिदं बाल्ये स्त्रियं निघ्नतः ॥
प्रेयस्येति विनिर्जितो दिशतु वः श्रेयांसि राधाप्रियः ॥२॥

कालिन्दीकूलकल्पद्रुमतलविलसत्पद्मपादारविन्दो
मन्दान्दोलाङ्गुलीभिर्मुखरितमुरलीमन्द्रगीताभिनन्दः ।
राधावक्त्रेन्दुमन्दस्मितमधुरसुधास्वादुसंदोहसान्द्रः
श्रीमद्वृन्दावनेन्दुः प्रभवतु भवतां भूतले कृष्णचन्द्रः ॥३॥

विश्लेषाकुलगोकुलस्थजनतामानन्दयन्वीक्षितै
र्गोधूलिच्छुरितालको विरणयन्वेणुं व्रजानागमत् ।
सोयं तद्वनिताभिरुत्सुकदृशा मार्गे किमप्यर्चितः
सोयं यादववंशभूषणमणिः कृष्णोऽवताद्वः सदा ॥४॥

संसारार्णवमग्नजन्तुनिकरस्योच्चारणप्रक्षमां
यः पादुः कृतवान्दृढां करुणया श्रीभक्तिनावं प्रभुः ।
यत्पादाब्जरजःस्मृतिर्जनमनःसंतापकुल्यावनी
गोपीवल्लभवल्लभस्य चरणौ श्रीवल्लभस्याश्रये ॥५॥

॥ श्रीकृष्णाय नमः ॥
॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# श्रीकृष्णचरित्र.

## પ્રકરણ ૧ લું.

### શ્રીકૃષ્ણની રસાત્મકતા.

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः ।
तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गोऽमृषा
धाम्ना स्वेन निरस्तकुहकं सत्यं परं धीमहि ॥




મદ્ ભાગવતના પ્રથમ સ્કંધમાં મંગલાચરણના સ્થાને ઉપરનો શ્લોક છે. આ શ્લોકમાં ભાગવતકાર જે બ્રહ્મની લીલાનું વર્ણન કરે છે તે બ્રહ્મને પ્રથમ નમન કરે છે. આમાં તે બ્રહ્મ કેવું છે તેના વિષેનો વિચાર કરવામાં આવ્યો છે.

આ વિશ્વ તરફ દૃષ્ટિ નાખતાં આપણને તે વિશ્વના કર્તાનો સહજ વિચાર ઉપસ્થિત થાય છે. ઉષાનું મધુર હાસ્ય, સૂર્યનો પ્રકાશ, પ્રદોષકાલે ચંદ્રનું અમીવર્ષણ, ઋતુઓની નિયમિતતા, વસન્ત ઋતુમાં કુસુમશ્રીનું સૌન્દર્ય અને પ્રકૃતિનો ઉત્સવ, પાનખરમાં પર્ણોની પક્વતા

અને પ્રકૃતિની નગ્નતા, વર્ષાઋતુમાં મેઘાટોપ અને જલવર્ષણ, હેમન્તમાં શૈત્ય, નિદાઘકાલમાં પ્રખર તાપ, દિવસ અને રાત્રીના ફેરફારો, વિવિધકાલે પ્રકૃતિની પ્રસન્નતા, તથા વિષાદતા વળી સૃષ્ટ પદાર્થોમાં ઉત્પત્તિ, વિકાસ અને લય, પુષ્પોદ્દગમ, પુષ્પવિલાસ અને પુષ્પવિલય વગેરે પ્રકૃતિનાં તમામ સ્થાવર તથા જંગમ સત્ત્વોની ગતિ આદિમાં નિયમિતતા, વૈવિધ્ય, વૈચિત્ર્ય, ગૂઢત્વ વગેરે અવલોકતાં આ સર્વનો વિધાયક કોઈક હોવો જોઈએ, નહિ તો જે નાનાત્વ, નિયમન, વૈચિત્ર્ય, ગૂઢત્વ વગેરે જોવામાં આવે છે તે સંભવે નહિ. આ સર્વ સ્વતઃ સંભવી શકતું નથી. માટે તેનો વિધાયક અવશ્ય હોવો જોઈએ.

જેના હાથમાં આખા વિશ્વની ચાવી છે, જેની ઇચ્છાનુસાર કાલના વિભાગો પડે છે, જેની આજ્ઞાથી સૂર્યાદિ તેજસ્વી પદાર્થો નિયત સ્થાનમાં પરિક્રમણ કરે છે, જેણે પોતાની ક્રીડા માટેજ આ ક્રીડાભાણ્ડ જગત્ સર્જ્યું છે, જે તત્ત્વ મનુષ્યની બુદ્ધિથી ઘણે દૂર છે. જેને કોઇ પણ તર્કો તથા અનુમાનો પહોંચી શકતાં નથી, એ તત્ત્વ કયું ? તે તત્ત્વની શોધમાં પ્રાચીનકાલના ઋષિ મુનિઓએ હઝારો વર્ષો તપશ્ચર્યા કરી, હઝારો વર્ષો ચિન્તનમાં ગાળ્યાં, અને એ રીતે હઝારો વર્ષોની શોધના પરિણામે આ તત્ત્વ વિષે જે કંઈ જાણવામાં આવ્યું તેને આપણા ભારતવર્ષના પ્રાચીનતમ ગ્રન્થ વેદમાં સંગૃહીત કરવામાં આવ્યું છે. વેદની શ્રુતિઓમાં જે કંઇ એ તત્ત્વ વિષે વિચારાયું છે તે અનુભવપૂર્વક વિચારાયું છે.

જે પરમ તત્ત્વ વિષે આપણે વિચાર અહિંઆં કરીએ છીએ. તેના વિષે વેદ કહે છે કે તે તત્ત્વ જેમાંથી જગત્ વગેરેની ઉત્પત્તિ છે તે અગ્રાહ્ય છે, તે ચક્ષુ અગર શ્રોત્રનો વિષય બની શકતું નથી. તે ઘણુંજ મોટું તત્ત્વ છે. તેના કરતાં કોઈ પણ બીજું મોટું નથી. તે તત્ત્વની સર્વોત્કૃષ્ટતા અતિ મહત્તા તથા વિશાલતા જણાવવાને એક શબ્દથી વેદની શ્રુતિઓ તેનું ઓળખાણ કરાવે છે, અને તે શબ્દ

"બ્રહ્મ" છે. બ્રહ્મ શબ્દ બૃહ્ ધાતુમાંથી વ્યુત્પન્ન થયો છે, તેનો અર્થ "વૃદ્ધિ પામવું" એમ થાય છે, અર્થાત જે ઘણુંજ વૃદ્ધિ પામેલું છે, જેનાથી પર બીજું કોઈ પણ નહિ એમ જણાવવાને, "બ્રહ્મ" શબ્દથી તેનો વ્યવહાર કરવામાં આવે છે. વળી આ શબ્દનો પ્રયોગ કરવામાં ભારતવર્ષીય મંત્રદ્રષ્ટાઓનો બીજો પણ એક આશય છે અને તે એ છે કે આ પરમ તત્ત્વ સર્વરૂપ છે–તે નથી કેવલ પુરુષરૂપ, અગર સ્ત્રીરૂપ પણ તે તમામરૂપે છે. માટે નપુંસકલિંગાત્મક "બ્રહ્મ" શબ્દની સંજ્ઞા તેમણે સ્વીકારી છે. આ તત્ત્વજ સર્વથી મ્હોટું છે, તેમ તે સર્વત્ર વ્યાપક છે. જ્યાં જુઓ ત્યાં તે છે. ઉંચે કે નીચે, આજુબાજુએ સઘળે તે છે. તેના સિવાય કોઇ પણ સ્થાન નથી. તેમાં સ્થળના અગર દિશાના ભેદો નથી. તમામ દિશાઓમાં પણ તે છે. આમ વ્યાપકતાનો અર્થ જણાવવાને તે પરમ તત્ત્વ વિષે મંત્રદ્રષ્ટા ઋષિઓએ "આત્મા" શબ્દનો સંકેત ચાલુ કર્યો. આત્મા શબ્દ अत् ધાતુમાંથી વ્યુત્પન્ન થયો છે. તેનો અર્થ વ્યાપવું એમ થાય છે. અર્થાત્ જે તત્ત્વ સર્વત્ર વ્યાપેલું છે. તેનું નામ "આત્મા" છે. આ રીતે વેદમાં આ પરમ તત્ત્વને માટે બ્રહ્મ તથા આત્મા શબ્દો પ્રયોજાયા છે. તે સિવાય બીજા ઘણા શબ્દોથી આ પરમ તત્ત્વનું ઓળખાણ આપણને કરાવવામાં આવ્યું છે. આને માટે બાદરાયણ વ્યાસના બ્રહ્મસૂત્રમાં તે વિષે સૂત્રાત્મક ભાષામાં નિર્ણય આપ્યો છે. ત્યાં કહે છે કે આ પરમ તત્ત્વ બીજાં પણ નામોથી ઓળખાય છે. દાખલા તરીકે [1]અક્ષિપુરુષ, [2]આકાશ, [3]પ્રાણ, [4]જ્યોતિઃ [5]અન્તર્યામિ, [6]વૈશ્વાનર, [7]ભૂમા, [8]અક્ષર, [9]દહર વગેરે તે પરમ તત્ત્વનુંજ પીછાણ કરાવે છે. આ પરમ તત્ત્વને વેદના

૧ બ્ર. સૂ. ૧–૧–૧૯, ૨૦. ૨ બ્ર. સૂ. ૧–૧–૨૧. ૩. બ્ર. સૂ. ૧–૧–૨૨. ૪ બ્ર. સૂ. ૧–૧–૨૩ થી ૨૬. ૫ બ્ર. સૂ. ૧–૨–૧૮ થી ૨૦. ૬ બ્ર. સૂ. ૧–૧–૨૪ થી ૩૨. ૭ બ્ર. સૂ. ૧–૩–૮, ૯. ૮ બ્ર. સૂ. ૧–૩–૧૦ થી ૧૨. ૯ બ્ર. સૂ. ૧–૩–૧૪ થી ૨૧.

બ્રાહ્મણ ગ્રન્થોમાં, શતપથ બ્રાહ્મણ વગેરેમાં જે પૂર્વકાણ્ડના નામથી ઓળખાય છે ત્યાં "યજ્ઞ" સંજ્ઞા આપી છે ઉપનિષદ્ વિભાગ જે ઉત્તરકાણ્ડ અથવા વેદાન્તના નામથી ઓળખાય છે ત્યાં તેને માટે "બ્રહ્મ" સંજ્ઞા છે. સ્મૃતિમાં તેને માટે પરમાત્મા શબ્દ છે અને ભાગવતાદિ પુરાણોમાં "ભગવાન્" નામ છે.[૧૦]

આ પરમતત્ત્વ જે બ્રહ્મ, આત્મા, પરમાત્મા, ભગવાન્, યજ્ઞ વગેરે જૂદાં જૂદાં નામથી ઓળખાય છે તે કેવું છે તે વિષે હવે સહજ વિચાર કરીએ. ઉપર ટાંકેલા શ્લોકમાં તે બ્રહ્મનું વર્ણન આપે છે. આ શ્લોકમાં આપેલું બ્રહ્મનું વર્ણન ઉપનિષદ્‌ની શ્રુતિઓના સારરૂપ છે. ઉપનિષદ્‌ની અનેક શ્રુતિઓમાં તથા બ્રહ્મસૂત્રનાં અનેક સૂત્રોમાં જ બ્રહ્મના સ્વરૂપ વિષેના છૂટા છવાયા વિચારો છે તેને અહિંઆં ભાગવતકારે સંગૃહીત કર્યા છે. આ શ્લોકના અન્તિમ ચરણમાં તે પરમતત્ત્વને "પરમસત્ય" કહીને ઓળખાવે છે. તે "પરમસત્ય"નું ચિન્તન કરવાનું કહે છે. જે પરમ સત્ય પોતાના પ્રકાશથી આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક તમામ પ્રકારના અંધકારનો અત્યન્ત નાશ કરે છે, તેનું હમેશાં આપણે ચિન્તન કરવું જોઇએ. તે "પરમસત્ય" તેજ શ્રેષ્ઠ પુરુષોત્તમ છે. તે ત્રણે કાલમાં અબાધિત છે. તેનેજ આપણે આપણી બુદ્ધિનો તેમ પ્રીતિનો વિષય કરવો જોઇએ.

શા માટે આપણે તેને પ્રીતિનો વિષય અગર ચિન્તનનો વિષય કરવો જોઇએ તો તે વિષે પ્રથમ ત્રણ પંક્તિઓમાં હેતુ આપે છે. તેમાંનો એક હેતુ એ છે કે આ બ્રહ્મમાંથી આ અખિલ જગત્

---

૧૦ यज्ञरूपो हरिः पूर्वकाण्डे ब्रह्मतनुः परे । તથા
वेदान्ते च स्मृतौ ब्रह्मलिङ्ग भागवते तथा ।
ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥
જૂઓ તત્ત્વદીપનિબંધ. ભા. ૧ શ્લો.

ઉત્પન્ન થયું છે. આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ વગેરે તે તત્ત્વથી છે. અર્થાત્ જગતની ઉત્પત્તિ તેમાંથી છે. જેમ માટીમાંથી ઘડો ઉત્પન્ન થાય તેમ તે બ્રહ્મમાંથી જગત્ ઉત્પન્ન થયું છે. ઉત્પન્ન થયેલું જગત્ તેનાથીજ ટકે છે, અને છેવટે તેમાંજ શમાઇ જાય છે. જેમ કરોળીઓ જ્યારે તેની ઇચ્છા થાય છે ત્યારે પોતાની લાળમાંથી જાળ બનાવે છે અને પછી તેમાં ઇચ્છામાં આવે તે *પ્રમાણે ખેલ કરે છે, અને પછી તે જાળને પોતામાં સંકેલી લે છે તેમ બ્રહ્મ પણ પોતાને જયારે ક્રીડા કરવાની ઇચ્છા થાય ત્યારે પોતામાંથી જગતને સર્જે છે અને જ્યારે તે ક્રીડા બંધ કરવી હોય ત્યારે તે જગતને પોતામાં પાછું સંકેલી લે છે. જેમ મૃત્તિકામાંથી ઘડો ઉત્પન્ન થતો હોવાથી મૃત્તિકા એ ઘડાનું સમવાયિકારણ કહેવાય છે, તેમ બ્રહ્મ પણ જગતનું કારણ છે. ઘડો ઉત્પન્ન થતા પહેલાં તે માટીમાં હતો, તેમ જગત્ ઉત્પન્ન થતા પહેલાં બ્રહ્મમાં હતું. ઘડો જેમ માટીનું જ રૂપ છે તેમ જગત પણ બ્રહ્મનું રૂપ છે. પણ જેમ માટીમાંથી ઘડાને બહાર કાઢનાર કુંભકારની જરૂર છે તેમ કોઇ શંકા કરે કે આ જગતનું જો સમવાયી કારણ બ્રહ્મ હોય તો તે જગતને બનાવનાર જુદા કારણની જરૂર પડશે. આના ઉત્તરમાં એમ જણાવવામાં આવે છે કે બ્રહ્મ લૌકિક કારણ જેવું નથી, તે અલૌકિક છે. આથી જગતનું સમવાયિ કારણ તે છે તેમ તેનું નિમિત્તકારણ પણ છે. આને માટે ઉપનિષદ્માં અનેક પ્રમાણો મળી આવે છે. બૃ. ૨–૪–૫; તથા ૪–૫–૭ માં કહે છે કે "આ જે કંઇ સઘળું છે તે આત્મા છે" છાં. ૭-૨૫–૨ માં શ્રુતિ છે કે, "તેણે પોતેજ પોતાના આત્માનું સૃજન કર્યું" છાં. ૬–૨–૧માં તેને એક અને અદ્વિતીય કહે છે. તે બ્રહ્મ નિષ્કલ, નિષ્ક્રિય, શાન્ત, નિરવદ્ય તથા નિરંજન છે ( શ્વે. ૬–૧૯) તોપણ તેમાં જગતનું કર્તૃત્વ વગેરે ધર્મો ઘટી શકે છે. છાં. ૬–૨-૧ ના

---

* મુણ્ડકોપનિષત્ ૧–૧–૭.

આરંભમાં કહે છે "તે સત્ એકલું અદ્વિતીય પ્રથમ હતું. પછી તેણે ઇક્ષણ કર્યું કે હું બહુ થાઉં અને પ્રજા કરૂં" (છાં. ૬–૨–૩). ઐ. ૧–૧–૧માં પણ આ હકિકત જણાવી છે. ત્યાં કહે છે "અથવા આ આત્મા એકલોજ પ્રથમ હતો. તે સિવાય બીજું કંઇ પણ નહોતું. તેણે ઇક્ષણ કર્યું કે હું લોકને સર્જું" તેથી તેણે આ લોકોને સર્જ્યા. (ઐ. ૧–૧–૨) પ્ર. ૬–૩માં તેણે ઇક્ષણ કરીને પ્રાણનું સર્જન કર્યું છે એમ જણાવ્યું છે. આ જગતનું કર્તૃત્વ તે નિર્ગુણ પરબ્રહ્મનુંજ છે, તે પ્રકૃતિનું અગર પુરુષનું નથી. સાંખ્યવાદીઓના મતે પ્રકૃતિને પુરુષથીજ જગતની ઉત્પત્તિ છે. તે મતમાં બ્રહ્મજેવું તત્ત્વજ નથી. પ્રકૃતિ કહેતાં જડ અને પુરુષ કહેતાં ચેતન એ સિવાય બીજું કાંઇ છેજ નહિ એમ તેઓ માને છે પણ તે મત વ્યાજબી નથી, કારણકે જો પ્રકૃતિથીજ જગત્ હોય તો તે અસંભવિત છે. ઉપરની શ્રુતિઓમાં તો ઇક્ષણપૂર્વકજ જગત્ ઉત્પન્ન કરાયાનું કહેવામાં આવ્યું છે. આ ઇક્ષણ તે ચેતનનો જ ધર્મ હોઈ શકે, જડનો નહિ. પ્રકૃતિને સાંખ્યવાદીઓ જડ માને છે. તેથી પ્રકૃતિનું કર્તૃત્વ ઘટી શકતું નથી. તેમ પુરુષ કહેતાં જીવનું પણ કર્તૃત્વ શ્રુતિમાં જણાવ્યું નથી. શ્રુતિ તો મુખ્ય આત્માનું કર્તૃત્વ કહે છે. માટેજ ઐ. ૧–૧માં "આ આત્માજ પ્રથમ હતો" "તેણેજ ઇક્ષણ કર્યું હતું" એમ આત્મા શબ્દનો પ્રયોગ મુખ્ય આત્મા બ્રહ્મને માટે છે. વળી સાંખ્યવાદીઓ જેને પુરુષ કહે છે તે તો અનેક છે તેથી તે અનેક પુરુષો (જીવોનું) કર્તૃત્વ હોઈ શકેજ નહિ. તેને પ્રકૃતિ બન્ધમાં નાખે છે. તેમ તેના મોક્ષવિષે પણ કહેવામાં આવ્યું છે પણ મુખ્ય આત્મા બ્રહ્મ જે જગતનું કર્તૃ છે તેને બન્ધ નથી તેમ મોક્ષ પણ નથી. માટે પ્રકૃતિ તેમજ પુરુષ એ જગતના કર્તા મનાય નહિ. તેમ નૈયાયિક અને વૈશેષિકો પરમાણુથી જગતની ઉત્પત્તિ માને છે તે પણ વ્યાજબી નથી. જો પરમાણુથી જગતની ઉત્પત્તિ માનીએ તો પરમાણુ નિત્ય હોવાથી તે જગતની ઉત્પત્તિ પણ નિત્ય રહેશે. તો પછી તેનો લય

કદી પણ બનશે નહિ. વળી એમ માનવા જતાં વૈશેષિકો [11]પરમાણુઓને રૂપવાળા કહીને તેમને નિત્ય કહેવા જાય છે તે પણ અસત્ય ઠરે છે, કારણકે જે પદાર્થને રૂપ હોય તે અનિત્યજ છે. આથી તેમનું પરમાણુ અપરમાણુ થાય છે. પરમાણુને રૂપવાળા માનો તો તે નિત્ય થઇને તે પરમાણુ અપરમાણુ બની જશે અને જો તેમને રૂપ વગરના માનો તો રૂપવગરના પરમાણુમાંથી જગત્ ઉત્પન્નજ કેવીરીતે થાય? અને ધારોકે તે ઉત્પન્ન થયું તોપછી તે નિત્ય પરમાણુનું કાર્ય હોવાથી જગત્ પણ નિત્યજ થાયને? તોપછી તે જગતનો અન્તજ ન આવે. પરમાણુવાદીઓ એમ માને છે કે ઇશ્વરની ઇચ્છાથી પરમાણુઓમાં ગતિ થાય છે, અને પછી તે પરમાણુઓનો સંયોગ થાય છે. બે પરમાણુઓ ભેગાં થઇને દ્વયણુક બને છે, ત્રણ દ્વયણુકો મળીને ત્ર્યણુક થાય છે. ચાર ત્ર્યણુક મળીને ચતુરણુક બને છે. આ રીતે જગતની સૃષ્ટિનો ક્રમ તેમના મતે છે પણ બે પરમાણુ ભેગાં મળે તેને દ્વયણુક શા માટે કહેવું? તે તો એક પરમાણુ ઉપર અને બીજું નીચે એમ ભેગું થાય અથવા એક આગળ અને બીજું પાછળ ગોઠવાય ત્યારે તેને તેઓ દ્વયણુક કહે છે પણ આથી તો તે એકજ પરમાણુ મોટું થયું તથા લાંબું થયું એમજ આપણે માનવું જોઇએ. આ પ્રમાણે આ મતમાં અનેક દૂષણો છે. પરમાણુ જાતે નિરવયવ છે અને તેમાંથી ઉત્પન્ન થતું કાર્ય સાવયવ છે તો તે શી રીતે સંભવે? માયાવાદીઓ અવિદ્યા કહેતાં માયાથી જગતને માને છે. પણ તે જગત્ વસ્તુતઃ મિથ્યા છે. જેમ દર્પણમાં પડેલું પ્રતિબિમ્બ ખોટું છે તેમ આ જગત્ મિથ્યા છે કારણ કે તે અવિદ્યારૂપી દર્પણમાં બ્રહ્મનું પડેલુ પ્રતિબિમ્બ છે એમ તેઓ કહે છે. આ તર્ક પણ ખોટો છે. દર્પણ અને પ્રતિબિમ્બનું દૃષ્ટાન્તજ યુક્ત નથી. દર્પણમાં જે પ્રતિબિમ્બ પડે છે, તે સ્વચ્છ દર્પણમાં જ પડે, પણ માયા-અવિદ્યા જેને દર્પણને સ્થાને કલ્પવામાં આવે છે તે માયાવાદીઓના મતે મલીન છે, તો મલીન

---

૧૧ જૂઓ બ્ર. સૂ. ૨-૨-૧૧થી ૨-૨-૧૭

અવિદ્યામાં પ્રતિબિમ્બ હોઈ શકે નહિ. વળી પ્રતિબિમ્બ સંબન્ધી બીજો પણ એક નિયમ છે. તે એ છે કે જે પદાર્થનું પ્રતિબિમ્બ પડવાનું હોય તે આકારવાળું હોતું જોઇએ, પણ માયાવાદીઓના મતે જે બ્રહ્મનું પ્રતિબિમ્બ જગત્ મનાય છે તે તો નિર્ગુણ અને નિરાકાર છે માટે તે દૃષ્ટાન્તથી જગતની ઉત્પત્તિના પ્રશ્નનો નિકાલ થતો નથી. તેમ કેટલાક કહે છે તે પ્રમાણે શૂન્યમાંથી તેની ઉત્પત્તિ હોઈ શકે નહિ. ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે જેનો ભાવ છે તેનો અભાવજ નથી અને જેનો અભાવ છે તેનો ભાવ નથી. ઉપનિષદ્‌ની શ્રુતિઓમાં "આ પ્રથમ અસત્ હતું[1] એમ જોવામાં આવે છે" અર્થાત્ અસત્ માંથી સત્-જગત્‌ની ઉત્પત્તિ કહી છે. પણ ત્યાં સત્‌નો અર્થ સત્‌નો અભાવ કે શૂન્ય અગર મિથ્યા નથી. ત્યાં જગત્‌ને "અસત્" કહ્યું છે તેમાં માત્ર એટલોજ અર્થ છે કે પ્રથમ જગત્ અવ્યાકૃત હતું. ને નાનાવિધ પદાર્થો સહિત અત્યારે જેવું વ્યાકૃત છે—સ્પષ્ટ છે તેવું તે સૃષ્ટિ પૂર્વે વ્યાકૃત—સ્પષ્ટ નહોતું. જેમ ગડી વાળેલું કપડું હોય તે કેટલું લાંબુ તથા પહોળું છે વગેરે તેના ધર્મો આપણે જાણી શકતા નથી પણ જ્યારે તેને ખુલ્લું કરીએ છીએ ત્યારે તેની લંબાઈ પહોળાઈ વગેરે આપણે જાણી શકીએ છીએ. તેજ પ્રમાણે જગત્ તેની અવ્યાકૃત દશામાં--સૃષ્ટિની પૂર્વે અસ્પષ્ટ હતું. પણ જ્યારે બ્રહ્મે તેનું બહિઃ નિર્માણ કર્યું ત્યારે તેના ધર્મો વગેરે આપણને પ્રકટ થયા. આ અર્થ સૂચવવાને માટેજ જગત્‌ને "અસત્" કહ્યું છે. તેથી તે મિથ્યા છે અર્થાત્ અવિદ્યાજન્ય છે એમ કહી શકાય નહિ. આ ઉપરથી આપણે એટલુંજ સમજી શકીએ છીએ કે આ જગતનું સમવાયિ-કારણ તથા નિમિત્તકારણ બ્રહ્મજ છે. બ્રહ્મમાંથી જગત્‌ની ઉત્પત્તિ વગેરે છે, અને બ્રહ્મજ તેનો બનાવનાર છે. જગત્ એ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મને અધીન છે. બ્રહ્મની ઇચ્છા થાય ત્યારે જેમ કાષ્ઠમાં અગ્નિ બહાર પ્રકટ થાય તેમ તે બહાર નીકળે છે. જેમ વિદ્યુત્‌ના દીવાની

[1] જુઓ તૈ. ૨-૭ તથા બ્ર. સૂ. ૨-૧-૧૭ થી ૨-૧-૨૦.

ચાંપને દાબતાં અંદરથી પ્રકાશ બહાર નીકળે છે, અને પછી જ્યારે તે ચાંપને બંધ કરીએ ત્યારે પાછો દીવામાં તે પ્રકાશ શમાઇ જાય છે, તેમ જગત બ્રહ્મમાં છે, અને બ્રહ્મની ઇચ્છા થાય ત્યારે પોતેજ તેને બહાર કાઢે છે, અને જ્યારે પોતામાં લઇ લેવું હોય ત્યારે પાછું લેઇ લે છે. અહિંઆં વીજળીનો દીવો બ્રહ્મ છે એટલુંજ નહિ પણ તેની ચાંપ તથા ચાંપના દબાવનાર પણ પોતે છે. અર્થાત્ તમામ પદાર્થ શુદ્ધ બ્રહ્મજ છે. તેમાં વચ્ચે માયાનું કંઇપણ કર્તૃત્વ નથી. જેને માયા કહેવામાં આવે છે, તે બ્રહ્મથી વ્યતિરિકત પદાર્થ નથી. તે બ્રહ્મની શક્તિ જ છે, અને તે શક્તિ બ્રહ્મની ઇચ્છાને અધીન રહીને, પોતે જે કાર્ય કરવા તેને આદેશ કરે તે પ્રમાણે તે કાર્ય કરે છે. આથી જે જે પદાર્થો સૃષ્ટ થયા છે તે તમામ સત્ય છે. ઘટપટાદિ પદાર્થો પણ સત્ય છે. પોતાની ક્રીડા કરવાને માટેજ બ્રહ્મ અનેક રૂપ ધારણ કરે છે. તેટલાજ માટે પોતે જગત્ થયા છે અને જીવ બન્યા છે. તેમ જગત્ની અંદરના પાંચ મહાભૂતો પૃથ્વી, જળ, વાયુ તેજ અને આકાશ એ પણ પોતેજ છે. તેમ આ પાંચભૂત પદાર્થોથી જે જે બન્યું છે તે સઘળું બ્રહ્મજ છે. તે બધા પદાર્થો સત્ય છે. આમ સત્ય બ્રહ્મની તમામ સૃષ્ટિ સત્ય છે. તેટલા જ માટે જ અહિંઆં ભાગવતકાર તે પરમ સત્યનું ચિન્તન કરવા તથા તેને પ્રીતિનો વિષય કરવાનું જણાવે છે. તેને સત્ય કહેવાનું બીજું પ્રયોજન એ છે કે તે સત્ય ત્રિકાલાબાધિત છે. બ્રહ્મમાંથી જો કે અનેક પરિણામો થાય છે છતાં તેમાં કોઇપણ વિકાર નથી. તે અવિકૃત છે માટે જ તેને સત્ય કહ્યું છે. જેમ સોનામાં અનેક ઘાટ થાય છે પણ તે બધા સોના રૂપ છે એટલુંજ નહિ પણ જ્યારે તે ઘાટને ઓગાળી નાખીએ તો પણ સોનુંજ રહે છે. તેવી રીતે આ બ્રહ્મમાંથી જગત્ વગેરે પરિણામો બને છે છતાં બ્રહ્મની બ્રહ્મતામાં કોઇપણ બાધ આવતો નથી. બ્રહ્મના રૂપમાં કોઇપણ ફેરફાર થતો નથી. કામધેનુ, કલ્પવૃક્ષ, ચિન્તામણિ તથા મન્ત્રની માફક અનેક પરિણામો

બ્રહ્મમાંથી સંભવે છે તો પણ બ્રહ્મ એ વિકૃતજ છે. અન્વય અને વ્યતિરેકથી બ્રહ્મ સિવાય બીજું કોઈ પણ જગત્‌નું કારણ નથી. વસ્તુ માત્ર બ્રહ્મ સાથેજ અન્વિત છે, બ્રહ્મથી જૂદું બીજું કંઇ પણ નથી. તેમ પુષ્પાદિનો પણ બ્રહ્મની સત્તાથીજ આભાસ છે તેથી સર્વ પ્રકારે સમવાયિ અને નિમિત્તથી બ્રહ્મજ કારણ છે. વળી આ બ્રહ્મ સ્વરાટ્ છે. પોતે સ્વયંપ્રકાશ છે. તે પોતાના સ્વરૂપમાં જે પ્રકાશે છે, અને પોતાના સ્વરૂપ સાથેજ રમણ કરે છે-ખેલ કરે છે. તે વિષયોમાં રમણ કરતું નથી. આ રીતે સ્વયંપ્રકાશ હોવાથી તે જ્ઞાનરૂપ છે, એટલુંજ નહિ પણ જ્ઞાતા તથા જ્ઞેય પણ છે. આ બ્રહ્મમાં દેહ, ઇન્દ્રિય, અન્તઃકરણ વગરના દોષો લાગતા નથી. જેમ મૃગજલમાં જલબુદ્ધિ, જલમાં રાત્રે અંધકાર વખતે પૃથ્વીની બુદ્ધિ, મણિ વગેરેમાં અગ્નિબુદ્ધિ, મૃત્તિકામાં તથા કાચ વગેરેમાં જલબુદ્ધિ, મેઘમાં ચંદ્રબુદ્ધિ, ચંદ્રકિરણમાં વસ્ત્રબુદ્ધિ, વગેરે જેમ ખોટી છે તેમ બ્રહ્મના અવતારોમાં પણ પ્રાકૃત દેહ, ઇન્દ્રિય વગેરેના અધ્યાસો તથા દોષોનું આરોપણ કરવું તે મિથ્યા છે, આવું તે પરબ્રહ્મ છે. તે બ્રહ્મ વિરુદ્ધધર્માશ્રયી છે તે અણુમાં અણુ છે, અને મહાન્‌માં મહાન્ છે. તેને હાથ પગ વગેરે નથી. તેમ તેને હજારો હાથ અને પગ છે. તેને હસ્તપાદાદિ નથી છતાં વસ્તુઓ ગ્રહણ કરે છે. અને દોડે છે. તે વ્યાપક છે તેમ પ્રાદેશમાત્ર છે. આકાશાદિમાં પણ માઇ શકતું નથી, તેમ હૃદય જેટલા સૂક્ષ્મ પ્રદેશમાં પણ સમાઇ જાય છે. આવું તે તત્ત્વ છે. તે આકાર વગરનું, ગુણ તથા ધર્મો વગરનું છે તેમ આકારવાળું તથા ગુણ અને ધર્મોવાળું છે.

તે બેસવા છતાં દૂર દોડે છે, અને સુવા છતાં દૂર જાય છે. ( ક. ઉ, ૧-૨-૨૦ ) તે અશરીર છે તેમ શરીરમાં અવસ્થિત થાય છે. " તે આત્મા પ્રવચન બુદ્ધિ, બહુશ્રવણ, જ્ઞાન વગેરેથી પ્રાપ્ત થતો નથી, પણ પોતે જેને પ્રાપ્ત કરવાને ઇચ્છે છે તેનું તે વરણ કરે છે." ( ક. ઉ. ૧-૨-૨૨ ).

આ રીતે આ પરમ તત્ત્વના વિરુદ્ધધર્મો ઉપનિષદ્‌ની અનેક શ્રુતિઓમાં જણાવેલા છે.

આ પરમતત્ત્વ એટલું બધું ગૂઢ છે કે તે સૂક્ષ્મ બુદ્ધિથીજ અને તે વળી સૂક્ષ્મ દ્રષ્ટાઓથીજ જોઇ શકાય છે. (ક. ઉ. ૧–૩–૧૨) આ પરમતત્ત્વ સર્વ પદાર્થોમાં છે. તે તમામ પદાર્થો એ પરમતત્ત્વજ છે. જેમ સૂતરના તાંતણાઓમાં આખું વસ્ત્ર ઓતપ્રોત થયેલું છે. તેમ તમામ પદાર્થોમાં એ બ્રહ્મજ છે, તે એક અને અદ્વૈત છે. તેમાં કોઇ ભેદ જોવા તે અજ્ઞાનની પરંપરા સૂચવે છે, તેને મોટામાં મોટું મૃત્યુ શ્રુતિમાં કહે છે. ( ક. ઉ. ૨–૪–૧૧ ) જેમ અગ્નિ એક હોવા છતાં જૂદાં જૂદાં રૂપ ધારણ કરે છે. તેમ તમામ ભૂતોના અન્તરાત્મા એકજ બ્રહ્મ છે. જેમ સૂર્ય સઘળા જોનારામાં ચક્ષુઓના વિષય છતાં તેમના નેત્રોના દોષો તેમને સ્પર્શ કરતા નથી, તેમ બ્રહ્મને લોકના દોષ સ્પર્શ કરતા નથી. ( ક. ઉ. ૫–૯ થી ૧૧ ) તે નિત્ય પદાર્થોમાં નિત્ય છે. ચેતનનું પણ ચેતન છે. તેના પ્રકાશ આગળ સૂર્ય પણ ઝાંખો પડે છે. ચંદ્ર, તારાઓ, વિદ્યુત તથા અગ્નિમાં જે પ્રકાશ છે તે એનો આપેલોજ પ્રકાશ છે. આ પ્રમાણે એ પરતત્ત્વ છે.

તૈત્તિરીયોપનિષદ્‌માં બ્રહ્મનાં પાંચ રૂપો વર્ણવ્યાં છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય. ત્યાં કહે છે કે અન્નમયનો અન્તરાત્મા પ્રાણમય છે, તેનો અન્તરાત્મા મનોમય છે, મનોમયનો વિજ્ઞાનમય, અને વિજ્ઞાનમયનો આનન્દમય છે. આનન્દમયનો અન્તરાત્મા કોણ તે જણાવ્યું નથી. પણ તેજ છેવટનું તત્ત્વ છે. આ ઉપરથી અન્નમયથી વિજ્ઞાનમય સુધીનાં બ્રહ્મનાં રૂપ તે વિભૂતિ રૂપો સમજાય છે, અને આનન્દમય તેજ મુખ્ય છે. અન્નમય એટલે જગત્, પ્રાણમય એટલે જીવો, મનોમય કહેતાં વેદ ( નામ સૃષ્ટિ ) વિજ્ઞાનમય કહેતા અક્ષર એ ચાર બ્રહ્મની વિભૂતિનાં રૂપ છે. બ્રહ્મના અમૂક અંશમાંથી ઉત્પન્ન થયેલાં છે. नामरूपे व्याकरवाणि એ

શ્રુતિ પ્રમાણે ક્રીડન કરવાને પોતે નામસૃષ્ટિ અને રૂપસૃષ્ટિ એમ બન્ને પ્રકારની રચી. રૂપસૃષ્ટિ એટલે જગત્ અને જીવનું સર્જન. વેદાત્મક નામ સૃષ્ટિ સ્વમહાત્મ્યના જ્ઞાપન માટે રચી.

બ્રહ્મ એ સચ્ચિદાનન્દ છે. સૃષ્ટિ સમયે પોતાના સત્ નામના ધર્મમાંથી જગત્ પ્રકટાવ્યું છે, અને આનન્દ ધર્મને તિરોહિત કરીને ચિત્ ધર્મરૂપ–જીવ સૃષ્ટિ કરી, અને પોતાના અગણિત આનંદમાંથી ઘણા આનન્દને ગુપ્ત રાખીને અલ્પ આનન્દનું બહિઃ પ્રાકટ્ય જે સ્વરૂપમાં કર્યું તેનું નામ અક્ષર છે. તે અક્ષરને અહિંઆં વિજ્ઞાનમય કહે છે. આ જગત્ જીવ અને અક્ષર એ ત્રણે બ્રહ્મનાં રૂપો છે. તે બ્રહ્મના અમુક અંશરૂપ છે. સંપૂર્ણ બ્રહ્મ નહિ. માટે તેમને વિભૂતિઓ કહી છે. પણ પરાત્પર બ્રહ્મનું રૂપ તે અગણિત આનંદરૂપ છે. તેને આનન્દમય નામ આપ્યું છે. તેનું વર્ણન કરતાં કહે છે તે આનન્દમય બ્રહ્મમાં પ્રાકૃત આકાર અગર ધર્મો નથી. માટેજ તેને નિરાકાર તથા નિર્ગુણ કહેલ છે, પણ તેનો અર્થ એવો નથી કે તેને કોઈ આકારજ નથી. તેને આકાર છે. માટેજ તૈત્તિરીય ઉપનિષદમાં તેને "પુરુષવિધ" શબ્દથી વર્ણવેલ છે. તો આ બ્રહ્મનો આકાર કયો? આનંદ એજ તેનો આકાર. સાકરની પુતળીમાં જ્યાં જુઓ ત્યાં સાકર સિવાય બીજું હોયજ નહિ, તેમ બ્રહ્મમાં આનન્દ સિવાય કશું નથી. આનન્દ એજ બ્રહ્મનો આકાર, અને તે અર્થમાં તે સાકાર છે. આ આનન્દરૂપ બ્રહ્મનું વર્ણન નીચે પ્રમાણે શ્રુતિ કરે છે.

तस्माद्वा एतस्माद्विज्ञानमयात् । अन्योन्तर आत्मानन्दमयः । तेनैष पूर्णः । सवा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्रियमेव शिरः । मोदो दक्षिण पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्द आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा ।

આમાં આનન્દમય બ્રહ્મનું વર્ણન પક્ષી રૂપે કર્યું છે. તેનું કારણ તેની સાકારતા જણાવવાને છે. તેના અવયવોનું પણ વર્ણન

આપ્યું છે. તેનું મસ્તક પ્રીતિ છે. જમણું અંગ (પાંખ) મોદ છે. ડાબુ અંગ પ્રમોદ છે. તેનું પુચ્છ અક્ષર બ્રહ્મ છે. આ રીતે તે પક્ષીનો દેહ આનંદ છે, તેના અવયવો પણ આનંદ છે, અને તેનો આત્મા પણ આનંદ છે. આ આનંદને જ આગળ ઉપર રસ કહે છે. તે માટે નીચે પ્રમાણે શ્રુતિ છે.

असद्वा इदमग्र आसीत् । ततो वै सदजायत ॥ तदात्मानं स्वयमकुरुत । तस्मात्तत्सुकृतमुच्यत इति । यद्वैतत्सुकृतम् । रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानन्दी भवति । कोह्येवान्यात्कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयाति ।

" આ પ્રથમ અસત્ હતું. તેમાંથી સત્ થયું. તેણે પોતે પોતાને સર્જ્યું. માટે તે સુકૃત કહેવાય છે. જે સુકૃત છે તે (બ્રહ્મ) છે. તે રસ છે. રસને મેળવીને તે આનન્દી થાય છે. જો આકાશમાં આ આનન્દ ન હોત તો કોણ પ્રાણ ધારી શકત ? કોણ જીવી શકત ? તેજ આનન્દિત કરે છે." આ બ્રહ્મ અવ્યાકૃત હતું માટે તેને "અસત્" કહ્યું છે. તે વ્યાકૃત થયું માટે તે સત્ કહેવાયું. વસ્તુતઃ તે રસરૂપજ છે. આ આનન્દમય બ્રહ્મને રસ કહેલ છે.

આનન્દમય બ્રહ્મનો ધર્મ આનન્દ છે. શ્રુતિમાં આનન્દ એ કેવલ ધર્મીસ્વરૂપ છે અને આનન્દમય એ ધર્મવિશિષ્ઠ છે. ધર્મ હંમેશાં ધર્મીને આધારે રહે છે. પ્રકાશ અને દીપની માફક ધર્મ અને ધર્મી વચ્ચે અભેદતા છે. આ ઉભયરૂપ એ નિર્ગુણ બ્રહ્મનું રૂપ છે. બ્રહ્મ સૂત્રના આનન્દમયાધિકરણમાં આ વિષે વિચાર કર્યો છે. આ આનન્દ અગણિત છે. તે જણાવવાને અન્ય આનન્દોનું માપ આજ ઉપનિષદમાં કાઢેલું છે. તેમાં પ્રથમ માનુષ આનંદથી શરૂઆત કરે છે. જે યુવક હોય, સાધુશીલ હોય અને જેને સ્વાધીન આખું વિશ્વ હોય અર્થાત્ આખા વિશ્વ ઉપર જેની આણ ફરતી હોય તેનું સુખ તે મનુષ્યનું સુખ અથવા આનંદ કહેવાય છે. આવા સો મનુષ્યોના

આનન્દ બરાબર એક મનુષ્ય ગન્ધર્વનો આનન્દ થાય છે. ૧૦૦ મનુષ્ય ગન્ધર્વના આનન્દ બરાબર એક દેવ ગન્ધર્વનો આનન્દ છે. દેવ ગન્ધર્વોના સો આનન્દ એકઠા થાય તો એક પિતૃનો આનન્દ થાય છે. ૧૦૦ પિતૃઓના આનન્દ બરાબર એક આજાનજ દેવોનો આનન્દ થાય છે. ૧૦૦ આજાનજ દેવના આનન્દ મળીને એક કર્મ દેવોનો આનન્દ થાય છે. ૧૦૦ કર્મ દેવોનો આનન્દ ભેગો થાય ત્યારે એક દેવોનો આનન્દ કહેવાય છે, અને દેવોના સો આનન્દો મળે ત્યારે ઇન્દ્રનો આનન્દ બને છે. ઇન્દ્રના સો આનન્દો બરાબર એક બૃહસ્પતિનો આનન્દ થાય છે. અને ૧૦૦ બૃહસ્પતિના આનન્દ બરાબર એક પ્રજાપતિનો આનન્દ થાય છે. આ પ્રમાણે મનુષ્યોના આનંદને પરાર્ધ સંખ્યાએ ગુણીએ ત્યારે પ્રજાપતિનો આનન્દ થાય છે. અને ૧૦૦ પ્રજાપતિના આનંદ બરાબર એક બ્રહ્માનંદ (અક્ષર-બ્રહ્મનો આનંદ) થાય છે. શ્રુતિઓ આટલે સુધી આનન્દનું માપ કાઢી શકે છે. તેનાથી આગળ આ આનંદનું માપ કાઢી શકતી નથી, માટે તે નેતિ નેતિ ઉચ્ચારે છે. અર્થાત્ જે પરબ્રહ્મ કહેવાય છે તેનો આનન્દ અગણનીય છે. તેજ પરાત્પર સ્વરૂપ છે. આ પરબ્રહ્મને છાંદોગ્ય ઉપનિષદ્‌માં ભૂમન્ કહે છે. તે ભૂમન્ એટલે જ આત્મા. તે આત્માને પ્રાપ્ત કરવાને તેની સાથે રતિ કરવી, ક્રીડા કરવી અને મિથુન કરવું એમ શ્રુતિ કહે છે.

अथात आत्मादेश एवात्मैवाधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदं सर्वमिति सवाएष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीडआत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवति।"

"આત્માનો જ આદેશ છે. આત્માજ નીચે છે, આત્માજ ઉપર છે, આત્મા પાછળ છે, અને આત્માજ એ જમણી બાજુએ છે અને આત્માજ ડાબી બાજૂએ છે. આત્માજ, આ સઘળું છે.

તેજ આ છે. આ પ્રમાણે જોતાં, માનતાં તથા જાણતાં આત્માની સાથે રતિ કરનાર, ક્રીડા કરનાર, અને વિનોદ કરનાર, આત્માના આનંદવાળો અને સ્વયંપ્રકાશ થાય છે. સઘળા લોકમાં તે કામનાઓ પૂર્ણ કરે છે.

આ આનન્દમય આત્મા જેની સાથે શ્રુતિ ક્રીડા કરવાનું તથા રતિ કરવાનું કહે છે તેનું જ નામ વૈષ્ણવ સંપ્રદાયમાં **શ્રીકૃષ્ણ** છે.

## કૃષ્ણ શબ્દનો અર્થ સદાનંદ છે.

કૃષ્ણની વ્યાખ્યા નીચે પ્રમાણે છે. **कृषिर्भूसत्तावाचकः णश्च निवृत्तिवाचकः तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥**

**કૃષ્ણમાં કૃષ્ શબ્દનો અર્થ સત્તા છે, અને "ણ" નો અર્થ નિવૃત્તિ–સુખ–આનંદ છે. તે બન્ને શબ્દોનો સમસ્તાર્થ કૃષ્ણ કહેતાં સદાનંદ છે.**

ભાગવત ૧–૩–૨૮ માં કહે છે કે અન્ય અવતારો અંશ તથા કલા રૂપ છે પણ કૃષ્ણ તો સાક્ષાત્ ભગવાન્ છે. ભગવાન્ શબ્દનો અર્થ ભગવાળો અર્થાત્ ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ ૭ ભગ કહેવાય છે. તે જેનામાં છે તેનું નામ ભગવાન્ છે. ( **ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ज्ञानवैराग्ययोश्चापि षण्णां भग इतीङ्गना ॥** )

આ લક્ષણ ઉપર ટીકા કરતાં પરમહંસ મધુસૂદન સરસ્વતી કહે છે કે **एतादृशो भगवच्छब्दार्थः श्रीवासुदेव एव पर्यवसित इति ।** શ્રીનારદ પંચરાત્ર ૩ અ, ૩૬ થી ૪૬ સુધીમાં શ્રીકૃષ્ણને પૂર્ણ બ્રહ્મ જણાવેલા છે. ત્યાં કહે છે કે તેમની જ આજ્ઞાથી ઇંદ્ર જળ આપે છે. અગ્નિ બાળે છે, અને પ્રાણીઓનું મરણ થાય છે. તેમની આજ્ઞાથીજ પૃથ્વી સર્વ પ્રકારનાં ધાન્યથી પરિપૂર્ણ છે. હિમાલય રત્નાકરો આપે છે; સિદ્ધેન્દ્રો, મુનીન્દ્રો, યોગીન્દ્રો, રાજેન્દ્રો, અસુરેન્દ્રો, સુરેન્દ્રો, અને

ચૌદે મનુઓ તેમનુંજ ધ્યાન કરે છે. ગૌતમીય તંત્ર, હરિવંશ, બ્રહ્મ વૈવર્તપુરાણ, વિષ્ણુપુરાણ, અગ્નિપુરાણ, પદ્મપુરાણ એમ અનેક પુરાણોમાં, મહાભારત ભગવદ્દગીતા વગેરે તમામ સ્થળે શ્રીકૃષ્ણનેજ ઇશ્વર—પરબ્રહ્મ તરીકે વર્ણવ્યા છે. શ્રીમદ્દ ભાગવતમાં તે રસાત્મક આનંદરૂપ બ્રહ્મે સ્વભક્તોને નિરોધનું દાન કરવાને માટે કરેલી લીલાઓનું વર્ણન છે. કૃષ્ણચૈતન્યે, અને શ્રીવલ્લભાચાર્યે એ આનંદમય કૃષ્ણનીજ લીલા ગાઇ છે. તેમને સર્વોત્કૃષ્ટ પરાત્પર તત્ત્વ સ્વીકારીને તેમના પ્રેમ રસમાં–ભક્તિ રસમાં મગ્ન થનારને મુક્તિથી પણ પર ફળ મળે છે તેમ જણાવે છે. એથી તેમના સંપ્રદાયોમાં શ્રીકૃષ્ણની પ્રેમભકિત ઘણીજ છે.

શ્રીકૃષ્ણ તે સર્વ રસોની વ્યક્ત મૂર્તિ છે. નાટય શાસ્ત્રમાં શૃંગાર રસને મુખ્ય રસ માન્યો છે. તે રસનો વર્ણ શ્યામ છે. આ રસ એજ શ્રીકૃષ્ણનું સ્વરૂપ હોવાથી શ્રીકૃષ્ણને શ્યામ કહેલ છે. શૃંગાર રસ સાથે અન્ય રસો પણ ભળેલા છે. તમામ રસોની મૂર્તિ, વ્યક્ત સ્વરૂપ તેનું નામ શ્રીકૃષ્ણ છે. શ્રીકૃષ્ણની રસાત્મકતાનું વર્ણન ભાગવતકાર જ્યારે શ્રીકૃષ્ણ મથુરામાં બલદેવજી સાથે પધાર્યા તે સમયના વર્ણનમાં નીચેના શ્લોકમાં કરે છે—

**मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् ।**
**गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः ॥**
**मृत्युर्भोजपते र्विराडविदुषां तत्त्वं परं योगिनाम् ।**
**वृष्णीनां परदेवतेति विदितो रङ्गं गतः साग्रजः ॥**

**"રંગ મંડપમાં પધારતી વખતે મલ્લોને શ્રીકૃષ્ણ વજ્રરૂપે દેખાયા (રૌદ્રરસ) મનુષ્યોને ઉત્તમ મનુષ્યરૂપે (અદ્દભુત રસ) સ્ત્રીઓને મૂર્તિમાન્ કામદેવ રૂપે (શૃંગાર રસ) ગોપોને સ્વજનરૂપ (હાસ્યરસ) અસત્ રાજાઓને શાસન કરનાર તરીકે (વીરરસ) પોતાના પિતા માતાને શિશુરૂપે**

**(કરુણરસ) ભોજનૃપતિ કંસને મૃત્યુરૂપે (ભયાનક રસ) અવિદ્વાન લોકોને વિરાટ્રૂપે (બિભત્સ રસ) યોગીઓને પરમતત્ત્વરૂપે (શાંતરસ) અને યાદવોને પરમ દેવતારૂપે (ભક્તિરસ) દર્શન થયાં હતાં.''**

આ વર્ણન ઉપરથી સમજાશે કે ભાગવતકારના મતે શ્રીકૃષ્ણ એ સર્વ રસરૂપ છે. ભકતોની જેવી જેવી ભાવના તે પ્રમાણે તેમને દર્શન થાય છે. કામ ભાવવાળાને કામી તરીકે અને ક્રોધભાવવાળાને ક્રોધી તરીકે-અર્થાત્ રસાત્મક બ્રહ્મ તે ભાવાત્મકજ છે, અને તે શુચિભાવનું વ્યકત સ્વરૂપ તેનું નામ શ્રીકૃષ્ણ છે. શ્રીવલ્લભાચાર્ય તેથી કહે છે કે **ગોપીજનના (નિર્ગુણ ભકતોના)** હૃદયમાં રહેલો ગૂઢ ભાવ તે હૃદય સ્થિત હોય ત્યાં સુધી, અવ્યકત હોય છે, ભાવાત્મક છે, પણ કાષ્ટમાંથી બહાર પ્રકટ થતા અગ્નિની માફક તે પ્રકટ થાય છે ત્યારે શ્રીકૃષ્ણ નામથી ઓળખાય છે.''

૨.

આ રસાત્મક સ્વરૂપ અવર્ણનીય છતાં ભકતોના અનુભવનો વિષય બને તેટલા માટે શ્રીમદ્ ભાગવતમાં રૂપકાત્મક ભાષામાં શ્રીકૃષ્ણનું વર્ણન કર્યું છે. તે વર્ણન પ્રમાણે—

મયૂરપિચ્છનો મૂકુટ પોતે ધારણ કરે છે, નટની માફક અગર વરની માફક સર્વાંગ સુન્દર સ્વાંગ ધારણ કરે છે. કર્ણને કર્ણિકારનાં પુષ્પથી અલંકૃત કર્યાં છે. દેહ ઉપર પીતાંબર ધારણ કર્યું છે. વક્ષ સ્થળ ઉપર વૈજયન્તી માલા શોભી રહી છે. શ્રીહસ્તમાં વેણુ ધારણ કરી છે. મુખાકૃતિ મેઘવત્ શ્યામ વિલસી રહી છે. આવા સુંદર વેષને પરિધાન કરીને પોતે શ્રીયમુનાજીના તટ ઉપર આવેલા વૃન્દાવનમાં કદમ્બના વૃક્ષની નીચે એક ચરણના અંગુષ્ઠને બીજા ઉપર ટેકવીને મન્દસ્મિત ભરી દૃષ્ટિથી શ્રીયમુનાનાં સલિલ તરફ ઘડીકમાં દૃષ્ટિ નાખતા અને ઘડીકમાં આજુબાજુ ચરતી

ગાયોના તરફ દૃષ્ટિ ફેંકતાં વેણુવાદમાં તલ્લીન થઈ રહ્યા છે. ભાગવતમાં જ્યાં જ્યાં શ્રીકૃષ્ણ પોતાના રસાત્મક સ્વરૂપે મધુરલીલા ગોકુલમાં કરે છે ત્યાં ત્યાં લગભગ શ્રીકૃષ્ણ સ્વરૂપનું વર્ણન આવુંજ છે.

આ સ્વરૂપ દ્વિભુજવાળું છે. અન્યત્ર વર્ણવેલ, શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનાર ચતુર્બાહુ સ્વરૂપથી આ ભિન્ન છે. વળી દ્વારકામાં લીલા કરી તે લીલા આ રસાત્મક સ્વરૂપે કરી નથી. તેથી ત્યાં ઉપર પ્રમાણેનું વેણુધારી, મયુરપિચ્છના મુકુટવાળા શ્રીકૃષ્ણનું વર્ણન નથી. ગીતાના શ્રીકૃષ્ણ પણ વૃન્દાવનના શ્રીકૃષ્ણ કરતાં કંઈક જૂદા છે. ઉપર ઉપરથી જોનારને શ્રીકૃષ્ણના આ સ્વરૂપના વર્ણનનું તારતમ્ય સમજાતું નથી, પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને આ ભેદ સ્પષ્ટ થશે. હવે ગોકુલસ્થ અગર વૃન્દાવનસ્થ શ્રીકૃષ્ણના વર્ણનનો અલ્પ વિચાર કરીએ. એજ સ્વરૂપ ભૂતળ ઉપર પ્રકટ થએલું રસાત્મક સ્વરૂપ છે. ભક્તિમાર્ગમાંજ જેનો પ્રવેશ છે તેજ એ સ્વરૂપને સમજી શકે, કારણ કે તે સ્વરૂપનો ભક્તિમાર્ગમાંજ સંચાર છે. માટે શ્રીકૃષ્ણ પોતાની રસાત્મિકા લીલાઓ વૃન્દાવનમાં કરે છે. **વૃન્દાનો અર્થ ભક્તિ** છે. ભક્તિનો પ્રદેશ તેનું નામ વૃન્દાવન. વૃન્દાવનમાં વળી શ્રી યમુનાજીના તટ સમીપજ તે સ્વરૂપ બિરાજે છે. અર્થાત્ શ્રીયમુનાજી એટલે પ્રેમલક્ષણા ભક્તિનું પ્રત્યક્ષ પ્રવાહિત સ્વરૂપ છે. તે પ્રેમભક્તિની સમીપજ આ પ્રભુ બિરાજે છે. પ્રેમભક્તિમાં મગ્ન બનેલાજ આ પ્રભુનાં દર્શન કરી શકે છે. આ પ્રભુ પોતે મયૂરપિચ્છના મુકુટને ધારણ કરે છે. મયૂર એ નિર્દોષ પ્રાણી છે. **નિર્દોષતા અગર પવિત્રતા** એજ રસાત્મક પ્રભુની પ્રાપ્તિમાં વિજય આપે છે. પ્રભુ મયૂરપિચ્છનો મુકુટ ધારણ કરીને ભક્તને એવું સૂચવે છે કે ભક્ત જીવનની કૃતાર્થતા માટે તથા રસાનંદ–પ્રેમસ્વરૂપ પ્રભુના અનુભવમાં, પ્રપંચમાં વિકાર વગરનું શુદ્ધ પ્રભુ પ્રેમનું જીવન એજ ખરેખર વિજય આપનાર છે.

માટે તેવા શુદ્ધ પ્રેમરૂપ મુકુટનેજ ભક્તે પોતાના જીવનમાં ધારણ કરવો જોઇએ. કર્ણમાં કર્ણિકારનાં પુષ્પને ધારણ કરીને એવું સૂચવે છે કે ફક્ત શુદ્ધ પ્રેમને ધારણ કરવો એટલું જ નહિ પણ તે પ્રેમમાં મસ્ત બનવું જોઇએ. કર્ણિકાર જેમ કમ્પનાદિ ક્રિયાઓથી કર્ણને શોભાવે છે તેમ પ્રભુ ભક્તે અત્યન્ત પ્રેમમાં અવગાહન કરીને તદનુસાર ભક્તિમય સેવાદિ કૃતિથી તે પ્રેમને શોભાવવો જોઇએ. પીતાંબર ધારણ કરવાનું તાત્પર્ય એમ સૂચવે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રભુ માટે અત્યન્ત પ્રેમ હોવા છતાં પણ તે પ્રેમને ગુપ્ત રાખવો જોઇએ. જેટલે અંશે પ્રેમ ગુપ્ત તેટલે અંશે તેનો આસ્વાદ—આનંદ ભક્ત માણી શકે છે. **પ્રેમનો આનંદ તેની ગુપ્તતામાં છે.** સાકરની મીઠાશ તેને મૂગે મૂગી ખાવામાં છે. જેટલી પ્રેમની ગુપ્તતા તેટલી તેની ઉત્કૃષ્ટતા. આ પ્રમાણે પ્રભુ પ્રેમનું જીવન ગાળનાર ભક્તનું જીવન તેજ ખરૂં જીવન છે. એવું સૂચવવાને પોતે વૈજયન્તી માલાને ધારણ કરે છે. આ પ્રમાણેનું શ્રીકૃષ્ણનું સ્વરૂપ ભક્તને રસાત્મકતા તરફ આકર્ષી રહ્યું છે. પોતાનું સ્વરૂપ પ્રેમમય છે. પણ છતાં તે પ્રેમસ્વરૂપ પોતે વેણુને શ્રીહસ્તમાં ધારણ કરીને તેનાં છિદ્રોમાં શ્રીમુખની સુધા પૂરે છે. **સુધા એટલે ભજનાનંદ.** વેણુનાં સાત છિદ્રો તે ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય. એ ૬ ધર્મો અને સાતમું પોતાનું ધર્મી સ્વરૂપ તે તમામમાં સ્વર–શબ્દ–વેદરૂપ ભગવદ્‌વાણીથી તે સુધાને વ્યક્ત કરે છે. અર્થાત્ જેમ શ્રીમુખમાંથી વેણુનાં છિદ્રોમાં સ્વર પૂરીને સુધાનું તર્પણ સર્વત્ર કરે છે. તેથી પોતે એમ સૂચવે છે કે પ્રભુના રસાત્મક સ્વરૂપનો ભજનાનંદ તે શબ્દથી—વેદથી સમજાય છે. વેદમાં ભગવાનના ૬ ધર્મો તથા ધર્મીસ્વરૂપનું વર્ણન આપ્યું છે, પણ જેમ સુધાનું ઝરણુ તમામ છિદ્રોમાં થઇને વહે છે તેમ તે તમામ ધર્મો અને ધર્મી સ્વરૂપના અન્તરંગરૂપ ભજનાનંદ રસાનંદ છે. આ ભજનાનંદની—રસાનંદની અંતરંગતા વેદમાંથી સમજાય છે. વેણુ વગાડતા પ્રભુ જેમ ગોચારણ કરે છે તેમ ભક્તે પણ વેદાદિદ્વારા

રસસ્વરૂપ પ્રભુના જ્ઞાનપૂર્વક ધર્માચરણ કરવું જોઇએ (ગો એટલે ધર્મ)† કેવલ ધર્માચરણનું કંઇ પણ ફલ નથી. પણ તે ધર્માચરણ રસાત્મક પ્રભુના પ્રેમની ખાતર હોવું જોઇએ. ઉપર વર્ણવેલા વેષથી શ્રીકૃષ્ણ વૃન્દાવનમાં પ્રવેશ કરે છે, અન્યત્ર તેમનો આ પ્રમાણેનો વેષ નથી. આથી વૃંદાવનમાં શ્રીકૃષ્ણે જે લીલા કરી તે લીલા રસાત્મક સ્વરૂપેજ કરી છે એમ શ્રીમદ્‌ભાગવતકારની ભાષાથી સમજાય છેઃ પણ હજુ આ વર્ણન પ્રમાણે પ્રેમમય જીવનમાં કંઇક જ્ઞાન અને ધર્મની છાયા પ્રવેશે છે. પણ ઉત્તમોત્તમ પરમકાષ્ઠાપન્ન રસસ્વરૂપની સાથે આનંદ માણનાર જીવો વિરલજ હોય છે. તેવા ભક્તો પ્રભુને પોતાને સ્વાધીન કરી શકે છે. તેમની આગળ લોકલજ્જા, સમાજ કે રાજ્યનો ભય હોતો નથી. તેમ વેદ ધર્મના વ્યુત્ક્રમણની ભ્રાન્તિ પણ નથી. તેવા ભક્તોનો પ્રભુ સિવાય કોઇ પણ પુરુષાર્થ સિદ્ધ કરવાનો હોતો નથી. પ્રભુએજ તેમનો ધર્મ, તેજ તેમનો અર્થ, પ્રભુની સાથેનો સ્નેહ અગર દિદૃક્ષા એજ તેમનો કામ અને પ્રભુના ચરણમાં આસક્તિ, તથા સ્મરણ ભજન એજ તેમનો મોક્ષ છે. તેમને તો નથી જ્ઞાનની પરવા કે કોઈ ધર્માચરણની. પ્રભુપ્રેમ એજ તેમનો મહામંત્ર. પ્રેમ એજ તેમનું આરોગ્ય અને તેજ તેને સંરક્ષવાનું ઔષધ. પ્રભુનો પ્રેમ એજ તેમનો આહાર. તેમના નિઃશ્વાસોમાં પણ તે પ્રેમના મંત્રોનુંજ ઉચ્ચારણ હોય છે. આવા ભક્તો પ્રભુ સાથે નિત્ય રમણજ ચાહે છે. તેઓ અલ્પ પણ પોતાના પ્રેમમાં અન્તરાય અગર વિક્ષેપ થાય તેમ ઇચ્છતા નથી. પ્રભુ પોતાની સાથે રમે, નૃત્ય કરે, હસે એજ તેમની મહેચ્છા છે. રસાત્મક પ્રભુની રાસલીલા આવા નિર્ગુણ પ્રેમરૂપ બનેલા ભક્તોની મનોરથસિદ્ધિ માટે છે. આ રાસના પ્રસંગ સુધીજ શ્રીકૃષ્ણની રસાત્મકતાનું વર્ણન ભાગવતમાં મળી આવે છે. આ

† જૂઓ વેણુગીત ઉપરનાં સુબોધિની તેમાં गाश्चारयन् શબ્દને धर्मांश्चारयन् એમ શ્રીમદ્‌વલ્લભાધીશ સમજાવે છે.

રૂપના અધિકારી ઉચ્ચકક્ષાનાં અન્તરંગ ભક્તો જ હોઇ શકે. તેથી તેવા ભક્તોને માટેજ તે લીલાઓ કરી છે. અન્યત્ર રસાત્મક સ્વરૂપે શ્રીકૃષ્ણે લીલા કરેલી નથી, તેથી તે તે સ્થળનાં વર્ણનો ભિન્ન પ્રકારનાં છે. શ્રીકૃષ્ણ એ પરમાત્મા હોવાથી, સર્વરૂપ હોવાથી જે સ્થળે પોતાને જે પ્રકારની લીલા કરવી હોય તે સ્થળે તે રૂપ બની જાય છે. પોતે સર્વ કરવાને સમર્થ છે, તેથી અસુરોનો સંહાર કરતી વખતે, ભૂમિનું તથા ધર્મ મર્યાદાનું રક્ષણ કરતી વખતે, જ્ઞાનીઓને મોક્ષ આપતી વખતે, ભક્તોનો ઉદ્ધાર કરતી વખતે, ગર્વમાં છકી ગયેલાઓનો મદ ઉતારતી વખતે એમ જૂદા જૂદા પ્રસંગે પોતે જૂદી જૂદી રીતે એ કાર્ય કર્યું છે. ખૂદ શ્રીકૃષ્ણાવતારમાં પોતાને અનેક વિધ કાર્ય કરવાનાં હોવાથી પોતાના વાસુદેવ, સંકર્ષણ, અનિરુદ્ધ અને પ્રદ્યુમ્ન નામના ચાર વ્યૂહથી પોતે પ્રકટ થયા હતા. તેથી આ ચાર વ્યૂહોથી જૂદી જૂદી લીલા કરી હતી, પણ ખૂદ શ્રીકૃષ્ણ સ્વરૂપે તો રસાત્મક લીલાજ કરી છે. કારણ કે શ્રીકૃષ્ણ એ પૂર્ણ પુરૂષોત્તમ હોવાથી પોતે રસરૂપજ છે, તેથી તે રૂપે અન્ય લીલાઓ કરેજ નહિ. ગીતામાં શ્રીકૃષ્ણ જે અર્જુનને ઉપદેશ આપે છે તે શ્રીકૃષ્ણ **રસાત્મક** શ્રીકૃષ્ણ નથી. પુરુષોત્તમ તરીકે પણ શ્રીકૃષ્ણનાં બે સ્વરૂપો છે—લોકવેદપ્રથિત પુરુષોત્તમ અને વેદાતીત પુરૂષોત્તમ. ગીતામાં તથા ભાગવતમાં મથુરા તથા દ્વારકામાં લીલાઓ કરનાર જે શ્રીકૃષ્ણનું વર્ણન કર્યું છે તે લોકવેદપ્રથિત શ્રીકૃષ્ણ છે. સમસ્ત મહાભારતમાં આ લોકવેદ પ્રથિત શ્રીકૃષ્ણ છે. આ કૃષ્ણની લીલાઓ મનુષ્ય તરીકે કરેલી છે. અને તે વાંચતાં શ્રીકૃષ્ણ ઉત્તમોત્તમ તથા પૂર્ણ મનુષ્ય હોય એવી કેટલાકોના મગજ ઉપર છાપ પડે છે. શ્રીકૃષ્ણના માહાત્મ્ય તથા અદ્દભૂત પરાક્રમો વગેરેથી આપણે ચકિત થઈ જઇએ છીએ, અને તેમનામાં રહેલા ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યની પ્રશંસા કરવા મંડી જઇએ છીએ. વેદ, પુરાણો તથા મહાભારતાદિ ગ્રંથો આ લોકવેદપ્રથિત પુરુષોતમનુંજ વર્ણન કરે છે,

પણ જે લોકવેદાતીત છે તેનું વર્ણન તો તે પણ કરી શકતાં નથી. માત્ર ઉપનિષદમાં અમુક સ્થળે તેને રસરૂપ જણાવવામાં આવે છે, પણ જ્યારે તેનું વર્ણન કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તો ઉપનિષદની શ્રુતિઓ પણ નેતિ નેતિ કહીને અટકી જાય છે. તે સ્વરૂપનું વર્ણન કરવામાં તેમનું સામર્થ્ય ખૂટી જાય છે તથા તેમની શક્તિઓનો સંકોચ થાય છે. આ લોક વેદાતીત પુરુષોત્તમ તેજ રસાત્મક શ્રીકૃષ્ણ તેજ ગોકુલમાં ગોપોનાં ઘરોમાંથી માખણની ચોરી કરનાર, દહીંનાં માટલાં ફોડી નાખનાર, વૃન્દાવનમાં ગાયો ચારનાર, શ્રીયમુનાજીના તટ ઉપર વેણુ વગાડનાર અને શ્રીવ્રજસીમન્તીનીઓ સાથે રાસોત્સવ કરનાર છે.

આ સ્વરૂપ પણ રસાત્મક, સ્વરૂપાત્મક, કલાત્મક અને ભાવાત્મક રૂપે છે. જે સ્વકીય ભક્તોને પોતે અનુગ્રહનું દાન કરવા ઇચ્છે છે તેમના અધિકારાનુસાર તે તે રૂપે પ્રકટ થાય છે. રાસોત્સવમાં શ્રીગોપીજનને પ્રકટ થયેલા શ્રીકૃષ્ણ તે ભાવાત્મક છે. રસાત્મક સ્વરૂપનું પરમોત્કૃષ્ટ સ્વરૂપ તે ભાવાત્મક સ્વરૂપ છે.

૩.

શ્રીકૃષ્ણનું સ્વરૂપ ઉપર જણાવ્યા પ્રમાણે રસાત્મક છે. માટેજ શ્રીવિઠ્ઠલનાથજી તે સ્વરૂપને શૃંગાર કલ્પદ્રુમની ઉપમા આપે છે, અને નીચેના શ્લોકમાં વર્ણન કર્યા પ્રમાણે તે સ્વરૂપને ભજે છે.

भावैरंकुरितं महीमृगदृशामाकल्पमासिञ्चितं
प्रेम्णा कन्दलितं मनोरथमयैः शाखाशतैः संभृतं ।
लौल्यं पल्लवितं मुदा कुसुमितं प्रत्याशया पुष्पितं
लीलाभिर्फलितं भजे व्रजवनीशृंगारकल्पद्रुमम् ॥

આ શ્લોકમાં શ્રીકૃષ્ણનું શૃંગારરસ તરીકે વર્ણન કર્યું છે. તેમાં કલ્પદ્રુમની સરખામણી કરી છે. વૃક્ષમાં જેમ અંકુર, કન્દલ, શાખા, પલ્લવ, કલિકા, પુષ્પ તથા ફલ એમ જૂદી જૂદી સ્થિતિઓ હોય છે તેમ આ પરમાત્મા રૂપી રસ ભક્તના હૃદયમાં સ્ફુરે છે. તેમાં પણ જૂદી જૂદી

સ્થિતિઓ હોય છે. આ પરમાત્મા રૂપી કલ્પવૃક્ષનું બીજ ભક્તના હૃદય-માં હોય છે. શુદ્ધ જ્ઞાનથી પવિત્ર થયેલા હૃદયમાં આ રસરૂપ કલ્પવૃક્ષનું બી ગૂઢ હોય છે. જેમ બીની ઉપર યોગ્ય જલનું સિઞ્ચન કરવામાં આવે તો તે બીજ ભૂમિમાંથી અંકૂરના રૂપમાં બહાર નીકળે છે તેમ પ્રથમ આ રસસ્વરૂપ પ્રભુને હૃદયમાં ધારણ કરવું જોઇએ. જ્યાં સુધી હૃદયમાં ધારણ કરવામાં ન આવે ત્યાં સુધી બીજ રૂપ રહેલા તે ગૂઢ સ્વરૂપનું બહિઃ પ્રાકટ્ય સંભવતું નથી. જે ભૂમિમાં બીજ વાવવાનું હોય તેને પ્રથમ ત્યાંથી કણ્ટક વગેરેથી કાઢીનાખીને સાફ કરવી જોઇએ. એટલુંજ નહિ પણ જ્યાં બી રોપવામાં આવે ત્યાં સૂર્યનો પ્રકાશ પણ પડવો જોઇએ, કારણકે પ્રકાશ તથા તાપ વગેરે હોય તોજ બી જમીનમાંથી બહાર નીકળે. વળી તેને જલનું સિઞ્ચન પણ થવું જોઇએ. તેમ બીજું કોઈ તે બીને પગ નીચે કચરી ન નાખે, તેટલા માટે પણ સંભાળ રાખવી જોઇએ. આજ રીતે રસરૂપ પ્રભુ માટેના ગૂઢ ભાવ રૂપી બીને માટે પણ તેટલીજ દરકાર રાખવી જોઇએ. પ્રથમ હૃદય-માંથી મલિન વિકારો દૂર થવા જોઇએ. પછીથી તેમાં શુદ્ધ જ્ઞાનનો પ્રકાશ તથા પ્રભુ માટેનો તાપ પણ હોવો જોઇએ. તેમ તે ભાવનું સતત અનુસંધાન થવું જોઇએ. આ ઉપરાંત આ ભાવને દુઃસંગ વણસાડી ન નાખે તે માટે પણ સતત કાળજી રાખવી જોઇએ. અર્થાત્ દુઃસંગથી દૂર રહેવું જોઇએ. આ રીતે હૃદયની અંદર ગૂઢ ભાવ રૂપી બી રોપાય છે. તેમાંથી કાળે કરીને અંકૂર ખીલે છે. તે અંકૂર એકદમ ફૂટતું નથી. પણ ઘણા સમય સુધી તેની ઉપર સિઞ્ચન ચાલુ રહે ત્યારેજ થાય છે. અર્થાત્ પ્રત્યેકક્ષણે ભાવ ખણ્ડિત ન થાય તોજ તેમાંથી અંકૂર બહાર નીકળે છે. આ રીતે જે ભાવ ગૂઢ હતો તે હવે વ્યક્ત થવા માંડે છે; ભક્ત હૃદયને હવે પોતાને ભાન થાય છે કે તેના હૃદયમાં પ્રભુ માટેનો ભાવ સ્ફુર્યો છે. આ સ્ફુર્તિ થતાં તે પ્રભુ તરફ વધારેને વધારે ખેંચાય છે. બીજમાંથી અંકુર ઉત્પન્ન થયા પછી તેમાંથી કન્દલ થાય છે. અહિંઆં પ્રેમ એ

કન્દલ છે. પ્રભુ માટેનો સૂક્ષ્મ ગૂઢભાવ તેનું નામ બી. તે ભાવ વ્યક્ત થાય એટલે તેને અંકુર થાય છે. આ ભાવ વ્યક્ત થયા પછી તે પ્રેમનું સ્વરૂપ પકડે છે. આને અહિંઆં કન્દલ કહે છે. આ સ્થિતિમાં ભક્તના હૃદયમાં એમ થયા કરે છે કે " હું પ્રભુનાં દર્શન ક્યારે કરીશ. " એવી ઝંખના થયા કરે છે. આ ભાવની બીજ દશામાં તે ભાવ તેના આશ્રય પ્રભુમાં કેન્દ્રિત થયો નહોતો પણ ઘણા સમયના સતત અનુસંધાન પછીથી જ્યારે તે અંકુરદશાને પ્રાપ્ત થયો ત્યારે તે આશ્રયમાં કેન્દ્રિત થયો. હવે પ્રેમની દશામાં તેનાં નયન પ્રભુનાં પ્રત્યક્ષ દર્શનની પીપાસા રાખે છે. આથી લોક તરફની એની રુચિ ઉઠી જાય છે. હવે તેને સંસાર ફીકો લાગે છે. ગૃહની શૃંખલાઓ તે ભેદી નાંખે છે. દેહના ધર્મોને પણ તરછોડે છે. સાંસારિક તમામ વિષયો તરફ તેનો અણગમો સહજ ઉપસ્થિત થાય છે. પ્રભુનું દર્શન એજ તેનો મનોરથ બને છે.

કન્દલ કહેતાં થડ. આ થડદશામાં વૃક્ષ ભૂમિમાં દૃઢ બનતું જાય છે. તેનાં મૂળીઆં જમીનમાં બહુ ઉંડે સુધી ઉતરે છે જેથી પવનનાં વાવાઝોડાં વગેરેથી તેને ઉખડી જવાનો ભય હોતો નથી. તેજ પ્રમાણે પ્રેમદશામાં તે ભાવ અતિ દૃઢ બને છે. એટલુંજ નહિ પણ તે હૃદયમાં ઘણોજ ઉંડો ઉતરેલો છે. તેની ગહનતા હૃદય પ્રદેશમાં સર્વત્ર વ્યાપી જાય છે. આથી બાહ્ય દુઃસંગ વગેરેથી તે ભાવને સ્ખલિત થવાનો ભય રહેતો નથી. અર્થાત્ આ સ્થિતિમાં હૃદયસ્થિત ભાવ વધારે દૃઢ થાય છે. થડ પછીથી વૃક્ષમાં ડાળીઓ ફૂટે છે. તે અસંખ્ય હોય છે તેમ પ્રભુ ભાવના પ્રેમરૂપી પરિણામ પછીથી " પ્રણય " ની દશા થાય છે. તે પ્રણય અનેક રીતે પ્રભુ તરફ દેખાય છે. આ સમયે પ્રભુ માટે ભક્ત હૃદયમાં અનેક પ્રકારના મનોરથો થાય છે. પ્રભુ પ્રત્યક્ષ મળતાં તેમના સ્વરૂપનું તમામ અવયવોમાં વ્યાપેલું સૌન્દર્ય નિહાળવાની અભિલાષા થયા કરે છે. અર્થાત્ પ્રભુ એજ સૌન્દર્યની મૂર્તિ છે અને પ્રભુ સિવાય બીજું કોઈ પણ વિશેષ

સુન્દર નથી. આ પ્રમાણે જેમ થડ અનેક શાખાઓમાં વિકાસ પામે છે તેમ પ્રભુ માટેનો ભાવ તેમના પ્રત્યેક અંગની અંદર પણ વ્યાપે છે. પ્રભુ આનંદઘન છે. એટલે તેમના સર્વ અવયવો આનંદથી પ્રચુર છે. જેમ જળમાં મીઠાનો કકડો નાખેલો હોય તો તે મીઠું સર્વત્ર વ્યાપી જાય છે તેમ પ્રભુનો આનંદ તેમના તમામ અવયવોમાં છે. પ્રભુનું સૌન્દર્ય તથા માધુર્ય તેમના અધર, વદન, નયન, હૃદય, હસ્ત, પાદ વગેરે અવયવોમાંજ છે. એટલુંજ નહિ પણ તેમના દેહની ઉપર શોભતાં ગુંજા, તિલક, માલા, વેણું, દૃષ્ટિ, વગેરે સુન્દર છે. તેમજ નૃત્ય, ગમન, હાસ્ય, વગેરે ગતિઓ પણ મધુર છે. પ્રભુ જે જે સ્થળમાં વિહાર કરે છે તે વૃંદાવન, યમુનાતટ વગેરે સ્થાનો પણ સુન્દર છે. આમ કેવલ પ્રભુમાંજ કેન્દ્રિત થયેલો ભાવ પ્રભુના પ્રત્યેક અવયવમાં તેમની કૃતિમાં અને લીલામાં પણ આવે છે. આનું નામ શાખાઓ છે. શાખાની માફક આ અનેક રૂપે આ ભાવ આગળ વધે છે. શાખાઓમાંથી પલ્લવો ફૂટે છે. અહિંઆં **પલ્લવ એટલે સ્નેહ** છે. જેમ પલ્લવો અસંખ્ય છે અને તે વૃક્ષને શોભા આપે છે તેમ સ્નેહ પણ પ્રભુ તરફ અનેક રૂપે બહાર પડે છે. પલ્લવ પછીથી કળિઓ ઉત્પન્ન થાય છે. આનું નામ **રાગ** છે. કળીઓ જેમ આનંદ આપે છે તેમ પ્રભુ માટેનો રાગ પણ આનંદ આપે છે. કળી પછીથી ફુલ દશા હોય છે. કળી અને ફુલમાં ફેર એટલો છે કે ફુલમાં મકરન્દ હોય છે તેમ કળીમાં નથી. ફુલની પાંદડીઓ ખીલેલી હોય છે; જ્યારે કળી બીડેલી હોય છે. ફુલમાં ગંધ સ્પષ્ટ જણાય છે, કળીમાં તે તિરોહિત છે. આ રીતે જેમ કળી અને ફુલમાં ફેર છે તેજ પ્રમાણે રાગ અને પછીથી થતા **અનુરાગમાં** ફેર છે. આ અનુરાગમાં પ્રભુની સાથે ક્રીડન કરવાની ઈચ્છા પ્રકટ થાય છે. હૃદયસ્થિત પ્રભુને ભાવથી આલિંગન કરવું, તેમને સ્પર્શ કરવો વગેરે મનોરથો થાય છે. આ બધા કુસુમ તરીકે અહિંઆં ઓળખાવ્યા છે. ભક્ત હૃદયમાં આવી રીતે પ્રભુ સાથેનું ક્રીડનજ તેને શોભા આપનારૂં

છે. શાણ્ડિલ્યના ભક્તિસૂત્રના પ્રથમ અધ્યાયના ૧૮ મા સૂત્રમાં કહે છે કે પ્રેમલક્ષણા ભક્તિનો એક એવો પ્રકાર છે કે જેમાં ભક્તના હૃદયમાં અનેક પ્રકારના ભાવ વિકારો જાગે છે. તે હૃદય પ્રભુને મળવાને માટે તલપાપડ થાય છે એટલુંજ નહિ પણ તે પ્રત્યક્ષ પ્રાપ્ત થતાં તે ભક્ત તેમના તરફ સંમાન, બહુ માન, પ્રીતિ, વગેરે દેખાડે છે, તેમના મહિમાનું વર્ણન કરે છે. આવી રીતે અનેક ભાવો દેખાડે છે. આ પ્રકારે હૃદયમાં વિકૃતિ થાય એ સ્વાભાવિક છે. આ તમામ વિકૃતિઓ આ ભાવની અનુરાગ દશામાં–પુષ્પાવસ્થામાં થાય છે. કળિ એ પુષ્પનું પ્રાથમિક સ્વરૂપ છે. એટલે પુષ્પમાં જે રસ ભરાય છે તે કળિમાં ગુપ્ત સંચાર પામે છે. એટલે કળિની સ્થિતિ થતાં અર્થાત્ સ્નેહ પછી રાગની દશા થતાં રસ સ્વરૂપ પ્રભુ ગુપ્ત પધારે છે. પછીથી અનુરાગ દશામાં તે સ્વરૂપ પ્રત્યક્ષ થવા માંડે છે અને તે વખતે ઉપર જણાવેલી વિકૃતિઓ તે ભક્ત અનુભવે છે. આ પછીથી વૃક્ષને ફલ આવે છે. તે અહિંઆં પ્રભુની પ્રાપ્તિ અને પ્રભુ સાથેના મનોરથોની પૂર્તિ છે.

આ રીતે અહિંઆં રસ સ્વરૂપ, ભાવાત્મક સ્વરૂપ શ્રીકૃષ્ણનું કલ્પદ્રુમની ઉપમાથી વર્ણન કરવામાં આવે છે. વૃક્ષમાં જેમ બી, અંકુર, થડ, ડાળીઓ, પાંદડાં, કળીઓ, ફૂલ અને ફળ ક્રમશઃ હોય છે તેમ અહિંઆં ગૂઢભાવ, વ્યક્તભાવ, પ્રેમ, પ્રણય, સ્નેહ, રાગ, અનુરાગ અને વ્યસન ક્રમશઃ હોય છે. અર્થાત્ ભાવાત્મક પ્રભુનાં પ્રત્યક્ષ દર્શન કરવાને માટે સૂક્ષ્મ ભાવથી માંડીને વ્યસન પર્યન્ત દશાનો અનુભવ ભક્તને થવો જોઇએ. આમ થાય તોજ શૃંગાર રસરૂપ એવા પ્રભુનાં દર્શન થઈ શકે. શ્રીકૃષ્ણ રૂપી વૃક્ષમાં શૃંગાર રસ સર્વત્ર ઓતપ્રોત થયેલો છે. તે રસનીજ મૂર્તિ છે. તે રસ મૂર્તિનું પ્રાકટ્ય થવાને માટે હૃદયમાં ગૂઢભાવ રૂપી બી રોપવું જોઇએ. આ ગૂઢ બી, તે સેવાથી વવાય છે. સેવાના ત્રણ પ્રકાર છે. તનુજા વિત્તજા અને માનસી સેવાની અંદર દેહ તથા ઇન્દ્રિયો તથા દ્રવ્ય મોટો અન્તરાય નાખે

છે. માટે તેમનો વિનિયોગ સેવામાં થવાની જરૂર છે. સેવાનો અર્થજ ચિત્તનું પ્રભુમાં સતત પરોવાવવું છે. તનુજાથી દેહ તથા ઇન્દ્રિયોનું નિયમન થાય છે અને વિત્તજા સેવાથી, દ્રવ્યાદિના અનર્થો દૂર થાય છે. આમ થતાં ચિત્ત બરાબર સેવામાં ચોટે છે. એટલે તે પછી માનસી સેવા જે ઉત્તમ, ફલ રૂપ કહેવાય છે તે સિદ્ધ થાય છે. આ માનસી સેવાથી ઉત્પન્ન થતો ભાવ તે બી, તેમાંથી પ્રભુ પ્રાપ્તિનું ફળ મળે છે.

અહિંઆં વ્રજસીમન્તિની–ગોપીઓના ભાવનેજ ખરેખર બી કહ્યું છે. અને તે બીમાંથીજ શ્રીકૃષ્ણ રૂપી શૃંગાર રસનું કલ્પદ્રુમ પ્રકટ થાય છે. ગોપીઓ નિર્ગુણ ભકતો છે. તે વિષે આગળ કહેવામાં આવશે. ગોપીઓના જેવો ભાવ હોય તોજ સૌન્દર્યની સાક્ષાત્ મૂર્તિ રસેશ પ્રભુની ઝાંખી થાય છે એમ તેનો ભાવાર્થ છે.



# પ્રકરણ ૨ જું.

## " કૃષ્ણ " શબ્દનો અર્થ.



કૃષ્ણના રસસ્વરૂપ વિષે હવે આપણે પુષ્ટિસંપ્રદાયના એક સમર્થ આચાર્ય શ્રીહરિરાયજીના લેખોમાંથી અવતરણ લઇએ. શ્રીહરિરાયજી શ્રીકૃષ્ણને રસાત્મક સ્વરૂપ તરીકેજ ઓળખતા હતા, અને તે આ સ્વરૂપમાં ઘણાજ આસક્ત હતા. તેમના શ્રીકૃષ્ણના સ્વરૂપ વિષેના લેખો ખાસ માનનીય છે.

" શ્રીકૃષ્ણ શબ્દાર્થ નિરૂપણ " નામના ગ્રન્થમાં પોતે શ્રીકૃષ્ણ શબ્દનો અર્થ સમજાવે છે. કૃષ્ણ શબ્દમાં "કૃષ્" અને "ણ" એવા બે શબ્દો છે. તેમાં કૃષ્ શબ્દનો અર્થ શ્રુતિ પ્રમાણે સત્તા વાચક છે, અને "ણ" નિવૃત્તિ-સુખ-આનંદ વાચક છે. તે બન્ને શબ્દોનો સમસ્તાર્થ સદાનંદ ભગવાન્ એમ છે. કૃષ્ શબ્દનો અર્થ સત્તા વાચક કહ્યો; પણ તે સત્તા કોની? તેના ઉત્તરમાં શ્રીહરિરાયજી કહે છે કે તે સત્તાને રસસત્તા સમજવી. રસવાળાંઓના હૃદયમાં રસની સત્તા સ્વાભાવિક રીતે હોય છે. આથી સ્વામિનીઓ કહેતાં ગોપીઓ (નિર્ગુણ ભક્તો)ભગવાનમાં રસવાળાં હતાં. ગોપીજનના હૃદયમાં રહેલી રસસત્તા તેનું નામ " કૃષ્." આ રસસત્તાથી જે આનંદ સ્વરૂપ પ્રકટ થાય તેનું નામ કૃષ્ણ. આનંદ વગરનો રસ સુખરૂપ હોતો નથી. રસનો હેતુ આનંદ માટે છે. આથી રસ ઉચ્છલિત થઇને આનંદ સાથે મળે, અર્થાત્ તે સત્તા વાચક " કૃષ્ " શબ્દ આનંદ વાચક " ણ " સાથે ભળે ત્યારે સદાનંદરૂપ કૃષ્ણ બને છે. આ સદાનંદ સ્વરૂપ કૃષ્ણ તે શ્રુતિ પ્રતિપાદિત પરબ્રહ્મ છે. રસની સત્તા પણ ભગવાનથીજ હોય છે. તે નિત્ય તથા ત્રણે કાલમાં સ્થિત છે. તે અમૂક સમયે હોય છે એમ નહિ. નિત્ય એજ કહેવાય કે જેમાં

કોઈ પણ ઉપાધિ હોય નહિ. કૃષ્ણ શબ્દમાં જણાતી રસસત્તામાં રહેલો આનંદ તે ઉપાધિજન્ય નથી. તે ઉપાધિ રહિત છે. તે સર્વકાળ માટે છે, માટે આ સ્થાયિ ભાવથી ઓળખાય છે. કૃષ્ણ સ્થાયિ ભાવાત્મક ભગવાન છે. પ્રેમ તથા આનંદરૂપી ભગવાનનો આ ભાવ સદા સર્વદા છે. તેજ તેમનું સ્વરૂપ છે. ભગવાનનો આકાર પણ તે છે. જેમ સાકારની પુતળી હોય તેનો કોઈ પણ ભાગ જુઓ તો સાકરવાળો હોય છે, તેમ આ પ્રેમ તથા આનંદરૂપી પ્રભુના તમામ અવયવો પણ પ્રેમ અને આનંદમય છે. પ્રેમમય અને આનંદમય એટલે પ્રેમ અને આનંદના વિકાર નહિ, પણ પ્રેમ તથા આનન્દથી પ્રચુર. જેમ "ઘૃતમય યજ્ઞ" કહેવાથી, જે યજ્ઞમાં ઘીની રેલમછેલ ઉડે છે એવો અર્થ સમજી શકીએ છીએ તેજ રીતે પરબ્રહ્મનું સ્વરૂપ આનંદમય છે. બ્ર. સૂત્રના આનંદમય અધિકરણમાં આ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. ભરત મુનિએ નાટય શાસ્ત્રમાં રતિ, હાસ્ય, જુગુપ્સા, શોક વગેરે સ્થાયિ ભાવોને લીધે શૃંગાર, હાસ્ય, બિભત્સ, કરુણ વગેરે રસો ગણ્યા છે. રસ એટલે સ્થાયિ, નિત્ય, ત્રૈકાલિક ભાવ અને કોઇપણ ભાવ, પછી તે ગમે તેવો હોય પણ તે ત્રણેકાલમાં રહેનારો હોય તો તે ભાવ જ્યારે અમુક વિભાવાદિ કારણોથી બહાર પ્રકટ થાય છે ત્યારે તે રસ મનાય છે. અર્થાત્ કોઇ પણ રસનું મૂળ તેના સ્થાયિ ભાવમાં છે. જો સ્થાયિ ભાવ ન હોય તો રસજ હોઇ શકે નહિ. આ રસ, ભાવમાં સૂક્ષ્મ રીતે સ્થિત છે. જેમ દુધમાં નવનીત રહ્યું છે તેમ ભાવમાં રસ છે. જ્યાં સુધી નવનીત બહાર પ્રકટ થતું નથી, ત્યાં સુધી તેને આપણે જોઇ શકતા નથી. તેમ ભાવમાં સૂક્ષ્મસ્થિત રહેલો રસ પણ મનઃગોચર થતો નથી. વિભાવાદિ મળતાં તે ધીમે ધીમે પ્રકટ થાય છે અને જ્યારે તે પ્રકટ થાય છે ત્યારે દેહ, ઇન્દ્રિય, પ્રાણ, તથા અન્તઃકરણને નદીના પ્રવાહની માફક પ્લાવિત કરે છે અને તે ભાવના પ્રકાશથી તે તમામને અજવાળે છે. આ રીતે જ્યારે રસનો બહિરુદ્‌ગમ થાય ત્યારે આનંદ પ્રાપ્ત થાય છે.

કાષ્ઠમાંનો અગ્નિ જ્યાંસુધી બહાર પ્રકટ થાય નહિ ત્યાંસુધી તે રસનો આનંદ ખરેખર થતો નથી. તે પ્રકટ થતાંની સાથે આનંદ મળે છે. આથી જ્યારે ભકતોના હૃદયમાં રહેલા સ્થાયિ ભાવાત્મક ભગવાન્ જ્યારે બહાર પ્રકટ થાય છે ત્યારે તે ખરેખર આનંદ આપે છે. તે પ્રકટ થયેલા ભગવાન્ તેનું નામજ સદાનંદ અથવા કૃષ્ણ છે. આજ કૃષ્ણ તે શ્રુતિઓએ ઓળખાવેલું પરમતત્ત્વ છે. તેને ભાગવતકાર યશોદોત્સંગલાલિત તરીકે ઓળખાવે છે. આ કૃષ્ણ તેજ સર્વભાવોનું મૂર્તિમાન મૂળરૂપ છે. તે એકદમ સમજી શકાય એમ નથી, તેમ તે બુદ્ધિથી તથા શાસ્ત્ર વગેરેથી ગમ્ય નથી. માટે તેને "ગૂઢભાવ" કહે છે. તમામ ભાવોનો ઉદ્ભવ તેમાંથી છે. સર્વ ભાવોમાં તે ચઢીઆતો છે તેથી તેને "શૃંગારરસ"થી પણ ઓળખાવવામાં આવે છે. દુનિઆમાં આપણે જે રીતે શૃંગારરસને ઓળખીએ છીએ તેવા પ્રકારના શૃંગાર રસરૂપ કૃષ્ણ નથી. દુનિઆના શૃંગારરસમાં તો કામની કથા હોય છે. અહિંઆં કામની ગન્ધ સરખી નથી. દુનિઆનો કહેવાતો શૃંગારરસ વિકારજન્ય છે તથા વિકારને વશ છે, અહિંઆં કોઇપણ વિકાર નથી. દુનિઆના શૃંગારરસમાં મલિનતા વ્યાપેલી છે, અહિંઆં તેવી મલિનતા નથી. દુનિઆના શૃંગારરસનું સુખ અલ્પ કાલીન છે, બહુધા તે દુઃખકર્તા છે. આ શૃંગારરસ આનંદરૂપ હોવાથી તેમાં દુઃખ હોઇ શકેજ નહિ એટલુંજ નહિ પણ આમાં ભક્ત જે સુખ ભોગવે છે તે ચિરકાલીન, નિત્ય, સનાતન સુખ છે—જેમાં કાલનો કોઇપણ અન્તરાય હોતો નથી. દુનિઆના શૃંગારોમાં ઉપાધિ તથા સ્વાર્થ હોય છે અહિંઆં ઉપાધિકે સ્વાર્થ હોતા નથી. ખરીરીતે તો દુનિઆનો કહેવાતો શૃંગાર એ શૃંગારજ નથી. તેને ખોટીરીતે શૃંગાર-રસની સંજ્ઞા આપી છે. ભગવાન એજ શૃંગારરસરૂપ છે. ભક્તોને ભગવાન સાથે જે લીલાના અનુભવો થાય છે તેજ ખરેખર શૃંગાર રસની વર્ણના છે. ભગવાન્ પોતે આ શૃંગાર—આનંદરૂપ હોવાથી દુનિઆમાં દેખાતાં સુખો, પ્રેમો, આનન્દની ભરતીઓ, હર્ષના પ્રસંગો

વગેરે તે આનન્દ સ્વરૂપની એક માત્રા સમાન છે. આ **અંતઃસ્થિત રસાત્મક પ્રભુનું ભક્તાની સાથે અત્યન્ત વિક્રીડન તેનું નામજ રાસલીલા છે.**

આ રસાત્મક પ્રભુ સર્વત્ર છે, સર્વના અન્તરમાં બીરાજે છે તે વિષે પણ શ્રીહરિરાયજી "श्रीमत्प्रभोः सर्वान्तरत्वनिरूपणम्" નામના લઘુ ગ્રંથમાં સમજાવે છે. ત્યાં નીચે પ્રમાણે જણાવે છે.

આ જગત્ એ ભગવાનનું કાર્ય છે. અને નિત્ય, તેના આત્મારૂપ સર્વ વેદાન્તથી વેદ્ય, તેના અંતઃસ્થિત કૂટસ્થ, સચ્ચિદાનંદ, અવ્યક્ત, તથા વ્યક્તભાવને પ્રાપ્ત થનાર એવા ભગવાન્ તેનું (જગતનું) આસન છે. તેની અંદર સ્થિતિ કરનાર લોકવેદમાં પ્રસિદ્ધ પુરુષોત્તમ રસ તરીકે કહેવાય છે, અને તે શૃંગારરસરૂપ મનાય છે.

આ શૃંગારરસના બે ભેદ છે—સંયોગાવસ્થાનો અને વિપ્રયોગાવસ્થાનો. ભગવાનનાં પણ તેથી બે રૂપો છે. સર્વલીલાદિ સામગ્રી સહિત, ભક્તોથી યુક્ત સંયોગાત્મક શૃંગારરૂપ છે. તેની અંદર સ્થિત વિયોગાત્મક શૃંગારરૂપ કહેવાય છે. આ ઉભયસ્વરૂપ માટેની જૂદી જૂદી લીલા સામગ્રીઓ પણ તે રૂપ છે. તે પણ આનંદમય છે. અર્થાત્ ભગવાન્ જેજે લીલાઓ કરે છે તે લીલાઓ પણ આનંદમય છે. તે સ્વરૂપનો અનુભવ પણ તેવી ઇન્દ્રિયોથીજ થઇ શકે છે. અર્થાત્ અહિંઆં વર્ણન કરાતું સ્વરૂપ અલૌકિક, દિવ્ય હોવાથી લૌકિક ઇન્દ્રિયોથી તે ગમ્ય નથી. તે સ્વરૂપને પ્રત્યક્ષ કરનાર ઇન્દ્રિયો અલૌકિક હોવી જોઇએ. આ ભાવાત્મક કૃષ્ણની સેવા પણ માનસી હોવી જોઇએ. તેનો સંયોગ પણ ભાવથીજ કરવાનો છે. કૃષ્ણ સાથે ગોપીજનોએ કરેલો સંયોગ પણ **ભાવથી** કરેલો સમજવાનો છે, કાયાથી નહિ, કારણકે કૃષ્ણ તે પ્રાકૃત દેહધારીઓ જેવા નથી. તે અલૌકિક આનંદમય સ્વરૂપ છે. આથી આ સ્વરૂપ સાથેનો સંયોગ પણ અલૌકિકરીતેજ થઇ શકે. એટલે ભાવથીજ થઈ શકે. માનસી સેવાથી જ્યારે પ્રભુ માટેનો પ્રેમ પ્રબળ થાય તોજ કૃષ્ણનો સંયોગ

થઈ શકે. ગોપીજનનો સંયોગ **ભાવથી** હતો. આ ભાવાત્મક આનંદમય રસાત્મક સ્વરૂપજ સર્વના અંતરમાં છે. આ સ્વરૂપને જીવ પ્રાપ્ત થઇ શકે તેટલા માટે તે જીવોએ બ્રહ્મસંબન્ધની દીક્ષા લેવી જોઇએ. જે દીક્ષા લીધાથી સેવાનો અધિકાર તે મેળવી શકે છે. **ભાવથીજ ભાવસેવા કરવાથી ભાવરૂપ** ભગવાન્ જે સર્વના અંતઃકરણમાં સ્થાયી ગૂઢભાવે છે તે પ્રકટ થશે. આ પ્રકટ થયેલા ભગવાન્ તેજ કૃષ્ણ છે. આ કૃષ્ણની પ્રાપ્તિ કરવાને ભાવની બરાબર પ્રાપ્તિ કરવી જોઇએ. બીજા કોઇપણ સાધનથી તે ભાવાત્મક સ્વરૂપ મળી શકશે. નહિ. હૃદયનો ભાવ જેટલો નિર્મળ અને વિશુદ્ધ બને, અને પ્રેમ ભક્તિનો રસ તેમાં વહે તેટલું ભાવની નજીક જવાય છે.



# પ્રકરણ ૩ જું.

## "રાધા" તત્ત્વની શાસ્ત્રીયતા.



કેટલાકો એમ કહે છે કે વૈષ્ણવધર્મમાં જે રાધાનું નામ આવે છે તે ભાગવતમાં કોઇપણ સ્થળે નથી છતાં આ રાધાને વૈષ્ણવો મુખ્ય સ્વામિની, શ્રીકૃષ્ણની મુખ્ય હૃદયરાજ્ઞી તરીકે સ્વીકારે છે. કૃષ્ણચૈતન્યના ગોડીઆ સંપ્રદાયમાં તો કૃષ્ણ કરતાં રાધાનું તત્ત્વ વિશેષ છે. બંકિમચંદ્ર બાબૂ કહે છે કે જોકે રાધાનું નામ વૈષ્ણવ આચાર્યોની નસેનસમાં વ્યાપી ગયું છે તોપણ ભાગવતમાં તે મુદ્દલે જડતુંજ નથી. વિષ્ણુ પુરાણ, હરિવંશ, તથા મહાભારતમાં પણ તેનું નામ નથી. ફક્ત બ્રહ્મ વૈવર્ત પુરાણમાંજ તે નામ પ્રથમ જડી આવે છે. પણ આ પુરાણને વિલ્સન આધુનિક ગણાવે છે. બાબૂ બંકિમચંદ્ર પણ આ મતને મળતા થાય છે.

તો આ રાધાનું તત્ત્વ વૈષ્ણવોની ધાર્મિક કવિતામાં તથા ઉપાસના વગેરેમાં પ્રવેશ પામ્યું ક્યાંથી? તથા રાધા એટલે શું? તે વિષયને અહિંઆં સ્ફુટરીતે સમજવાની જરૂર છે.

પ્રથમતો બાબૂ બંકિમચંદ્રે જે એમ જણાવ્યું કે રાધાનું નામ વિષ્ણુપુરાણમાં, હરિવંશમાં, મહાભારત કે ભાગવતમાં નથી તેથી તે કપોલકલ્પિત છે એમ તે માનતા જણાય છે તે વિષેનો નિર્ણય કરવાની જરૂર છે.

### વેદ અને પુરાણોની તુલ્યતા.

ભાગવતમાં "રાધા" છે કે નહિ તે પછીથી જણાવીશું. પ્રથમ તો અન્યપુરાણોમાં છે કે નહિ તે વિષેનો વિચાર કરીએ. પુરાણો એ વેદના ઇતિહાસરૂપ છે. વેદમાં જણાવેલું રહસ્ય વધારે સ્પષ્ટ રીતે

પુરાણમાં વર્ણવ્યું છે. છાંદોગ્ય ઉપનિષદમાં સનત્કુમાર અને નારદના સંવાદમાં પુરાણને પાંચમો વેદ કહ્યો છે. જેમ અગ્નિહોત્રાદિક પાંચ પદાર્થો વેદમાં અનેક રૂપવાળાં લખ્યાં છે તેમ પુરાણમાં ધર્મ અર્થ, કામ મોક્ષ તથા ભક્તિ એ પાંચ પદાર્થો નિત્ય તથા કામ્ય ભેદથી અનેક પ્રકારવાળા વર્ણવ્યા છે. વળી જેમ અગ્નિહોત્રાદિકના દેશકાલાદિ છ અંગો છે તેમ ધર્માદિ પદાર્થોના પણ દેશકાલાદિ અંગ છે છતાં પુરાણ અને વેદમાં આટલું તારમ્ય છે કે વેદનો અધિકાર બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો માટે છે જ્યારે પુરાણોનો અધિકાર સ્ત્રી અને શૂદ્ર માટે પણ છે. વેદના મંત્રો વિષે એમ કહેવાય છે કે જો કોઇ શૂદ્ર તથા સ્ત્રીઓ તે શ્રવણ કરે તો તેમના કાનમાં સીસુ રેડીને તે કાન પૂરી [1]દેવા. પણ પુરાણો બહુ ઉદારતાથી લખાયાં છે. તેમાં વેદનું રહસ્ય જે સંકુચિત વૃત્તિથી આપવામાં આવતું હતું તે ઉદારતાથી તમામને માટે ખુલ્લુ કરવામાં આવ્યું છે જેથી સ્ત્રીઓ તથા શૂદ્રો પણ તેમના કલ્યાણનો માર્ગ શોધી શકે. બીજું તારતમ્ય એ છે કે વેદ ઇશ્વર વિચારિત છે અને પુરાણો જીવવિચારિત છે. અર્થાત્ વેદમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષનું વર્ણન કરે છે પણ તે ઇશ્વર વિચારિત છે. તે વેદ એ ભગવાનના નિઃશ્વાસરૂપ છે. પુરાણમાં જીવોએ વિચારેલા છે. આમ વેદ અને પુરાણ બન્ને ધર્મના ગ્રન્થો છે છતાં પણ તેમાં પ્રતિપાદન કરેલા વિષયોમાં ઘણો ફેર છે. વેદમાં જે રીતે વિષય મૂક્યો છે તેનાથી પુરાણની શૈલી જૂદી પડે છે. જો કે પુરાણમાં પ્રતિપાદિત ધર્મ તત્ત્વ વેદાનુસાર છે, છતાં તેની ભાષા, શૈલી, વગેરેથી તે જૂદાં પડી જાય છે. તેમ વેદના તમામ ધર્મ વિષયને પુરાણો વર્ણવતાં નથી. પુરાણો તમામ વર્ણોને માટે હોવાથી, વેદના ગૂઢ ધર્મ તત્ત્વમાં તેમનો પ્રવેશ થઇ શકે તેટલા માટે અધિકારીઓ પ્રમાણે તેનો વિચાર કર્યો છે. અરે સ્મૃતિઓમાં જણાવેલો ધર્મવિચાર પુરાણોના વિચારથી ભિન્ન પડી જાય છે. શ્રુતિ અને સ્મૃતિ તે ધર્મના હૃદયરૂપ છે. વેદા-

૧. જુઓ મનુ. સ્મૃતિ ૨-૮ ગો. સૂ. ૧૩-૪, પા. સ્મૃ ૧-૭૩.

દિમાં જણાવેલા જ્ઞાનની પૂર્તિ માટે પુરાણોનું અવલોકન કરવું જોઇએ. એકંદરે ૧૮ પુરાણો કહેવાય છે. તેમનાં નામ આ પ્રમાણે છે.

૧ બ્રાહ્મપુરાણ—બ્રહ્માજીએ મરીચિઋષિ તરફ દશ હજાર શ્લોકની સંખ્યાવાળું જે પુરાણ કહ્યું છે તે.

૨ પાદ્મપુરાણ—આમાં ભગવાનની નાભિમાંથી જે કમળ ઉત્પન્ન થયું તેનું વૃત્તાન્ત લખેલું છે. એમાં ૫૫ હજાર શ્લોક છે.

૩ વૈષ્ણવપુરાણ—આમાં વારાહ કલ્પનું વૃત્તાન્ત છે તથા સર્વ ધર્મોનું વર્ણન કર્યું છે. એના ૨૩૦૦૦ શ્લોક છે.

૪ વાયુપુરાણ—શ્વેત કલ્પનો પ્રસંગ લઇને વાયુ ભગવાને જે ધર્મ કહ્યો છે તે વાયુ પુરાણ છે તેમાં ૨૪૦૦૦ શ્લોક છે. આનું બીજું નામ શિવપુરાણ પણ છે.

૫ ભાગવતપુરાણ—ગાયત્રીનો અધિકાર કરીને ધર્મનો વિસ્તાર જેમાં લખ્યો છે તથા વૃત્રાસુરનો જેમાં વધ જણાવ્યો છે તે એમાં ૧૮૦૦૦ શ્લોક છે.

૬ નારદીય પુરાણ—આમાં નારદે હવિકલ્પનો આશ્રય કરીને ધર્મનું વર્ણન કર્યું છે. તેમાં ૨૫૦૦૦ શ્લોકો છે.

૭ માર્કણ્ડેયપુરાણ—આમાં ધર્મ તથા અધર્મનો નિર્ણય છે તથા જૈમિનિ ઋષિના પ્રશ્ન ઉપર ધર્માચારી પક્ષીએ જે વર્ણન કર્યું છે તેનો વિસ્તાર માર્કણ્ડેય ઋષિએ કર્યો છે. આમાં ઈશાન કલ્પનું વૃત્તાન્ત છે. શ્લોકની સંખ્યા ૯૦૦૦ છે.

૮ અગ્નિપુરાણ—આમાં ઈશાન કલ્પનું વૃત્તાન્ત છે, અને વસિષ્ટ પ્રતિ અગ્નિએ વર્ણન કર્યું છે. શ્લોક સંખ્યા ૧૫૪૦૦ છે.

૯ ભવિષ્યપુરાણ—અઘોર કલ્પનું વૃત્તાંત છે. બ્રહ્માજીએ આમાં મનુપ્રતિ સૂર્યનું માહાત્મ્ય કહ્યું છે. તેમ ભૂત ગ્રામનું લક્ષણ પણ વર્ણવ્યું છે. ભવિષ્યમાં બનનાર બાબતો પણ જણાવી છે. શ્લોક સંખ્યા ૧૪૫૦૦ છે.

૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ—સાવર્ણિ મનુએ નારદજીને માટે આમાં વર્ણન કર્યું છે. શ્લોક સંખ્યા ૧૮૦૦૦ છે.

૧૧ વારાહપુરાણ—બ્રહ્માએ પૃથ્વી આગળ વર્ણન કરેલું છે. માનવ કલ્પનું વર્ણન છે. શ્લોક ૨૪૦૦૦ છે.

૧૨ સ્કન્દપુરાણ—બ્રહ્માજીએ માહેશ્વર ધર્મનું વર્ણન કર્યું છે. શ્લોક સંખ્યા ૮૧૧૦૦.

૧૩ વામનપુરાણ—જેમાં વામનજીના મહિમાનું વર્ણન કર્યું છે. શ્લોક દશ હજાર છે.

૧૪ કૌર્મપુરાણ—લક્ષ્મી કલ્પ પ્રમાણે ઇન્દ્ર તથા ઋષિઓની સમક્ષ શિવપ્રતિ કૂર્મ ભગવાને વર્ણન કર્યું છે. શ્લોક સંખ્યા ૧૭ હજાર છે.

૧૫ મત્સ્યપુરાણ—મત્સ્ય ભગવાને મનુને માટે ધર્મવર્ણન તથા નરસિંહનું વર્ણન કરેલું છે. શ્લોક ૧૪૦૦૦ છે.

૧૬ ગરુડપુરાણ—ગરુડજીથી બ્રહ્માણ્ડની ઉત્પત્તિ આમાં લખેલી છે. ગરુડ કલ્પનું વર્ણન છે. શ્લોક ૧૯ હજાર.

૧૭ બ્રહ્માણ્ડપુરાણ—બ્રહ્માણ્ડનું માહાત્મ્ય છે. ભવિષ્યમાં થનારા કલ્પો પણ વર્ણવ્યા છે. શ્લોક બાર હજાર.

૧૮ લૈંગ—અગ્નિલિંગની મધ્યમાં સ્થિત મહેશ્વરે ધર્મ અર્થ, કામ તથા મોક્ષનું વર્ણન કર્યું છે. શ્લોક સંખ્યા ૧૧૦૦૦

આ અઢાર પુરાણોના સત્ત્વ, રજ, અને તમઃ એ ત્રણ ગુણો પ્રમાણે ત્રણ વિભાગો છે.

માત્સ્ય પુરાણ, કૌર્મ, લૈઙ્ગ, શૈવ, સ્કાન્દ, અને અગ્નિપુરાણ આ છ પુરાણો, તામસ પુરાણ કહેવાય છે. તેમાં બ્રહ્મનું શિવ તરીકે વર્ણન છે. વૈષ્ણવ, નારદ, ભાગવત, ગરુડ, પાદ્મ અને વારાહ એ સાત્વિક છે. તેમાં સત્ત્વગુણના અધિષ્ઠાતા વિષ્ણુની લીલા વગેરે છે. બ્રહ્માણ્ડ, બ્રહ્મ વૈવર્ત, માર્કણ્ડેય, ભવિષ્ય, વામન અને બ્રહ્મ આ છ રાજસ પુરાણો છે. આ પુરાણોમાંથી ઉપપુરાણો પણ થયાં છે.

આ રીતે જોતાં તમામ પુરાણો એક પ્રકારનાં નથી. આથી તેમાંના વિષયો સરખા હોઈ શકે નહિ. અમુક વિષય અમૂક પુરાણ-માં આવ્યો માટે તે તમામ પુરાણોમાં હોવો જોઇએ એવું કાંઈ નથી. જેજે પુરાણોમાં જેજે દેવતાઓથી સૃષ્ટિની ઉત્પત્તિ લખી છે તે પુરા-ણોમાં તે તે દેવતાઓનું માહાત્મ્ય તથા ઇશ્વરતા જણાવ્યાં છે. અલ-બત્ત તે તે દેવતાઓ શ્રીકૃષ્ણની વિભૂતિરૂપેજ છે અને જૂદા જૂદા રૂપે જૂદી જૂદી લીલાઓ કરે છે. જીવોની રાજસી, તામસી અને સાત્ત્વિકી પ્રકૃતિ અનુસાર ધર્મ વિચાર પણ તે રીતે મૂકવાને જૂદી જૂદી રીતે આ પુરાણોની યોજના હતી. આથી તમામ પુરાણોમાં સરખાં વર્ણનો અગર વિષયો ન હોય. તેમજ રાજસ, સાત્વિક કે તામસ એ પુરાણોના પ્રત્યેક વિભાગના પુરાણોમાં પણ સરખાં વર્ણનો નથી. તેથી જો અમુક પુરાણોમાં "રાધા" તત્ત્વ મળી આવતું હોય અને બીજાંમાં મળી ન આવતું હોય તો તેથી તે તત્ત્વ ખરેખર હતુંજ નહિ એમ કહી શકાય નહિ.

મહાભારતમાં "રાધા"નું નામ નથી એમ દલીલ કરવી તે વ્યા-જબી નથી. કારણકે મહાભારતનું પ્રયોજન કૃષ્ણનું જીવનચરિત્ર આપવા માટે નથી. જો તે ઉદ્દેશથી મહાભારત ગ્રંથ લખવામાં આ-વ્યો હોય તો કૃષ્ણનું જીવન ચરિત્ર મૂળથી તે ઠેઠ સુધી આપત, પણ મહાભારતમાં આપણે વાંચીશું તો માલૂમ પડશે કે તેમાં કૃષ્ણના જીવનના અમુકજ પ્રસંગો આપવામાં આવ્યા છે. તે પ્રસંગો માત્ર કૌરવ પાંડવોના યુદ્ધ સાથે જેટલા સંબન્ધ ધરાવે છે તેટલાજ છે. આથી શ્રીકૃષ્ણે ગોકુળમાં જે જે લીલાઓ કરી તે બિલકુલ આપેલ નથી. આમ હોવાથી રાધાનું નામ ત્યાં નજ હોય.

હરિવંશમાં કૃષ્ણના વંશનું ઓળખાણ છે, પણ ત્યાં કૃષ્ણ વિષેની હકીકત ટુંકમાં કહેવાની હોવાથી, રાધાકૃષ્ણના સંબન્ધને ખાસ જણાવ્યો નથી.

બાકી **બ્રહ્મવૈવર્ત** પુરાણના પ્રકૃતિ ખંડમાં રાધા અને કૃષ્ણનો સંબન્ધ બહુજ વિસ્તારથી કહ્યો છે. કારણકે તેનો હેતુ કૃષ્ણ અને રાધાની મધુર લીલા વર્ણવાનો છે.

**શ્રીકૃષ્ણ જન્મ** ખણ્ડના ૧૫ મા અધ્યાયના ૬૭ મા શ્લોકમાં રાધાને કૃષ્ણની મૂલ પ્રકૃતિ–તેમના અર્ધ અંશના સ્વરૂપ તરીકે ઓળખાવી છે[2] તેમ ૧૩ મા અધ્યાયના શ્લોક ૧૦૬, ૧૦૭, ૧૦૮, અને ૧૦૯ માં "રાધા" શબ્દની વ્યુત્પત્તિ સમજાવવામાં આવી છે, તેમાં તે શબ્દના "ર, આ, ધ, આ," આ પ્રમાણે વર્ણો છૂટા પાડે છે, આ વ્યુત્પત્તિમાં "રાધા" શબ્દના ઉચ્ચારથી શું ફલ મળે છે તે જણાવે છે. પણ શ્રીકૃષ્ણ જન્મ ખંડના ૨૩ મા અધ્યાયમાં "રા" એ દાન વાચક છે અને "ધા" નિર્વાણ વાચક છે, તેથી તે (નિર્વાણ) આપનાર "રાધા" કહેવાય છે એમ વ્યુત્પત્તિ આપી છે.[3] વળી બ્રહ્મખંડના પાંચમાં અધ્યાયમાં "રાધા" શબ્દનો ખુલાસો આ પ્રમાણે કર્યો છે. "રાસમાં ઉત્પન્ન થઇને હરિની પહેલાં ગોલોકમાં દોડી જવાથી પહેલાંના જાણનારા તેને રાધા કહે છે"[4]

આ પ્રમાણે બ્રહ્મવૈવર્ત પુરાણમાં રાધાનું નામ છે. ડો. વિલ્સન સાહેબ આ પુરાણને આધુનિક ઠરાવવાનો જે પ્રયત્ન કરે છે તે આધાર વગરનો છે. બ્રહ્મવૈવર્ત પુરાણ તે ૧૮ પુરાણોમાંનું એક છે. અને अष्टादशपुराणानि कृत्वा सत्यवतीसुतः એ વાક્યનુસાર તેના કર્તા પણ વ્યાસ છે. આથી તેને આધુનિક ઠરાવવું તે પુરાણો નહિ સમજનારાઓની એક મિથ્યા પ્રયુક્તિ અગર છલજ છે.

**ભવિષ્યપુરાણમાં** પણ રાધાનું નામ આવે છે. ત્યાં શ્રીકૃષ્ણ નારદને રાધા વિષે નીચે પ્રમાણે જણાવે છે કે "રાધાની સાથે કૃષ્ણ

---

२ ममार्धांशस्वरूपा त्वं मूलप्रकृतिरीश्वरी ॥

३ राकारो दानवाचकः धा निर्वाणश्च तद्दात्री तेन राधा प्रकीर्तिता.

४ रासे सम्भूय गोलोके सा दधाव हरेः पुरः ।
तेन राधा समाख्याता पुराविद्भिर्द्विजोत्तम ॥

નામનો ઉચ્ચાર કરવાથી કેવલ કૃષ્ણના લાખ જપ જપવાથી જે ફલ મળે છે તે ક્ષણવાર (રાધાકૃષ્ણ) નામ લેવાથી મળે છે.[૫]

**પદ્મપુરાણ**ના ઉત્તરખંડ, ૧૬૨મા અધ્યાયમાં કહે છે કે વૃષભાનપુરી નગરીમાં ચિદાનંદ સ્વરૂપા અને ચિદાનંદદાયિની રાધાનો જન્મ થયો હતો.[૬]

તેમાં અન્યત્ર કહે છે કે સર્વ ગોપીઓમાં એકલી રાધાજ વિષ્ણુને (કૃષ્ણને) ઘણીજ પ્રિય હતી.[૭]

આ ઉપરાંત અન્ય ગ્રંથોમાં પણ તેના પુરાવા મળે છે. દેવી ભાગવતના અધ્યાય ૯–૫૦–૨ માં

**राधायाश्चैव दुर्गाया विधानं श्रुतिचोदितम् ॥**

આમાં રાધાને દુર્ગા મુખ્યાશકિત તરીકે માની છે. ૯–૫૦–૫માં તેને સર્વના સારનો પણ સાર અને પરાત્પર કહે છે. (सारात्सारं परात्परम्) તેમ મૂલ પ્રકૃતિરૂપે જણાવી છે. ૯–૫૦–૧૭માં કૃષ્ણની પ્રાણેશ્વરી રાધા છે, અને કૃષ્ણ તેમને અધીન છે તે રાસેશ્વરી પણ કહેવાય છે. તે રાધા સિવાય કૃષ્ણ બિલકુલ સ્થિતિ કરતા નથી.

---

૫ मन्नामलक्षजापेन यत्फलं लभते नरः
तत्फलं स समाप्नोति, राधा कृष्णेति कीर्तनात् ॥

६ चिदानन्द
वृषभानपुरी नाम्ना......
× × ×
चिदानन्दस्वरूपा सा चिदानन्दप्रदायिनी
× × ×
× × राधा नाम्नी विनोदिनी.

७ यथा राधाप्रिया विष्णोस्तस्याः कुण्डं प्रियं तथा ।
सर्वगोपीषु सैवैका, विष्णोरत्यन्तवल्लभा

**कृष्णप्राणाधिदेवी सा, तदधीनो विभुर्यतः ।**
**रासेश्वरी तस्य नित्यं, तया हीनो न तिष्ठति ॥**

આ ગ્રંથના ૯-૫૦-૪૩માં કહે છે કે કોઇ કારણથીજ રાધા વૃષભાનુસુતા તરીકે વૃંદાવનમાં પ્રકટ થયાં.[૮]

**નારદપંચ**રાત્રના ૩ જા અધ્યાયના ૫૦ થી ૫૬ શ્લોકો સુધીમાં વક્તા મહાદેવ જણાવે છે કે "રાધિકાનું ઉપાખ્યાન અપૂર્વ છે, અને તે બહુ દુર્લભ હોવાથી તેનું ગોપન કરવું. તે શ્રવણ કરનારને તાત્કાળિક મુક્તિ આપનારૂં છે, શુદ્ધ છે; વેદના સારરૂપ અને પવિત્ર છે. જેમ શ્રીકૃષ્ણ પ્રકૃતિથી પર છે, અને બ્રહ્મ સ્વરૂપ છે તેમ રાધા પણ બ્રહ્મ સ્વરૂપ અને પ્રકૃતિથી પરા છે. તે સત્યરૂપ છે, કૃત્રિમ નથી, તે હરિની માફક નિત્ય છે.[૯]

**નિર્વાણ તંત્રમાં** વૃન્દાવનનું વર્ણન છે. ત્યાં કહે છે કે આ વૃન્દાવનમાં વસન્ત વગેરે ઋતુઓ નિત્ય હોય છે. અહિંઆં મુરલી-ધર કૃષ્ણ જૂદા જૂદા પ્રકારનાં પુષ્પોના શણગાર ધરે છે. ત્યાં નાના

---

८ केनचित्करणेनैव, राधा वृंन्दावने वने ।
वृषभानुसुता जाता, गोलोके स्थायिनी सदा ॥

९ अपूर्वं राधिकाख्यानं, गोपनीयं सुदुर्लभम् ।
सद्यो मुक्तिप्रदं शुद्ध वेदसारं सुपुण्यदम् ॥

यथा ब्रह्मस्वरूपश्च श्रीकृष्णः प्रकृतेः परः ।
तथा ब्रह्मस्वरूपाच, निर्लिप्ता प्रकृतेः परा ॥

× × ×

न कृत्रिमा च सा नित्यां, सत्यरूपा यथा हरिः ।
प्राणाधिष्ठात्री या देवी राधारूपा च सा मुने ॥

સુખમાં વિલાસ કરનાર **રાધિકા** દેવી મુરલીનું ગાન કરે છે[૧૦]. આ રાધિકા આનંદથી સંયુક્ત છે. તે કૃષ્ણના વામ ભાગમાં રહીને સદા વનમાં ગતિ કરે છે. તે ભક્ત વત્સલ પણ છે.

**રાધાતંત્રમાં** રાધા નામ શાથી પડયું તેની વ્યુત્પત્તિ આપી છે. તે નીચે પ્રમાણે છે.

**रक्ताविद्युत्प्रभादेवी धत्ते यस्मात् शुचिस्मिते ।**
**तस्मात्तु राधिका नाम, सर्वलोकेषु गीयते ॥**

બૃહત ગૌતમીય તંત્રમાં કહે છે—

" રાધિકા એ પરદેવતા છે. તે દેવી કૃષ્ણમયી છે સવ લક્ષ્મીમય તે છે. સર્વનું તેજ–કાન્તિ પણ એ છે. તેમ તે મોહન કરનાર છે."

**देवी कृष्णमयी प्रोक्ता, राधिका परदेवता**
**सर्व लक्ष्मीमयी सर्वकान्तिः सम्मोहिनी परा ॥**

ઉપરનાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે રાધા તત્ત્વ તે કેવલ **બ્રહ્મવૈવર્ત** પુરાણમાંજ નથી પણ **ભવિષ્યપુરાણ** તેમજ **પાદ્મપુરાણમાં** પણ નિરૂપેલું છે. એટલુંજ નહિ પણ દેવી ભાગવત, નારદપંચ રાત્ર વગેરે ગ્રંથોમાં પણ તે આવે છે. આથી બાબૂ બંકિમચંદ્રે "રાધા તત્ત્વ" વિષેનો જે અભિપ્રાય ઉચ્ચારેલો તે ઉતાવળીઓજ માની શકાય. આ વિષેની સંપૂર્ણ સમીક્ષા ,બંગાલી વિદ્વાન્ સુરેન્દ્રમોહન ભટ્ટાચાર્યે વિસ્તારથી કરી છે. તેઓ તેમના " રાધા કૃષ્ણ તત્ત્વ " નામના ગ્રંથની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે લખે છે—

---

૧૦ वसन्ताद्याश्च ऋतवः—
तत्रैव राधिका देवी, नानासुखविलासिनी
वदन्ती मुरलीगानं × × ×
एवमानन्दसंयुक्ता, महावेशविलासिनी ।
वामभागे सदा याति, राधिका भक्तवत्सला ॥

"સ્વર્ગીય વિદ્વાન્ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયે 'કૃષ્ણચરિત્ર' નામનો ગ્રંથ પ્રકટ કર્યો, તે જ્યારે મેં પહેલ વહેલો વાંચ્યો, ત્યારે હું વિદ્યાર્થી અવસ્થામાં હતો, કૃષ્ણની વૃન્દાવનની લીલા એ એક રૂપક છે. તેમાં કેટલીક અસત્ય વાતો છે, અને રાધા નામની કોઈ ગોપી કયારે પણ થઈજ નથી, કોઇ પણ શાસ્ત્ર ગ્રંથમાં રાધાનું નામ નિશાન પણ નથી" આવી બધી વાતો વાંચતાં મારા મનમાં એક પ્રકારનો ખેદ ઉત્પન્ન થયો હતો, અને મનમાં એમ થયું હતું કે શું ત્યારે હિંદુઓ આ બધી વાતથી અજાણ્યા હતા? શું ત્યારે હિંદુઓ આટલા બધા વખતથી એક અશાસ્ત્રીય કથામાંથી ઉત્પન્ન થયેલી દેવીની પૂજા કરતા આવે છે?...........

આ વાતને ઘણાં વરસ થઈ ગયાં છે, છતાં મારા અંતઃકરણની આ સંબન્ધમાં નિવૃત્તિ થઇ નથી. આ શોધખોળને પરિણામે મને સમજાયું છે કે—એક મધુર ધર્મ સ્થાપવો. જીવોનું અધઃપતન થતું અટકાવી તેમની ઉન્નતિ કરવી, અને ત્રણે તાપથી બળતા જીવનાં દુઃખનું આત્યંતિક નિવારણ કરી નિત્યાનંદ આપવો એ ભગવાનના કૃષ્ણાવતારનો હેતુ છે. આ હેતુ પાર પાડવાના માર્ગમાં રાધા હમેશાં તેમની સહચારિણી છે. રાધા સિવાય કૃષ્ણનો તે હેતુ સંપૂર્ણ નિષ્ફળ છે. તેથીજ શાસ્ત્રકારોએ કહ્યું છે કે "**राधासंगं यदा याति तदा मदन-मोहनः**" "બંકિમ બાબુએ લખ્યું છે કે, કોઇ પણ શાસ્ત્ર ગ્રંથમાં રાધાનું નામ નથી પણ હિંદુના **તંત્ર, મંત્ર, પુરાણ** અને **ઇતિહાસમાં** રાધાનું નામ ઘણા વખતથી છે. દરેક મંદિરમાં રાધા કૃષ્ણની પ્રતિષ્ઠા કરવામાં હિંદુએ કાંઈ ખોટું કર્યું નથી. એ પ્રતિષ્ઠા અશાસ્ત્રીય નથી, પણ શાસ્ત્રીય છે."

આ રીતે ભટ્ટાચાર્યે રાધા તત્ત્વને અશાસ્ત્રીય માનનારને એક ગ્રંથ દ્વારા ઉત્તર આપ્યો છે, અને તે તત્ત્વની શાસ્ત્રીયતા જણાવી છે.

તો કોઈ પ્રશ્ન કરે કે ભાગવત જેમાં કૃષ્ણ અને ગોપીઓના પ્રેમનું વર્ણન છે તેમાં રાધાનું નામ કેમ નથી? આનો ઉત્તર તેમણે

પોતાના પુસ્તકના અધ્યાય ૩ પરિચ્છેદ ૯ માં નીચે પ્રમાણે આપ્યો છે.

" ભાગવતમાં રાધાનું નામ છે. અગ્નિમાં જેમ બાળવાની શક્તિ છે, ફુલમાં જેમ સુગન્ધ છે, સાકરમાં જેમ મીઠાશ છે, તેમ ભાગવતમાં રાધા છે. ગોપીના પ્રેમનું વર્ણન કરવું, એજ ભાગવતનો મુખ્ય હેતુ છે–રાધાના પ્રેમનું વર્ણન કરવું એ તેનો મુખ્ય હેતુ નથી. સામાન્ય જીવો તે સરળતાથી ધારણ કરી શકતા નથી, અથવા તે ધારણ કરી શકવાનો અસંભવ છે. **ગોપીતત્ત્વ સંપૂર્ણરૂપે** પ્રતિબિંબિત થયા સિવાય રાધા તત્ત્વ સમજી શકાય નહિ. માટે ભાગવતકારે ગોપીઓના પ્રેમનો ઉલ્લેખ કર્યો છે. કોઇનું પણ ખાસ નામ આપ્યું નથી.

× × × ×

ફુલની સુગંધને દારૂમાં ભીંજવી રાખીને જેમ કુશલ કારીગરો અત્તર તૈયાર કરે છે, અને એ પ્રમાણે અત્તર તૈયાર કરીને તાજા ખીલેલા ફૂલની વાસનું રક્ષણ કરે છે તેમ ભાગવતના ટીકાકારોએ ગોપીના પ્રેમમાંથી રાધાનો પ્રેમ ભક્તિમા ભીંજવી રાખી બહાર આણ્યો છે. ભાગવતમાં રાધા છે કે નહિ, તે ભાગવતની ટીકા વાંચવાથી સમજાશે. "

આ પ્રમાણે 'રાધાતત્ત્વ' વિષેનો પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો છે. પણ તેમણે ભાગવતમાં રાધાતત્ત્વ છે તે તે સિદ્ધ કરનારાં પ્રમાણો તેમના ગ્રંથમાં આપ્યાં નથી, તેમ તે વિષેની ટીકાકારોની ટીકાઓની નોંધ પણ કરી નથી, આપણે હવે તે તરફ આપણું લક્ષ સહજ ફેરવીએ.

એક સામાન્ય નિયમ છે કે જે કંઈ રહસ્યવાર્તા હોય છે તે બધાઓ સમજી શકે તેવી રીતે કહેવામાં આવતી નથી. તેના શ્રવણના અમૂકજ અધિકારીઓ હોય છે. તે હમેશાં ગૂઢ રીતેજ સમજાવવામાં આવે છે તેથી તેને માટેની ભાષા પણ ગૂઢ હોય છે.

જેમ શ્રીફળની અંદરનો રસ શ્રીફળનાં છોતરાં તથા કાચલાની ભાગની અંદર રાખવામાં આવે છે, કે જેથી શ્રીફળને ઉપર ઉપરની નઝરથી જોનારને તે રસ જણાતો નથી, તેમ રાધાતત્ત્વ ભાગવતની ભાષાના પડમાં સૂક્ષ્મરીતે વ્યાપેલું છે.

પ્રથમતો આ રાધા એ આપણે જો સમજીએ તો 'રાધાતત્ત્વ' ભાગવતમાં છે કે નહિ તે આપણને સમજણ પડશે. શ્રીહરિરાયજીએ 'રાધ:શક્તિ તાત્પર્ય' નામનો એક ગ્રન્થ લખ્યો છે તેમાં 'રાધા' એટલે શું તે સમજાવ્યું છે. તેઓ કહે છે કે રાધા શબ્દ નવીન નથી પણ તે વેદમાં પણ છે. ઋગ્વેદમાં તથા સામવેદમાં પણ તે શબ્દ છે. વેદમાં તેને માટે "રાધસ" શબ્દનો પ્રયોગ છે. ए॒न्त्त अग्ने राघः વગેરે વેદ વાકયોમાં તેમજ सोमच्युतं ह्यस्य राधः વગેરે બ્રાહ્મણ વાકયોમાં તે શબ્દ છે. જે મંત્રોમાં અગ્નિના સંબન્ધમાં રાધઃ નો ઉલ્લેખ કર્યો છે તે સાવધાનતાથી વાંચીએ તો આપણને સમજાશે કે અગ્નિ કહેતાં તાપાત્મક, વિપ્રયોગ રસસ્વરૂપ બ્રહ્મના સંબન્ધમાંજ તે રાધાનું વર્ણન છે, એટલે રસસ્વરૂપ બ્રહ્મના સંયોગાત્મક અને વિપ્રયોગાત્મક એવા જે બે પ્રકાર છે, તેમાં વિપ્રયોગાત્મક રસસ્વરૂપ બ્રહ્મને જ અગ્નિ કહેલ છે, તે અગ્નિની સાથે સંબન્ધ ધરાવનારી રાધા તે એ અગ્નિની એક શક્તિ છે. આ **શક્તિ સિદ્ધિ શક્તિ છે.** પરબ્રહ્મની શક્તિઓ અચિન્ત્ય અને અનેક છે. આ શક્તિઓથીજ તેમનું ઐશ્વર્યાદિ છે. જ્યારે જ્યારે ઐશ્વર્યાદિ તેમને પ્રકટ કરવાં હોય ત્યારે ત્યારે આ શક્તિઓથી પોતે પ્રકટ કરે છે. કોઇપણ પુરુષની મહત્તા તેની શક્તિથી મપાય છે. માણસ ગમે તેવો શકિતવાળો હોય પણ જો તે પોતે કર્તવ્યપરાયણ થઇને પોતાની શકિતનો ઉપયોગ કરી ન બતલાવે ત્યાંસુધી તે શકિતવાળો મનાય નહિ. હરકોઈ બાબતમાં જ્યારે માણસ કોઇપણ કાર્ય કરી બતલાવે ત્યારેજ તેની શક્તિનું અસ્તિત્વ સમજાય છે. દરેક મનુષ્ય પોતાનું કાર્ય પોતાની શક્તિથીજ કરી શકે છે. જો માણસ શકિતરહિત હોય તો તેનું પૌરુષત્વ વ્યર્થ

છે. તેજ પ્રમાણે પરબ્રહ્મ જે પુરુષોત્તમ કહેવાય છે તેમનામાં અગાઢ શકિતઓ છે, અને તે શકિતઓથી પોતે નામલીલા, રૂપલીલા તેમ રાસલીલા કરે છે. અન્યલીલામાં તે શકિત, શ્રી, માયા, વિદ્યા, ગીઃ, પુષ્ટિ, ઓજઃ વગેરે નામથી ઓળખાય છે. રસલીલામાં પણ ભગવાન્ પોતાની શકિતઓથી લીલા કરે છે. તમામ શકિતઓમાં એક શકિત મુખ્યા છે. અને બીજી ગૌણ છે. આ મુખ્યા શકિતનું નામ સિદ્ધિ શકિત છે. બીજી જે ગૌણ શકિતઓ છે તે સામર્થ્યરૂપા છે. મુખ્યા-શકિત તે સ્વામિની નામથી ઓળખાય છે. તેનેજ અહિંઆં રાધા કહી છે. જે ગૌણ શકિતઓ છે તે ગોપીઓના નામથી ઓળખાય છે.

ભાગવતના ૧૦–૨૯–૧૦માં નીચેના શ્લોકમાં આ વસ્તુ ઉપમાથી સમજાવી છે.

**ताभिर्विधूतशोकाभिर्भगवानच्युतो वृतः ।**
**व्यरोचताधिकं तात पुरुषः शक्तिभिर्यथा ॥**

ત્યારપછીના શ્લોક ૧૪માં તે વસ્તુ ગોપીઓની પરિષદ્‌ના વર્ણનથી સમજાવી છે. "ગોપીઓની પરિષદ્‌ની મધ્યમાં ભગવાન્ શોભતા હતા હતા" અર્થાત્ ભગવાન્ પોતાની શકિત સહિત શોભે છે. ભગવાનની શોભા શકિત સહિત હોવામાંજ છે, જો પોતે શકિત રહિત થાય તો તેમની શોભા પણ જતી રહે પણ ભગવાન્ તો સદા સર્વદા શક્તિ સહિત છે. આ શકિતઓમાં અમૂક શક્તિઓને તો અમૂક વખતેજ પ્રકટ કરે છે. જ્યારે અમૂક લીલા કરવી હોય તોજ તે શકિતઓને સ્વ સામર્થ્યથી પ્રકટ કરે છે. તે શકિતઓ ગોપીઓછે, પણ જે શકિત સદા સર્વદા ભગવાનની સાથેજ છે, તે શકિત સ્વામિનીરૂપ મનાતાં સિદ્ધિશક્તિ રાધા છે. કૃષ્ણ આ શક્તિ વગર છેજ નહિ. કૃષ્ણ શબ્દમાં "ણ"–શબ્દ જે નિવૃત્તિ–આનંદવાચક છે તે આ સિદ્ધિ શક્તિનોજ અર્થ સૂચવે છે, અર્થાત્ કૃષ્ણ શબ્દમાંજ રાધિકા છે. જેમ દુધમાં સાકર ભળી જાય છે, તેમ કૃષ્ણ શબ્દના અર્થમાં રાધાનો

૧૧. ભાગવતમાં આ બાર શકિતઓનાં નામ આવે છે.

અર્થ મિશ્રિત થયેલો છે. દીપકથી તેની પ્રભા જૂદી નથી, તેમ કૃષ્ણથી રાધા ભિન્ન છેજ નહિ. જ્યાં કૃષ્ણ છે ત્યાં રાધા છે. કૃષ્ણે આનંદ સ્વરૂપે ગોકુલમાં જે જે લીલા કરી છે તે તે લીલાઓ પ્રસંગે રાધા છેજ. પણ જેમ દુધમાં સાકર ગુપ્ત છે તેમ શક્તિરૂપ રાધા તે કૃષ્ણમાં ગુપ્ત છે. આથી કૃષ્ણથી રાધાને જૂદાં ગણીને પૃથક્ પાડીને ભાગવતકારે વર્ણન કર્યું નથી. કૃષ્ણના વર્ણનમાંજ રાધાનું વર્ણન કર્યું છે. સામર્થ્યરૂપ શક્તિ જ્યારે પ્રકટ થાય ત્યારેજ દેખાય છે તેમ સિદ્ધિ શક્તિ નથી, કારણ કે તેતો ઘટ પટ સિદ્ધ પદાર્થોની માફક સર્વદા છેજ. આથી જેમ ગોપીઓનું વર્ણન બધા જાણી શકે તેમ ભાગવતકારે કર્યું છે, પણ રાધાનું તેવું કર્યું નથી.

જો સુગન્ધને ફુલથી જૂદુ પાડી શકાતું હોય, દુધની ધવલતાને દુધથી જૂદી પાડી શકાતી હોય, શર્કરાની મધુરતા શર્કરાથી જૂદી પાડી શકાય તોજ રાધાને કૃષ્ણથી જૂદી ગણીને ગોપીની માફક જૂદુ વર્ણન કરી શકાય. પણ રાધા ભગવાનની સિદ્ધિ શક્તિ શક્તિમાન્ ભગવાનની સાથે અભિન્ન છે, તેથી ભાગવતકારે આ મુખ્યાશક્તિ અને શક્તિમાનને—ભગવાનને જૂદા પાડયા નથી. અને તે રીતે વર્ણન કર્યું નથી. તો પણ જ્યાં જ્યાં કૃષ્ણે રસલીલા—મધુર લીલા કરી છે ત્યાં ત્યાં આ રાધા છેજ. વેણુગીતમાં બંશી બજાવતી વખતે તે છે, તેમ રાસપંચાધ્યાયી તથા યુગલગીતના પ્રસંગમાં પણ છેજ. એ રાધા સિવાય કૃષ્ણની તે તે રસની લીલાજ સંભવી શકતી નથી. એ રાધાશક્તિથીજ કૃષ્ણ રસસ્વરૂપ છે. રસને સિદ્ધ કરનાર તેજ રાધા છે.[૧૨] પ્રભુની માફક તે પણ રસરૂપ હોવાથી લોક અને વેદથી તેનું

---

૧૨ જુઓ વેણુનાદ માસિક વર્ષ ૧ લો અંક ૧ પૃ. ૨ "यथालोके प्रारब्धमपि वस्तु घटादिकं सिद्धयभावेऽपूर्णघटादिशब्द वाच्यं च न भवतीत्युच्यते तथा भगवानपि रसात्मक एतत्साहित्याभावे आलम्बनविभावद्वयात्मकत्वाभावेनापूर्णो रसपदव्यवहार्यश्च न भवति भवतीति भगवतः सिद्धिरेव इति भावः ।

વર્ણન થઇ શકે નહિ.[૧૩] માટે રાધસ્ શબ્દથી સિદ્ધિ શક્તિજ સમજવી.[૧૪]

આ રીતે શ્રીહરિરાયજી રાધાશબ્દનો અર્થ સમજાવે છે; અને આ અર્થમાં જ્યાં રસાત્મક કૃષ્ણની મધુરલીલાનું ભાગવતમાં વર્ણન છે ત્યાં રાધા છેજ. કારણ કે રાધા વગર તે લીલાથી સંભવતી કૃષ્ણની નથી. પણ આ "રાધા"ને ભાગવતકારે ગોપ્ય રાખી છે. કાષ્ટમાં જેમ અગ્નિ છે તેમ કૃષ્ણપદની ભીતર રાધા પદનો અર્થ છે. જેમ પુષ્પનો સૌરભ અગર શર્કરાની મધુરિમા કેવી છે તે શબ્દથી સમજાવી શકાતાં નથી, પણ અનુભવથી (ઘ્રાણ તથા આસ્વાદથી) સ્વયં સમજાય છે, તેમ કૃષ્ણની મધુરલીલામાં રાધાની સન્નિધિ શબ્દોથી ભાગવતકારે સમજાવી નથી, કારણ કે તેમ કરવું તે અશક્ય છે. પણ ભક્તિ રસમાં મગ્ન બનેલાઓ તે કૃષ્ણ સાથે રાધાની લીલાનાં દર્શન કરે છે. આ રીતે રાધાતત્ત્વ ભાગવતમાં છે પણ તે ઘણું ગૂઢ છે, અને તે તત્ત્વને ગૂઢ રાખવામાંજ ભાગવતની મહત્તા છે. વસ્તુને પ્રકટ કરવાથી તેની મહત્તા ઘટી જાય છે; આથીજ કાવ્યશાસ્ત્રમાં પણ વ્યઙ્ગ્યાર્થ અગર ધ્વનિના અર્થવાળા કાવ્યને ઉચ્ચકોટિનું ગણ્યું છે. ધ્વનિનો અર્થજ ગૂઢાર્થ થાય છે. ફક્ત સૂક્ષ્મબુદ્ધિવાળાજ તે અર્થનું ગ્રહણ કરી શકે છે. ઉપર ઉપરની દૃષ્ટિવાળા તે અર્થને જોઈ શકતા નથી, અને તેથી તે કાવ્યની ખૂબી તેમને સમજાતી નથી. તેજ રીતે ભાગવતકારની ગૂઢ શૈલીમાં રાધાતત્ત્વ છે. જ્યાં સુધી તે તત્ત્વ વાચકોના હાથમાં આવે નહિ ત્યાં સુધી કૃષ્ણની લીલાઓ સમજાતી નથી. કૃષ્ણનું પ્રેમસ્વરૂપ, રસાત્મકતા, લોકોત્તર સૌન્દર્ય વગેરે સમજી શકાયજ નહિ. વાચકો ઉચ્ચ અધિકારવાળા હોય છતાં તેમની બુદ્ધિ સૂક્ષ્મ ન હોય તો આ ગૂઢ તત્ત્વને જોઇ શકવાને સમર્થ નથી,

---

१३ रसात्मकत्वेन प्रभुरिव साप्यानिर्वचनीयैव लोकवेदैमेरित्यर्थः

१४ अतोराधरशब्देन सिद्धिरेव प्रकृतेपिज्ञेया ।

તેમ માનીને ભાગવતના કેટલાક ટીકાકારોએ આ "રાધા" તત્ત્વ ભાગવતમાં ક્યાં છે તે તેમની ટીકામાં પ્રકટ કર્યું છે; "વૈષ્ણવ તોષિણી" "બૃહત્તોષિણી" "વિશુદ્ધ રસદીપિકા" "ભાવવિભાવિકા" 'સારાર્થ દર્શિની" વગેરે ભાગવતની વિદ્યમાન ટીકાઓમાં આ પરમતત્ત્વને પ્રકટ કર્યું છે. શ્રીવલ્લભાચાર્યજીની સુબોધિનીમાં માત્ર એટલુંજ જણાવ્યું છે કે કૃષ્ણની લીલાઓમાં મુખ્ય શક્તિરૂપ સ્વામિની છે, પણ તે શક્તિ અતિગોપ્ય હોવાથી તેને પ્રકટ કરવાની જરૂર નથી. જેઓ તે ઉચ્ચ તત્ત્વને ગ્રહણ કરવાને અધિકારી છે તેઓ તો વગર સમજાવ્યે પણ સમજી શકે છે. માટે તે તત્ત્વ ક્યાં છે તે સ્પષ્ટ જણાવવાની જરૂર નથી, એમ ધારીને ક્વચિત્ તેનો નામ નિર્દેશ કર્યો છે.

હવે ભાગતતમાં ક્યાં આગળ "રાધા" તત્ત્વ છે તે વિષે અન્ય ટીકાકારોના મત પ્રમાણે ઉલ્લેખો જોઇએ.

પ્રથમ ઉલ્લેખ રાસ પચાધ્યાયીની શરૂઆતમાંજ છે. તમામ ટીકાકારો એમજ માને છે કે રાધા તે રસરૂપ બ્રહ્મની મુખ્ય શક્તિ છે. તેથી જ્યાં તે બ્રહ્મ રાસલીલા કરે છે, અર્થાત્ જ્યાં ભક્તિ રસમાં મગ્ન બનેલા ભક્તો સાથે પોતાની લીલા કરે છે ત્યાં પોતાની મુખ્ય શક્તિ રાસેશ્વરી રાધાની સાથેજ કરે છે. ભાગવતકાર પણ રાસ-પંચાધ્યાયીના પ્રથમ શ્લોકમાં જણાવે છે. તે શ્લોક આ પ્રમાણે છે.

**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः**
**वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रीतः ॥**

આ શ્લોકમાં કહે છે કે ભગવાને પણ શરદઋતુને લીધે ખીલેલી મલ્લિકાના પુષ્પોથી શોભતી તે રાત્રીઓને અવલોકીને રાસ ખેલવાનું મન કર્યું અને (તે માટે) યોગમાયાનો આશ્રય કર્યો. પોતે રસરૂપ છે, પણ તે રસરૂપને રાસમાં સિદ્ધ કરવાનો હતો ઘટ વગેરે સિદ્ધ થયેલા હોય ત્યારેજ તે ઘટ વગેરે છે એમ કહી

શકાય. મૃત્તિકામાં ઘટ છે પણ જ્યારે તે મૃત્તિકામાંથી બહાર આવે છે ત્યારેજ તે ઘટ વ્યવહાર્ય બને તેમ કેવલ રસરૂપે બ્રહ્મ છે પણ જ્યારે તે ધર્મી સ્વરૂપે તેના ધર્મ સહિત પ્રકટ થાય છે. ત્યારેજ તે રસરૂપ સમજાય છે. રાસમાં નિર્ગુણ ભક્તોને પ્રભુ પોતાના રસસ્વરૂપનો સાક્ષાત્કાર કરાવવા ઇચ્છતા હતા, તે સાક્ષાત્કાર પોતાની સિદ્ધિ શક્તિ વગર—જેનાથી તે રસ છે એવું સિદ્ધ કરનાર શક્તિ વગર બનવું અશક્ય છે. માટે કૃષ્ણે તે શક્તિનો આશ્રય કર્યો અને પછી રાસલીલા આરંભી.

અહિંઆં વાત ખરી છે કે " રાધા " એવો શબ્દ નથી. પણ તેને બદલે યોગમાયા છે. આ યોગમાયા છે, આ યોગમાયા શબ્દ રાધાના અર્થમાંજ છે. તે અન્ય કોઇ અર્થમાં નથી.

સનાતન જીવ ગોસ્વામિકૃત **બૃહત્તોષિણી ટીકા**માં આ યોગમાયાનો અર્થ રાધાજ પ્રકટ કર્યો છે. તે લખે છે—**योगस्य सम्भोगस्य मायामानं पर्याप्तिर्यस्यां सा योगमाया श्रीराधा** अथवा **योगस्य सम्भोगस्य मा लक्ष्मीः सम्पत्तिरिति** यावत् तां याति प्राप्नोति इति योगमाया **श्रीराधैव** तां मनसा उपाश्रितः रासक्रीडायास्तद्धेतुकत्वात् तत् पाद्मे प्रसिद्धमेव । [૧૫]

આ શબ્દ ઉપર ટીપ્પણ કરતાં "**વિશુદ્ધ રસદીપિકા**" નામની ટીકા નીચે પ્રમાણે લખે છે—[૧૬] योगमाया **श्रीराधा** तामुपाश्रितः समीपस्थितः सन् तदाज्ञया ता व्रजसुन्दर्यो वीक्ष्य रात्रीश्च प्रतिज्ञाता वीक्ष्य रमणयोग्या ज्ञात्वा स्वयं **श्रीराधा**सहितस्ताभिस्ताभिः सह चक्राकार मण्डलं कृत्वा रन्तुं क्रीडयितुं मनश्चक्रे । અર્થાત્ આમાં કહે છે કે " શ્રીરાધા " સહિતજ વ્રજસુન્દરીઓનું ચક્રાકાર મંડલ કરીને કૃષ્ણે રમણ કરવાનું મન કર્યું.

---

૧૫ જૂઓ વૃન્દાવનથી પ્રસિદ્ધ થયેલું " શ્રીમદ્ ભાગવત " પૃ. ૯૧૪.
૧૬ જૂઓ વૃન્દાવનથી પ્રસિદ્ધ થયેલું " શ્રીમદ્ ભાગવત " પૃ. ૯૨૦.

વળી चक्रे શબ્દ જે સંસ્કૃત ભાષામાં कृ એટલે કરવું એ ધાતુનું રૂપ છે, પણ તેને આત્મને પદમાં વાપર્યું છે તે વિષે પણ એજ ટીકામાં નીચે પ્રમાણે ખુલાસો કરે છે—रन्तुं मनश्चक्रे एवं चात्मनेपदप्रयोगोऽपि साधुः श्रीराधिकाराधनं कृते एवायं समुद्यमः रेमे तयेत्यत्र च तस्या एव तदात्मत्वेन स्थापयिष्यमाणत्वादिति सङ्क्षेपः આમાં કહે છે કે શ્રીરાધિકાના આરાધન માટેજ આ રાસ માટેનો પ્રયત્ન છે.

જ્યારે કોઇ પણ ક્રિયા પોતાને ઉદ્દેશીને (આત્માને ઉદ્દેશીને) કરવામાં આવે અર્થાત્ જ્યારે તેનું ફળ પોતાનેજ મળવાનું હોય ત્યારે સામાન્યતઃ આત્મને પદનો પ્રયોગ કરવામાં આવે છે. અહિંઆં "રાધા" એજ કૃષ્ણનો આત્મા હોવાથી તેમને માટેજ આ લીલા કરી છે. માટે આત્મને પદનો પ્રયોગ કર્યો છે.

"**ભાવભાવ વિભાવિકા**" ટીકામાં "યોગમાયા" શબ્દને જૂદી જૂદી રીતે સમજાવીને તેનો અર્થ રાધાજ કર્યો છે.

स्वलीलागानश्रवणादिकद्वारा सर्वस्याप्यज्ञमुमुक्षुब्रह्मविज्जनस्य योगाय तत्प्राप्तये माया करुणा दस्या राधायास्तामुपाश्रितः અર્થાત્ અજ્ઞ, મુમુક્ષુ અગર બ્રહ્મવિતને બ્રહ્મ સાથે જે પોતાના કૃપાકટાક્ષથી પ્રાપ્ત કરાવે છે તેનું નામ રાધા છે.[૧૭]

"**સિદ્ધાન્તપ્રદીપ**" ટીકા યોગમાયાનો અર્થ લીલા સૌષ્ઠવ માટે પ્રથમથીજ બ્રહ્મે નિયુક્ત કરેલી સ્વશકિત એમ કહે છે. આનું તાત્પર્ય પણ "રાધા"જ[૧૮] છે. શ્રીવલ્લભાચાર્ય "યોગમાયા" શબ્દને "રાધા" એ નામથી સ્પષ્ટ નહિ કરતાં તે ગોપ્ય હોવાથી તેને "અન્તરંગ શકિત" એટલાજ શબ્દથી પ્રકટ કરેલ છે.

શ્રીભાગવતની રાસપંચાધ્યાયીમાંથી ઉપર આપેલા શ્લોક પછીના શ્લોકમાં અર્થાત્ ૧૦–૨૬ (૨૯)–૨ માં કહે છે કે શ્રીકૃષ્ણે રાસ માટે

૧૭ વૃન્દાવનનું ભાગવત પૃ. ૯૨૬.
૧૮ વૃન્દાવનનું ભાગવત પૃ. ૯૨૮.

સંકલ્પ કર્યો એટલે ઉડુરાજ ચંદ્ર ઉદય પામ્યો, અને તેણે પ્રાચી દિશાના મુખને પોતાના કિરણોથી અજવાળવા માંડયાં. અહિંઆં પણ આલંકારિક અને વ્યંગ્યાત્મક ભાષામાં "રાધા"નું દર્શન ભાગવતકારે કરાવ્યું છે. ઉડુ કહેતાં તારાઓ અને તેમનો રાજા એટલે ચંદ્ર અર્થાત્ અહિંઆં ગોપીઓને તારાઓ સાથે સરખાવી છે, અને તેમની મધ્યમાં સ્થિત રહીને શોભનાર શ્રીકૃષ્ણને તેમના રાજા કહેલ છે. આ ઉડુરાજ (કૃષ્ણ) પ્રાચીદિશાના મુખને શોભાવતા હતા. પ્રાચી દિશા એટલે **રાધા.** કૃષ્ણને રસ પ્રકટ કરવાની લીલા કરવી હતી, તે લીલાની શરૂઆત કરવાને પ્રથમ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે પોતાની સિદ્ધિ શક્તિની મદદ લીધી, અને પછીથી રસ-પ્રાકટયની શરૂઆત માટે સંકલ્પ થતાં તે શક્તિ પણ શોભવા લાગી. આ ગૂઢ તાત્પર્યને ભાગવતકાર પણ છૂપાવી શક્યા નથી. તેમણે પ્રાચીન દિશાને સુશોભિત બનાવનાર ચંદ્રની લીલાને પ્રિયા સાથે લીલા કરનાર પ્રિય સાથે સરખાવી છે. (प्रियः प्रियया इव) અરી રીતે પ્રિય અને પ્રિયાની લીલાને ચંદ્ર અને દિશાની લીલા સાથે સરખાવવી જોઇએ. પણ અહિં બ્રહ્મના રસનું વર્ણન કરવાનું હોવાથી અને રસમાર્ગ લોક તેમ વેદથી ભિન્ન હોવાથી ભિન્ન રીતિથી તે વર્ણન કર્યું છે અર્થાત્ ચંદ્ર અને દિશાની લીલાને પ્રિય અને પ્રિયાની લીલા સાથે વર્ણવી છે. પ્રિય અને પ્રિયા કહેતાં કૃષ્ણ અને રાધિકા તે ઉપમેય છે અને ચંદ્ર અને દિશા ઉપમાન છે તેને બદલે આ રસમાર્ગનું વર્ણન હોવાથી પ્રસિદ્ધ ઉપમેયને ઉપમાન અને ઉપમાનને ઉપમેય તરીકે વર્ણવ્યા છે. આ ઉલટા ક્રમના વર્ણનમાં પણ રાધા અને કૃષ્ણની લીલાજ સમજાય છે. બૃહત્ક્રમસંદર્ભમાં प्रियाया राधाया मुखं लिम्पन् ।[૧૯] એવા શબ્દો છે. "ભાવભાવ વિભાવિકા" માં પ્રાચી દિશા માટે प्राच्याः पूर्वाया **नित्यकृष्णप्रियाया** इव[૨૦] विलिम्प-

૧૯ જૂઓ વૃન્દાવનનું ભાગવત પૃ. ૯૩૦.
૨૦ જૂઓ વૃન્દાવનનું ભાગવત પૃ. ૯૩૧.

न्नुद्गतः એમ વાક્ય છે. તે પ્રાચી એટલે પૂર્વ દિશા તે કોણ ? તો જણાવે છે કે તે કૃષ્ણની નિત્ય પ્રિયા. આ નિત્યપ્રિયા કોણ એમ કોઇને શંકા થાય તે ત્યાં એજ ટીકાકાર "[૨૧]नित्य प्रियायाः श्रीमत्या **राधाया** मुखमरुणेन कुङ्कुमाद्यङ्गरागेण विलिम्पन् એ શબ્દોથી "રાધા" એમ જણાવે છે. શ્રીવલ્લભાચાર્યે આજ આશયને "રાધા" નામ પ્રકટ નહિ લેતાં ગૂઢ રાખીને "तस्य ( चंद्रस्य ) रेतोरुचः तस्यां ( दिशि ) उद्गतः" એવા શબ્દોથી પ્રકટ કરેલ છે. શ્રીહરિ પછીના શ્લોકમાં તે ચંદ્રને માટે [૨૨]रमानन વિશેષણ છે, તે સમયે જે ચંદ્ર ઉદય પામ્યો તે કેવો હતો, તો કહે છે કે રમાના મુખ જેવો. આ "રમા" શબ્દનો અર્થ પણ ટીકાકારો રાધા કરે છે. "સારાર્થદર્શિની" ટીકામાં તેનો ખુલાસો આ પ્રમાણે કરે છે.[૨૩] "सर्वलक्ष्मीमयी सर्वकान्तिः सम्मोहिनी परा" इति स्मृतः रमा **श्रीराधा** रमन्ते रमयन्तीति वा रमा गोप्यश्च तास्तमान-नस्येवाभा यस्य तम् રમા એટલે લક્ષ્મી અર્થ સાધારણ રીતે કરવામાં આવે છે, પણ અહિંઆં તે અર્થ લેવાનો નથી. લક્ષ્મી એટલે કાન્તિ સર્વ કાન્તિની પણ કાન્તિ, જે બધાઓને ભગવાનને પણ મોહ પમાડનારી છે તે રમા એટલે રાધા અર્થ લેવાનો છે. અથવા 'રમા' બહુવચન લઇએ તો ગોપીઓ અર્થ કરવાનો છે. રાધા તથા ગોપીઓના મુખના જેવી જેની શોભા છે એવા તે ચંદ્ર કહેતાં કૃષ્ણ ઉદય પામ્યા.

"વિશુદ્ધરસદીપિકા"કાર[૨૪] પણ આ અર્થને અનુમોદન આપે છે. તેમજ ધનપતિકૃત "ભાગવતગૂઢાર્થદીપિકા"માં[૨૫] પણ આજ અર્થ છે.

---

૨૧ જૂઓ વૃન્દાવનનું ભાગવત પૃ. ૯૩૨.
૨૨ જૂઓ ભા. ૧૦-૨૬ (૨૯) ૩.
૨૩ જૂઓ વૃન્દાવનનું ભાગવત પૃ. ૯૩૫
૨૪ ,, ,, ,, ૯૩૬
૨૫ ,, ,, ,, ૯૩૬

આ રીતે રાસપંચાધ્યાયીમાં ટીકાકારોના મતે રાધાતત્ત્વ છેજ.

ભા. ૧૦–૨૬ (૨૯)–૪૮મા શ્લોકમાં કહે છે કે ગોપીઓના સૌભગમદ તથા માન જોઇને કૃષ્ણ તેનું નિવારણ કરવા તથા તેમના ઉપર કૃપા કરવાને ત્યાંજ અન્તર્હિત થયા. આ [૨૬] શ્લોકમાં अन्तरधीयत પદ છે. તે ઉપર ટીકાકારોનું એવું મન્તવ્ય છે કે કૃષ્ણ એકલા અન્તર્ધાન થયા નથી પણ એકજ ગોપીની સાથે અન્તર્હિત થયા છે, આ ગોપી તે "રાધા" છે. ગોપીની સાથે અન્તર્હિત થયા છે તેનો પુરાવો ભા. ૧૦–૨૭ (૩૦)–૨૭માંથી મળી આવે છે. કૃષ્ણને વનમાં શોધતાં ગોપીઓની નઝરે કોઇક ગોપીનાં પગલાં પડે છે, તે પગલાં સાથે કૃષ્ણનાં પણ પગલાં હતાં. આ પગલાંના રસ્તે રસ્તે ચાલતાં આગળ જાય છે ત્યારે તેજ ગોપી જે કૃષ્ણ સાથે ચાલી ગયેલ અને જેને પણ કૃષ્ણ વનમાં એકલા રહેવા દઇને અન્તર્ધાન થયા હતા, તે "હે નાથ! હે રમણ! પ્રિયતમ! હે મહાબાહુ! આપ ક્યાં છો? હું આપની કૃપણ દાસી છું. હે સખા! મને પ્રત્યક્ષ આપ દેખાવ" (ભા. ૧૦–૨૭ (૩૦)–૩૯) એ પ્રમાણે વિલાપ કરતાં જોયાં. આ પ્રસંગ સમજવાને ભા. ૧૦–૨૭ (૩૦)–૪૧ સુધીના શ્લોકો બરાબર વાંચવા. આથી સ્પષ્ટ છે કે કૃષ્ણ એકલા અન્તર્હિત નહોતા થયા પણ એક ગોપીની સાથે થયા હતા. આ ગોપી તે 'રાધા' છે એમ ભાગવત ઉપરના કેટલાક ટીકાકારો કહે છે.

ઉપર જણાવેલા ભા. ૧૦–૨૬ (૨૯) ૪૮ માં આવેલા अन्तरधीयत પદ ઉપર ટીકા કરતાં "વૈષ્ણવ તોષિણી" કાર જીવ ગોસ્વામી આ પ્રમાણે લખે છે—

[૨૭]अत्र वक्ष्यमाणानुसारेण श्रीराधयैव सहान्तर्धानं ज्ञेयम् "અહિંઆં કહેવાતી રીતિ પ્રમાણે શ્રીરાધાની સાથેજ અન્તર્ધાન સમજવું જોઇએ.

---

૨૬ तासां तत्सौभगमदं वीक्ष्य मानं च केशवः ।
प्रशमाय प्रसादाय तत्रैवान्तरधीयत ॥

૨૭ જૂઓ વૃન્દાવનવાળું ભાગવત પૃ. ૧૦૯૦

"સારાર્થદર્શિ"ની ટીકાના લેખક વિશ્વનાથ ચક્રવર્તી લખે છે–[28]अत्राग्रिमग्रन्थदृष्ट्या श्रीवृषभानुनन्दिनी बलाद् गृहीत्वैवेति ज्ञेयम् "અહિંઆં આગળ ગ્રન્થનું અનુસન્ધાન જોતાં સમજાશે કે શ્રીવૃષભાનુની પુત્રી (રાધાને) બલાત્કારે ગ્રહણ કરીનેજ ચાલ્યા ગયા છે એમ સમજવું."[29]

"વિશુદ્ધ રસ દીપિકા"માં પણ तिरोहितोयं श्रीराधा सहितोप्य दृश्यो जातः इति भावः એવા શબ્દો છે, અને તેથી એમ જણાવે છે કે કૃષ્ણ રાધાની સાથેજ તિરોહિત થયા છે છતાં પણ અદૃશ્ય છે.

ભા. ૧૦–૨૭ (૩૦) ૨૮ માં अनयाराधितोनूनम् એ શબ્દો ઉપર "બૃહત્તોષિણીકાર" સનાતન ગોસ્વામિ ટીકા કરતાં લખે છે કે पश्चाच्च श्रीराधादेव्यास्तानि पदानि परिचित्याश्चर्यतःस्तन्नाम निरुक्तिद्वारा तस्या भाग्यं सहर्षमाहुः । આમાં કહે છે કે ભાગવતકારે અત્યાર સુધી રાધાનું નામ ગુપ્ત રાખ્યું હતું તે હવે તે ગુપ્ત પણ રાખી શકતા નથી, અને आराधितः પદમાં તે નામનો ભેદ ઉઘાડો પાડે છે. आराधितः એ ભગવાનનું વિશેષણ છે. તેનો અર્થ એ છે કે રાધાથી તે પ્રસન્ન કરાયલા અથવા "રાધા સહિત" માટે "આરાધિત."

"વૈષ્ણવ તોષિણી"કારે પણ સ્પષ્ટ કર્યું છે કે राधयति आराधयति इति राधेति नामकरणञ्च दर्शितम् ॥

આ રીતે ટીકાકારોની દૃષ્ટિએ ભાગવતમાં રાધા તત્ત્વ છેજ. તે ગોપ્ય હોવાથી ભાગવતકારે વાચ્યાર્થથી જણાવ્યું નથી, પણ જેમ પુષ્પમાંથી કુશળ વૈજ્ઞાનિકો અત્તર બનાવે છે તેમ માર્મિક સૂક્ષ્મ દૃષ્ટિવાળા ટીકાકારોએ તેમની ટીકામાં તે "રાધા તત્ત્વ" ને ખેંચી આણ્યું છે. શ્રીવલ્લભાચાર્યે તે ગોપ્ય તત્ત્વને ગોપ્યજ રાખ્યું. કારણ કે ભાગવતકારે જે તત્ત્વ ગોપ્ય રાખ્યું છે તેને ગુપ્ત રાખવુંજ જોઇએ. માત્ર પ્રેમ ભક્તિમાં આગળ વધેલાઓ વગર

---

૨૮ જૂઓ વૃન્દાવનવાળું ભાગવત પૃ. ૧૦૯૧

૨૯ જૂઓ વૃન્દાવનવાળું ભાગવત પૃ. ૧૦૯૧

સમજાવે આપોઆપજ સમજી શકશે એમ માનીને તે તત્ત્વ જણાવવાને સુબોધિની ટીકામાં પ્રયત્ન કર્યો નથી. તેઓ કૃષ્ણ એટલે રસાત્મક સ્વરૂપ સમજે છે, અને તે રસને બે પ્રકારનો જણાવે છે. આ વેણુગીત ઉપરની સુબોધિની ટીકામાં સૂક્ષ્મ રીતિથી જણાવ્યું છે. रसोहिद्विविधः । धर्मसहितः केवलश्च । केवलोनाट्ये प्रसिद्धः धर्मसहित सम्भोगे। આમાં ધર્મસહિત રસરૂપ કૃષ્ણ "રાધા" યુક્ત છે; કારણ કે તે સિવાય આનો ભોગ બની શકતો નથી, એટલે "કૃષ્ણ" શબ્દમાંજ "રાધા" નો અર્થ અન્તર્હિત રહેલો છે. જેમ કાષ્ટમાં અગ્નિ છે તેમ કૃષ્ણમાં રાધા છે. આ રાધા સહિતજ કૃષ્ણે મધુરલીલા કરેલી છે. આ મધુર રસ ગોપ્ય છે. તેને પ્રકટ કરવામાં આવે તો રસાભાસ થઇ જાય. માટે ભાગવતકારે ગૂઢ ભાષામાં વ્યંગ્યાર્થ શૈલિમાં પ્રકટ કરેલ છે. શ્રીવલ્લભાચાર્યે પણ તે ગૂઢ ભાવને જો કે સમજાવ્યો છે; પણ તે તદ્દન પ્રકટ કરવા જતાં રસાભાસ ન થઈ જાય માટે ભાગવતમાં કાવ્યની ગૂઢ શૈલિજ રાખી છે. આથી સામાન્ય દૃષ્ટ્યા આ અલૌકિક પરમગૂઢ તત્ત્વ વાચકોને દૃષ્ટિગોચર ન થાય એ સ્વાભાવિક છે. પુષ્ટિસંપ્રદાયમાં "રાધા" ને "સ્વામિની" એ શબ્દથી ઓળખાવે છે. ગોપીઓને માટે પણ સ્વામિની શબ્દ છે. રાધા એ મુખ્ય સ્વામિની છે અને અન્ય ગોપીઓ તે સાધારણ સ્વામિની છે. શ્રીવલ્લભાચાર્યની ભાષામાં તો "સ્વામિની" શબ્દ પણ ખુલ્લે ખુલ્લો નથી, પણ તેમના પુત્ર **શ્રી વિઠ્ઠલેશ શ્રી ગુસાંઈજી**એ સુબોધિની ઉપરની "ટિપ્પણી" નામની ટીકામાં "સ્વામિની" શબ્દનો પરિચય કરાવ્યો છે. આ સ્વામિનીઓનાં આગળ જતાં અમુક નામથી જેમકે રાધા, ચંદ્રવલી, લલિતા વગેરે જે નામો છે તે પછી થઇ ગયેલા શ્રી ગોકુલનાથજી તથા સૂરદાસાદિ અષ્ટસખાની વાણીમાંથી દાખલ થયા હોવાનું જણાય છે. કૃષ્ણ ચૈતન્યના ગોડિઆ સંપ્રદાયમાં રાધા તત્ત્વનું પ્રાધાન્ય છે. તેમાં કૃષ્ણ કરતાં પણ રાધાતત્ત્વ અધિક મનાય છે.

કારણકે કૃષ્ણ પણ રાધાને અધીન થઇને તેમની ઇચ્છા પ્રમાણેજ સર્વ કરે છે એમ તેઓ માને છે. શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિસંપ્રદાયમાં કૃષ્ણ એજ પરમતત્ત્વ છે, અને "રાધા" તેમની મુખ્ય શકિત છે પણ આગળ જતાં તેમાં પણ ગોડીઆ સંપ્રદાયની માફક અષ્ટસખાઓની વાણીદ્વારા સ્વામિનીભાવનું પણ પ્રાધાન્ય થયું. જોકે સેવાના ક્રમમાં તો કૃષ્ણનુંજ સેવ્યત્વ છે; અને કૃષ્ણનીજ સેવા થાય છે.

અહિંઆં રાધાતત્ત્વનો વિકાસ કેવી રીતે થયો તે આપણે જોયું. તે તત્ત્વનું બીજ વેદની "एतत्ते अग्ने राधः" જેવી શ્રુતિ છે. ભાગવતમાં રાસલીલાદિ કૃષ્ણની મધુરલીલાના વર્ણનમાં તેનાં અંકુરો ફુટયાં છે, અને ટીકાકારોની ટીકાઓમાંથી થડ તથા શાખાઓ ફુટી છે. અને ભકતોના સ્વાનુભવથી તેનાં ફળો થયાં છે. આ રીતે "રાધાતત્ત્વ" નો વિકાસ છે. જેમ ખેતરમાં શેરડીનું બીજ રોપવામાં આવે તેમાંથી શેરડી થાય, તેને કોલમાં પીલીને રસ કઢાય. પછીથી તેની ખાંડ બને, તે ખાંડનો ઘઉંના લોટ તથા ઘી સાથે મેળવીને લાડુ બને, અને પછી જ્યારે તે લાડુ ખાવામાં આવે ત્યારેજ તેનો આસ્વાદ બધાને થાય છે. તે આસ્વાદ કરનારા એમજ સમજે છે કે તેઓ લાડુજ ખાય છે. પણ તેઓ શેરડીના રસના લાડુ ખાય છે તેનું તેમને ભાન નથી. તેજ પ્રમાણે જ્યાં જ્યાં આનંદનો અનુભવ થાય છે ત્યાં ત્યાં સર્વત્ર પરમાત્માની શક્તિરૂપ રાધાથીજ તેનો અનુભવ છે. જો કે આનંદનો અનુભવ કરનારાને તેનું જ્ઞાન નથી. આ રસરૂપ પરમાત્માની શક્તિ સર્વત્ર વ્યાપેલી છે. શકિત બ્રહ્મની માફક સર્વત્ર વ્યાપેલી હોવાથી, તથા રસરૂપ બ્રહ્મની એ શકિત રસરૂપ હોવાથી તેનું કોઇપણ નામથી પરિજ્ઞાન કરાવવું અશકય છે તેથીજ ભાગવતકારે તેનું નામ ઓળખાવ્યું નથી. પણ ટીકાકારોને તે સ્પષ્ટ કરવાની જરૂર પડી તેથી તેને અમૂક નામથી ઓળખાવ્યું. પાછળથી ભક્તકવિઓએ જેમ જેમ તે રસરૂપનો અનુભવ કરતા ગયા અને તે રસની શક્તિને ઓળખતા ગયા તેમ તેમ તે લીલાને જૂદી જૂદી રીતે વર્ણવી.

આ વિવેચનથી ટૂંકમાં એટલુંજ સમજવાનું છે કે ભાગવતમાં રાધા તત્ત્વ નથી એમ કહેવું એ તદ્દન જૂઠાણું છે. તે તત્ત્વ છે, પણ પ્રકટ નથી. રાધાનો અર્થજ રસરૂપ બ્રહ્મની મુખ્ય શક્તિ છે. તે શક્તિ યુક્ત બ્રહ્મનું નામજ શ્રીકૃષ્ણ છે તેથી શ્રીકૃષ્ણે જ્યાં જ્યાં મધુર લીલા કરીને ભક્તિરસને વહેવડાવ્યો છે ત્યાં ત્યાં પોતાની મુખ્ય શક્તિરૂપ રાધા છેજ.

રાધાનું સ્વરૂપ શું છે અને તે અને શ્રીકૃષ્ણનો સંબંધ શો છે "બ્રહ્મવૈવર્ત પુરાણ" માં આપ્યો છે તે નીચે પ્રમાણે છે:—

"હે રાધિકે ! તું મને પ્રાણથી પણ વધારે વહાલી છે. તું મારી ઉત્તમોત્તમ પ્રિયતમા છે. તારા અને મારામાં બિલકુલ ભેદ નથી. જેમ દુધમાં ધવલતા છે, અગ્નિમાં બાળવાની શક્તિ છે, પૃથિવીમાં ગન્ધ છે, તેજ પ્રમાણે હું તારામાં છું. જેમ માટી વગર કુંભાર ઘડો બનાવી શકતો નથી, **તેમ તારા વિના હું આ સૃષ્ટિ સર્જવાને શક્ત નથી.** તુંજ સૃષ્ટિનો આધાર છું. હું અચ્યુત બીજ રૂપ છું. જેમ ઘરેણાં દેહને શોભાવે છે તેમ મારી શોભા તારાથી જ છે. જ્યારે હું તારા વગરનો હોઉં ત્યારે લોક મને માત્ર કૃષ્ણ તરીકેજ ઓળખે છે. પણ જ્યારે તારી સહિત હું હોઉં ત્યારે મને શ્રીકૃષ્ણ કહે છે. તુંજ શ્રી છું, સંપત્તિ છું, આધારરૂપ છું, સર્વ શક્તિઓ તારાથીજ છે, તું સ્ત્રી અને હું પુરૂષ એટલોજ આપણા બેનો ભેદ છે. હું તેજરૂપ છું, તું પણ તેજરૂપા છે. પણ હું શરીરી થાવું છું, તું અશરીરિણી છું × × તું મારૂં અર્ધું સ્વરૂપ છું. મૂલ પ્રકૃતિ છું" આ વર્ણન ઉપરથી રાધા તે કૃષ્ણની-રસાત્મક કૃષ્ણની મુખ્ય શક્તિજ છે એ સ્પષ્ટ જણાય છે.

આથી જેઓ એમ માને છે કે રાધા તત્ત્વ અશાસ્ત્રીય છે અને જયદેવની ગીતગોવિન્દ પછીથીજ આ દેશના વૈષ્ણવ ધર્મમાં તે વધારે પ્રચાર પામ્યું છે એ માનવું યુક્ત નથી.

## પ્રકરણ ૪ થું.

## ગોપી તથા રાસની નિર્દુષ્ટતા.





ધાતત્ત્વ" વિષે નિર્ણય કર્યા પછી હવે આપણે ગોપી વિષે વિચાર કરીએ. ગોપીની શાસ્ત્રીયતા વિષે કોઇપણ વાંધો લઇ શકે એમ નથી, કારણ કે દશમ સ્કન્ધમાં ઠેકાણે ઠેકાણે ગોપ અને ગોપીના ઉલ્લેખો છે, એટલુંજ નહિ પણ ગોપીઓની સાથે કૃષ્ણે રાસલીલા કરી તેનું વર્ણન કરવાને ભાગવતકારે રાસપંચાધ્યાયી રચી છે, આ ઉપરાંત વસ્ત્રહરણ પ્રસંગ, વેણુગીત, યુગલગીત, ભ્રમરગીતમાં પણ ગોપી છે. કૃષ્ણની બાળલીલાના વર્ણનમાં ગોપીતત્ત્વ વ્યાપેલું છે. રાધાતત્ત્વ ગોપ્ય છે. જ્યારે ગોપીતત્ત્વ સ્પષ્ટ છે. આ ગોપીઓ સાથે શ્રીકૃષ્ણે જે જૂદી જૂદી લીલાઓ કરી તે માટે ઘણાઓ તેમાં દોષ જૂએ છે, તથા કેટલાકો કૃષ્ણે ગોપીઓ સાથે કરેલા રાસના વર્ણનને દોષરૂપ ગણે છે. આ વિષેનો વિચાર પછીના પ્રકરણમાં કરીશું. અહિંઆં તો ગોપી એટલે શું તે સમજવા માટે આપણે સહજ ધ્યાન આપીશું.

આપણામાંના ઘણાઓની એવીજ માન્યતા થઇ ગઇ છે કે ગોપીઓ એટલે વ્રજમાં રહેનાર આહીર જ્ઞાતિની અમૂક ગોપની સ્ત્રીઓ. તેઓ શ્રીકૃષ્ણના રૂપથી તેમનામાં બહુજ આસક્ત થઇ ગઇ હતી, અને શ્રીકૃષ્ણે પણ તેમની સાથે ઘણીજ છૂટ લીધી હતી. આ માન્યતા કેટલી ભૂલભરેલી છે તે ભાગવતની ટીકાઓ વાંચતાં સ્પષ્ટ થાય છે. ભાગવતકાર જે પરમ સંન્યાસી હતા તે કોઇ કામી પુરૂષના પ્રેમને ચિત્રે, તથા મરણના ભયથી ત્રસ્ત થયેલ જનમેજય

રાજા પણ ઉત્સુકતાથી તે શ્રવણ કરે તે તદ્દન અસંભવિત છે. માટે "ગોપી"નું રહસ્ય આપણે સમજવાની જરૂર છે. જેમ રાધા તે રસાત્મક શ્રીકૃષ્ણની મુખ્ય શક્તિ—અન્તરંગ **સિદ્ધિ** શક્તિ છે તેમ ગોપીઓ તેજ રસની **સામર્થ્યરૂપા** શક્તિઓ છે. શ્રુતિમાં જે એમ કહેવામાં આવ્યું છે કે બ્રહ્મે રમણ કરવાને માટે જગતરૂપ ક્રીડાભાણ્ડ સર્જીને પછીથી તેમાં પોતામાંથી, અગ્નિમાંથી વિસ્ફુલિંગો વ્યુચ્ચરણ પામે તેમ અનેક જીવોને પણ સર્જ્યા, અને આ રીતે પોતે જીવ રૂપ થઇને ક્રીડા કરવા લાગ્યા. આ ક્રીડાભાણ્ડમાં રસલીલા માટેની પોતાની શક્તિઓ તે ગોપી છે. અર્થાત્ **પ્રેમરસમાં મગ્ન બનેલાં ભક્તો તેનું નામ ગોપી છે.** ગોપી એટલે સ્ત્રીઓ નહિ, પણ **સ્ત્રીભાવવાળા ભક્તો.** પુરુષ અને સ્ત્રીમાં મુખ્ય ભેદ એ છે કે પુરુષમાં બુદ્ધિનું પ્રાધાન્ય હોય છે જ્યારે સ્ત્રીમાં હૃદયનું પ્રાધાન્ય છે. રસસ્વરૂપ પરબ્રહ્મની પ્રાપ્તિ જ્ઞાન, બુદ્ધિ વગેરેથી થતી નથી પણ પ્રેમરસથીજ બને છે. આ પ્રેમરસનું બીજું નામ સ્ત્રીભાવ છે. ગોપી તે સ્ત્રીભાવની મૂર્તિ છે. આથી તેઓ સ્ત્રીઓ હતી એમ સમજવું નહિ પણ સ્ત્રીભાવ—પ્રેમભાવવાળા ભક્તો છે. આ ભક્તો અન્ય જીવોની માફક બ્રહ્મના—ભગવાનના અંશજ છે—શક્તિઓ છે. પોતાની રસાત્મક લીલા કરવાને રસની સામર્થ્યશક્તિ રૂપ જીવોને જે પ્રકટ કરવામાં આવ્યા તેજ ગોપી છે. આથી ગોપી એટલે પરમાત્મામાં વિશુદ્ધ અને પરમ પ્રેમભાવયુક્ત ભક્તો. આવા ભક્તો સાથેજ શ્રીકૃષ્ણે રાસ ખેલ્યો છે.

ભગવાન પ્રેમ સ્વરૂપ હોવાથી પ્રેમથીજ તે પ્રાપ્ય છે. ભગવાન સાથેના પ્રેમનાં કુંડાળાં જૂદાં જૂદાં હોઈ શકે. જીવો ભગવાનના પોતે દાસ છે એમ માનીને તેમને ભજી શકે. અગર ભગવાન પિતા છે તેમ માનીને સ્નેહ દેખાડી શકે. અગર ભગવાન પોતાના મિત્ર છે એમ માની સ્નેહ દેખાડે અગર ભગવાન પિતા છે અને ભક્ત પોતે ભગવાનની પત્ની છે, અગર ભગવાન્ માશૂક અને પોતે

આશક માનીને સ્નેહ દેખાડી શકે, આ તમામ પ્રકારોમાં ભગવાનને પતિ માની અને પોતાને પત્ની માનીને, પતિ પત્નીના ભાવથી જો ભક્ત પ્રેમ દર્શાવે તો તે પ્રેમ ઉત્તમ પ્રકારનો–ચઢિઆતો બને છે. પતિ પત્નીના પ્રેમમાં કોઈ પણ ઉપાધિ હોતી નથી, તેમાં કોઇ પણ સંકોચ પણ નથી. તેમ ઉત્તમ પ્રકારનાં સ્વાપર્ણો છે. તેમાં લોકલજ્જા અગર અન્ય મર્યાદાઓ નથી. તે પ્રેમનો પ્રવાહ અસ્ખલિત અને અનાકુંચિત છે. તે પ્રેમના પ્રવાહમાં કોઇ મલિનતા પ્રવેશી શક્તી નથી. તેમાં કૃત્રિમ આદર નથી. તે અહેતુક છે. તેમના પ્રેમનું કારણ પ્રેમજ છે. પ્રેમની ખાતરજ પત્ની પતિને ચાહે છે તથા તેની સેવામાં તત્પર રહે છે. આવા પ્રેમભાવ યુક્તવાળા ભક્તોનેજ ભાગવતકારે ગોપી કહેલ છે. **ગોપ જ્ઞાનયુક્ત, સખા ભાવથી ભગવાનને પ્રાપ્ત કરનાર ભક્તો છે, અને ગોપીઓ કેવળ પ્રેમભાવવાળા ભક્તો છે.** ગોપોને ભગવાને પ્રકટ બ્રહ્માનંદના હ્રદમાં મગ્ન કર્યા. જ્ઞાનનું ફળ બ્રહ્માનંદ છે–મુક્તિ છે, પણ પ્રેમ ભક્તિનું ફળ તેથી પણ પરમ છે. તે ફળનું નામ ભજનાનન્દ છે. આ ભજનાનન્દનું દાન પ્રેમભક્તિવાળા ભક્તો ગોપીઓને રસાત્મક શ્રીકૃષ્ણે રાધાદ્વારા આપ્યું. રાસ પંચાધ્યાયીના આરંભમાં શ્રીવલ્લભાચાર્ય આ બાબત નીચેની કારિકાથી સમજાવે છે.

[1] ब्रह्मानन्दात्समुद्धृत्य भजनानन्दयोजने ।
लीला या युज्यते सम्यक् सा तुर्ये विनिरूप्यते ॥

આ કારિકામાં જણાવે છે કે ગોપીઓને બ્રહ્માનન્દથી પણ પર ભજનાનંદમાં વિનિયોગ કરવો હતો માટેજ રાસની લીલા કરી. તે લીલા આ ચોથા ફલ પ્રકરણમાં કહી છે. રાસનું પ્રકરણ તે ફલ પ્રકરણ કહેવાય છે.

---

૧ જૂઓ રા. તેલીવાળાનું "સુબોધિની તામસ ફલ પ્રકરણ" પૃ. ૧

ભગવાન્ કૃષ્ણે આ સ્ત્રીઓ-ગોપીઓ સાથે રમણ શા માટે કર્યું તેનું કારણ પણ નીચેની કારિકામાં જણાવે છે.

[२]स्त्रिय एव हि तं पातुं शक्तास्तासु ततः पुमान् ।
अतोहि भगवान् कृष्णः स्त्रीषु रेमे ह्यहर्निशम् ॥

સાધારણ રીતે આ રસનું પાન કરવાને સ્ત્રીઓજ શક્ત છે, અને તેમના દ્વારાજ પુરુષને તે રસ મળી શકે છે. માટેજ ભગવાને અહિંઆં તે પ્રેમભાવનું પાન કરવાને સમર્થ ગોપીઓ સાથે રમણ કર્યું.

હવે ભગવાનને જે પતિ પત્નીના ભાવથી ભજવાના છે તે ભાવ પણ બે પ્રકારે હોઈ શકે છે. એક ભાવ પ્રમાણે સ્ત્રી પોતાના પરણેલા પતિનેજ પતિ ભાવથી ભજે છે. જ્યારે કેટલીક સ્ત્રીઓ પોતાના પરિણીત પતિને પતિ માનતાં નથી પણ અન્યને પતિ તરીકે માને છે. આ બન્ને પ્રકારના ભાવમાં પ્રેમ છે. પણ જે પત્ની પોતાના પતિની સાથે હમેશાં રહે છે તેના ભાવમાં કવચિત્ શિન-લતા અગર શૈથિલ્ય હોવાનો સંભવ રહે છે પણ અન્ય પ્રકારમાં તે શૈથિલ્ય હોતું નથી. ઉલટું તેમાં ઉષ્ણતા તથા ઉત્કટતા વધતી જાય છે. એકમાં સ્ત્રીના હૃદયમાં પતિ પ્રેમ છે અને બીજામાં સ્નેહી માટેનો પ્રેમ છે. પતિ કરતાં સ્નેહીનો દરજ્જો ઉંચો છે. આથી ભક્તના ભાવ પ્રમાણે પ્રભુ પતિ તરીકે અગર સ્નેહી તરીકે ભજાય છે. માટેજ આ ગોપીઓ બે પ્રકારનાં મુખ્ય હતાં. એક પ્રકારનાં ગોપીજન તે અન્યપૂર્વા અને બીજા અનન્યપૂર્વા હતાં. રાસ પંચાધ્યાયીના આરં-ભમાંજ જણાવવામાં આવ્યું છે કે જ્યારે શ્રીકૃષ્ણે રાસનો આરંભ કરવાને પોતાની વેણુ વગાડી, કે તુર્તજ તેનો રવ ગોકુળમાં ગોપી-ઓના કર્ણદ્વારા તેમના હૃદયમાં ઉતરી ગયો અને જે અપૂર્વા હતાં, જેમનો સંબન્ધ બીજા કોઇ પણ પતિ સાથે થયો નહોતો તે એક-દમ શ્રીકૃષ્ણ પાસે દોડી ગયાં અને જેઓનો સંબન્ધ બીજા પતિઓ

---

૨ જૂઓ શા. તેલીવાળાનું " સુબોધિની તામસ ફલ પ્રકરણ " પૃ. ૨

સાથે થયો હતો તેઓ ત્યાં જઈ શક્યાં નહિ. આથી તેઓએ ગૃહમાં સ્થિત રહીનેજ શ્રીકૃષ્ણનું ભાવથી ધ્યાન કર્યું અને દુઃસહ વિરહાગ્નિની જ્વાળામાં હૃદયની ગ્રન્થિઓને ભસ્મીભૂત કરીને પરમાત્માને પ્રાપ્ત થયા.[3]

આ બે પ્રકારના ભક્તોના પણ ભાવના ચઢતા ઉતરતા ક્રમ પ્રમાણે બીજા પણ ભેદો બને છે તે ગોપીગીતની કારિકામાં શ્રીવલ્લભાચાર્યજીએ જણાવ્યું છે. તેમાં કહે છે કે અન્યપૂર્વા અને અનન્યપૂર્વા એ બે પ્રકારના ભક્તોમાંથી અન્યપૂર્વા જે ભક્તો છે, અર્થાત્ જેમનો પતિ તરીકે બીજાની સાથે સંબન્ધ થયેલો છે પણ જેમનું હૃદય તો પોતાના સ્નેહી તરફ છે, એવાં ગોપીઓ પ્રભુના તરફ સ્નેહી તરીકે પ્રેમવાળા ભક્તોના ગુણાનુસાર ત્રણ પ્રકાર છે—રાજસ, તામસ અને સાત્ત્વિક. આ દરેકમા પણ તે ગુણના વધતા ઓછા પ્રવેશથી દરેકના ત્રણ ભેદ બને છે. અર્થાત્ અન્યપૂર્વાના ૯ પ્રકાર છે. રાજસ રાજસ, રાજસ તામસ, રાજસ સાત્ત્વિક, તામસ રાજસ, તામસ તામસ, તામસ સાત્ત્વિક, સાત્ત્વિક રાજસ, સાત્ત્વિક તામસ, સાત્ત્વિક સાત્ત્વિક. આજ રીતે જે અન્યપૂર્વા પ્રભુને પતિ તરીકેજ ભજનારા ભક્તો—ગોપીઓના મુખ્ય ત્રણ ભેદ ઉપર પ્રમાણે રાજસ તામસ અને સાત્ત્વિક છે અને આ ત્રણના પણ ઉપર પ્રમાણે ૯ પ્રકાર થાય છે. આ રીતે અન્યપૂર્વા ગોપીના ૯ પ્રકાર અને અન્યપૂર્વા ગોપીના ૯ પ્રકાર મળીને કુલ ૧૮ પ્રકાર થયા. આ બન્ને પ્રકારથી પર એક પ્રકારનાં ગોપીઓ છે તે નિર્ગુણા કહેવાય છે. આ રીતે કુલે ૧૯ પ્રકારનાં ગોપીઓ છે. અર્થાત્ પ્રેમભક્તિવાળા ભક્તો ૧૯ પ્રકારના છે. તેમના ભાવના ચઢતા ઉતરતા ક્રમ પ્રમાણે આ પ્રકાર બને છે.

આ રીતે શ્રીવલ્લભાચાર્ય પ્રેમભક્તિવાળા ભક્તનેજ ગોપી જણાવે છે. તે ભક્તોને પ્રભુએ ભજનાનંદનું દાન કરવાને જે લીલા

---

૩ જૂઓ ભા. ૧૦–૨૬ (૨૯) ૯ થી ૧૧.

કરી તેનું નામજ રાસ છે. રાસનો અર્થ એટલોજ છે કે જેમાં રસના ઢગલાને ઢગલા હોય. ( रसानाम् समूहः ) આ રસના ઢગલાએ ભજનાનંદમાંજ છે. પ્રેમની પરમ દશાને પ્રાપ્ત થયેલા ભક્તોજ આ ભજનાનંદના અધિકારી છે. વ્રજની ગોપીઓ તેવા પ્રકારના અધિકારી ભક્તો હતા. તેથીજ શ્રીકૃષ્ણે તેમની સાથે રાસ ખેલેલો.

ગોપી એટલે કોણ તે વિષે એક લેખક નીચે પ્રમાણે કહે છે—

When beings are perfected they reach the plane of Krishna which is beyond the seven-fold plane of the cosmic ego. The Gopis are such perfected beings. જે જીવો સંપૂર્ણતાની ભૂમિકાએ પહોંચે છે તે કૃષ્ણ પાસે જાય છે. આવા સંપૂર્ણ જીવો તેજ ગોપીઓ કહેવાય છે.

ગોપી પ્રેમ એટલે સર્વોત્તમ આત્મ સમર્પણ અથવા સહજ ભાવ. આ પ્રેમમાં નથી શાસ્ત્ર, નથી વેદ, નથી વિધિ, નથી કોઇ તર્કો કે ભેદો. દુનિઆંમાં વિધિ, મર્યાદા તથા ભેદો જે જોવામાં આવે છે તે સમાજને લીધે છે. આવા વિધિથી ગોપી પ્રેમ મેળવી શકાય નહિ.

આ ગોપી પ્રેમ સમજવા માટે પ્રથમ પ્રેમ એટલે શું તેનું લક્ષણ તપાસીએ.

પ્રેમની વ્યાખ્યા નીચે પ્રમાણે છેઃ—

**सर्वथा ध्वंसरहितं सत्यपि ध्वंसकारणे ।**
**यद्भावबन्धनं युनो स प्रेमा परिकीर्तितः ॥**

પ્રેમને નાશ પામવાનું કારણ છતાં તે નાશ પામે નહિ એવા યુવક અને યુવતીના સરળ ભાવને પ્રેમ કહે છે.

અર્થાત્ પોતાના પ્રેમી જન તરફનો પ્રેમ ઓછો થવાનાં કારણો હોવા છતાં તે નાશ પામતો નથી. પ્રેમીજનનું રૂપ નષ્ટ થયું હોય,

તેની જુવાની ચાલી ગઇ હોય, તેની શારીરિક સંપત્તિ નાશ પામી હોય, તેનું માનસિક આરોગ્ય પણ બરાબર ન હોય, તેની પાસેથી લક્ષ્મી જતી રહી હોય, તેની કીર્તિ ખણ્ડિત થઇ હોય, કે પોતે સત્તાવિહીન બન્યો હોય તો પણ જે પ્રેમ બંધાયો હોય તે કદી પણ છૂટવો ન જોઇએ.

વળી આનેજ મળતું કહેવામાં આવ્યું છે કે—

सम्यक् मसृणितस्वान्तो ममत्वातिशयान्वितः ।
भावः सएव सान्द्रात्मा बुधैः प्रेम निगद्यते ॥

જેનાથી અંતઃકરણ કોમળ બને છે, અને પ્રેમીજન ઉપર મમતા થાય છે તેવા ગાઢભાવને જ ડાહ્યા પુરુષો પ્રેમ કહે છે.

જો પ્રેમીજનનું હૃદય પોતાના પ્રિયને જોતાં અગર સંભારતાં દ્રવવા માંડે, તથા તેના તરફની આસક્તિ વધતી જાય તોજ આપણે સમજવું કે તેના હૃદયમાં પ્રેમ છે,

ગોપીઓનો પ્રેમ આવા પ્રકારનો હતો.

ગૌતમીય તંત્રમાં ગોપીઓના પ્રેમ વિષે નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.—

प्रेमैव गोपरामाणां काम इत्यगमत्प्रथाम् ।
इत्युद्धवादयोऽप्येतं वाञ्छन्ति भगवत्प्रियाः ॥

જો કે ગોપીઓનો પ્રેમ કામ હતો છતાં તેનો કામ સાથે સંભ્રમ ન કરવો. કામમાં અને ગોપીઓના શુદ્ધ પ્રેમની વચ્ચે લાખો ગાઉનું અન્તર હતું. નહિ તો ઉદ્ધવજી જેવા પણ આ કામની વાંછના કદી પણ કરે જ નહિ.

આ વિષય ઉપર લખતાં સુરેન્દ્ર ભટ્ટાચાર્ય નીચે પ્રમાણે લખે છે—

"ગોપી પ્રેમ એ પવિત્ર સૂર્ય છે. તેઓ પોતાનાં સુખને માટે કાંઈ પણ કરતી નહોતી. કૃષ્ણનું સુખ એજ તેમનું લક્ષ્ય અને આનંદ હતો. પોતાને વીસરી પોતાનું સુખ વિસરી, વૈધી ક્રિયાકલાપ વિસરી, આત્મીય સ્વજન-સમાજ અને વૈધી માર્ગ વીસરી તેઓ કૃષ્ણનાં સુખને માટે ઉન્મત્ત હતાં. કૃષ્ણ સુખી થતાં જ તેમને સુખ થતું. માટે જ ગોપી પ્રેમ આદર્શ છે. ગોપીભાવ જીવનો ઉન્નત અને પરમ ધર્મ છે."

આ પ્રેમ તેને પાપ કહો કે પુણ્ય કહો, ધર્મ માનો અગર અધર્મ માનો, વિધિ ગણો કે નિષેધ ગણો—જે તમારે ગણવું હોય તે ગણો. પણ ગોપી-ભક્તો તે પ્રેમને જ વશ થાય છે, અને તે પ્રેમથી પોતે રસસ્વરૂપ કૃષ્ણને વશ કરે છે. એ પ્રેમને વશ થતાં કૃષ્ણ ગોપીની પાસે નાચે છે, કૂદે છે, ખેલે છે, પોતાના ભક્તના તમામ મનોરથો પૂર્ણ કરે છે. જેમ સૂર્યોદયથી કમલિની ખીલે છે તથા ચંદ્રોદયથી ચંદ્રકાન્ત પીગળે છે તેમ શ્રીકૃષ્ણ માટેના પ્રેમથી ગોપીઓનાં હૃદયમાં રસ ભરાય છે અને તે ખીલે છે.

ભગવાનનો રાસ આવા ગોપીજન સાથે હતો. તે રાસથી નિર્ભય પ્રેમમાં મગ્ન બનેલા ભક્તોના નિરોધનો માર્ગ દર્શાવ્યો છે.



## પ્રકરણ ૫ મું.

## ગોપીઓનો પરમ સંન્યાસ.



આ દુનિયમાં થઇ ગયેલા સર્વ ડાહ્યા માણસો આપણને કહે છે કે ભાઇ ! આ સંસાર અસાર વસ્તુ છે માટે જ્યાં સુધી એને વશ થઇ રહીશું ત્યાં સુધી આપણો ઉદ્ધાર થવાનો નથી. સંસારના રંગો નશ્વર છે, તેમા કોઇ પણ સ્થાયી નથી. રંગભૂમિ પર જેમ એક પછી એક પડદાઓ બદલાતાં નવાં દૃશ્યો દેખાય છે તેમ સંસારમાં નવી નવી પરિસ્થિતિઓનો અનુભવ થાય છે. તે સ્વપ્નની સૃષ્ટિ માફક આભાસ માત્ર છે, છતાં મોહક છે. જેમ જાદુગર પોતાની જાદુઈ અસરથી બીજા માણસને મુગ્ધ કરી દે છે, તેમ સંસાર પણ તેના બહારથી આકર્ષક દેખાતા—સુખાદિ મોહક રંગોથી આપણને મુગ્ધ કરી દે છે; આકાશમાં સૂર્યોદય પૂર્વ અગર સૂર્યાસ્ત સમયે દેખાતા રંગો જેવા તે રંગો છે. તે જોતજોતામાં ઉડી જાય છે. આગીઆની પાંખની ધ્રુતિ માફક તેની ધ્રુતિના પ્રકાશ રેડાય છે, પણ જ્યારે બાળક તે આગીઆને પકડવા જાય છે, ત્યારે તેના ધૈર્યની તે કસોટી કરે છે અને તેમ છતાં જો પકડાય તો તેનો પ્રકાશ કેટલો સમય રહે છે ? શરદભ્રની છાયાની માફક સલિલપટ પર ઉત્પન્ન થતા બુદબુદોની સમાન સંસારનાં સુખનું આયુષ્ય અલ્પ છે. તેની કીર્તિના રંગ પણ ગેરા છે. તેની લક્ષ્મી પણ દગો દેનાર છે, તેના આનંદમાં વિરતિ છે. અને પરિણામમાં નિરસતા અને જડતા સમાયેલી છે. આમ છતાં પણ અહો એ સંસારને માટે કેટલી ધમાલ ! કેટલાઓ તેની લક્ષ્મી માટે ફાંફાં મારે છે ! કેટલાકો કીર્તિને વરવાને ઉત્સુક

થયા છે! કેટલાકો સત્તારૂપી વારુણી પીવાને માટે ઇચ્છા કરે છે. એજ સંસારની અદ્ભૂતતા છે.

શ્રી સૂરદાસજી સંસાર તથા તેનાં સુખો વગેરેનું વર્ણન આપતાં લખે છે.

પાનીમેં જ્યોં બુદબુદા, એસી યહ હૈ દેહ;
વિલસ જાય પલ એક મેં, યામે નહિં સંદેહ.
× × × ×
ઉદય ભયો અસ્ત હોયગો, ફુલ્યો સો કુમલાય
જન્મ લિયો સો જાયગો, યહ નિશ્ચય સતભાય
કાલભય નિત આય હૈં, તું વિષયરસ લીન,
જ્યોં અહિ દાદુરકું ભખે, દાદુર જ્યાં ન મલીન.
બાલ અચેત હિમે ગયો, તરુણાઇ ત્રિયહેત;
અબ છિનછિન ગ્રસત જરા, ક્યોં નહિ હોત સચેત.

ભક્ત કવિ કહે છે કે હે મનુષ્ય તું તારા દેહમાં એટલો બધો મુગ્ધ બની ગયો છું કે રાતદિવસ તેના રક્ષણના વિચારમાં ગુંથાયલો રહે છે. તો તે દેહ કેવો છે તેનો અલ્પક્ષણ માટે પણ તેં વિચાર કર્યો છે? જો તું વિચાર કરીશ તો જણાશે કે આ દેહ તે પાણીના પરપોટા જેવો છે. પરપોટાને પાણીમાં શમી જતાં વાર લાગતી નથી. તેમ તારા દેહને કરમાતાં વાર લાગવાની નથી. જેનો ઉદય છે તેનો અસ્ત જરૂરથી થશે તેમાં કોઈ પણ જાતની શંકા તું રાખીશ નહિ. આ અમારૂં અને આ પારકું એવું ગણીને અહંતામમતાત્મક સંસારમાં તું રચ્યો પચ્યો રહે છે પણ તે સંસારજ તને બંધનકર્તા છે તે તું સમજતો નથી? જેમ સર્પ દાદુરનું ભક્ષણ કરે છે તેમ કાલ તારા દેહને ગ્રસ્ત કરશે અને તને હતો નહતો કરી દેશે. તે સમયે તારૂં ગુમાન, તારો માનમરતબો! તારી વાહવાહ જે અહિંઆં તું થતી સાંભળે છે, તે સર્વ ચાલ્યું જશે. માટે હજી પણ વિચાર કર. તેં

તારી બાલ્યાવસ્થા તો અજ્ઞાનતામાં ગાળી છે, યુવાવસ્થાને કામાસક્તિમાં પસાર કરી છે, અને વૃદ્ધાવસ્થામાં તારાં અંગ તથા પલિત વગેરે નિસ્તેજ અને અશક્ત બન્યાં છે અને તારી કાર્યશક્તિ હરાતી જાય છે. આવી અવસ્થામાં સંસારમાં સારરૂપ હરિનું નામ તું લઇ શકતો નથી તે કેટલી બધી વિચિત્રતા છે. કાલનું સૈન્ય તારા દેહરૂપી દુર્ગનો નાશ કરવાને માટે સર્વ સામગ્રી સહિત તૈયાર થયેલો છે, છતાં પણ તું કોઇ પણ જાતની તૈયારી કરતો નથી એ એક પરમ આશ્ચર્ય છે. આ ભક્ત કવિ પુનઃ પણ કહે છે.

મિથ્યા સુખ દુઃખ જગત કે, અરુ મિથ્યા યહ દેહ
તામેં અરૂચિ વૃથા મર્યો, કિયો ન હરિ સોં નેહ

સંસારના સુખ દુઃખ આવા છે. તો પછી જીવનનું કર્તવ્ય શું બાકી રહે છે તો તે માટે કહે છે.

જબ લગી માયા દુષ્ટ પથ. તબ લગી પ્રભુ રહે દૂર
દુષ્ટ દિએ પ્રકટ નિકટ રહે નયન ભરપુર.

× × × ×

જૈસો માયા મન રંગ્યો, યોંજુ રંગે હરિનેહ
તો હોઇ જીવનમુક્ત જગ, તો ભવસાગર એહ.

શાસ્ત્રોએ પોકારી પોકારીને કહ્યું છે, તેમજ ડાહ્યા પુરુષોને થતા અનુભવોએ પણ જણાવ્યું છે કે આ દુનિયામાં કોઇ પણ સાચી વસ્તુ હોય તો તે ભગવાનજ છે; માટે તે સિવાય બીજા સર્વનો સંબંધ છોડીને એ ભગવાનમાં ચિત્ત પરોવવું. તેમાંજ જીવનનું સાફલ્ય છે. પણ આમ કરવું તે જેટલું કહેવું સહેલું છે તેટલું આચરણમાં મૂકવું કઠિન છે; કારણકે કેટલાઓએ આ સંસારનો ત્યાગ કરવાને માટે અરણ્યો સેવ્યાં છે, તપ વગેરે કર્યાં છે, તથા સંન્યાસ લઇને દુનિઆમાંથી ચાલ્યા ગયા છે, અને શીતકાળ, ઉષ્ણકાળ, તથા વર્ષાઋતુઓમાં એકાન્ત સ્થળોમાં—અતિશય કણ્ટકોથી ભરપૂર ગાઢ જંગલોમાં, વિષમ ગિરિની

ગૂફાઓમાં તથાં વ્યાઘ્રાદિ હિંસ્ર પશુઓથી ભરપૂર ભયંકર સ્થાનોમાં સંસારનો ત્યાગ કરવાની સદ્‌બુદ્ધિથી નિવાસ અંગીકાર કર્યો છે, છતાં પણ તેઓ સંસારનો સર્વથા ત્યાગ કરી શક્યા નથી. તો આમાંથી એટલુંજ ફલિત થાય છે કે સંસારનો ત્યાગ થવો અને પ્રભુમાં પ્રીતિ રહેવી, તે જીવના સાધનોથી બનવું અશક્ય છે. યજ્ઞયાગાદિ, તપ, જ્ઞાન, વૈરાગ્ય ઇત્યાદિ સાધનોનું બળ માયાની અટપટી સામે ટક્કર ઝીલી શકતું નથી. માત્ર ભગવાનની કૃપા હોય તોજ તે થઇ શકે છે. તોપણ શાસ્ત્રોએ આ અસાર સંસારના ભયમાંથી જીવે કેવી રીતે મુક્ત થવું તેના ઉપાયો દર્શાવ્યા છે. તેઓ કહે છે કે પાણીમાં રહેવું અને મગરથી ડરવું એ યોગ્ય નથી. અર્થાત્ સંસારથી દૂર ભાગવામાં સંસાર નષ્ટ થતો નથી, પણ સંસાર એટલે જેને માયાનું સામ્રાજ્ય કહે છે તે માયાને જીતવી જોઇએ. માયાનું જોર તેની ઇન્દ્રિયરૂપી સૈનિકો અને મનરૂપી સેનાપતિને લીધે છે. તો કોઇ પણ પ્રકારે તે સૈનિકો અને મન ઉપર તમે તમારો કાબૂ મેળવવાનો પ્રયત્ન કરો: એટલે સઘળી બાજી તમારી તરફેણમાં થશે. અર્થાત્ ઇન્દ્રિયાદિ જે સંસારના વિષયોમાં ખેંચાય છે તેનું તેમાંથી સંયમન કરીને પ્રભુ તરફ વાળવી જોઈએ. આમ કરવાથી સંસારની દુષ્ટતા તથા તેની બુરાઇ આપોઆપ ધોવાઇ જશે. આ રીતે ઇન્દ્રિયોને વશ કરીને પ્રભુ તરફ ચિત્ત ખેંચવું તેનું નામ નિરોધ કહેવાય છે અને આ બાબત આપણે "નિરોધ એટલે શું?" એ વિષયની અંદર જૂદી વિચારી છે. હવે અહિઆં તો નિરોધની અન્તિમ દશામાં જે ફલરૂપ વસ્તુ છે તે શી રીતે મેળવી શકાય તેનો વિચાર કરીએ.

સર્વ શાસ્ત્રોનું દોહન કરીને જો કોઇ પણ સાર ખેંચવામાં આવે તો તેમાંથી એકજ વસ્તુ આપણે શીખી શકીએ છીએ કે આ સર્વ જગત્ ઇત્યાદિના કર્તા પ્રભુને ઓળખો અને તેમને મેળવવાનો પ્રયત્ન કરો. આપણી આજુબાજુએ જે સ્થાવર તથા જંગમાત્મક સૃષ્ટિ જોઇએ છીએ, જે કંઇ ચેતન્ય તથા સૌન્દર્યને સ્ફુરાયમાન

જોઇએ છીએ તે સર્વ કૃતિ પરમાત્માની-ઇશ્વરની છે. તેણેજ આ વિશ્વને અનેક ચમત્કારોથી ભરપૂર બનાવ્યું છે. તે પરમતત્ત્વની ઇચ્છા રમણ કરવાની થઇ એટલે ક્રીડાભાણ્ડરૂપ નાના પ્રકારક આ સૃષ્ટિને ઉત્પન્ન કરી અને તેમાં વિલાસ શરૂ કર્યો. તેણેજ આ વિશ્વમાં દૃષ્ટિગોચર થતાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને સ્થૂલમાં સ્થૂલ સત્ત્વો બનાવ્યાં. એ વિશ્વ તથા બ્રહ્માણ્ડોના કર્તા એકજ છે, તથા આ સર્વ જે કંઈ આપણે નિહાળીએ છીએ તે તેના અંશરૂપ છે, એ વસ્તુ આપણે તત્ત્વજ્ઞાનની ઉંડી દૃષ્ટિથી અવલોકીશું તો સમજ્યા વગર રહી શકીશું નહિ. તે સર્વ કંઇ ચલન હલન કરનાર સત્ત્વો તથા સ્થિર પદાર્થો તે પરમતત્ત્વ (બ્રહ્મમાંથી) ઉત્પન્ન થયાં છે; અને જ્યારે ઇચ્છા થાય ત્યારે પાછું એ સર્વને પોતાનામાં સંકેલી લે છે. જેમ ઉર્ણનાભિ (કરોળીઓ) પોતાની ઇચ્છાથી પોતાના મુખમાંથી જાળ કાઢીને સુંદર સૃષ્ટિ પોતાને વિહરવાને બનાવે છે; પણ જ્યારે તેની ઇચ્છા થાય છે ત્યારે કેવી રીતે પાછો પોતાનામાં સંકેલી લે છે. તેજ પ્રમાણે હરિ સ્વઇચ્છા થતાં રમણ કરવાને આ સર્વ ખેલ પોતે રચે છે, અને પછી પાછા તેને પોતાનામાં સંકેલી લેછે. આ ખેલ જાદુગરના ખેલ જેવો ભ્રમજનક અગર મિથ્યા નથી, પણ સત્ય છે; કારણકે જગત્-રૂપી ખેલના કરનાર અહિંઆં મિથ્યા નથી પણ સત્ય છે. એ ખેલના નિર્માતા ભગવાન્ છે, માયા નથી. માયા સંસારની બનાવનાર છે, માટે સંસારના ખેલ મિથ્યા છે; પણ વિશ્વ અગર જગત્‌ના ખેલ સત્ય છે કારણકે તેના બનાવનાર બ્રહ્મ છે, તેમ તેની ઉત્પત્તિ પણ બ્રહ્મમાંથી જ છે. બ્રહ્મ જો સત્ય હોય તો તેમાંથી ઉત્પન્ન થયેલા સર્વ પદાર્થો પણ સત્ય ગણવાં જોઇએ. સુવર્ણમાંથી બનાવેલા અનેકવિધ અલંકારો સુવર્ણમયજ છે. તેમ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ સર્વ પદાર્થો બ્રહ્મના અંશરૂપ હોવાથી સત્ય છે. માટે બ્રહ્મજ તે સર્વનું અન્તિમ ધ્યેય છે. બ્રહ્મમાંથી છૂટા પડેલા અંશભૂત જીવોનું અન્તિમ ધ્યેય પણ બ્રહ્મજ છે. બ્રહ્મથી છૂટો પડેલો જીવ માયાના આવરણમાં સપડાઇને

અહંતામમતાત્મક સંસારની વિક્રિયાઓને નિહાળે છે, પણ જેમ જેમ તે સત્ય વસ્તુ સમજતો થાય છે તેમ તેમ તેને ખબર પડતી જાય છે કે આ સર્વ ખોટું છે અને માત્ર ભગવાનજ સત્ય છે, માટે તે ભગવાનને પ્રાપ્ત કરવાથીજ પોતાનું અસલ સ્વરૂપ સંપૂર્ણ રીતે જાણી શકાશે.

બ્રહ્મના અંશભૂત અને બ્રહ્મમાંથી છૂટા પડેલા જીવનું સ્વરૂપ સમજવાની જરૂર છે. એ બ્રહ્મનું વર્ણન ઉપનિષદ્‌ની અનેક શ્રુતિઓમાં આપેલું છે. કોઇપણ ઉપનિષદ્ વિભાગનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન થાય તો આ રહસ્ય વસ્તુ સમજાયા વગર રહેશે નહિ. બ્રહ્મનું સ્વરૂપ આનંદરૂપ છે. આનંદ એજ બ્રહ્મનો આકાર છે, માટે તે સાકાર ગણાય છે, તેમાં કોઇ પણ જાતની પ્રાકૃતતા નથી, માટે તે નિરાકાર કહેવાય છે. સાકરની પુતલી હોય તો તેમાં સાકર સિવાય બીજું કંઇ પણ જણાતું નથી. તથા સુવર્ણના કોઇપણ દાગીનામા સુવર્ણ સિવાય બીજી કોઈ પણ વસ્તુ હોતી નથી, તેમ આનંદરૂપ બ્રહ્મમાં બીજી કંઇપણ વસ્તુ છેજ નહિ. જીવ તેમના અંશભૂત હોવાથી જીવનું પણ ખરૂં સ્વરૂપ આનંદ છે. પણ સંસારમાં પ્રવેશ કરતાં તેનો પવન તેનામાં એવી વિક્રિયા ઉત્પન્ન કરે છે કે પોતે આનંદરૂપ છે એ વસ્તુનું તેને વિસ્મરણ કરાવે છે. પણ જ્યાં સુધી તે પોતાનું રૂપ ઓળખવાને પ્રયત્ન કરતો નથી ત્યાં સુધી તેને શાંતિ તથા ઝંપ નથી. તેને સંસારના લુખા પદાર્થો મેળવવા માટે અતિશય ઝંખના થાય છે, અને તે મેળવવા છતાં પણ તેને અશાંતિ તથા ક્ષોભ રહે છે. માટે જીવે પોતાનું સ્વરૂપ સમઝવાને પ્રયત્ન કરવો જોઇએ. પોતાનું સ્વરૂપ સમજીને તે સ્વરૂપ પાછું કેવી રીતે પ્રાપ્ત થાય તેના વિચારમાં ગુંથાવું. આમ વિચારો કરતાં ઉત્તરોત્તર તે સ્વરૂપ પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ બનશે. અને એક સમય એવો આવશે કે તેના જીવનમાં અદ્દભૂત પલટો થઈ જશે. એ સંસારને પોતાની દૃષ્ટિ સમીપ નિહાળશે નહિઃ એતો રાતદિવસ તે આનંદસ્વરૂપની પ્રાપ્તિની ઝંખના

કરશે. આ પ્રમાણે તેના જીવનનો પલટો થશે. આ પલટો તે દિવ્ય-જીવન કહેવાય છે.

તે આનંદસ્વરૂપની પ્રાપ્તિ કેવી રીતે થાય છે તે વિષે આપણાં વેદશાસ્ત્રમાં ઘણુંજ કહેવાયું છે. આપણે એ વસ્તુ સમજવાને માટે છાંદોગ્યોપનિષદનો વિભાગ નઝર તળે ફેરવી જોઇએ. આ ઉપનિષદના દ્વાદશખણ્ડમાં, બ્રહ્મનું પીછાણ કરવાને માટે ઉદ્દાલક પોતાના પુત્ર શ્વેતકેતુને ન્યગ્રોધનું ફલ લાવવાને કહે છે. શ્વેતકેતુ તે પ્રમાણે લાવે છે. પછીથી તેને કહે છે “ફલ ભાગીને તેનાં બીજને પણ તું ભાગ અને તેમાં શું જુવે છે તે કહે ?” શ્વેતકેતુએ તે ભાગ્યાં અને પછી કહ્યું કે “એમાં કંઇ પણ હું જોતો નથી.” આ ઉપરથી મુનિ એને જણાવે છે કે આ બીજના સૂક્ષ્મતમ ભાગ જે પ્રત્યક્ષ નિહાળી શકતા નથી તેમાંથી મહાન્ ન્યગ્રોધ વૃક્ષની સ્થિતિ થઇ છે. તેજ અણિમા સૂક્ષ્મ તત્ત્વ સત્યરૂપ છે. તેનું નામ આત્મા છે: અને હે શ્વેતકેતુ તે આત્મા તું છે, એમ જાણ. પુનઃ આ અર્થનો બોધ કરવાને માટે તેને જલના પ્યાલામાં લવણ નાખીને પોતાની પાસે લઇ જવાને કહે છે. શ્વેતકેતુ તે પ્રમાણે લવણને જલમાં નાખીને લઇ જાય છે. પછી મુનિ તેનો આસ્વાદ લેવા કહે છે. જે જે જગ્યાએથી શ્વેતકેતુ એ જળનો સ્વાદ લે છે તે દરેક જગ્યાએ એ ખારૂં લાગે છે. લવણયુક્ત જણાય છે. આ ઉપરથી મુનિ તેને જણાવે છે કે હે સૌમ્ય આ લવણની માફક આ બ્રહ્મ પણ સર્વત્ર વ્યાપ્ત છે પણ તું તે નિહાળી શકતો નથી. જળમાં પડેલા લવણને તું નઝરે જોઇ શકતો નથી. પણ માત્ર સ્વાદ ઉપરથી તેનું અસ્તિત્વ કળી શકે છે તેમ બ્રહ્મનું અસ્તિત્વ સર્વત્ર છે પણ તે ઇન્દ્રિયગમ્ય નથી. દૃષ્ટિથી પ્રત્યક્ષ નિહાળી શકતા નથી: માત્ર અનુભવથી ઓળખી શકાય છે. માટે તે બ્રહ્મને ઓળખવાને પ્રયત્ન કરવો જોઇએ. આ ઉપદેશનું તારતમ્ય એટલુંજ જણાવે છે કે હે શ્વેતકેતુ ! જે બ્રહ્મનું જ્ઞાન મેળવવાને ઇચ્છે છે તે અણિમા

છે, અને આ સર્વ એતદાત્મ્ય છે, તે સત્ય છે, તે આત્મા છે. અને તું તે રૂપ છું. પણ છતાં તે સ્વરૂપને પ્રત્યક્ષ કરવું ઘણું કઠિન છે. તો તેની પ્રાપ્તિ શી રીતે થાય ?

બ્રહ્મની પ્રાપ્તિના અનેકવિધ માર્ગો દર્શાવ્યા છે. આપણું ધર્મ-સાહિત્ય–વેદકાળથી પ્રારંભીને પુરાણો તથા ભાષ્યાદિ પર્યંતનું તપાસીશું તો તેમાંથી ત્રણ મુખ્ય માર્ગો એ દિશામાં દોરનાર તરીકે જણાવવામાં આવે છે–કર્મ, જ્ઞાન અને ભક્તિ. પણ આ બધા માર્ગો ઠેઠ બ્રહ્મધામ સુધી પહોંચાડી શકતા નથી. તેમાંના કર્મ અને જ્ઞાનમાર્ગો વચ્ચેથી અટકી જાય છે–જેમ રસ્તામાં માર્ગસૂચક સ્તંભો મૂકવામાં આવ્યા હોય તેની માફક તેઓ અમુક દિશા આપણને સૂચવે છે. ફક્ત ભક્તિરૂપી માર્ગ એજ સિધો માર્ગ છે; એમ વેદાદિની શ્રુતિઓનાં મર્મને તપાસવાથી સહજ સમજી શકાશે. પ્રભુ આનંદસ્વરૂપ છે, અને જીવ તેના અંશભૂત છે, અર્થાત્ જીવમાં તે આનંદરૂપનું તિરોધાન થયેલું હોવાથી પોતે અંશ છે. આ વસ્તુ સમજાય માટે ભક્તિમાર્ગીય જ્ઞાનની આવશ્યકતા છે. ભક્તિ એટલે પ્રભુ માટેનો નિઃસીમ અને નિરુપધિ પ્રેમ. આ પ્રેમજ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન તથા પ્રાપ્તિ કરાવનાર છે. માટે આ ભક્તિમાર્ગીય જ્ઞાનની જરૂર છે.

દુનિઆમાં પણ જો કોઈ વસ્તુને આપણે પ્રાપ્ત કરવી હોય તો આપણે રાત દિવસ તેની પાછળ મંડયા રહેવું જોઇએ. બીજી બધી બાબતોમાંથી ચિત્ત ખસેડી લઇને ફક્ત તેની ઉપરજ તેને ચોટાડવું જોઇએ. અર્થાત્ તે વસ્તુ માટે આપણને અહર્નિશ રટણ થવું જોઇએ. તેનુંજ ચિન્તન બનવુ જોઇએ. તેમાંજ પોતાનો પ્રાણ આપવો જોઇએ. આવી રીતે તે વસ્તુ ઉપર ચિત્તાસક્તિ રાખનાર તે વસ્તુ પ્રાપ્ત કરી શકે છે; તેવીજ રીતે પ્રભુ પ્રાપ્તિને માટે પણ અન્ય સર્વ ભૂલી જઇને, ફક્ત પ્રભુનોજ જો આપણે વિચાર કરીએ, રાતદિવસ તેનુંજ મનન અને નિદિધ્યાસન કરીએ, તેમાંજ આપણો પ્રાણ મૂકીએ અને તદનુકૂળ આપણું જીવન બનાવીએ, જીવનની સર્વ ક્રિયાઓ

તથા વ્યાપારો તેના મયજ બને તોજ પ્રભુ પ્રાપ્તિ થાય. આવી જાતની સ્થિતિ થવી તેનું નામ **સંન્યાસ** છે. સંન્યાસ એટલે ફકીરી: પ્રભુ મેળવવાને માટે આપણે નિઃસાધન થઈ ફકીર બનવું જોઇએ. ઉત્તમ પ્રકારનો ત્યાગ કેળવવો જોઇએ. દુનિઆના સર્વ રસોમાંથી ઇન્દ્રિયો ખેંચાવી જોઇએ. એક પળવાર પણ શ્વાસ પ્રભુના નામ રટણ સિવાય ચાલવો ન જોઇએ. આવું બને તોજ સંન્યાસની દશા પ્રાપ્ત થઇ છે એમ સમજાય, અને એવી સ્થિતિ ભોગવનાર પોતે પ્રભુમયજ બની જાય છે–તેનું ખાન, પાન, વ્યવહાર, આચાર, ઐહિક પારલૌકિક બંધનો ત્યારેજ આપોઆપ છૂટી જાય છે. આ સ્થિતિ થતાં હૃદયમાં સ્થિત આનંદસ્વરૂપ પ્રભુ બહિઃપ્રકટ થાય છે, અને પોતાનાં પ્રકટ દર્શન આપીને તે જીવને તેના આનંદસ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે.

પુષ્ટિમાર્ગમાં નિર્દેશેલી ભક્તિનું પરમફળ પ્રભુપ્રાપ્તિ છે. તેને માટે સંન્યાસની સ્થિતિ જરૂરની છે. પણ આ સંન્યાસ શબ્દ અત્યારે લોકમાં જૂદા અર્થોમાં વપરાય છે. અહિંઆં ભક્તિમાર્ગીય સંન્યાસ આવશ્યક ગણાય છે. સંન્યાસનું રહસ્ય શું છે તે કંઈક જાણવા જેવું છે. અખિલ ભૂમણ્ડલાચાર્ય શ્રીમદ્ **વલ્લભાચાર્યજી**એ "સંન્યાસ નિર્ણય" નામના ગ્રન્થમાં આની કુંચી આપી છે. તે કુંચીથી આ વિષયની ગુંચ ઉકેલનારને તે વસ્તુ સમજતાં વાર લાગશે નહિ. માટે આપણે અહિંઆં તે ગ્રન્થમાં સહેજ અવગાહન કરી જોઇશું.

આ ગ્રંથમાં શ્રીમદાચાર્યજી આજ્ઞા કરે છે કે સંન્યાસ લેવાનું પ્રયોજન **તે પ્રભુના વિરહનો અનુભવ કરવાને માટે છે. આ વિરહનો અનુભવ તે (૧) વિરહનો અનુભવ અથવા (૨) વિરહ સમયનો અનુભવ અથવા વિરહ થયા પછીનો અનુભવ હોઇ શકે.** આ ત્રણમાંથી કોઇ એક અર્થની સિદ્ધિ માટે સંન્યાસ લેવો જોઇએ "સૃષ્ટિના આરંભકાલથી જીવ ભગવાનથી છૂટો પડેલો છે અને તેથી તેને જે વિરહ થાય છે તે વિરહ ભગવાનમાં આસક્તિ

થવાથી જાગૃત થાય છે. તેનો ક્ષણે ક્ષણે અનુભવ કરવા માટે અનુભવ કરવા માટે સંન્યાસ લેવો એમ છે. કવિ રવીન્દ્રનાથ ટાગોર પણ ગીતાંજલી કાવ્યમાં જીવને પરમાત્માથી થયેલા વિરહ વિષે નીચે પ્રમાણે કહે છે—

It it is not my portion to meet Thee in this my life, then let me ever feel that I have missed Thy sight, let me not forget for a moment, let me carry the pangs of this sorrow in my dreams and in my waking hours."

"જો મારા ભાગ્યમાં તને મળવાનું મારા આ જન્મમાં ન હોય તો મને સર્વદા એવું વિરહ દુ:ખ થાવો કે હે પ્રભુ, મને તારાં દર્શન થયાં નથી, એક ક્ષણ પણ હું આ વિસ્મરૂં નહિ, આ વિરહ દુ:ખ મને સ્વપ્નમાં તેમ દિવસમાં અહર્નિશ થાવો" વળી આગળ તે કહે છે.

As my days pass in this crowded market of this world and my hands grow full with daily profits, let me ever feel that I have gained nothing. Let me not forget for a moment. Let me carry the pangs of this sorrow in my dreams and in my wakeful hours."

આ સંસારના વ્યવહારની જંજાળમાં જ્યારે મારા દિવસો વ્યતીત થતા હોય, અને સંસારની વસ્તુઓથી, મારા હસ્ત ભરાઇ જતા હોય ત્યારે પણ મને સર્વદા એવી વૃત્તિ થાઓ કે મને કશું મળ્યું નથી. મારો સમય વ્યર્થ ગયો છે. એક ક્ષણ પણ હું આ વિસ્મરૂં નહિ. આ વિરહ દુ:ખ મને સ્વપ્નમાં તેમ જાગ્રત્ સ્થિતિમાં અહર્નિશ થાઓ." આ રીતે પ્રભુને માટે વિરહ થવામાં રસિક અને ભક્ત હૃદય અલૌકિક આનંદ મેળવે છે. આવા ઉદ્દગાર અનેક કવિઓએ પણ દર્શાવેલા છે. શ્રીમદાચાર્યજીએ "સંન્યાસનિર્ણય" ગ્રંથમાં,

તેટલા માટે સંન્યાસનું લક્ષણ આપવા માટે તેમાં **વિપ્રયોગ સ્થિતિની આવશ્યકતા જણાવી છે.** વિરહ સમયનો અનુભવ એવો પણ અર્થ લેવાય, અર્થાત્ આ રીતે ભગવાનનો સાક્ષાત્કાર તેને સંન્યાસ કહે છે. વિરહ પછીનો અનુભવ એવો અર્થ લઇએ તો રાસ પંચાધ્યાયીના ચતુર્થ અધ્યાયમાં तासामाविरभूत् શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જે સાક્ષાત્કાર રૂપ અનુભવ કહ્યો છે તેને માટે સંન્યાસ લેવો એમ કહ્યું છે. આ ઉપરથી એટલું ફલિત થાય છે કે વિરહની સ્થિતિનો અનુભવ થાય માટે સંન્યાસ લેવો જોઇએ. પણ આ સંન્યાસમાં જેમ સામાન્ય રીતે લોક માન્યતા વેષ ધારણ કરવાનું કહે છે તે આવશ્યક નથી. स्वीयबंधनिवृत्यर्थं वेषः सोत्र नचान्यथा । સ્વીય એટલે પોતાના પુત્ર સ્ત્રી વગેરેથી થતો બંધ-પોતાને તેઓમાં આસક્તિ ન હોય તો પણ તેમની પોતા વિષે આસક્તિ જો થતી હોય તો તેને દૂર કરવા માટે સંન્યાસ વેષ કહેવામાં આવ્યો છે. જો તેમના તરફથી વેષની અપેક્ષા ન હોય તો બંધની સંભાવના નથી. આ સંન્યાસ કર્મમાર્ગમાં નિષિદ્ધ કર્યો છે, અને ખાસ અત્યારના જમાનામાં એ કદી પણ કર્મમાર્ગની રીતિ પ્રમાણે લેવો ન જોઇએ. જ્ઞાનમાર્ગમાં તેનો સંભવ બે રીતે હોઇ શકે. એક વિવિદિષા સંન્યાસ ( જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છાના કાલમાં ) અને બીજો વિદ્વત્સંન્યાસ પણ આ ઉભય દોષયુક્ત છે માટે તેનો પણ નિષેધ કરેલો છે. ભક્તિની સાધન દશામાં પણ તે સુખાવહ નથી, કારણકે સંન્યાસમાં એકાન્તતાની જરૂર છે, સાધનરૂપા ભક્તિમાં સંગની આવશ્યકતા રહે છે માટે શ્રવણ, અર્ચન વગેરે નવધા ભક્તિ સિદ્ધ થવા માટે સંન્યાસ લેવાની જરૂર નથી. માત્ર **વિરહાનુભવ કરવાનેજ અને જો પ્રભુની તેવી** પ્રેરણા હોય તોજ ફલ માટે સંન્યાસ ગ્રહણ કરવો જોઇએ ( આ વસ્તુ વિશેષ સમજવાને જુઓ "સંન્યાસ નિર્ણય" ગ્રંથ ) જે ભક્તમાં આવી સંન્યાસની ભાવના થઇ હોય તેની વાણી ગદ્ગદ થાય છે, હૃદય દ્રવે છે, વિરહથી હમેશાં

અશ્રુપાત થાય છે. કોઇકવાર હસે છે, લાજ રહિત થઇ ઉચ્ચ સ્વરે ગાન કરે છે તથા નાચે છે. આવી રીતે સંન્યસ્ત ભક્તિવાળા ભક્તનાં લક્ષણો ભા. ૧૧–૧૪–૨૪ માં કહ્યાં છે.

આ સ્થિતિ થવી ઘણી મુસ્કેલ છે. દુનિઆમાં આવા સંન્યાસની દશા ભોગવનાર ભક્તો ઘણા દુર્લભ છે. આવા સંન્યાસ માર્ગના ગુરુઓ કોણ છે તે જાણવું હોય તો શ્રીમદાચાર્યચરણ જણાવે છે કે મર્યાદા રીતિએ કૌણ્ડિન્ય ઋષિ, અને પુષ્ટિ રીતિએ શ્રીવ્રજસિમન્તિની (વ્રજની ગોપીઓ) છે. કૌણ્ડિન્ય ઋષિ વિષે એવું કહેવાય છે કે તેમણે અનંતનો દોરો અગ્નિમાં નાખ્યો હતો. આ અપરાધને લીધે તેઓ દરિદ્ર થયા હતા. પણ પોતાની પત્ની શિલાના વચનથી આ વાત જાણતાં અપરાધના નિવારણ માટે વૈરાગ્ય પામ્યા અને અનંતનું ધ્યાન કરવા માંડયું. તેઓ મનથી અનંતનાં દર્શન કરવાની ઇચ્છાથી ગૃહ બહાર નીકળી ગયાં. ભૂખ તરસને પણ છોડી દીધાં તથા બ્રહ્મચર્યનું સેવન કર્યું, અને ક્ષણવાર અટક્યા સિવાય શ્રીહરિનો જપ કરવા માંડયો. વનમાં વૃક્ષોને તથા સત્ત્વોને અનંતની ખબર પૂછવા માંડી. આથી અનંત તેમના ઉપર પ્રસન્ન થયા અને દર્શન આપ્યાં. શ્રીગોપીજનની પણ એજ દશા થઇ છે. તેઓ કૃષ્ણ ભગવાન છે એમ સારી પેઠે સમજતાં હતાં, કૃષ્ણ એ યશોદાના પુત્ર છે એમ નહિ. પણ તે સર્વ દેહીઓના અન્તરાત્માના દ્દષ્ટા છે તેમ તેઓ સારી પેઠે જાણતાં હતાં (શ્રીગોપીગીત શ્લો. ૪) તે ભગવાનની પ્રાપ્તિ માટે સર્વ પરિત્યાગ કરીને રાસ રમવાની ઇચ્છાએ જાય છે. પણ જ્યારે પ્રભુ તેમનાથી અંતર્હિત થાય છે ત્યારે તેમને "વિરહ" ઉત્પન્ન થાય છે: આ વિરહનું દુઃખ એટલું બધું થઈ ગયું છે કે ભગવાનની ભાળ કાઢવાને વનમા એક જગ્યાએથી બીજી જગ્યાએ આથડે છે. અને ઉન્મત્તની માફક વૃક્ષો વગેરેને પૂછે છે. આ ગોપીઓના વિરહમાં લૌકિકતા નથી. તેમાં સંસારની કોઇ પણ જાતની આસક્તિ નથી. તેમના શ્વાસમાં પ્રભુ સિવાય

બીજાું કંઇ પણ ચિન્તન નથી. તેમની આગળ સંસારજ નથી. નથી તેમને કુટુંબ કે સમાજ કે દેશનો ભય. કાળ તથા સ્થળની સીમાને તે ભય ઓળંગી ગયો હતો, પ્રભુ માટેજ તેમનું જીવન હતું. અને તે માટેજ તેમના સર્વ કોઇ પ્રયત્ન હતા. રાત્રિની ભયંકરતા હોવા છતાં, તથા નિર્જન સ્થાનમાં હિંસ્ર પશુઓનો ભય રહેવા છતાં પણ સર્વ ચિન્તાઓનો ત્યાગ કરીને પ્રભુ માટે આમ તેમ ત્યાં શોધ કરવા મંડયાં. જ્યારે તેમ કરવાથી પ્રભુએ દર્શન ન આપ્યાં એટલે તે દીન થઈ ગયાં અને આંખમાંથી અનર્ગલ અશ્રુઓ ખરવા લાગ્યાં. તેમનામાં વિકલત્વ અને ઉન્માદત્વ જણાવા માંડયાં.

પ્રણયીઓની આવી દશા સહજ હોય છે. તેવું ભાષા કવિઓએ પણ વર્ણવ્યું છે. લૌકિક પ્રેમીઓમાં આવી સ્થિતિ હોય છે. મેઘદૂતમાં આપણે વાંચીએ છીએ કે પોતાની સ્ત્રીથી વિયોગ પામેલો યક્ષ, અચેતન મેઘ સાથે પોતાની પત્નીને સંદેશો મોકલાવે છે. આ પ્રેમીની ઉન્માદતા નહિ તો બીજાું શું ? વળી એજ કાવ્યના કર્તા કવિ કાળીદાસે વિક્રમોર્વશીય નાટકમાં વર્ણવ્યું છે કે વિદ્યાધરના શાપથી અંતર્હિત થએલી પોતાની પ્રાણપ્રિયા ઉર્વશીને નહિ જોવાથી પુરુરવા રાજાની સ્થિતિ અતિશય ઉન્માદક બને છે. આનું કેવું સુંદર પણ હૃદયદ્રાવક ચિત્ર તે કવિએ આલેખેલું છે ! તે ત્યાં મૃગ, ચક્રવાક, હસ્તી ભૃંગ, ગિરિ, નદી વગેરેને ઉર્વશીની ખબર પૂછે છે. આ પણ પ્રેમીઓની ઉન્માદાવસ્થાનુંજ ચિત્ર છે. "માલતી માધવ" નાટકમાં ભવભૂતિ કવિએ પણ એવુંજ પ્રેમીઓની વિપ્રયોગ દશાઓનું વર્ણન આપ્યું છે. જો લૌકિક પતિપત્નીઓના પ્રેમમાં આવી ઉન્માદાવસ્થા થાય છે તો એ નિઃસીમ પ્રેમની મૂર્તિરૂપ કોટિકંદર્પલાવણ્ય એવા પરબ્રહ્મ—ભગવાન માટેના પ્રેમ ખાતર ગોપીઓની આવી વિકટ દશા પ્રાપ્ત થાય એમાં આશ્ચર્ય શું છે. ખરેખર આ વ્રજસીમન્તીનીઓ પરમ સંન્યાસિનીઓ છે. તેમનો વિરહ પ્રભુ માટે છે. જેઓ ઉંડી

દષ્ટિથી આ વસ્તુ સમજતા નથી તેજ માત્ર વૃથા કલ્પનાઓ કરે છે. માટેજ એક સાક્ષર લેખક એક સ્થળે લખે છે×" **અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીનેજ લક્ષ્યમાં રાખી જીવ્યો છું. ગોપીજ બનવા યત્ન કર્યો છે અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે તેટલું સુખ મળ્યું એમ અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો એમ માનતો આવ્યો છું. "ગોપી"એ ભાવનાનો હું જેવો ભક્ત હોઇ શકું તેવો અત્યાર સુધી રહ્યો છું. ગોપીએ ભાવનામાં રસની વિશાળતાની તથા સ્વાર્પણની જે પૂર્ણતા સમજાઇ છે તે હજુ સુધી મને સ્વીડનબોર્ગના** પાદરીપણામાં સમજાઇ નથી.

ગોપીનો દરજ્જો ઘણો અધિક છે. તેઓ પરમ ભક્ત શિરોમણિ છે. શુચિ અને ઉજ્જવલ પ્રેમની તે સાક્ષાત્ મૂર્તિ છે. પરમ ત્યાગનાં નિધિરૂપ છે. **તેઓ પરમ સંન્યાસિની છે. એટલુંજ નહિ પણ સંન્યાસ માર્ગનાં પરમ ગુરુ છે.** માટે ભક્ત કવિ પરમાનંદદાસની સાથે આપણે પણ નીચેનું પદ્ય ગાઇશું અને શ્રી વ્રજસીમન્તિનીનું સ્વરૂપ શુદ્ધ રીતે સમજી શકીએ તથા તેમના ભાવ કંઇક અંશે આપણા જીવનમાં ઉતારી શકીએ માટે તેનું અહર્નિશ ચિન્તન કરીશું.

ગોપી પ્રેમકી ધ્વજા;
જીન ગોપાલ કિયો અપને વશ ઉરધર શ્યામ ભુજા,
શુકમુનિ વ્યાસ પ્રસંશા કીની, ઉધો સંત સરાહી.
ભૂરી ભાગ્ય ગોકુલકી વનિતા, અતિ પૂનિત ભાવમાંહી;
કહા ભયો જો વિપ્રકુળ જનમ્યો, જો હેં હરિસેવા નાંહિ,
સોઇ કુલીનદાસ પરમાનંદ જો હરિ સન્મુખ ધાઇ.

હવે ભાગવતમાંથી ગોપીઓની સંન્યસ્ત દશા જણાવનાર કેટલાક શ્લોકનાં અવતરણ અહિંઆં આપણે લઇએ.

× આ વિચારના લેખક કલાપી છે.

ભગવાને રાસ કર્યાનો સંકલ્પ કર્યા પછી પોતે વેણુ વગાડી. આ વેણુનો સ્વર વ્રજમાં સ્થિત ગોપીઓના કર્ણેન્દ્રિયમાં થઇને તેમના હૃદયમાં પેસી ગયો અને તનમનાટ શરૂ કર્યો. આ સમયે તેઓ ગૃહનાં જૂદાં જૂદાં કાર્યોમાં વ્યગ્ર હતાં, પણ વેણુનો સ્વર સાંભળતાં તેઓ પ્રભુ પાસે જવાનો સંકલ્પ કેમ અટકાવી શકે? નજ અટકાવી શકે. તેથી કામ કામની જગ્યાએ રહ્યું. પોતે એકદમ ઘરમાંથી દોડવાજ માંડ્યું. તેમને સંસાર ખારો લાગ્યો. આથી પોતાના પતિઓ, પુત્રો, પિતાઓ વગેરે કોઇનો પણ વિચાર કર્યો નહિ. પ્રભુનું આહ્વાન થતાં એટલી ઉતાવળથી તેમણે સંસારનો ત્યાગ કરવા માંડ્યો કે તેમને વસ્ત્રનું પણ ભાન ન રહ્યું ભા. ૧૦ સ્કં. (૨૯) ૭ માં કહ્યું છે કે व्यस्तवस्त्राभरणाः काश्चित्कृष्णान्तिकं ययुः । વસ્ત્ર અને આભૂષણો જ્યાં પહેરવાં જોઇએ ત્યાં પહેરવાને બદલે ગમે તે સ્થાને પહેર્યાં. આનું કારણ એ કે સંસારજ તેમની આગળ નહોતો તો પછી લોકલજ્જાની તો વાતજ ક્યાં કહેવાની? સંસારનાં આસકત કામી જન જ્યારે એકબીજાને મળે છે ત્યારે બનીઠણીને, મોહક વેપ ધારણ કરીને મળે છે, પણ અહિંઆં તો તેમનામાં તેવો કામ નહિ હોવાથી વસ્ત્ર કે આભરણની પણ દરકાર કરી નહિ.

ત્યાંજ આગળ કહે છે કે—

> ता वार्यमाणाः पतिभिः पितृभिः पुत्रबन्धुभिः ।
> गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ॥
>
> ૧૦-૨૬ (૨૯)-૮

ગોવિન્દ ભગવાનથીજ તેમના આત્માઓ હરાયા હતા. અર્થાત્ ભગવાનમાંજ તેમના આત્મા આસકત હતા. આથી પતિ, પિતૃઓ વગેરે સાંસારિક પુરુષોનો સંબન્ધ તેમને ખારો લાગેજ.

સંસારાસકત કામિનીઓ તો પોતાના કામીજન પાસે જાય છે ત્યારે છાનાંમાનાં જાય છે, તેમને ડગલે ડગલે ભય રહે છે કે રખેને

તેઓ જોશે તો તેમનો કામ પકડાઇ જશે. આથી તેઓ લોકમાં નિન્દાશે. તેને સગાંવહાલાં અને સમાજનો ડર લાગે છે, પણ ગોપીજન તો પ્રભુભકતજ હતાં તેથી તેઓ છૂપી રીતે પ્રભુ સમીપ જતાં નથી, પણ પોતાના સાંસારિક સંબન્ધીઓની આગળ ખુલ્લી રીતે, તેઓ જાણે તેવી રીતે, જાય છે કારણ કે તેમને કોઇની નિન્દા કે આક્ષેપનો ભય નથી.

ભગવાનની પાસે પહોંચતાં ભગવાને તેમની કસોટી કરવાને માર્મિક શબ્દોથી સંસારમાં પાછાં ફરવાને તેમને જણાવે છે પણ ભગવાનની વાણીથી તેમના સંકલ્પો દૂર થઇ ગયા હતા. સંસાર છોડીને ભગવાન તરફ જતાં થોડી ઘણી પણ જે વાસનાના અવશેષ રૂપ સંકલ્પો રહ્યા હતા તેના પૂરેપૂરા ચૂરેચૂરા થઇ ગયા, (જુઓ **विषण्णा भग्नसङ्कल्पाश्चिन्तामापुर्दुरत्ययाम् ।**) જેના સંકલ્પોનો વિનાશ થાય છે તેજ સંન્યાસી છે. શ્લોક ૩૦ માં **कृष्णं तदर्थविनिवर्तित सर्वकामाः** એ પંક્તિથી ભગવાનને માટે તેમના સકળ કામો દૂર થયેલા હતા. ભગવાન સિવાય બીજા કશાની પણ તેમને કામના નહોતી એમ કહીને તેમની સંન્યસ્ત દશાનુ સૂચન કર્યું છે. આ માટેનો વધારે મજબૂત પૂરાવો નીચેના પછીના શ્લોકમાં છે.

**मैवं विभोऽर्हति भवान्गदितुं नृशंसं**
**संत्यज्य सर्वविषयांस्तव पादमूलम् ।**
**प्राप्ता भजस्व दुरवग्रह मा त्यजास्मान्**
**देवो यथादिपुरुषो भजते मुमुक्षून् ॥**

१०–२६ (२९) ३१

"હે પ્રભો ! આપ કઠોર શબ્દો બોલો તે ઠીક નથી. અમે **સઘળા વિષયોનો સંપૂર્ણ રીતે ત્યાગ** કરીનેજ આપના ચરણ કમળ સમીપ આવ્યાં છે. (વૃન્દાવનમાં પ્રાપ્ત થયાં છે) માટે હે

પ્રભો ! દુરાગ્રહ કરીને અમારો ત્યાગ ન કરો. પણ જેમ **આદિ દેવ પુરૂષોત્તમ મુમુક્ષુઓને ભજે** છે તેમ આપ અમને ભજો. ”

આ શ્લોકને સાવધાનતાથી વાંચવામાં આવે તો ગોપીઓની સંન્યસ્ત દશા. વિષે કોઇને શંકા કરવાની રહેશેજ નહિ. સર્વ વિષયોનો ત્યાગ તો સામાન્ય સંન્યાસીઓ પણ કરી શકતા નથી, છતાં આ ગોપીઓએ તમામ વિષયોનો ત્યાગ કર્યો છે. ખરેખર તેઓ સંન્યાસીઓમાં પણ પરમ સંન્યાસી હતાં.

આ પછીના શ્લોક ૩૨ માં તેઓ કહે છે કે ભગવાનજ અમારૂં સર્વસ્વ છે. ભગવાન એજ અમારા બન્ધુ છે, આત્મા છે, પતિ છે, પ્રિયતમ છે. અમારે હવે સંસારની સાથે કંઇ પણ લેવા દેવા નથી.

यत्पत्यपत्यसुहृदामनुवृत्तिरङ्ग
स्त्रीणां स्वधर्म इति धर्मविदा त्वयोक्तम् ।
अस्त्वेवमेतदुपदेशपदे त्वयीशे
प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा ॥

૧૦-૨૬ (૨૯) ૩૨.

ભગવાનની સાથેનો પ્રેમ તેજ ખરો પ્રેમ છે, સંસારી પુરૂષ સાથેનો પ્રેમ તે દુઃખરૂપ થઈ પડે છે, માટેજ અમારે સંસારમાં પાછું પડવું નથી. જે સંસારનો ત્યાગ કરીને અમે સંન્યાસનો સ્વીકાર કર્યો છે, તેમાંથી ચ્યુત થવા માંગતાં નથી.

कुर्वन्ति हि त्वयि रतिं कुशलाः स्व आत्मन्
नित्यप्रिये पतिसुतादिभिरार्तिदैः किम् ।
तन्नः प्रसीद वरदेश्वर मास्म छिन्द्या
आशां धृतां त्वयि चिरादरविन्दनेत्र ॥

૩૩.

આગળ તેઓ કહે છે કે હવે આપ અમને પાછાં સંસારમાં મોકલશો તોપણ અમે ત્યાં જઇને શું કરવાનાં છીએ ? સંસારને માટે અમે તદ્દન નાલાયક થયાં છીએ કારણ કે જેને લીધે સંસાર બને છે તે ઇન્દ્રિયો તો આપેજ હરી લીધી છે.

**चित्तं सुखेन भवतापहृतं गृहेषु**
**यन्निर्विशत्युत करावपि गृह्यकृत्ये ।**
**पादौ पदं न चलतस्तव पादमूला–**
**द्यामः कथं व्रजमथो करवाम किं वा ॥**

૩૪.

શ્લોક ૩૫ માં તેઓ ભગવાનને કહે છે "હે ભગવન્! અમારા ઉપર કૃપા કરો. સંસારને છોડી દઇને અમે આપની પાસે આવ્યાં છીએ તો હવે આપ અમને સંસારમાં પાછાં મોકલશો નહિ. જો પાછાં મોકલશો તો ત્યાં અમે સુખી થવાનાં નથી. કારણ કે અમારૂં સુખ આપજ છો. આપ જો અમને તરછોડશો તોપણ અમે સંસારમાં જઇશું તો નહિજ ઉલટું અમે ધ્યાનસ્થ દશાનો અનુભવ કરીને વિરહાગ્નિમાં અમારા દેહને ભસ્મીભૂત કરીને આપના પાસેજ આવીશું." ( જૂઓ ભા. ૧૦–૨૬ (૨૯)–૩૫ માં नोचेद्वयं विरहजाग्न्युपभुक्तदेहाः । ध्यानेन याम पदयोः पदवीं सखे ते । લીટીઓ ) આગળ કહે છે—

**तन्नः प्रसीद वृजिनार्दन तेंघ्रिमूलं**
**प्राप्ता विसृज्य वसतीस्त्वदुपासनाशाः ।**
**त्वत्सुन्दरस्मितनिरीक्षणतीव्रकाम–**
**तप्तात्मनां पुरुषभूषण देहि दास्यम् ॥**

૧૦–૨૬ (૨૯)–૩૮.

" હે દુઃખભંજક પાપના નાશ કરનાર ભગવાન્! આપ અમારા ઉપર પ્રસન્ન થાવ. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને આપની સેવા અમે

કરીશું એ આશાથીજ અમે આપના ચરણના મૂલને પ્રાપ્ત થયાં છીએ. હે પુરુષભૂષણ ! આપના સુન્દર મન્દહાસ્યયુક્ત નેત્રના કટાક્ષથી ઉત્પન્ન થએલા તીવ્ર કામથી તપ્ત થએલાં છે અંતઃકરણ જેમનાં એવાં અમને દાસ્યનું દાન કરો.”

આ શબ્દો લૌકિક કામીજનની દશાનું સૂચન કરે છે કે પરમ સંન્યસ્ત દશાનું ? કોણ કહેશે કે આ શબ્દો પરમ સંન્યાસવાળા ભક્તોના નથી ? જેમ સંન્યાસીઓ સંસારની માલમતા, સગાંવહાલાં વગેરે સર્વનો ત્યાગ કરે છે અને આત્માની શોધમાં વનમાં જાય છે તેમ આ ગોપીઓએ સંસારનો ત્યાગ કરીને વનસ્થાનમાં-પ્રભુના સ્થાનમાં પ્રવેશ કર્યો હતો. કોણ કહી શકશે કે તે પરમ સંન્યાસિનીઓ નહોતાં ?

જેમ જ્ઞાનીઓનાં ચિત્તાદિ બ્રહ્મમાં લય પામે છે તેમ આ ભક્તિમાર્ગીય સંન્યાસવાળાં આ ગોપીઓનાં મન વગેરે **રસરૂપ બ્રહ્મમાં** જ લીન થઇ ગયાં હતાં. તે ભગવાનના અન્તર્ધાન પછીથી ગોપીઓની થયેલી દશાનું વર્ણન કરતાં શુકદેવજી નીચેના શ્લોકમાં જણાવે છે.

**तन्मनस्कास्तदालापास्तद्विचेष्टितास्तदात्मिकाः**
**तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः**

૧૦–૨૭ (૩૦)–૪૩.

આ ગોપીઓનું મન ભગવન્મય બન્યું હતું. તેમના આલાપો ભગવદ્વિષયક હતા. તેમની તમામ ચેષ્ટાઓ ભગવન્મય હતી. તેમના ચિત્તમાં કૃષ્ણને જ તે આત્મા માનતાં હતાં. તેમના ગુણને જ તે ગાતાં હતાં. આ રીતે તેમની દશા થઈ ગઈ. આ દશામાં તેમને આત્મા કે ગૃહ કશું પણ સાંભર્યું નહિ.”

ભક્તિમાર્ગીય સંન્યાસ આવા પ્રકારનો હોય છે. ભગવાનના વિરહના અનુભવ માટેજ તે હોવાથી, તે વિરહમાં ચિત્તાદિનો સ્થિતિ

પલટાઈ જાય છે. જ્ઞાની સંન્યાસીઓનાં ચિત્તાદિ તદ્દન લીન થઇ જાય છે. શાન્ત–શિતલ બની જાય છે, જ્યારે ભક્ત સંન્યાસીઓનાં હૃદયમાં ચણચણાટ શરૂ થાય છે. તેની સાથે વિકલતા પણ શરૂ થાય છે. આ ચણચણાટ અને વિકલતા પ્રભુને પ્રાપ્ત કરવાને માટેજ હોય છે. આથી તમામ પ્રકારના ભાવ જાગ્રત્ થાય છે, આ સ્થિતિ સહજ બની આવે છે. મન, ઇન્દ્રિઓ, આલાપો, ચેષ્ટાઓ સર્વ પ્રભુ તરફ સતેજ થાય છે, તે ઇન્દ્રિયાદિ પ્રભુ પ્રાપ્તિને માટે આવશ્યક સર્વ વ્યાપારોમાં ગુંથાય છે.

શ્રીવલ્લભાચાર્ય "સંન્યાસ નિર્ણય" નામના ગ્રન્થમાં જણાવે છે કે આ દશામાં વિકલત્વ તથા ચિત્તાદિની અસ્વસ્થતા સહજ હોય છે. તેમાં કૃત્રિમતા હોતી નથી. આ સ્થિતિમાં પ્રભુ માટેનું જ્ઞાન કે ગુણ જ્ઞાન પણ ભાવમાં પ્રતિબન્ધક થાય છે.

**विकलत्वं तथा स्वास्थ्यं प्रकृतिः प्राकृतं नहि ।**
**ज्ञानं गुणाश्च तस्यैव वर्तमानस्य बाधकाः ॥**

ભક્તિમાર્ગીય સંન્યાસ તે **ભાવસંન્યાસ** છે. તે સંન્યાસની સિદ્ધિ ભાવથી છે અને તેનું ફલ પણ ભાવ છે.

**भावो भावनया सिद्धः साधनं नान्यदिष्यते ।**
**भावनासाधनं यत्र फलं चापि तथा भवेत् ॥**

આવો પરિત્યાગ ઘણો જ દુર્લભ છે. ફક્ત પ્રેમમાર્ગ દ્વારા જ તે સિદ્ધ કરી શકાય છે. જ્ઞાનની પરમ દશાએ પહોંચેલા પણ આ પ્રકારનો સંન્યાસ પ્રાપ્ત કરી શકતા નથી.

**दुर्लभोऽयं परित्यागः प्रेम्णा सिद्ध्यति नान्यथा ॥**

ગોપીજન આવાં પ્રેમી ભક્તો હતાં. તેમણે ભગવાન માટે જ પ્રાણ ધારણ કર્યાં હતા. ( જુઓ ભા-૧૦-૨૮ (૩૧)-૨ માં त्वयि धृतासवः શબ્દો છે. )

ભા. ૧૦-૨૯ (૩૨)-૧માં ભગવાન્ માટે ગોપીઓની વિકલ દશા થઇ હતી તે કહે છે.—

**इति गोप्यः प्रगायन्त्यः प्रलपन्त्यश्च चित्रधा ।**
**रुरुदुः सुस्वरं राजन् कृष्णदर्शनलालसाः ॥**

કૃષ્ણનાં દર્શનની લાલસાવાળાં તે ગોપીઓ ઉંચા અવાજથી ગાવા લાગ્યાં તથા જૂદી જૂદી રીતે પ્રલાપો કરવા લાગ્યાં અને છેવટે રુદન કરવા લાગ્યાં.

આ રીતે આ પ્રેમમાર્ગનાં સંન્યાસી ગોપીઓની દશા જોઇને પ્રભુ તેમની પાસે પ્રકટ થયા અને તેમને રાસનું સુખ આપ્યું. પ્રેમી સંન્યાસીઓને અશ્રુપાત વગેરે હોય છે. આથી પ્રભુ માટે જ સંસારનાં સંબન્ધીઓનો ત્યાગ કરીને પ્રભુ માટેજ પ્રાણ ધારણ કરનાર અને તેમને માટે જ વિરહનું દુઃખ અનુભવનાર ગોપીઓ પરમ સંન્યાસનીઓ હતાં તે ભાગવતમાંથી પણ સિદ્ધ થાય છે.



## પ્રકરણ ૬ ઠું.

## રાસલીલાના વર્ણનનો ભાગ પ્રક્ષિપ્ત હશે કે કેમ?

### રાસપંચાધ્યાયીને પ્રક્ષિપ્ત કહેનારને ઉત્તર.



ટલાક આજકાલના ભણેલાઓ રાસલીલાનું રહસ્ય બુદ્ધિથી સમજી શકતા નથી. તેઓ એમ માને છે કે ભાગવતની અંદર જે રાસ પંચાધ્યાયીનો ભાગ આવે છે તે પ્રક્ષિપ્ત હોવો જોઇએ. કોઇએ પાછળથી તે ભાગને ભાગવતની અંદર ઘુસાડી દીધેલ હશે. બાબુ બંકમચંદ્ર પોતાના કૃષ્ણ ચરિત્રમાં આ વિચારને વળગી રહે છે. પણ જો તેમણે સમસ્ત ભાગવતનો પૂર્વાપર સંબન્ધ જોયો હોત તો જે વિચાર તેમણે ઉતાવળથી રજૂ કર્યો છે તે રજૂ કરત જ નહિ. ભાગવતમાં રાસપંચાધ્યાયીનો ભાગ પ્રક્ષિપ્ત છે એમ કહેવું તે ખરેખર કહેનારનું અજ્ઞાન જ બતાવે છે.

જો સૂર્યમાં ઉષ્મા નહોય તોજ ભાગવત ગ્રંથમાં રાસનું વર્ણન ન હોય. રાસપંચાધ્યાયી વગરનું ભાગવત તે ઉષ્મા રહિત અગ્નિ સમાન છે. રાસનું વર્ણન એ ભાગવતનો ખરો પ્રાણ છે—આત્મા છે. ગાયત્રી બીજમાંથી ઉગેલા વેદરૂપી કલ્પવૃક્ષના ફલરૂપ ભાગવતમાં "રાસ" રૂપી રસ સમાયલો છે. આ રસ ભાગવતના રાસપંચાધ્યાયી સિવાય અન્યત્ર હોઇ શકે? જો રાસપંચાધ્યાયી ભાગવતના અંગરૂપ નહોય તો ભાગવતમાં રસજ નથી એમ કહો તો પછી ભાગવતનું પાન કરવાનું જે ભા–૧–૧–૩માં[1] કહ્યું છે તે શી રીતે

---

१ निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतम् ।
पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुकाः ॥

સંભવે ? માટે રાસપંચાધ્યાયી સિવાયનું ભાગવત હોઈ શકે જ નહિ. અન્યપુરાણમાં તે નહોય તો સંભવી શકે પણ ભાગવતમાં નહોય એમ કદી પણ હોઈ શકે જ નહિ.

હવે રાસપંચાધ્યાયીનો ભાગ પ્રક્ષીપ્ત નથી તે માટે નીચેનાં પ્રમાણો ભાગવતમાંથી જ આપણે બતાવી શકીએ છીએ.

(૧) ભાગવત સ્કંધ પહેલાના અધ્યાય ૧૦ માં ૨૮ મો શ્લોક આ પ્રમાણે છે:—

**नूनंव्रतस्नानहुतादिनेश्वरः समर्चितो ह्यस्य गृहीतपाणिभिः ।**
**पिबन्ति याः सख्यधरामृतं मुहुर्व्रजस्त्रियः संमुमुहुर्यदाशयाः ॥**

આ શ્લોકમાં શ્રીકૃષ્ણ હસ્તિનાપૂરથી દ્વારકાં પધાર્યા તે પ્રસંગે તેમનાં દર્શન કરવાને ઉત્સુક થયેલી સ્ત્રીઓ આ પ્રમાણે ભગવાનનું વર્ણન કરતાં હતાં. તેઓ કહે છે "જેમનું પાણી ગ્રહણ કર્યું છે એવી આ ભગવાનની સ્ત્રીઓએ વ્રત, સ્નાન અને હોમ આદિથી ખરેખર આ ઈશ્વરને જ પૂજ્યા હશે, કેમકે **જે અધરામૃતને વિષે અંતઃકરણ હોવાથી વ્રજની** સ્ત્રીઓ મોહ પામી તે અધરામૃતને તે સ્ત્રીઓ પીએ છે."

અહિંઆં વ્રજની સ્ત્રીઓએ કરેલા અધરામૃતના પાનનો ઉલ્લેખ છે. આ અધરામૃતનું પાન શ્રીકૃષ્ણે ગોપીઓને રાસના પ્રસંગેજ કરાવ્યું છે. વેણુગીતમાં અધરામૃત નહિ પણ સુધારસ છે, પણ અધરામૃતનું પાન તો રાસપંચાધ્યાયીમાં જ છે. ભગવાન જ્યારે રાસ વખતે અદૃશ્ય થયા ત્યારે ગોપીઓએ ભગવાનનાં ગુણગાન કર્યાં તે રાસનો ભાગ ગોપીગીત કહેવાય છે. એ ગોપીગીતના શ્લોક[2] ૭માં

---

૨ मधुरया गिरा वल्गुवाक्यया बुधमनोज्ञया पुष्करेक्षण ।
विधिकरीरिमा वीर मुह्यतीरधरसीधुनाप्याययस्व नः ॥
१०-२६(३१)-८

તથા[૩] ૧૪માં ગોપીઓએ ભગવાન પાસેથી પ્રકટ થઈને અધરામૃતનું દાન કરવાને માગણી કરી છે. આ માગણીને ભગવાને પ્રકટ થઈને પછીના અધ્યાયોમાં પૂર્ણ કરી છે. ભા. ૧૦–૨૯(૩૨)–૫માં તામ્બૂલ ચર્વણ દ્વારા આ અધરામૃતનું દાન કર્યું છે એમ કહ્યું છે. પછીના અધ્યાય ૩૦ (૩૩) માં શ્લોક ૧૩ માં **गण्डं गण्डे संदधत्या अदात्ताम्बूलचर्वितम्** એ શબ્દોથી પણ અધરામૃતનું દાન શ્રીકૃષ્ણે ગોપીઓને કર્યું તે સમજાય છે. અર્થાત્ પ્રથમ સ્કંધ ૧૧ મા અધ્યાયના ૨૮ મા શ્લોકમાં વ્રજ સ્ત્રીઓને અધરામૃતનો ઉલ્લેખ કર્યો તેનો સંબન્ધ રાસ પંચાધ્યાયી-માં છે. જો રાસ પંચાધ્યાયી પ્રક્ષિપ્ત હોય તો પ્રથમ સ્કંધમાં अधरामृतम् मुहुः व्रजस्त्रियः એવા શબ્દો કદી પણ હોઇ શકેજ નહિ.

(૨) દ્વિતીયસ્કંધ અધ્યાય ૭ માં ભગવાનના અવતારો તેમનાં કર્મો તથા ગુણો વગેરેનું વર્ણન કર્યુ છે. તેમાં શ્રીકૃષ્ણાવતારનું વર્ણન કરતાં શ્લોક ૩૩ માં "રાસ" એ શબ્દ આવે છે. ભવિષ્યમાં રાસ લીલા શ્રીકૃષ્ણ કરશે એમ ત્યાં જણાવે છે.

**क्रीडन्वने निशि निशाकररश्मि गौर्यां**
**रासोन्मुखः कलपदायतमूर्छितेन ॥**
**उद्दीपितस्मररुजां व्रजभृद्वधूनां**
**हर्तुर्हरिष्यति शिरो धनदानुगस्य ॥**

**ભાવાર્થ**—ચંદ્રનાં કિરણોથી નિર્મળ રાત્રિમાં વનમાં ખેલતા શ્રીકૃષ્ણ **રાસ** કરવાના હેતુથી પોતે કરેલા મનોહર પદવાળા તથા લાંબી મૂર્છના યુક્ત બંશીના ગાન વડે જેમને કામજન્ય પીડા થઈ

---

३ सुरतवर्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठु चुम्बितम् ।
इतररागविस्मारणं नृणां **वितर वीर नस्तेऽधरामृतम्** ॥
१०–२८(३१)–१४.

છે એવાં ગોપીજનને હરી જનાર કુબેરના ચાકર શંખચૂડનું માથું કાપી નાંખશે. ”

આ શ્લોકમાં કૃષ્ણે કરેલી રાસલીલાનો ઉલ્લેખ કર્યો નથી ? જો અહિંઆં ભાગવતના દ્વિતીય સ્કંધમાં આ પ્રમાણે ઉલ્લેખ મળી આવે છે અને તે પ્રમાણે દશમ સ્કંધમાં શ્રીકૃષ્ણની રાસલીલાનું વર્ણન રાસપંચાધ્યાયીમાં હોય તો પછી તે ભાગ પ્રક્ષિપ્ત કેમ હોઈ શકે ? જો રાસપંચાધ્યાયી પ્રક્ષિપ્ત માનવામાં આવે તો પછી આ અધ્યાયનો આ શ્લોક પણ પ્રક્ષિપ્ત માનવો પડે.

(૩) તૃતીયસ્કંધના અધ્યાય બીજામાં શ્લોક ૩૪ માં ઉદ્ધવજીએ શ્રીકૃષ્ણની બાળલીલાનું વર્ણન કર્યું છે.

**शरच्छशिकरैर्मृष्टं मानयन्रजनीमुखम् ।**
**गायन्कलपदं रेमे स्त्रीणां मण्डलमण्डनः ॥**

“ શરદૃઋતુનાં ચંદ્રનાં કિરણોથી ઉજ્જવલ રાત્રિના આરંભને માન આપતા, અને વ્રજની સ્ત્રીઓના મણ્ડળને શોભાવતા એવા શ્રીકૃષ્ણ ભગવાને મધુર શબ્દવાળું ગાયન ગાતાં ગાતાં રમણ કર્યું. ”

આ શ્લોકમાં ભગવાને શરત્‌ઋતુમાં રાસ રમણ કર્યું તેનો ઉલ્લેખ છે. આ શ્લોકની સાથે રાસપંચાધ્યાયીનો પ્રથમ શ્લોક જો સરખાવીશું તો તે અને આ શ્લોક વચ્ચે ઘણું સામ્ય છે.

**भगवानपि ता रात्रीः शरदोत्फुल्लमल्लिकाः ।**
**वीक्ष्य रन्तुं मनश्चक्रे योगमायामुपाश्रीतः ॥**

અહિંઆં કહે છે કે ભગવાને શરદમાં ખીલેલાં મલ્લિકાનાં પુષ્પવાળી રાત્રિઓ જોઇ અને યોગમાયાનો આશ્રય કરીને રમણ માટે સંકલ્પ કર્યો.

આ પ્રકારે રાસપંચાધ્યાયીના આરંભનો શ્લોક છે. તેમ રાસ

પંચાધ્યાયીના લગભગ અન્તમાં અર્થાત્ રાસ રમણના છેલ્લા શ્લોકમાં રમણનું વર્ણન કરવામાં આવ્યું છે. ૧૦-૩૦(૩૩)-૨૬ )

**एवं शशाङ्कांशुविराजिता निशाः स सत्यकामोनुरताबलागणः ।**
**सिषेव आत्मन्यवरुद्धसौरतः सर्वाः शरत्काव्यकथारसाश्रयाः ॥**

રાસપંચાધ્યાયીના પ્રથમ શ્લોકથી તે આ શ્લોક પર્યન્ત જે શ્રીકૃષ્ણની રાસલીલાનું વર્ણન છે તેની સૂક્ષ્મ છાયા તૃતીય સ્કંધના અધ્યાયમાં જ્યાં શ્રીકૃષ્ણની બાળલીલાનું વર્ણન છે. ત્યાં તેનો "રાસનો" ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ઉપરથી રાસપંચાધ્યાયી મૂળ ભાગવતની અન્તર્ગત અવશ્ય છે એમ માન્યા વગર છૂટકો જ નથી.

(૪) દશમ સ્કંધનાં ૧૯(૨૨)મા અધ્યાયમાં વસ્ત્રહરણ લીલાનું વર્ણન છે. તે લીલાના અન્તમાં શ્રીકૃષ્ણ કુમારિકાઓને નીચે પ્રમાણે કહે છે " હે સ્ત્રીઓ ? વ્રજમાં જાઓ, તમારો મનોરથ સિદ્ધ થશે. આ આવતી રાત્રિઓમાં મારી સાથે રમણ કરશો, કારણકે તમે મારે માટેજ કાત્યાયનીનું વ્રત કર્યું છે.

**याताबला व्रजं सिद्धा मयेमा रंस्यथ क्षपाः ।**
**यदुद्दिश्य व्रतमिदं चेरुरार्यार्चनं सतीः ॥**

૧૦-૧૯(૨૨)-૨૭

આ શ્લોક ઉપરથી જણાય છે કે તે કુમારિકાઓ સાથે રમણ કરવાને રાસની દાસીઓ પહેલેથી જ સિદ્ધ કરી રાખી હતી અને તેથીજ રાસપંચાધ્યાયીના પ્રારંભના પાછળ ટાંકેલા " **भगवानपि ताः रात्रीः** " એ શ્લોકમાં તાઃ રાત્રીઃ શબ્દો છે. તેનો **અર્થ** એજ કે ચીર હરણ પ્રસંગમાં જે રાત્રિઓમાં મનોરથ પૂર્ણ કરવાનું જણાવ્યું હતું તેજ રાત્રિઓ આ છે. આ રીતે રાસપંચાધ્યાયીનો ઉલ્લેખ ચીરહરણ અધ્યાયમાં પણ મળી આવે છે.

(૫) દશમ સ્કંધના ૪૪(૪૭) મા અધ્યાયમાં શ્રીકૃષ્ણના કહેવાથી ઉદ્ધવજી ગોપીઓને તત્ત્વનો ઉપદેશ કરીને પાછા મથુરા આવ્યા તે વિષેનું વર્ણન છે. ત્યાં શ્લોક ૪૩ માં ગોપીઓએ ઉદ્ધવજીને નીચેનો પ્રશ્ન કર્યો છે.

"હે ઉદ્ધવજી ! કુમુદ કુંદ પુષ્પ અને ચંદ્રથી શોભતા વૃન્દાવનમાં ઝાંઝરના ઝમકારવાળી **રાસમંડળી**માં ભગવાન્ અમારી સાથે રમ્યા હતા અને અમોએ તેમની મનોહર કથાઓની પ્રશંસા કરી હતી, તે રાત્રીઓને ભગવાન્ કોઈ સમયે સંભારે છે ?"

ताः किं निशाः स्मरति यासु तदा प्रियाभि-
वृन्दावने कुमुदकुन्दशशाङ्करम्ये ।
रेमे क्वणच्चरणनूपुररासगोष्ठयामस्माभि
रीडितमनोज्ञकथः कदाचित ॥

१०-४४(४७)-४३

આ શ્લોકમાં रासगोष्ठी એ શબ્દ છે, તેમ નીચેના શ્લોકમાં रासोत्सव શબ્દ છે.

नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः स्वर्योषितां
नलिनगन्धरुचां कुतोऽन्याः ।
रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठलब्धाशिषां
य उदगादूव्रजवल्लवीनाम् ॥

१०-४४(४७)-६०

નીચેના શ્લોકમાં પણ रासगोष्ठी શબ્દ છે.

यान्वै श्रियार्चितमजादिभिराप्तकामैर्योगेश्वरैरपि
यदात्मनि रासगोष्ठयाम् ।

कृष्णस्य तद्भगवतश्चरणारविन्दं न्यस्तं
स्तनेषु विजहुः परिरभ्य तापम् ॥
१०-४४(४७)-६२

શ્લોક એકાવનમાં કહે છે કે:-

गत्या ललितयोदारहासलीलावलोकनैः ।
माध्व्या गिराहृतधियः कथं तं विस्मरामहे ॥
१०-४४(४७)-५१

આમાં ભગવાનની લલિતગતિ, ઉદારહાસ, લીલાવલોકન તથા મધુરવાણીનું સ્મરણ ગોપીઓ કરે છે.

અહિંઆં જણાવેલ ભગવાનની લલિતગતિ વગેરેનું વર્ણન રાસપંચાધ્યાયીના ગોપીગીતમાં આવે છે તે નીચે પ્રમાણે છે.

ગોપીગીતના શ્લોક ૧૧ તથા ૧૩ માં ભગવાનની લલિતગતિનું વર્ણન છે.

ઉદારહાસ માટે જૂઓ શ્લોક ૧૦ ( प्रहसितं प्रियप्रेमवीक्षणं ).

લીલાવલોકન તથા પ્રેમવીક્ષણ માટે જૂઓ શ્લોક ૧૭ ( रहसि संविदं प्रहसिताननं प्रेमवीक्षणम् )

મધુરવાણી માટે જૂઓ શ્લોક ૮ (मधुरया गिरा वल्गुवाक्यया)

આ રીતે ગોપીગીતમાં ગોપીઓ ભગવાનની લલિતગતિ, ઉદારહાસ, લીલાવલોકન, તથા મધુરવાણીનું સ્મરણ કરે છે.

આ લલિતગતિ વગેરેને સંભારીને ઉદ્ધવજીને ગોપીઓ પ્રશ્ન કરે છે. અર્થાત્ આ ઉદ્ધવજીને ગોપીઓએ કરેલા પ્રશ્નમાં રાસપંચાધ્યાયીમાં વર્ણવેલી લીલાના સ્પષ્ટ ઉલ્લેખો છે.

(૬) છેલ્લો પૂરાવો બારમા સ્કંધના બારમા અધ્યાયમાં ભાગવત પુરાણના બારેસ્કંધના વિષયોની જ્યાં અનુક્રમણિકા આપી છે તેમાં

દશમસ્કંધની અનુક્રમણિકાના પ્રસંગે રાસપંચાધ્યાયીમાં કરેલા રાસના વિષયનો ઉલ્લેખ છે. તેમાં શ્લોક ૩૨માં નીચે પ્રમાણે છે.

**गोवर्धनोद्धारणं च शक्रस्य सुरभेरथ**
**यज्ञाभिषेकं कृष्णस्य स्त्रीभिःक्रीडा च रात्रिषु ॥**

આ શ્લોકના છેલ્લા શબ્દોમાં રાસક્રીડાનો ઉલ્લેખ નથી ? જો તેમ હોય તો રાસપંચાધ્યાયી ભાગવતની અન્તર્ગતતા છે એમ સ્વીકારવું જ જોઇએ. આ રીતે ભાગવતની અનુક્રમણિકા તપાસતાં પણ રાસ-પંચાધ્યાયી પ્રક્ષિપ્ત આપણને જણાતી નથી.

રાસપંચાધ્યાયીની ભાગવતાન્તર્ગતતા માટે આટલાં સબળ પ્રમાણો હોવા છતાં પણ જેઓ તેને પ્રક્ષિપ્ત માને છે તેમના અજ્ઞાનની પરિસીમા જ જોવામાં આવે છે. આરસી હોવા છતાં જે જોઇ શકે નહિ તેમને માટે શો શબ્દ વાપરી શકાય ? રાસપંચાધ્યાયીને પ્રક્ષિપ્ત માનનારા આ દેશના કે પરદેશના વિદ્વાનોની આ સ્થિતિ છે. તેમણે એવો અભિપ્રાય ઉચ્ચારતી વખતે પોતાના અભિપ્રાયની પ્રામાણિકતા માટે ભાગવતમાંથી સંશોધન કરવું જોઇએ અને તે ઉપરથી તેમણે પોતાની દલીલો કાઢવી જોઇએ. અમે અત્રે આપેલાં પ્રમાણો ઉપરથી કોઇ પણ વ્યક્તિ એમ કહી શકશે નહિ કે રાસ-પંચાધ્યાયી મૂળ ભાગવતમાં નહોતી; પણ પાછળથી ઘુસાડી દીધી છે; અર્થાત્ તે પ્રક્ષિપ્ત છે. આ અભિપ્રાય અમે ઉપર આપેલા સજ્જડ પુરાવાથી ખોટો અને ઉતાવળો ઠરે છે.

# પ્રકરણ ૭ મું.

## રાસલીલાની નિર્દોષતા.




યત્રી બીજમાંથી ઉત્પન્ન થએલા નિગમરૂપી કલ્પતરુનું શ્રીમદ્ ભાગવત અમૃતફળ છે. આ ભાગવતના દ્વાદશ સ્કંધમાં દશમ સ્કંધ તેના હૃદયને સ્થાને છે અર્થાત્ શ્રીમદ્ ભાગવતનું રહસ્ય અગર તાત્પર્ય એ સ્કંધમાં છે. તેમાં અધ્યાય ૨૬ થી ૩૨ સુધીનો ભાગ તામસ ફળપ્રકરણના નામથી ઓળખાય છે. તેમાં તામસ (નિઃસાધન) ભક્તોના નિરોધનું વર્ણન છે અને તે અતિ ગુપ્તતમ હોવાથી ફળપ્રકરણના નામથી અંકિત ગણાય છે. આમાં મુખ્ય વિષય ભગવાને ગોપીઓની સાથે રાસ કર્યો તે છે. કૃષ્ણ અને ગોપીઓના રાસ વિષે અનેકવિધ સાહિત્ય સંસ્કૃત પ્રાકૃત તથા અપભ્રંશ ભાષામાં ઉતરી આવ્યું છે અને આ વિષયે જ ભારત વર્ષના અનેક કવિઓની માનસ સૃષ્ટિને નવ પલ્લવિત બનાવી છે. અખિલ ભાગવતમાંથી રાસ પંચાધ્યાયીનો વિષય લઇ લેવામાં આવે તો તેનું ગૌરવ તથા સૌંદર્ય જે અત્યાર સુધી જળવાઇ રહ્યાં છે તે કદી પણ જળવાઈ રહેત નહિ. દેહ અને આત્માનો જે સંબંધ છે તેજ રાસપંચાધ્યાયી અને અખિલ ભાગવતનો છે. બીજી રીતે કહીએ તો રાસપંચાધ્યાયી અખિલ ભાગવતના આત્માના સ્થાને છે. ભાગવતના ધર્મની અગર ભક્તિની પરાકાષ્ઠા સમજવાની ચાવી તેમાં જ છે. વેદ તથા ઉપનિષદના સૂક્ષ્મતમ રહસ્યો રૂપી રત્નો પંચાધ્યાયીરૂપી મંજુષા (પેટી) માંજ સચવાઈ રહ્યાં છે અને અનેક શતાબ્દિઓ વિશ્વની અંદર અનેકવિધ પરિવર્તનોની ઘટમાળ ફેરવતી વ્યતીત થવા છતાં પણ એ રત્નોનું હરણ તથા નાશ કોઇ કરી શક્યું નથી. યુરોપીય સંસ્કૃતિનો શેતાની

જડવાદ તથા ભારતવર્ષીય સંસ્કૃતિના ધ્વંસક સુધારાએ મહાન રીપુ દળ મોકલવા છતાં અને પ્રયત્નો કરવા છતાં પણ ભારતની સંસ્કૃતિના દુર્ગની ભિત્તિકા ભેદીને તેની અંદર આવેલા ધર્મશાસ્ત્રોના ખજાનામાં પડેલાં મોઘાં બહુમૂલાં અને ઘણાં કીંમતી ઉપર જણાવેલાં રત્નો કોઈ પણ નષ્ટ કરી શક્યું નથી.

આમ છતાં એ રત્નોનું મૂલ્ય ઓછું આંકવાને ભારત સંસ્કૃતિના શત્રુઓ ચોગરદમ પ્રયત્ન કરી રહ્યા છે. તેઓ આ રત્નોની તેજસ્વિતામાં મલિનતા જુએ છે. સુધારાનો ડોળ કરનાર અને નીતિશાસ્ત્રના તત્ત્વોને સમજાવનાર ભાઇ! તારી બુદ્ધિનો ઉપયોગ કરીને ખરી વસ્તુ સ્થિતિ તું પારખી શકીશ? કૃષ્ણ અને ગોપીઓના નિર્દોષ રાસની અંદર શું તું વિષય વાસનાજ જોઇશ? શું કૃષ્ણ અને ગોપીઓ વ્યભિચારનાં પૂતળાં જ તું ગણીશ? લૌકિક કામના કીડા બનેલા અને સંસારના વિષયોથી જ અંધ બનેલા ભાઇ સદ્‌બુદ્ધિરૂપ નેત્રથી હીન! તું આ અલૌકિક વસ્તુઓ સમજવાને ઘણો જ નાલાયક છું. જ્યાં સુધી તારા હૃદયમાંથી વિષય વાસનાનો મેલ દૂર થાય નહિ અને આત્મસંયમને હૃદયની પવિત્રતા જે સાધુજીવન માટે આવશ્યક મનાય છે તે પ્રાપ્ત કરે નહિ ત્યાં સુધી **અપ્રાકૃત તનુધારી રસસ્વરૂપ શ્રીકૃષ્ણની** અપ્રાકૃત ગોપીઓની સાથેની લીલા તું સમજી શકીશ નહિ. તારે એટલું જ જાણવું બસ થશે કે આ રાસનો વિષય કહેનાર શુકદેવજી જન્મથી જ સંન્યાસી હતા અને જેઓ જીવનપર્યંત વિષય ભોગથી દૂર હતા.

આમ છતાં પણ આ રાસના વિષય ઉપર જો કોઇને શંકા થતી હોય તો તેને શ્રીમદાચાર્યચરણનાં સુબોધિની સૂક્ષ્મતાથી અવલોકવાની વિનંતિ કરૂં છું. રાસપંચાધ્યાયીના આરંભમાં જ પોતે સ્પષ્ટ જણાવે છે કે બ્રહ્માનંદરૂપી હૃદયમાં (સરોવરમાં) મગ્ન બનેલ ગોપીજનનો ઉદ્ધાર કરીને તેમને ભજનાનંદનું દાન કરવાને પ્રભુએ રાસ કર્યો છે. આ લીલાના નાયક ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર છે. કૃષ્ણને

અર્થ જ સદાનંદ છે. વેદની અનેક ઋચાઓમાં તથા મન્ત્રોમાં વિવિધ રીતે વર્ણન કર્યું છે. પણ તે સ્વરૂપનું **યથાર્થ વર્ણન આનન્દ રૂપ છે. વેદ તેને આનન્દ રૂપ તથા રસસ્વરૂપ આલેખે છે. અને ગોપિકાઓ તે સ્વરૂપની શક્તિઓ છે. તે રસેશ પ્રભુનું સ્વશક્તિઓ સાથેનું રમણ એજ રાસનું તાત્પર્ય છે.** ભગવાનનું સ્વરૂપ ભાવાત્મક છે. ભક્ત જેવા ભાવથી ભગવાનને ભજે છે તે ભાવથી ભગવાન્ તેને મળે છે. શ્રીમદાચાર્ય એક સ્થળે કહે કે સ્વામિનીના હૃદયમાં જે ભાવ સ્થિત છે તેજ કૃષ્ણ છે. રસાત્મક બ્રહ્મનું સ્વશક્તિઓ સાથેના રમણના વિષયને ભાગવતકારે પોતાની અનુપમ શક્તિ તથા પ્રતિભાથી રસિક અને હૃદયંગમ તથા લોકોત્તર બનાવ્યું છે, અને તેના અન્તર્ગત ભાવને વિશદ કરનાર ટીકાકારો પણ તેનાથી મુગ્ધ બની ગયા છે. **શ્રીધરસ્વામી** જેમણે પણ શ્રીમદ્ભાગવત ઉપર ટીકા કરી છે, તે રાસ વિષય ઉપર લખતાં કહે છે કે शृङ्गारकथापदेशेन विशेषतां निवृत्तिपरेयं पञ्चाध्यायीति व्यक्तीकरिष्यामि । તેમના મતે આ વિષયનું તાત્પર્ય નિવૃત્તિ પર છે. જીવગોસ્વામિ બૃહત્ક્રમ સંદર્ભમાં લખે છે કે अथ ब्रह्मेन्द्राग्निवरुणादीनां दर्पं शमयित्वा कन्दर्पस्य दर्पं शमयितुं युगपदनेकरमणीकदम्बसम्वलितं रासाख्यं लास्यमारिप्सुर्भगवानेकदा **स्वयोगवैभवं** पादुश्चकार । ભગવાને બ્રહ્મા, ઇન્દ્ર, અગ્નિ. તથા વરૂણ વગેરેના દર્પને શાન્ત કર્યા. પછી **કંદર્પના દર્પને શાન્ત કરવાને,** એકી સાથે અનેક રમણીઓના સમૂહવાળા રાસ નામના, લાસ્યનામના નૃત્યનો આરંભ કરવાની ઇચ્છાથી એક વખતે પોતાના યોગના વૈભવને પ્રકટ કર્યો. "ભાગવત ગૂઢાર્થ દીપિકા"નો કર્તા **શ્રીધનપતિ** પણ જીવગોસ્વામિના વાક્યને અનુમોદન આપે છે. તે કહે છે "**इन्द्रवरुणादिविजये** किं चित्रम् ? ब्रह्मादिजयसंरूढदर्पः कामोऽपि भगवता पराजितः इति ज्ञापनाय क्रमप्राप्तां भगवत्कृतां रासक्रीडां **वर्णयितुमुपक्रमते** ॥ રાસલીલાનું તાત્પર્ય કામના સંપૂર્ણ વિજયમાં જ આ ટીકાકારો જુએ છે, અને આગળ તે કહે છે—श्रीकृष्णस्तु **शतकोटियूथगोपाङ्गनाश्च**

सैन्यवता कामेन युध्यमानोऽपि आत्मन्यवरुद्धसौरतत्वात्तं विजितवानित्यनेन ग्रन्थेन ख्याप्यते ॥ અનેક ગોપીઓના સૈન્યવાળા કામ સાથે કૃષ્ણ યુદ્ધ કરે છે છતાં પણ પોતાનું સૌરત પોતામાં અવિરુદ્ધ કરેલું હોવાથી, પોતે કામ ઉપર વિજય મેળવે છે, એવો અર્થ બોધ આ ગ્રન્થથી થાય છે."

"**પદરત્નાવલી**" નો ટીકાકાર રાસપંચાધ્યાયીના આરંભમાં જણાવે છે કે निर्दोषभक्तिजनितब्रह्मज्ञानमेव मुक्तिसाधनमिति या शास्त्रतात्पर्यार्थावधारणातदर्थवादं वदत्यस्मिन्नध्याये ॥ નિર્દોષ ભક્તિથી ઉત્પન્ન કરાયલું બ્રહ્મજ્ઞાન જ મુક્તિનું સાધન છે એવો જે શાસ્ત્રના તાત્પર્યનો અર્થ નિશ્ચય છે તે અર્થનો અનુવાદ આ અધ્યાયમાં કરેલો છે.

આ ટીકાકારોના આશયો શ્રીવલ્લભાધીશના આશયોથી કંઈક ભિન્ન છે; કારણકે શ્રીવલ્લભાધીશ ભક્તિમાર્ગ અનુસાર રાસપંચાધ્યાયીનું રહસ્ય શ્રી સુબોધિની ટીકામાં વ્યક્ત કરે છે; તો પણ આથી એટલું તો ફલિત છે કે કોઇ પણ મહાનુભાવી સમર્થ વિવેચકના લખાણનો આશય એવો નીકળતો નથી કે ભગવાનની ગોપીઓ સાથેની રાસલીલામાં લૌકિક કામક્રીડાની કથા છે અગર વિષયવાસનાની ગન્ધ છે. વળી બીજા આધુનિક શિક્ષિત વર્ગે આમાં કાંઈ પણ અનુચિત તત્ત્વ જોયું નથી તે નીચેના કેટલાક ફકરાઓ ઉપરથી જણાશે.*

એક લેખક લખે છે કે—

"Vaishnava Love Poetry differs a great deal from other love poetries of the world. This love is not love of the flesh; physical union, but a love purely mystic, the esotic, and rapturous joy of the devotees in communion with the Divine soul. Radha is the type of the human soul in love with the Divine Being. Her pang of separation in the

* અહિંઆં લીધેલાં અવતરણ રા. મનમોહનદાસ દલાલનું છે.

soul's pursuit after the glorious vision." "The soul like a holy temple welcomes the Lord to the senses which are doorways for that eternal fountain of beauty, music and fragrance. The soul wants to enjoy them in a close embrace" and "the soul in its eternal separation from the Beloved one pines away for him; it yearns to offer its necklace of love, its garland of tender emotions for the service of the Adored one." Such is the lesson of Vaishanava Love poetry. In the language of human emotions, the Vaishnava masters continually sing of the Divine Love."

સારાંશ એ છે કે, વૈષ્ણવોના પ્રેમ કાવ્યોમાં ને દુનિયાના પ્રેમ કાવ્યોમાં ઘણો મોટો ભેદ છે. વૈષ્ણવોએ ગાએલો પ્રેમ શરીર સંબંધી પ્રેમ નથી. એમાં શારીરિક સંબંધ નથી. એ પ્રેમ તો પરમાત્માના સંબંધથી ભક્તને થતો કોઇક શુદ્ધ માર્મિક ભાન ભુલાવી નાંખે એવો ને ઉછાળા મારી બહાર નીકળતો હર્ષ છે. પરમાત્મા સાથે પ્યારથી જોડાએલો આત્મા તેજ શ્રીરાધા. તેમનો વિરહ તે જીવાત્માની પરમાત્માના દર્શન માટેની લગની. જીવાત્મા એક પવિત્ર મંદિર જેવો છે, એને સૌંદર્ય ગાન અને સુગંધના સનાતન ઝરારૂપ પોતાના માલીક દ્વારભૂત ઇંદ્રિયોદ્વારા મંદિરમાં પ્રવેશે તો સારૂં એમ ઇચ્છે છે. જીવ પોતાના પ્રીયના ઘણા લાંબા વખતના વિરહને લીધે મળવા તલપાપડ થઇ રહ્યો છે. અને પોતાના પૂજ્યની સેવામાં પ્રેમની માળા તથા સુકોમળ ભાવોનો હાર અર્પણ કરવા તલસ્યા કરે છે. વૈષ્ણવોની પ્રેમકથાનો પાઠ એવો છે. વૈષ્ણવ ઉપદેશકો ભાષા લૌકિક ભાવનાઓની વાપરે છે, પણ દૈવી પ્રેમનું જ નિરંતર ગાન કરી રહ્યા હોય છે.

## રાસનું દિવ્યત્વ.

રાસલીલાનું વિવેચન કરતાં એક લેખક શરૂઆતમાં કહે છે કેઃ—

Who can presume to explain Rasa Lila, the most sublime and the most soul-enchanting act of Shri Krishn's ?

What mortal mind can approach, ever, in conception, the divinity, and the sublimity, of the five chapters on Rasa ?

રાસ એટલે શું ? તે સમજાવવાનું સામર્થ્ય કોનું હોઈ શકે ? કોઇ મર્ત્યનું મન વિચાર માત્રમાં પણ રાસપંચાધ્યાયીની દિવ્યતા તથા ઉચ્ચતાને પહોંચી શકે તેમ છે ?

## રાસલીલાના દર્શનની લાલસા.

એજ લેખક આગળ જણાવે છે કેઃ—

And so the Love appeared again ! This time there was union, but not individual union. Hand in hand the Gopis formed a circle with their Lord, not the individual Lord, but the universal Lord making Himself many. Every Gopi held the hands of the Lord and all the Gopis collectively formed one circle, and the circle went on dancing and dancing. The Devas looked with wonder and envied the lot of Gopis. Let that wonder grow amongst us. Let us catch a glimpse of the Divine that men may become gods on the Earth.

સારાંશ કે પ્રભુ ફરી પધાર્યા. પણ આ વખતે વ્યક્તિરૂપે નહિ. પ્રભુના હાથમાં હાથ મેળવી ગોપીઓએ મંડલ રચ્યું. કયા પ્રભુ સાથે ? વ્યક્તિરુપ પ્રભુ સાથે નહિ પણ कृत्वा तावन्तमात्मानं यावतो गोपयोषित. જેટલાં ગોપી તેટલાંજ રૂપ ધારણ કરનાર વિશ્વ પ્રભુ સાથે શ્રીહસ્ત પકડી બધા ગોપીઓએ મંડળની રચના કરી, અને મંડળ અનેક પ્રકારનું નૃત્ય કરવા લાગ્યું. દેવો વિસ્મય પામ્યા અને ગોપીઓનાં ભાગ્યની અદેખાઈ કરવા લાગ્યા. એવો વિસ્મય આપણને પણ થજો. એ રાસનો ભાસ માત્ર પણ જો આપણને થાય, તો ભૂતલપરના મનુષ્યો, મનુષ્યો નહિ રહે પણ દેવો થઈ જાય !" રાસલીલાના શ્રવણ મનનથી નીતિભ્રષ્ટતાનો ડર રાખનારે પરીક્ષિત રાજાના એવા જ પ્રશ્નના ઉત્તરથી શુકદેવજી જેવા મહાન યોગીએ પંચાધ્યાયીના અંતમાં જે રદીયા આપેલા તેનું સૂક્ષ્મેક્ષિકાથી અવલોકન કરવું જોઇએ. ત્યાં હૃદ્રાગ એટલે પ્રાકૃત કામને દૂર કરવારૂપી ફળ બતાવ્યું છે, તે તરફ પણ ધ્યાન આપવું જોઇએ. શ્રીકૃષ્ણે આ લીલામાં મન્મથનું પણ મંથન કીધું છે, કામને જીત્યો છે. તેથીજ साक्षान्मन्मथमन्मथः એમ, એમની સ્તુતિ કરવામાં આવે છે.

વ્રજનાં ગોપીજનો એક દૃષ્ટિએ વિચાર કરતાં સાદું ગ્રામ્ય જીવન ગાળનાર ચાતુર્યાનભિજ્ઞ ભક્તો છે, બીજી તરફથી વિવિધ રસભોગ ચતુર રસાત્મક પુરુષોત્તમની પ્રીતિનાં સર્વોત્કૃષ્ટ પાત્ર (નિર્ગુણભક્તો) છે, આ પાત્રતાનું બીજ શું હશે ? એક લેખકના શબ્દોમાં કહું તો The Charms of the world all dead and gone, there remains only one attraction, that of Shri Krishna, the only Purusha in Vrindavana. The Gopis now had a right to approach Shri Krishna, as their love. They became tanmaya–full of him and they worshipped Katyayani to gain their object. It was them that Shri Krishana stripped

of their clothes. No false shame, no false considerations should now deter the Gopis.

સારાંશ કે દુનિયાનો મોહ નષ્ટ થયો એટલે આકર્ષણ વૃન્દાવનમાં એક પુરુષરૂપ શ્રીકૃષ્ણનું જ રહ્યું. ગોપીઓને હવે માશુક તરીકે શ્રીકૃષ્ણની પાસે જવાનો હક્ક મળ્યો. તેઓ તન્મય થઇ ગયાં અને મનોરથ પ્રાપ્ત કરવા કાત્યાયનીનું પૂજન કર્યું. ત્યારેજ શ્રીકૃષ્ણે એમનાં ચીર હર્યાં; ખોટી શરમમાં ખોટા વિચારો હવે ગોપીઓને રોકી ન શકે.

આટલા પરથી જ જોઇ શકાશે કે પ્રેમમાર્ગ યા પુષ્ટિમાર્ગ ચર્મચક્ષુથી જેવો પ્રથમ વિચારે ભાસે છે તેવો નથી. એ ખરૂં છે કે રસ એ હૃદયનો વિષય છે. અને **બુદ્ધિ વડે જો કે એનો વિલાસ થઇ શકે છે, તો પણ રસનો અનુભવ તો હૃદયજ કરી શકે છે.** હૃદયની શુદ્ધિ વિના રસ તેમાં પ્રકાશ કરતો નથી. તેથી જ "જે કોઇ પ્રેમ અંશ અવતરે પ્રેમ રસ તેના ઉરમાં ઠરે" એમ ભક્ત કવિઓને ગાવાનો પ્રસંગ આવ્યો. રસ પદાર્થ શુદ્ધ નિર્વિકારી છે. પણ અશુદ્ધ હૃદયમાં તેનું રૂપાંતર થઇ રસાભાસમાં પલટાઇ જાય, તો તેમાં દોષ એ રસનો નથી, હૃદયનો છે.

તેથી ભાગવતના એક વિવેચકને વૃંદાવન લીલાની શરૂઆતમાં લખવું પડે છે કે, Let us approach the sublime truths of the Brindavan Lila with the utmost solemnity possible. Those who cannot appreciate the Brindabana Lila had better not read the Bhagawata at all.

વૃંદાવન લીલાના ઉત્કૃષ્ટ સિદ્ધાંતો તરફ વળતાં આપણે બની શકે તેટલું ગાંભીર્ય પકડવું જરૂરનું છે. એ લીલાની યોગ્ય કદર કરવાનું સામર્થ્ય જેમનામાં ન હોય તેમણે તો શ્રીમદ્‌ભાગવત નહિ વાંચવું એજ સારૂં.

શ્રીવલ્લભાચાર્યે રાસલીલાનો મર્મ નીચેની કારિકાઓમાં પ્રકટ કર્યો છે. તે કારિકાઓ તથા અન્ય તેની ઉપરની ટીકાઓ મનનીય હોવાથી અહિંઆં તે વિસ્તારથી આપીએ છીએ.

क्रिया सर्वापि सैवात्र परं कामो न विद्यते ।
तासां कामस्य सम्पूर्तिर्निष्कामेनेति तास्तथा ॥ १ ॥
कामेन पूरितः कामः संसारं जनयेत्स्फुटः ।
कामाभावेन पूर्णस्तु निष्कामः स्यात् न संशयः ॥ २ ॥
अत्र न कापि मर्यादा भग्ना मोक्षफलापि च ।
अतस्तच्छ्रुतेर्लोको निष्कामः सर्वथा भवेत् ॥ ३ ॥
भगवच्चरितं सर्वं यतो निष्काममीर्यते ।
अतः कामस्य नोद्बोधः ततः शुकवचः स्फुटम् ॥ ४ ॥

**અર્થ**:—સર્વ ક્રિયાઓ એની એ છે પણ કામ નથી. અહિંઆં તે ગોપીઓના કામની પૂર્તિ નિષ્કામ (ભગવાન)થી થઈ છે. માટે તે પણ નિષ્કામ છે. જો કામથી કામની પૂર્તિ હોત તો તેથી સંસાર ઉત્પન્ન થાત; પણ કામના અભાવે કરીને પૂર્ણ ભગવાન્ નિષ્કામ થાય એમાં કોઇ પણ જાતનો સંશય નથી. અહિંઆં કોઇ પણ મર્યાદાનો ભંગ થયો નથી, ઉલટું તે મોક્ષ ફલ આપે છે. માટેજ આ લીલાનું શ્રવણ કરનાર લોક પણ નિષ્કામ થાય છે. કારણ કે ભગવાનનું ચરિત્ર પણ સર્વથા નિષ્કામ કહેવાય છે. માટે અહિંઆં કામનો ઉદ્બોધ નથી; એથી શુકનું વચન સ્ફુટ છે.

આ કારિકાઓ ઉપર **શ્રીગુસાંઇજીના** ટિપ્પણનો મર્મ નીચે પ્રમાણે પ્રસિદ્ધ છે. ભગવાનની ચેષ્ટાઓ પણ કામની સજાતીય હોવાથી આ કામ પણ લૌકિક થશે એવી કોઇ ભ્રાન્તને શંકા થાય એ સ્વાભાવિક છે; માટે આવી શંકાઓનું ભગવાનની રમણ ક્રીડામાં સ્થાન

ન મળે તેટલા માટે આ કામ લીલાનું રહસ્ય સમજાવવાને શ્રીમદાચાર્યચરણે આ કારિકાઓ યોજી છે. પ્રથમ લીટીમાં કહે છે કે જોકે કામ લીલાની સર્વ ક્રિયાઓ અહિંઆં છે. લૌકિક કામમાં જેમ કટાક્ષાક્ષેપ તથા બીજા હાવ ભાવ હોય છે, તે સઘળા અહિંઆં છે; છતાં પણ તે "કામ" નથી. લૌકિક કામુકની માફક ભગવાનનું વર્તન અહિંઆં જણાય છે—કામની ચેષ્ટાઓ તથા વિલાસો પ્રકટ કરે છે છતાં પણ લૌકિક કામની ગંધ સરખી આમાં નથી. માત્ર ભગવાનમાંજ કામનો અભાવ છે એવું નથી પણ, તે ગોપીઓમાં પણ કામનો અભાવ છે. કોઇને અહીંઆં એવી શંકા થાય કે ભગવાનને તો કોઇ પણ ઇચ્છાઓ અગર કામનાઓ નથી, તો પ્રસ્તુત બાબતમાં આ ક્રીડા નિષ્કામ ભાવથી કરી છે એ ભગવાનની બાબતમાં માની શકાય. પણ તે ગોપીઓની બાબતમાં શી રીતે માની શકાય? એ તો સંસારી છે. માટે તેઓ કામ ભાવને વશ થઇનેજ આવેલાં છે એમ સ્વીકારવુંજ જોઇએ. આવી શંકાને પણ સ્થાન ન રહે માટે એને સ્પષ્ટતાથી કહી બતલાવી છે કે તેમનામાં પણ કામ નથી. જેમ ભગવાનમાં કામ નથી તેમ એ સ્વામિનીઓ (ગોપીઓ) માં પણ નથી કારણ કે જો આ સ્વામિનિઓ—ભક્તોમ લૌકિક કામ હોત, તો તેની પૂર્તિ અલૌકિક ભગવત્કામથી થઈ શકે નહિ; કારણ કે તે ઉભય કામ સમાન જાતીય નથી. લૌકિક કામની પૂર્તિ લૌકિક કામથીજ થઈ શકે; અલૌકિકથી નહિ. ગોપીઓના કામને જો લૌકિક કહીએ તો ભાગવતના અલૌકિક કામથી તેની પૂર્તિ સંભવી શકતી નથી; તેમના લૌકિક કામની પૂર્તિ પણ ભગવાનના લૌકિક કામથીજ થવી જોઇએ. પણ ભગવાનમાં લૌકિક કામ છે એમ કદી પણ કહી શકાય નહિ. જો ભગવાનમાં લૌકિક કામનું અસ્તિત્વ હોય તો પછી ભગવાનને નિષ્કામ કહેનારી શ્રુતિઓને બાધ આવશે એટલે ભગવાન અલૌકિક કામવાળા છે એ નિર્વિવાદ છે. જો તેમનો કામ અલૌકિક ન હોય તો પછી

ભગવાનમાં ભગવાનપણું રહેશે નહિ. આવા અલૌકિક કામવાળા ભગ-વાનનું રમણ લૌકિક કામવાળાની સાથે કદી પણ સંભવી શકે ? જે આપ્તકામ વીતરાગ નિષ્કામ છે તે સંસાર પંકમાં મગ્ન બનેલાંની સાથે કદી પણ કામ ક્રીડા કરે ખરા ? એ શંકાજ તદ્દન આપણા મૌર્ખ્યની પરાકાષ્ઠા સૂચવે છે. જો ભગવાન્ અલૌકિક કામવાલા હોય તો તેમની સાથે કામભાવવાળાંનો કામ પણ અલૌકિક હોવો જોઇએ એટલે ગોપીઓમાં લૌકિક કામ છે એવી દલીલ તર્કથી પણ સંભવી શકતી નથી. સજાતીય કામની સજાતીયથીજ પૂર્તિ સંભવી શકે, વિજાતીય કામથી નહિ. માટે પ્રથમ કારિકામાંથી એ સિદ્ધાન્ત ફલિત થાય છે કે જેમ ભગવાન અપ્રાકૃત છે તથા લૌકિક કામ રહિત છે. જો એમ ન હોય તો ભગવાનના પૂર્ણ રસનો ઉદ્બોધ થાય નહિ. કારણ કે તેમાં એક કામભાવ ન્યૂન (ગોપીઓનો ભાવ) અને બીજો અધિક (ભગવાનનો ભાવ) થઈ જશે અર્થાત્ એ ભાવો સજાતીય નહિ, પણ વિજાતીય થઈ જશે. વળી કોઇને પુનઃ શંકા થાય કે તમારા કહેવા પ્રમાણે ભગવાનમાં તેમજ ગોપીઓમાં કામ નથી એટલે તેઓ નિષ્કામ છે. તો પછી જે નિષ્કામ છે તે રમણ શી રીતે કરી શકે ? ઉભયને તમે નિષ્કામ કહેશો તો પછી રમણજ સંભવશે નહિ. બિલકુલ કામ વગરના લોકો રમણ શું તે સમજી શકતા નથી. તમે તો આ લીલામાં રસની પૂર્ણતા થઇ છે એમ કહો છો, આ શંકાનો પણ ખૂલાસો કરે છે. પ્રભુમાં તથા સ્વામિનીઓમાં કામ નથી એમ તો કહી શકાયજ નહિં. કામનું અસ્તિત્વ તો છે, પણ આપણે આ કામને જે રીતે સમજીએ છીએ તેવા પ્રકારનો નથી. પ્રભુને નિષ્કામ કહેવાનું એવુ છે કે તેમાં લૌકિક કામનો નિષેધ કર્યો છે અને તે કામ અલૌકિક છે એમ પ્રતિપાદન કરવામાં આવે છે. એટલે **ભગવાનમાં કામ નથી એવું નથી. અહિંઆં તે કામ છે પણ અલૌકિક છે.** વળી કહ્યું છે કે **अत्रैव लोके प्रकटमाधिदैविकमुत्तमम् । कामाख्यं सुखमुत्कृष्टं कृष्णो भुंक्ते न चापरः**

"આ લોકમાં ઉત્તમ આધિદૈવિક સુખરૂપ કામ જે પ્રકટ થાય છે, તે કૃષ્ણજ ભોગવે છે, બીજો કોઇ પણ નહિ. અર્થાત્ કામના પણ ભેદ છે. જેમ વસ્તુઓમાં ઉત્તમ, મધ્યમ તથા અધમ કોટિઓ હોય છે, તેમ કામમાં પણ પ્રકારભેદ છે. જે ઉત્તમ પ્રકારનો કામ છે તે આધિદૈવિક કહેવાય છે. એ આધિદૈવિક કામનું સ્વરૂપ સંસારીઓની કલ્પનાઓમાં બિલ્કુલ ઉતરી શકે એમ નથી. ખારા કુવાનો દેડકો સમુદ્રની વિશાળતા તથા ગંભીરતાનું માપ સમજવાને સમર્થ નથી, તેમ લૌકિક કામમાં આસક્ત રહેલાઓ, આધિદૈવિક ઉત્તમ કામને સમજી નજ શકે. એ આધિદૈવિક કામનો ઉપભોગ આધિદૈવિક સ્વરૂપેજ કરી શકે. કૃષ્ણજ એ કામનો ઉપભોગ કરે છે, એટલે ભગવાનમાં કામ છે; પણ તે કામ લૌકિક કામથી તદ્દન વિલક્ષણ, અલૌકિક અગર આધિદૈવિક કામ છે. સ્વામિનીઓનો પણ કામ અલૌકિક છે. અહિંઆં સર્વ પ્રકારની લીલા સામગ્રી આધિદૈવિક હોવાથી લૌકિકતાનો છાંટો સરખો પણ નથી. બીજી કારિકામાં "કામ" શબ્દ છે તેનો અર્થ "લૌકિક કામ" સમજવો જો લૌકિક કામ અહિંઆં હોત તો એ કામથી સંસારની ઉત્પત્તિ થાય છે એ કામનું પરિણામ પ્રજોત્પત્તિ વગેરે કરે છે, પણ અહિંઆં તો તેનું ફલ સંસારનો નાશ છે. અને નિરોધની સિદ્ધિ છે, અર્થાત્ સંસારનો વિરોધી છે; તો પછી આ કામ લૌકિક કામ શી રીતે કહી શકાય ? જે કામ સંસારનો નાશ કરે છે તેનેજ આપણે અલૌકિક કામ કહી શકીએ. અહિંઆં ભગવાને પોતાના કામથી ગોપીઓના સંસારનો ધ્વંસ કર્યો છે. તેઓ પણ સંસારની સર્વ વાસનાઓનો ત્યાગ કરીને પ્રભુ પાસે આવેલાં છે, અને તેમને નિરોધનું દાન કરવાને લીલા કરી છે તો પછી અહિંઆં આ કામ લૌકિક છે એમ શી રીતે કહી શકાય ? આ રીતે આ કામ અલૌકિક છે એવું નિરૂપણ કર્યું; આથી અહિંઆં કોઈ પણ જાતની મર્યાદાનો ભંગ થયો નથી. મર્યાદામાર્ગીય મોક્ષની ઇચ્છાવાળાંની પ્રવૃત્તિનો પણ અહિંઆં બાધ કરવામાં આવ્યો

નથી. મોક્ષ માર્ગમાં કામ ભાવના અભાવવાળાંનો અધિકાર છે. તેથી જો આ ભાવ પ્રાકૃત હોય, તો તે ભાવથી કરાયલી ક્રીડા પણ પ્રાકૃત થાય અને તેથી તેનું શ્રવણ કરનારને લૌકિક કાવ્યાદિની માફક કામનો ઉદ્દબોધ થાય એટલે આ ભગવાનની કામલીલાના શ્રવણનું ફલ વિપરીત આવે; જો આ લીલાનું શ્રવણ વિપરીત ફલ આપનાર નીવડે, તો પછી કયો, મોક્ષની ઇચ્છા રાખનાર પુરુષ એના શ્રવણમાં પ્રવૃત્તિ કરશે? અર્થાત્ કોઇપણ તેનું શ્રવણ નહિ કરે. પણ અહિંઆં ઉપર જણાવ્યા પ્રમાણે આ કામલીલા લૌકિક ભાવથી સંવલિત નથી એમ સ્પષ્ટ કર્યું છે. એથી જે કોઈ પુરુષ આ કથાનું શ્રવણ કરે છે તે મોક્ષનો અધિકારી થાય છે. એમાં કોઈ પણ સંશય નથી; એટલે મર્યાદામાર્ગીય તેમજ ભક્તિમાર્ગીય મર્યાદાનો ભંગ અહિંઆં બિલકુલ થયો નથી. આ લીલાનું શ્રવણ કરનાર લોક પણ લૌકિક કામથી રહિત થાય છે. લીલાનું શ્રવણ કરીને અલૌકિક કામ એ શું વસ્તુ છે તે જો બરાબર સમજે તો શ્રવણ કરનાર લૌકિક કામના વિષય પંકમાં પોતાના આત્માને કદી પણ ખરડશે નહિ. એટલે સાધારણ લોક પણ લૌકિક કામ રહિત થશે, કારણકે ભગવાનના ચરિત્રનો સ્વભાવજ એવો છે કે જે કંઇ લૌકિક હોય તેને અલૌકિક બનાવે છે. જે વસ્તુ જેવી હોય, તેવી તેમાં નિષ્ઠ અન્ય વસ્તુને તે કરે છે. આ લીલા લૌકિક કામથી રહિત છે. તેથી તેમાં નિષ્ઠા રાખનાર લૌકિક કામથી રહિત થાય એમાં કોઇ પણ જાતનો સંદેહ નથી. આ લીલાનું શ્રવણ કરવાનું એટલે ગમે તેમ સાંભળવાનું નથી, પણ લીલાનું તાત્પર્ય ગ્રહણ પૂર્વક શ્રવણ કરવું એવો અર્થ સૂચિત થાય છે. લૌકિક કાવ્યોની માફક આ લીલા લૌકિક કામવાળી નથી તેથી તેના શ્રવણથી ઉપર જણાવેલું ફળ થાય છે. માટેજ શુકદેવ પણ આગળ કહે છે કે "વિષ્ણુની વ્રજવધુ સાથે કરેલી આ લીલાનું જે કોઈ શ્રવણ કરે છે તેના હૃદયના

રોગો એકદમ દૂર થઇ જાય છે.” માટે લૌકિક કામ હોય તો મોક્ષ મળતો નથી એ મર્યાદાનો પણ અહિંઆં ભંગ થયો નથી.

**શ્રીપુરુષોત્તમજી**ના પ્રકાશનો સાર નીચે પ્રમાણે છે—

અહિંઆં પ્રભુના રમણમાં ક્રિયાઓ તેની તેજ છે. **અર્થાત્** **रसोवैसः** એ શ્રુતિમાં જે ભગવાનનું રસાત્મક સ્વરૂપ કહ્યું છે તદનુસાર અહિંઆં રસશાસ્ત્ર સિદ્ધ ક્રિયા છે પણ કામ નથી. તેથી યોગી પુરૂષ માફક રમણ નથી. પણ જેમ યોગમાં અણિમાદિ સર્વની સ્ફૂર્તિ થાય છે તેમ અહિંઆં યોગેશ્વર તરીકે રમણોપયોગી સામગ્રી છે. સર્વ અભિધ્યાને ગોચર બનાવીને ઇન્દ્રિયાદિ ભાવથી સ્વસ્વરૂપનેજ પ્રકટ કર્યું. જેમ પુરુષવિધ બ્રાહ્મણમાં તેણે રમણ કર્યું નહિ એમ રમણનું કથન કરીને **सोनुवीक्ष्य नान्यदात्मनोऽपश्यत्** એ શ્રુતિથી ઉપસંહાર કરીને કામનો અભાવ કહ્યો. કારણકે ભગવાનની રમણેચ્છા તેમના સ્વરૂપથી અનતિરિક્ત છે તેમ અહિંઆં પણ સમજવાનું છે. તેથી જેમ ત્યાં તે ક્રિયા હોવા છતાં પણ ભગવાનનું આત્મારામત્વ છે તેમ અહિંઆં પણ છે. કોઇને અહિંઆં શંકા થાય કે શ્રુતિમાં કહેલી લીલા તો સ્વાભાવિકી છે અને સ્વને માટે છે; અહિંઆં તો પરને માટે છે, આગન્તુક છે અને તે જેને માટે હોય તેને અનુરૂપ થાય છે, સર્વત્ર તે પ્રમાણે જોવામાં આવે છે. એમ જો હોય તો જેને માટે આ લીલા છે તે ગોપીજનો તો સકામ છે એમ નિર્ણય થઇ શકે છે. તો તેમની સાથે લીલાનો સંબંધ થવાથી અને તેમના કામનો પૂરક હોવાથી અહિંઆં સોપાધિકામ થાય છે. તો પછી ભગવાનમાં આત્મારામત્વ શી રીતે સંભવે ? આ શંકાના નિરાસમાં કહે છે. **લીલા ભગવદ્ધર્મ રૂપ છે.** ભગવાન નિષ્કામ સર્વ શ્રુતિમાં સિદ્ધ છે. તેથી તેમની લીલાથી તેમના (ગોપીઓના) કામની પૂર્તિથી તે (ગોપીઓ) પણ નિષ્કામ છે. શ્રુતિમાં પણ “ अथ काममान ” એ પ્રતિજ્ઞા કરી છે. योऽकामो निष्काम आप्तकाम એમ કહીને આપ્તકામને

નિષ્કામની કોટિમાં પ્રવેશ કરાવ્યો છે. અહિંઆં પણ संत्यज्य सर्वविषयान् એ વાક્યથી આપ્તકામની નિષ્કામતા સ્પષ્ટ છે. એટલે કોઇ એમ કહે કે ભગવાન પુરૂષોત્તમ લૌકિક કામના અભાવવાળા ભલે હો પણ આ ગોપીજનોમાં તે લૌકિક કામ છેજ. તેના ઉત્તરમાં આ રીતે કહ્યું છે. જો ભક્તોનો કામ લૌકિક હોય તો પણ અલૌકિક ભગવાનના કામથી તેની પૂર્તિ થાય નહિં. કારણ કે તેઓ પરસ્પર એક જાતીય નથી. વિજાતીયની વિજાતીયથીજ પૂર્તિ સંભવતી નથી. માટે ભગવાનના કામથીજ તેમના કામની પૂર્તિ થવાથી તેઓ પણ ભગવાનની તુલ્ય બની શકે છે. વળી જેમ ભગવાન અપ્રાકૃત, અને લૌકિક કામ રહિત છે તેમ આ ગોપીજનો ના હોય તો ભગવાનના પૂર્ણ રસનો ઉદ્બોધ થાય નહિ. કારણકે ન્યૂન અને અધિક ભાવથી તે ભાવમાં વૈજાત્ય હોય છે. તો ફરીથી અહિં કોઇ શંકા કરે કે જો કામ હોય તો ભગવાનમાં તેનો સંબંધ હોવાથી ભક્તોમાં ઉભયવિધ કામનો અભાવ છે. આ શંકાના ઉત્તરમાં કહે છે— ના, તેમ પણ નથી. આથી પાંચમા અધ્યાયની (રાસ પંચાધ્યાયીના પાંચમા અધ્યાયની ) કારિકાથી તેનો વિરોધ આવે છે. ત્યાં લૌકિકનો નિષેધ કરીનેજ ભગવાનના અલૌકિક કામનું વર્ણન કર્યું છે. વળી अत्रैवं लोके प्रकटमाधिदैविकमुत्तमम् । कामाख्यं सुखमुत्कृष्टो भुंक्ते न चापरः । એમાં કામ સુખને આધિદૈવિક ગણ્યું છે અને તે ઉત્તમ છે. ભગવાન વળી તેમના ભોક્તા છે એમ કહીને લૌકિક કામનો નિષેધ નથી. આથી ભગવદ્ભોગ્ય સ્વામિનીઓમાં પણ તે પ્રમાણે છે. નહિ તો ભગવાન ભોક્તા બનેજ નહિ. હવે વિપક્ષમાં અધિક કહે છે. પ્રાકૃત કામ હોય તો તેથી તે સંસારનો જનક અવશ્ય થાયજ. લૌકિકમાં સર્વત્ર એ પ્રમાણે દેખાય છે. આ ભક્તોમાં સંસારનો અભાવ હોવાથી પ્રાકૃતત્વનો ( લૌકિકત્વનો ) પણ તેમનામાં અભાવ છે એ નિઃસંશય વાત છે. જેમ દ્વારકા લીલામાં મહિષી વગેરેના કામને પ્રદ્યુમ્ન રૂપથી ભગવાને પૂર્ણ કર્યો, અને પુત્રાદિની ઉત્પત્તિ કરી એમ અહિઆં

પણ જો કામને પૂર્ણ કર્યો હોય તો પુત્રોત્પત્તિ કરશે. પણ અહિંઆં રસનો આનંદ સ્વામિનીએ અનુભવ્યા છતાં પણ સંસારની વાસના તેમનામાં રહી નથી. પુત્રોત્પત્તિ કાર્ય સંભવ્યું નથી. કાષ્ટમાં વહ્નિના પ્રવેશ થવાથી જેમ તે બળીને ભસ્મ થાય છે તેમ અહિંઆં લૌકિક કામમાં અલૌકિક કામના પ્રવેશથી તે પણ ભસ્મીભૂત થાય છે. ભગવાનના કામનું સ્વરૂપ આવા પ્રકારનું છે. આથી લૌકિક કામ અહિઆં નિવૃત્ત થયો છે. અહિઆં કોઇને શંકા થાય કે લૌકિક કામોપભોગ હોવા છતાં પણ વાંઝણી સ્ત્રીને-જેને ઋતુ ના આવતી હોય તેને, અને જે વૈદ્યની દવા ખાતી હોય તેને પુત્રોત્પત્તિ થતી નથી. એટલે તેમના કામનું ફળ સંસાર નથી. આ હેતુ સામાન્ય જણાય છે તો પછી અહિંઆં ભગવાનના સ્વામિનીઓ સાથેના રમણથી સંસારનો સંભવ ન પણ બને; તેથી કરીને તે કામની લૌકિકતા મટી જતી નથી. અહિંઆં સ્પષ્ટ કહ્યું છે કે એવો તર્ક ભગવાનની લીલામાં સંભવતોજ નથી. પોતે આગળ ભાવિ રમણ સમયે કહે છે " न मय्यावेशितधियां कामः कामाय कल्पते । भर्जिताः क्वथिता धाना भूयो बीजाय नेशते " જેઓની બુદ્ધિ મારે વિષે પ્રવિષ્ટ છે તેમનો કામ કામને ઉત્પન્ન કરતો નથી. જેમ સેકેલા અને ઉકાળેલા ધાણા હોય તે ફરીથી બીજને માટે લાયક બનતા નથી. વળી બળેલું વસ્ત્ર એ શબ્દમાં જેમ વસ્ત્ર માત્ર આકારથીજ ઓળખાય છે તેમ અહિંયાં ક્રિયાના સામ્યથી ઉભયત્ર પ્રતીતિ છે. ભગવાનમાં કે ભક્તમાં કામથી આ ભાવ અલૌકિક હોવાથી મર્યાદા માર્ગીય મોક્ષની ઇચ્છા વાળાની પણ પ્રવૃત્તિ બાધિત થતી નથી. મોક્ષ માર્ગમાં કામના અભાવ વાળાનોજ અધિકાર હોય છે. શ્રુતિ પણ છે " श्रोत्रियस्य चाकामहतस्य " વગેરે. તેથી જો આ ભાવ અલૌકિક હોય તો તેથી કરાયલી લીલા પણ તેવી થાય અને તેના શ્રવણથી લૌકિક કાવ્યાદિની માફક કામનો ઉદ્દબોધ થાય છે. તેમને આ લીલાના શ્રવણથી વિપરીત ફલ થાય; આથી તેમની પ્રવૃત્તિ સદોષ છે. આ શંકાના

ઉત્તરમાં કહે છે આ ભાવ અલૌકિક છે માટે આ લીલાના શ્રવણથી મોક્ષફલ જણાવ્યું છે. આ લીલાના શ્રવણથી સર્વ લોક પણ કામ રહિત થાય છે. ભગવાનનું ચરિત એવું છે, કે જે વસ્તુ જેવી હોય તે તેમાં નિવિષ્ટ અન્ય વસ્તુને તે રૂપ બનાવે છે એવો સામાન્ય નિયમ છે. આ લીલા લૌકિક કામથી રહિત છે અને અલૌકિકતાની પ્રતિપાદક છે, માટે આ લીલાપરાયણ જે હોય તે લૌકિકતાથી રહિત બને છે. અને અલૌકિક ભગવદ્ભાવથી યુક્ત બને છે. શ્રવણ એટલે ગમે તે રીતે શ્રવણ કરવાનું નથી. પણ લીલાના તાત્પર્યને સમયક્ પ્રકારે હૃદયમાં આરૂઢ કરવું જોઇએ. આ કારણથી આ લીલા લૌકિક કામથી રહિત છે; અને તેના શ્રવણથી લૌકિક કાવ્યની માફક લૌકિક ભાવ ઉત્પન્ન થતો નથી. પણ અલૌકિક ભાવ ઉત્પન્ન થાય છે. માટે શુકદેવજીએ આગળ કહ્યું છે कामं हृद्रोगमाश्वपहिनोत्याचिरेण धीरः આના શ્રવણથી ધીર પુરૂષ અલ્પ સમયમાં હૃદયના રોગ સમાન કામનો નાશ કરે છે. આથી મોક્ષ ફલની મર્યાદાનો પણ ભંગ થયો નથી. એટલે કામ હોય તો મોક્ષ ન હોય, કામના અભાવમાંજ મોક્ષ હોય છે એવી મર્યાદાનો ભંગ નથી. અહિંઆં રસ શાસ્ત્રીય અને બ્રહ્મધર્મીય મર્યાદાને સ્વીકારી છે.

*શ્રીહરિરાયજી ઉપરની કારિકામાં નીચે પ્રમાણે ટિપ્પણ કરે છે.

સંશય વિચારમાં ઉપયોગી છે. વિચારમાં સંશયથી પ્રશ્નનો નિર્ણય થઇ પડે તેમ હોવાથી શ્રીહરિરાયચરણ લેખના પ્રકૃત વિચારને અનુકૂલ સંશય વર્ણવે છે. એ સંશય એટલો બધો સ્વાભાવિક છે કે આ લીલાનું શ્રવણ કે પઠન કરતાં ઉત્પન્ન થાયજ.

---

* વે. શા. સં. શાસ્ત્રીજી વસંતરામે આ કારિકાઓ ઉપરનો લેખ શોધીને પ્રથમ સંસ્કૃતતામસફલપ્રકરણમાં છપાવ્યો હતો, અને તેમણેજ તેનો ગુજરાતી અનુવાદ વૈષ્ણવધર્મપતાકા માસિકમાં છપાવ્યો હતો. આ અનુવાદ ઘણો રસિક, સરળ તથા સુંદર છે. અહિંઆં તે ઉપકાર સહિત અમે આપીએ છીએ.

## સંશય.

શ્રી શુકદેવજી આ ફલપ્રકરણમાં ભગવાનની **કામલીલાનું** નિરૂપણ કરે છે. તે અહિં ઉપપન્ન–બંધબેસતી–થઇ પડતી નથી. કારણકે કામ પ્રાકૃત શરીરના આધારે રહે છે. અર્થાત્ પ્રકૃતિથી ઉત્પન્ન થયલાં પંચમહાભૂતોના શરીરમાંજ તે કામ વસે છે. હવે તેવો કામ ભગવાનમાં રહે છે એમ માનશો તો ભગવાનનું શરીર પણ લૌકિક પંચમહાભૂતનુ બનેલુંજ માનવું પડશે. ભગવાનનું શરીર તો લૌકિક મનાયજ નહિં, કેમકે તેમનું શ્રીઅંગ તો માત્ર આનંદ-મયજ છે. તેમનું નખશિખાંત સ્વરૂપ માત્ર આનંદમય છે, એમાં સ્થૂલ શરીર અને સૂક્ષ્મ શરીર એવા બે ભેદ નથી. એટલુંજ નહિ, પરંતુ લોકમા જેમ જીવ અને શરીર જુદાં જુદાં છે, તેમ ભગવાનનું શરીર અને ભગવાન્ જુદા એવા પણ ભેદ નથીજ, તો પ્રભુના દિવ્ય શ્રીઅંગમાં પંચમહાભૂતનાં પૂતલાંઓમાં રહેનારો કામ કેમ સ્વીકારાય ?

## અલૌકિક શરીરમાં કામ કેમ ન માનવો ?

ઉપરના સંશયનો નિરાસ કરતાં કોઇ **એક દેશી** જણાવે છે– ‘ કામ લૌકિક શરીરમાંજ રહે છે, ભગવાનમાં જો તે રહે તો ભગવાનનું શરીર લૌકિક બની જાય એમ માનવાને કાંઇ કારણ નથી, કેમકે ‘કામ લૌકિક શરીરનેજ આધારે રહે છે’ એવો નિયમજ નથી. એવો નિયમ માનીએ તો પ્રભુનું શરીર લૌકિક ઠરે. કામની માફક લૌકિક ઠરે. કામ જેમ લૌકિક શરીરમાં વસે છે, તેમ અલૌકિકમાં પણ તે ઘર કરે તો શું ?

મુખ્ય સંશયનું આ સમાધાન સંતોષકારક નથી, એમ સંશય-કર્તા જણાવે છે.

## અલૌકિક શરીરમાં કામ નજ મનાય.

જ્યારે જીવની મોક્ષદશા થાય છે, ત્યારે તેનો દેહ આધિદૈવિક થઈ જાય છે, લૌકિક દેહ નિવૃત્ત થતાં અલૌકિક બની જાય છે તે

વેલાએ જીવને પણ કામ રહેતો નથી, એમ શ્રુતિવેદ કહે છે. ' यदा सर्वे प्रलीयन्ते ' જ્યારે સર્વનો પ્રલય થઇ જાય છે, ' અર્થાત્ મોક્ષ-દશામાં જીવનો અલૌકિક દેહ થયા પછી લૌકિક દેહ ઇંદ્રિયાદિનો અને તેના આધારથી રહેલા કામાદિનો લય થઇ જાય, ત્યારે જીવના અલૌકિક શરીરમાં કામ નથી રહેતો, તો હવે ભગવાનના દિવ્ય શ્રીઅંગમાં તેની સ્થિતિ કેમ માની શકાય ?

ઉપરના ઉત્તર સામે **એકદેશી** ફરીને પોતાની યુક્તિ દર્શાવે છે.

## વેદ અલૌકિક શરીરમાં પણ કામ હોવાનું કબુલે છે.

વેદ કહે છે કે–'અલૌકિક દેહ ધરાવનારો જીવ ચતુર પરમાત્મા સાથે સર્વે અનેક–કામોનું અશન કરે છે.' આ વેદના મંત્રમાં અલૌકિક શરીરવાન જીવ રસભોગ કરવામાં ચતુર પ્રભુ સાથે **સર્વ કામોને** અનુભવે છે એમ જણાવે છે. જો અલૌકિક શરીરમાં કામજ ન હોય તો તેનો ભોગ જીવ કેમ કરી શકે અને શ્રુતિ તેમ કહે પણ કેમ ? માટે અલૌકિક શરીરમાં પણ કામ તો છેજ.

એક દેશીનું આ સમાધાન રુચિકર લાગતું નથી એમ શંકાકાર જણાવે છે.

## એ શ્રુતિમાં કામ શબ્દનો અર્થ વિલક્ષણ છે.

અપ્રાકૃત–અલૌકિક–શરીરમાં પણ કામ વસે છે, એમ ઠરાવવા માટે જે શ્રુતિ આપવામાં આવી છે, તે શ્રુતિમાં કામશબ્દનો અર્થ લોકમાં અનુભવાતો 'દુષ્ટ કામ' એવો નથી થતો, પરંતુ કામ એટલે ભગવત્સ્વરૂપાત્મક જે કામ તેનો અનુભવ તે દિવ્ય દેહવાન્ ભક્તો કરે છે. લૌકિક કામની તો નિવૃત્તિ થઇ જાય છે એમ શ્રુતિ કહે છે. ફરીને તેજ લૌકિક કામનો અનુભવ અલૌકિક દેહ ધર્યા પછી, તે પણ આનંદમય પ્રભુ સાથે, જીવ કરે એમ માનવું તદ્દન અયોગ્યજ ગણાય. પ્રભુ સ્વરૂપથી–ભગવાન્થી–ભિન્ન નહિ પણ તદ્દરૂપ આનંદ

મય જે કામ તેનો ભોગ અલૌકિક મહાન્ જીવો કરે છે, એ માનવું વેદસમ્મત છે. વળી જો પ્રભુ સાથે પણ લૌકિક કામનો ભોગ થાય છે: એમ જો માનશો તો એક મહાન્ વિરોધ આવશે, તે વિરોધ આ પ્રકારે ઉદ્‌ભવશે.

રસલીન રાસરમણે કરેલા મનોહર વેણુનાદનું શ્રવણ કર્યા પછી રજોગુણ સત્ત્વગુણ અને તમોગુણ એવા ત્રણે ગુણોનો મિશ્રભાવથી નવ પ્રકારનાં અને નિર્ગુણ મલીને ૧૦ પ્રકારના વ્રજભક્તો પ્રભુ સન્નિધાનમાં પધાર્યા. તેમાંનાં કેટલાંક વ્રજસુંદરીઓ કાલના બંધનમાં આવી પડયા. પૂર્વે તો ભક્તિભાવ હતો, છતાં કાલના પ્રતિબંધથી બંધાઇને ભજનાનંદનો અનુભવ કર્યા વિના ભગવત્સાયુજ્યરૂપ મોક્ષને પ્રાપ્ત થયાં. અર્થાત્ ભજનાનંદરૂપ ઉત્તમ ફલ નહિ મલતાં સાયુજ્યરૂપ **મધ્યમ ફલ** તેઓનું મલ્યું. આ પ્રસંગને અનુસરીને શ્રીશુકજી શું કહે છે, અને તેનું હાર્દ શ્રીવલ્લભાગ્નિએ કેવું પ્રકટ કરેલું છે, તે સમજવા માટે ૧૧ મા શ્લોકમાં શ્રીસુબોધિનીજી અત્ર ઉતારવામાં આવે છે– દૈવગતિથી કેટલીક ઘરમાંજ રહેલી, અને સ્વતઃ પ્રોઢા–પુખ્ત ઉમરની–નહિ હોવાથી આતુરતાથી અજ્ઞાતજ રહેલી, પતિ સાથે હોવાથી પતિથીજ રક્ષણ કરાયલી ગોપભાર્યાઓ અન્ય વ્રજસુંદરીઓ પેઠે પ્રભુનાં દર્શન કરવાની તીવ્ર અભિલાષા છતાં બહાર નિકલી શકી નહિ. ત્યાર પછી પ્રભુ મીલનમાં આવી પડેલા પ્રતિબંધને તોડી નાંખવાને શ્રીકૃષ્ણનું ધ્યાન કર્યું. પરંતુ ભાવ તો તેજ હતો. તે એકે **'ભગવાન્ જાર છે, અને અમે અભિસારિકાઓ છીએ. તેથીજ અમને પ્રભુને મલવામાં પ્રતિબંધ નડયો. નહિ તો પ્રતિબંધ થાતજ નહિ.** તેમ છતાં પણ નયનો મીંચીને ભગવાનનું ધ્યાન કર્યું તેથી **મોક્ષને** તો પામ્યા ''

ઉપરનાં વચનોનું મનન કરતાં જણાયા વિના નહિ રહે કે લૌકિક કામ તો પ્રતિબંધ નાંખનારો છે. જે ગોપભાર્યાઓની પ્રભુ

પ્રતિ જારબુદ્ધિ–કામબુદ્ધિ–હતી, તે તો પ્રભુને સાક્ષાત્ મલી શક્યાંજ નહિ. હવે અલૌકિક દેહ ધરીને પણ લૌકિક કામ જો પ્રભુમાં રાખે તો ભજનાનંદના અનુભવથી તો દૂરજ રહે તેમાં લેશ પણ સંશય રહેતો નથી. એટલા વાસ્તેજ પ્રભુના અલૌકિક શ્રીઅંગમાં લૌકિક કામ માનતાં, અને મોક્ષ પામેલો જીવ પ્રભુ સાથે લૌકિક કામનો ભોગ કરે છે એમ માનતાં, ઉપરના સિદ્ધાંત સાથે વિરોધ પ્રાપ્ત થશે. માટે તે માનવું યોગ્ય નથી.

શંકાકારના ઉત્તરનો પ્રત્યુત્તર ફરીને એક દેશી આપે છે—

## અલૌકિક દેહમાં અલૌકિક કામ.

પ્રભુના દિવ્ય દેહમાં લોકમાં અનુભવાતો કામ માની લેતાં ઉપરનો વિરોધ આવી પડે છે. તો–એક બીજોજ માર્ગ તે વિરોધોને અટકાવવા લઇ શકાય છે. પ્રભુના દિવ્ય દેહમાં પ્રાકૃત કામ છે, એમ ન માનતાં અપ્રાકૃત–અલૌકિક કામ છે એમ માનવું, લૌકિક કામ લૌકિક શરીરને આધારે રહે અને અલૌકિક કામ અલૌકિક શરીરને આધારે રહે એમ માની લેતાં કોઈ પણ પ્રકારના વિરોધનું બીજ રહેશે નહિ. ગોપ ભાર્યાઓને લૌકિક કામબુદ્ધિ હતી તેથી તેમનો પ્રતિબંધ થયો, અલૌકિક હોત તો નજ થાત. એટલે આ સ્થલમાં જે સિદ્ધાંત ઉપદેશાયલો છે, તેનો થોડો પણ બાધ નહિ થાય અને પ્રત્યેક સંશય શમી જશે.

એકદેશીનું આ સમાધાન પણ શંકાકારને રૂચ્યું નહિ, તેથી એકદેશીના કથનનો પુનઃ જવાબ આપે છે.

## પ્રભુથી ભિન્ન અલૌકિક કામ છેજ ક્યાં?

'અલૌકિક કામ' જો હોય તો તે પ્રભુના દિવ્ય વિગ્રહમાં માનવો ઠીક થઇ પડશે, પરંતુ અલૌકિક કામ ક્યાં છે? પ્રભુના દિવ્ય સ્વરૂપથી જુદો કોઇ દિવ્ય કામ પ્રસિદ્ધ ક્યાં છે? જો તેવો કામ

પ્રસિદ્ધ હોય તો સંશયનો કાંઇક પરિહાર થઇ શકે છે, પણ તેવો કામજ પ્રસિદ્ધ નથી એટલે નિરૂપાય.

**એકદેશી** હવે કાંઇક કટાક્ષથી કહે છે.

### પ્રભુમાં કામ છેજ નહિ એમ માનો.

પ્રભુમાં કામ છે એમ માનતાં આટલા બધા તર્કો ઉઠે છે અને તેને તોડવાને અનેક પ્રયાસો કરવા પડે છે. એમજ માની લ્યો કે પ્રભુના દિવ્ય દેહમાં કામજ નથી. લૌકિક કામ માનતાં વિરોધ આવે અને અલૌકિક કામ માનતાં સંતાપ થાય અને તેવો કામ છે એવું ભાસેજ નહિ, તો પછી કામ માનવો શા માટે?

**એકદેશીનું** છેલ્લું સમાધાન તો અનુભવથી દૂર છે એમ ઠરાવતાં શંકાકાર વદે છે કે—

### કામ તો પ્રભુમાં હોવોજ જોઇએ.

ભગવાન્‌માં લેશ પણ કામજ નથી એમ માનવું તે તદ્દન ભૂલ ભરેલું છે કેમકે કામનું મૂલ, કામના અસ્તિત્વથી જે કાંઇ થાય છે તે, ક્રિયાઓ તો અહિં જોવામાં આવે છે. કામ હોય તોજ ક્રિયાઓ, કામાધીન ક્રિયાઓ, જણાય. તે ન હોય તો ક્રિયા પણ નજ હોય. ક્રિયાઓ—ચેષ્ટાઓ—તો તેવી જણાય છે, કાર્ય તો થાય છે, તો તે ચેષ્ટાઓનું મૂલ કામ પ્રભુમાં કેમ ન હોવો જોઇએ? જો તે લૌકિક માનીએ છીએ તો પણ વિરોધ ઉભો થાય છે અને અલૌકિક માનવા જતાં તેવો કામ કોઇ ઠેકાણે વર્ણવેલો સાંભળ્યો નથી. એવી રીતે બન્ને બાજુએથી પાશમાં સપડાયા જેવું થતાં શ્રીવલ્લભાગ્નિ ઉપદેશે છે કે—

**શ્રીકારિકા**—क्रिया सर्वापि सैवात्र पर कामो न विद्यते ।
तासां कामस्य सम्पूर्तिर्निष्कामेनेति तास्तथा ॥

**અક્ષરાર્થ**:—આ લીલામાં ક્રિયા પણ સર્વ છે, અને તે રસ શાસ્ત્રમાં વર્ણવેલી છે તેની તેજ છે, **પરંતુ કામ નથી.** વ્રજસુંદરી-

ઓના કામનીપૂર્તિ પણ નિષ્કામથી જ કરી છે. કેમકે વ્રજાંગનાઓ અલૌકિક દેહવાલીજ છે.'

**તાત્પર્ય:—**કોઇ પણ વિચારનો પ્રારંભ કરતાં પહેલાં શ્રુતિ અને યુક્તિથી દૃઢ થયેલો સિદ્ધાંત હૃદયારૂઢ કરવો જોઇએ, વેદ કહે છે કે, અક્ષરબ્રહ્મથી પર, પરબ્રહ્મ સદાનંદ, ગુણાતીત, ષડ્ગુણયુક્ત પૂર્ણ પુરૂષોત્તમ રસાત્મક છે. સર્વ રસરૂપ તેજ પ્રભુ છે. ભગવાન્ સ્વયંસર્વરસસ્વરૂપ છે, એથી રસશાસ્ત્રમાં રસના અવિર્ભાવમાં કારણ-રૂપ માનેલી નૃત્યબન્ધાદિ ક્રિયાઓ ભગવાન્‌માં હોય તેમાં આશ્ચર્ય શું ? સ્વયંપ્રભુ સર્વ રસાત્મક છે. પોતાની રસરૂપતા પ્રગટ ક્યારે થાય ? જ્યારે તે તે રસને પ્રકટ કરનારી ક્રિયાઓ પોતે કરે ત્યારે. જ્યારે રસ સ્વક્રિયાથી સ્પષ્ટ થાય છે, ત્યારેજ તેનું ખરૂં સ્વરૂપ ખીલી નિકલે છે, અર્થાત્ જ્યારે [1]ક્રિયાવડે તેનું સ્વરૂપ આલેખાય છે. ત્યારેજ તે પોતાનું સ્વરૂપ આબેહુબ રીતે પ્રકટ કરે છે, એટલા માટેજ ભગવાન્ પોતાનું સ્વસ્વરૂપ જણાવવા માટે તે તે રસના પ્રકટ

---

૧. અત્ર સંગીત દૃષ્ટાંતભૂત છે. સંગીતશાસ્ત્રમા વર્ણવેલા રાગોનું સ્વરૂપ શબ્દથી જણાવતાં કાંઈ પણ આનંદ થતો નથી, અર્થાત્ "જેમાં ગાંધાર અને ધૈવત આવે નહિ અને આરોહમાં તીવ્ર નિષાદ અને અવરોહમાં કોમલ નિષાદ આવે તે સારંગ રાગ કહેવાય." એમ જાણવાથી તથા એમ બોલ-વાથી સંગીતમાં રહેલો આનંદ અનુભવતો નથી. એ તો જ્યારે ઉષ્ણકાલનો ખરા મધ્યાન્હનો સમય હોય, પ્રભુ સમક્ષ બિરાજેલા હોય, પંખો ચાલી રહ્યો હોય, ફુવારામાંથી ઉડતા જલપરમાણુઓ ચોતરફ શીતલતા પ્રસરાવી મુકતાં હોય, ખસના વાળાની ટટ્ટીમાંથી સુગંધ મહેકી રહી હોય. તે વેલાએ સારંગી તાનપુર (તંબુર) વગેરે પ્રાચીન વાદ્યોના મધુર સુંદર સ્વર સાથે 'बैठे हरि राधे संग' વગેરે શ્રીઅષ્ટસખાઓનાં કીર્તનો જો સારંગ રાગમાં ગવાય તોજ તેનો આનંદ અનુભવાય, રાગ પણ પોતાના આધિદૈવિક સ્વરૂપમાં પ્રકટ થાય. તેવીજ રીતે રસશાસ્ત્રના શાબ્દિક જ્ઞાનથી તેનો અનુભવ થતો નથી, પરંતુ તેમાં વર્ણવેલી ક્રિયાઓથીજ રસનું સુંદર સ્વરૂપ ખડું થાય છે. શાસ્ત્રી વસન્તરામ.

થવામાં હેતુરૂપ નૃત્યબંધાદિ ક્રિયાઓ કરે છે, અને પોતાની રસરૂપતા પ્રકટ દર્શાવે છે, એથીજ મૂલમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે 'કામલીલામાં ક્રિયા તો રસશાસ્ત્રમાં વર્ણવેલી છે તેજ છે.'

ફલપ્રકરણના પાંચમા અધ્યાયમાં શ્રીવલ્લભાધીશ્વર કારિકામાં ઉપદેશે છે કે:...

રસાત્મક કામ (લૌકિક કામથી વિલક્ષણ છે. એટલુંજ નહિ પરંતુ) અત્યંત ગુપ્ત છે. (સ્ત્રીભાવરૂપ હોવાથી ગૂઢ છે,) તેનો ઉદ્‌બોધ થાય એ હેતુથી નૃત્યબંધાદિનું વર્ણન કરનાર તૃતીય–કામ-શાસ્ત્ર–ભરતમુનિપ્રણીત–કામશાસ્ત્ર પ્રવૃત્ત થયું છે. એજ હેતુથી રસાત્મક પ્રભુએ પણ આ લીલામાં પોતે [1]નૃત્ય કર્યું અને ભક્તોને નૃત્ય કરાવ્યું. સર્વ [2]અંગમાં જે ગુપ્ત છે તે જેવી રીતે પ્રકટ થાય, તેવી રીતે આપે નૃત્ય કર્યું અને ભક્તોને નચાવ્યા. શ્રમથી જલ અને શીતથી વાયુરૂપ સામગ્રી થાય છે. આજ લોકમાં પ્રકટ થયેલું ઉત્તમ અને **આધિદૈવિક કામરૂપ સુખ** તો કૃષ્ણજ ભોગવે છે, અન્ય નહિ.

વલી શ્રીમત્પ્રભુચરણ वृन्दावनं सखो એના વિવરણમાં પણ એમજ આજ્ઞા કરે છે આપ લખે છે કે, 'પરિચય કરાવનારી તો લીલાજ છે' પ્રભુ સર્વ રસરૂપ છે. રસ અનેક પ્રકારના હોવાથી તે

---

૧. આ નૃત્ય તેજ રાસ રાસલીલાનું તારતમ્ય શ્રીવલ્લભાગ્નિ પોતેજ ઉપદેશે છે, बहुनर्तकीयुक्तो नृत्यविशेषो रासः, रसस्याभिव्यक्तिर्यस्मादिति । रसप्रादुर्भावार्थमेव नृत्यं, रासे क्रीडा लीला स्वस्य । 'નાચનારી જેમાં વિશેષ હોય તેનું નામ રાસ; અર્થાત્ જેથી રસની અભિવ્યક્તિ થાય તે રાસ. રાસના પ્રાદુર્ભાવ માટેજ નૃત્ય છે. રાસમાં જે પ્રભુની ક્રીડા લીલા તે રાસ-લીલા' જેઓ એમ માને છે કે રાસલીલા શબ્દ રહસ્યલીલા' ઉપરથી થએલો માને છે, તે તેઓની એક પ્રકારની ભ્રાન્તિજ છે એમ સમજવું.

શાસ્ત્રી વસન્તરામ.

૨. 'સર્વે અંગોઅંગ રસભર્યા, રસભર્યા લોચન ચારૂ,' એ શ્રીગોપાલ-દાસજીનું કવન અત્ર સ્મરવું.

તે રસનું સ્વરૂપ ઓલખાવનારી, તે સ્વરૂપનો પરિચય કરાવનારી તેવી તેવી લીલાઓજ હોઈ શકે. તેવી તેવી લીલાઓથી તે તે રસરૂપ સ્વરૂપનો પરિચય થઇ શકે. માટે શ્રીગુસાંઇજીની લીલાજ પરિચય કરાવનારી છે' એ ઉક્તિ અતિવ સુંદર છે.'

પહેલાં આપેલી કારિકામાં શ્રીમહાપ્રભુ એમ ઉપદેશે છે કે, આ લીલામાં ક્રિયા પણ સર્વ છે. આ ઠેકાણે સર્વ પદ એક અગત્યનું રહસ્ય દ્યોતન કરે છે. ભગવાનમાં બધી ક્રિયાઓ છે. એટલે સર્વ ક્રિયાઓના આધાર એ રાસ રમણજ છે, અન્ય કોઈ નથી લોકમાં કોઇ પણ સ્થલે સર્વરસને ઉત્પન્ન કરનારી સર્વ ક્રિયા કદાપિ દષ્ટિપથ નહિ થાય. કોઇમાં કોઇ એક હશે, તો કોઇમાં કોઈ બીજી હશે, પરંતુ સર્વ ક્રિયાઓના આધાર તો માત્ર મન્મથ મન્મથજ છે. આ તાત્પર્યજ એ ક્રિયાઓની અને તે ક્રિયાઓ જેમાં છે એવા રસેશ શ્રીગોકુલેન્દ્રુની લોકથી વિલક્ષણતા બતાવે છે. મૂલમાં अपि શબ્દ પણ એટલા માટે યોજાયેલો છે. રસમયતાની સિદ્ધિ માટે સર્વ ક્રિયા પણ રસમય છે એમ સિદ્ધ થવા માટે ઉત્કૃષ્ટ અને અપકૃષ્ટ સર્વ ક્રિયાઓ અત્ર છે, એમ જણાવવા માટેજ क्वापि શબ્દ મૂલમાં યોજ્યો છે તેમ જ एव શબ્દ પણ નિગૂઢ તાત્પર્યનું બોધન કરે છે. જે ક્રિયા રસને પ્રકટ ન કરી શક્તી હોય, જે લીલા પ્રભુનું રસરૂપ જણાવતી ન હોય તેવી અન્ય ક્રિયાઓ, રસાભાસ કરી નાખનારી ક્રિયાઓ તે પ્રભુમાં નથીજ, એમ एव શબ્દ કહે છે. **અર્થાત્ આ ઉપરથી એમ નિશ્ચય કરવો કે પ્રભુની જે કોઇ લીલા છે તે બધી લીલા તે તે રસાત્મક સ્વરૂપના આવિર્ભાવ માટેજ છે.** જેથી રસાત્મક સ્વરૂપ દીપે નહિ તેવી લીલા તો પ્રભુમાં છેજ નહિ. એની થોડીએ થોડી લીલા પોતાના અનેક રસથી પરિપૂર્ણ સ્વરૂપનેજ પ્રકટ કરનારી હોય છે. જો એમ હોય તો પ્રભુ પૂર્ણપુરુષોત્તમ, કોટિ બ્રહ્માંડના નાયક પ્રાકૃતજનોનું અનુકરણ શા માટે કરે ? કારણ કે તે અનુકરણમાં કંઇક ગૂઢ રસ સમાયલો હશે, અને લૌકિકનું પણ અનુકરણ કરવાથી કોઇ રસ

સ્વરૂપ પ્રકટ થતું હશે, માટેજ પ્રભુ લૌકિકને અનુસરનારી લીલાએ। કરે છે. પ્રભુ જે લૌકિકનું અનુકરણ કરે છે, પોતે લોકના જેવી લીલાએ। કરે છે તેથી લોકનું અનુકરણ પ્રભુએ કર્યું એમ આપણને ભાસે છે. પણ તે વાસ્તવિક નથી. વાસ્તવિક તો એજ છે કે, **ભગવાન્ કાંઇ લૌકિકનું અનુકરણ કરતાજ નથી.** પરંતુ તે તે રસને જણાવનારૂં સ્વરૂપ પ્રકટ કરનારી તેવી લીલા કરે છે. લોકનું અનુકરણ પ્રભુએ કરવાથી પ્રભુમાં લૌકિક બુદ્ધિ પ્રવેશે છે, માટે પ્રભુ લૌકિકને અનુસરતાજ નથી. અને તેમની લીલામાં લોકને અનુસરવાની જ્યાં ભ્રાન્તિ થાય ત્યાં એમજ સમજવું કે એ વિલક્ષણ રસથી યુક્ત સ્વરૂપજ તેવું છે, અને પોતાની રસમયતા જણાવવા માટેજ પ્રકટ થાય છે, નહિ કે લોકનું અનુકરણ કરવા માટે, એ સિદ્ધાન્ત લક્ષમાં રાખવો.

## પુનઃ સંશય.

ભગવાન્ સર્વ રસાત્મક છે, તેવાં તેવાં રસમય સ્વરૂપોને જણાવવા માટે તેવી તેવી રસમય લીલાએ। કરે છે, એ બધું સુયોગ્ય છે અને માન્યજ છે. પણ એવી ક્રિયાએ। ભગવાન્‌માં છે એમ માનતાં ભગવાન્‌માં લૌકિક કામ રહેવાનો નિશ્ચય કરવો પડશે, કેમકે તેવી નૃત્યબંધાદિ ક્રિયાએ। લોકમાં તો જ્યાં કામ હોય છે, ત્યાંજ અનુભવાય છે. કામ વિના તેવી ક્રિયાઓનો સંભવજ નથી. તેવી ક્રિયાએ। પ્રભુમાં માનતાં, તેવો કામ પણ પ્રભુમાં છે એમ માનો, અને તે માનતા પૂર્વે કહેલા દોષો ફરીને તૈયાર થઇને ઉભાજ રહેશે.

## સમાધાન.

ઉપરના સંશયનું સમાધાન પૂર્વે કારિકામાંજ શ્રીમહાપ્રભુજીએ કરેલું છે, આપ આજ્ઞા કરે છે, 'પરંતુ કામ નથી.' લોકમાં જણાતી નૃત્યાદિક ક્રિયા ભલે લો, તો પણ દોષ નથી, કેમકે તે ક્રિયાએ। ઉત્પન્ન થતી નથી, લોકમાં કામને લઇને તે ક્રિયાએ। ઉત્પન્ન થાય

છે. પહેલાં શરીરમાં કામ પ્રવેશ કરે ત્યાર પછી તે શરીરમાં તેવી ચેષ્ટાઓ [૧]જણાય. તેવી રીતે પ્રભુમાં ક્રિયા ઉત્પન્નજ થતી નથી. પહેલાં જણાવ્યું છે કે ભગવાન્ તો આનંદરૂપ છે, ભગવાન્ જુદા અને તેમનો દેહ જુદો એવી લોકવત્ વ્યવસ્થા ત્યાં નથી. પ્રભુનું શ્રીઅંગજ આનંદમય છે, ત્યાં આનંદ સિવાય અન્ય છેજ નહિ. તો પછી ત્યાં કામનો પ્રવેશ ક્યાંથી થવાનો? અને તેવી ક્રિયાઓ જન્મવાની ક્યાંથી? [૨]અન્યત્ર એવોજ સિદ્ધાન્ત પ્રકટ કરવામાં આવ્યો છે કે ભક્તની ભાવના પ્રમાણે પ્રભુ સ્વરૂપ પ્રકટ કરે છે. ભક્તના હૃદયમાં જે રસાત્મક સ્વરૂપની ભાવના થઈ રહેલી છે, તેવાજ સ્વરૂપે પ્રભુ થાય છે. વેદવ્યાસે પણ એમજ કહ્યું છે. 'જેમ સમુદ્ર અંદર અને બહાર સૈંધવ લુણથી પરિપૂર્ણ છે તેમ પ્રભુ આનંદથી પૂર્ણ છે. એમના શ્રીહસ્તેન્દ્રિયાદિ સ્વરૂપથી જુદાં નથી, પણ સ્વરૂપાત્મક આનંદમય છે. વેદ વગેરે એમના નિઃશ્વાસ હોવાથી તે નિઃશ્વાસરૂપ ક્રિયાઓ પણ તેજ સ્વરૂપમાંથી થાય છે. સર્વાકારરૂપ પ્રભુ હોવાથી ઇંદ્રિયાદિ કલ્પનાથી શ્રુતિનો વિરોધ આવતોજ નથી,' આવો સિદ્ધાન્ત વેદવ્યાસજીએ કહ્યો છે.

## પુનઃ સંશયોત્પત્તિ.

ભગવાનની ક્રિયાઓ અજન્ય છે, એનું કારણ શું! લોકમા જીવની ક્રિયા તો ઉત્પન્ન થતી જોવામાં આવે છે. ભગવાનને પણ શરીર હોવાથી તેમની ક્રિયા ઉત્પન્ન થતી નથી, નવી નથી ઉદ્‌ભવતી એ શું.

## સમાધાન.

એ સંશય ઉત્પન્ન થતાં તેનું ઉત્તર શ્રીમહાપ્રભુ આપે છે 'પરંતુ કામ નથી' લોકમાં તેવી ક્રિયાઓનું કારણરૂપ કામ છે, અહિ

૧. જેમ કાઇ શરીરમા પ્રેત પેઠેલો હોય અને તે શરીરમા જેવી વિચિત્ર ક્રિયાઓ જોવામાં આવે છે. તેમ, કામનો પ્રવેશ થવા પછી શરીરનાં ચિહ્નો બદલાઇ જાય છે, અને નવી નવી ક્રિયાઓ ઉત્પન્ન થાય છે.

૨. विनानुवादं न च तन्मनीषितं એ શ્લોકમાં.

તેવો કામ હોય અને જો ક્રિયા ઉત્પન્ન થાય તો તે ક્રિયા ઉત્પન્ન થયેલી ગણાય. પણ મૂલમાં તેવો કામજ નથી, તો પછી તેની ક્રિયા ઉત્પન્ન થયેલી કેમ ગણાય ? ભગવાનમાં કામ નથી. પરંતુ પ્રભુજ કામરૂપ છે. કેમકે 'પ્રભુ સાક્ષાત્ મન્મથ મન્મથ છે' એમ શ્રીશુક કહે છે. કામને પણ પરાસ્ત કરનાર કોટિકંદર્પલાવણ્ય પ્રભુ છે. ત્યારે એમજ નિશ્ચય કરવો કે જેમ જીવના દેહમાં કામ પેસે છે, તેમ ભગવાનના દેહમાં કામ નથી, પરંતુ **ભગવત્સ્વરૂપજ કામ છે.** એમ તો સારી પેઠે કહી શકાય. જીવ જુદો, તેનો દેહ જુદો, અને તેમાં પેસનાર કામ પણ ભિન્ન એટલે તેમાં ક્રિયા ઉત્પન્ન થવામાં કામ કારણ થઈ પડે, પણ ભગવાન જુદા નહિ, ભગવાનનું શરીર પણ ભગવાનથી ભિન્ન નહિ અને કામ પણ પૃથક્ ન હોઇને ભગવત્સ્વરૂપજ ઠર્યો, તો હવે ત્યાં કામે તેવી ક્રિયાઓ ઉત્પન્ન કરી કેમ મનાય ? તેમજ ભગવાનને કામી—કામવાળા કેમ કહેવાય ? એથીજ સર્વ અભેદમય હોવાથી, ભેદનો લેશ પણ ન રહેવાથી ક્રિયાઓ પણ બધી અજન્ય છે, નિત્ય છે, અલૌકિક છે, વધારે તો શું પણ ભગવદ્રૂપ છે, એમ સિદ્ધ થયું. તેમજ એવી અનેક પ્રકારની લીલા કરવામાં પણ પ્રભુની નિષ્કામતા અને દિવ્યતા તેવીજ અખંડ પ્રકાશે છે.

ભગવાનમાં તેવો તુચ્છ કામ નહિ હોવાથીજ લૌકિક કામની પેઠે ભગવાનને કોઇની અપેક્ષા પણ નથી, પરંતુ ઉલટું માન છે. લૌકિક કામી સ્ત્રીઓ માટે તલપે છે, જ્યારે પ્રભુ અલૌકિક કામસ્વરૂપ છતાં રાત્રિના સમયમાં, વનમાં, મનોહર શરદૃઋતુમાં પોતાની પાસે આવેલાં વ્રજસુંદરીઓને ઘેરજ જવાનો ઉપદેશ કરે છે ! અને તેમની થોડી પણ અપેક્ષા દેખાડ્યા વિના પોતે માનલીલામાં બિરાજે છે !!

**ગીત**ગોવિંદમાં કહ્યા પ્રમાણે લૌકિક રાત્રિમાં—રમણ કરતાં પ્રભુએ જે અપેક્ષા બતાવેલી છે તે સ્થલે એમજ સમજવું તે રસ

સ્વરૂપ તેવું કાંઇક વિલક્ષણ છે. જેમકે ગીતગોવિંદના કર્તા જયદેવજી તે સ્વરૂપ વિષે કહે છે—

विकिरति मुहुः श्वासानाशाः पुरो मुहुरीक्षते ।
प्रविशति मुहुः कुञ्जं गुञ्जन्मुहुर्बहु ताम्यति ॥
रचयति मुहुः शय्यां पर्याकुलं मुहुरीक्षते ।
मदनकदनक्लान्तः कान्ते प्रियस्तव वर्तते ॥
[ गीतगोविन्द. स. ५ ]

'લૌકિક લૌકિક' એમ કહેવામાં આવે છે, પરંતુ તેનો ભાવાર્થ શો લેવાનો છે એ કોઇ જાણતું નથી. લૌકિક એટલે લોકમાં કહેવાતું હોય તે; નહિ કે લોકમાં જે સિદ્ધ છે તે. લૌકિક લોકમાંજ સિદ્ધ હોય તે તો પ્રભુમાં હોયજ નહિ, પરંતુ લોકમાં જે કાંઇ કહેવાતું હોય અને તેથી લૌકિક ઠરી ગયલું હોય તેવું લૌકિક પ્રભુમાં હોઇ શકે જેમકે રસમાત્ર લૌકિક કહેવાય છે, પણ તે લોકમાં સિદ્ધ નથી. **કેમકે લોકમાં રસજ નથી.** લોકમાં રસ સિદ્ધ હોય તો તે પ્રભુમાં ગણાય નહિ, જેમ લોકમાં શરીર પંચમહાભૂતનું સિદ્ધ છે, પણ તે પ્રભુમાં મનાય નહિ. પણ આનંદનું શરીર લોકવેદમાં કહેવાય છે. પણ લોકમાં નથી, તો તેવો દેહ પ્રભુમાં મનાય છે. લોકમાં રસ નથી. પણ કહેવાય તો છે, તો એ રસ માત્ર પ્રભુમાં હોય તે સ્વરૂપ હોયજ એમાં આશ્ચર્ય શું?' વ્રજમંડન વદે છે કે—

रेमे तया चात्मरत आत्मारामोऽप्यखण्डितः ।
कामिनां दर्शयन् दैन्यं स्त्रीणां चैव दुरात्मताम् ॥
[ फलप्रकरण. ]

**અક્ષરાર્થ:**—'આત્મરમણ કરનાર, અખંડિત, આત્મારામ એવા ભગવાન, કામીઓની દીનતા અને સ્ત્રીઓનું દુરાત્માપણું દર્શા-

વતા ભગવાન, તેની સાથે અને અન્તઃપ્રવિષ્ટાઓની સાથે રમ્યા હતા.' આ શ્લોકની કારિકામાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે—

**લોકજ પ્રભુની લીલાનું અનુકરણ કરે છે.**

અર્થાત્ લૌકિક કામીઓ દીન છે, ગરીબડા છે, એમની દશા દયાજનક છે કેમકે કાલિદાસ કહે છે—'કામાર્ત પ્રકૃતિએ કૃપણ હોય છે.' પ્રભુ એટલા માટેજ એનું અનુકરણ કરે છે અને નિરોધ કરે છે. સ્ત્રીઓની પણ તેવીજ દુષ્ટતા બતાવે છે, આ ઉપરથી એટલોજ સાર લેવાનો કે જે કાંઇ લોકમાં રસ કહેવાય છે તે લોકમાં સિદ્ધ નથી માત્ર રસનો આભાસ દેખાય છે, એટલુંજ. રસથી પરિપૂર્ણ તો માત્ર સદાનંદ પ્રભુજ છે, છતાં લોકમાં રસનું અભિમાન રહેતું હોય તો આટલા પુરતુંજ છે. જેમ સાધારણ બાલકો અંદર અંદર રમતી વેળાએ કોઇ રાજા બને છે, કોઇ પ્રધાન બને છે, કોઈ સિપાઇનો વેશ ભજવે છે. તેમાં રાજા બનેલો પોતે રાજા હોવાનો ફાંકો રાખે છે અને રાજલીલાનું અનુકરણ—હુકમ કરવા વગેરે—કરે છે. તેમજ લોકો પણ તે ત્રિલોકના નાયક રસેશ પ્રભુની રસમય લીલાનું અનુકરણ કરીને પોતાને રસમાં ડબાડબ થયાનું માની બેસે છે! પરંતુ તેમનું તે માનવું બાળકોના દૃષ્ટાંતની પેઠે ઉપહાસમાત્ર તેમજ એક દૃષ્ટિએ દયાજનકજ છે. સર્વ જગત્ તે રસાત્મક મન્મથ મન્મથ નંદનંદનની લીલાનું અનુકરણ કરે છે. **પ્રભુ કાંઇ લૌકિક ક્રિયાનું અનુકરણ કરતા નથી.** પરંતુ રસમય લીલા કરીને લૌકિક કામીઓની દીનતા તેમ તેવી સ્ત્રીઓની દુષ્ટતાજ જણાવે છે, અને તેઓની તેમાંથી આસક્તિ ઉડી જાય, તેમજ તેમનું સરસપણાનું અભિમાન કમી થાય, માટેજ રસમય સ્વરૂપ પ્રકટ કરે છે, એજ સિદ્ધાંતનો શિરોમણિરૂપ **મહાસિદ્ધાંત** છે.

**સંશયોત્થાપન.**

ભગવાનમાં કામ નથી, એ તો સિદ્ધાંત દૃઢ થયો. પરંતુ

ભક્તોમાં તો કામ હોવાથી ભક્તો તો સકામ અને પ્રાકૃતજ રહેવાના. તે માટે કોઈ પણ ઉપાય ચાલી શકે તેમ નથી. ભક્તોની સકામતા અને પ્રાકૃતતા માટે કંઇ પણ બચાવ થઇ શકે તેમ નથી. ભક્તો સકામ અને લૌકિક રહેશે તો ભગવલ્લીલા પણ સકામ અને લૌકિક થઇ જવાની, કેમકે તેવા ભક્તો સાથે લીલા મુખ્ય સંબંધ ધરાવે છે.

## સંશય નિરાશ.

આ શંકાનો પરિહાર શ્રી વૈશ્વાનરાચાર્ય એજ શ્લોકમાં કરે છે. તે વ્રજસુંદરીઓનો કામ પણ ભગત્સ્વરૂપાત્મક જ છે. સ્વામિનીઓનો (ગોપીઓનો)કામ લૌકિક નથી. વ્રજભક્તોના કામની પૂર્તિ નિષ્કામથી કરી છે. કામના આધાર વિનાના સર્વાત્મભાવથી કરી છે, પોતાનો સર્વભાવ પ્રભુમાંજ થાય તે સર્વાત્મભાવ કહેવાય. એ સર્વાત્મભાવમાં કામ નથી રહેતો. તેવા કામથી રહિત સર્વાત્મભાવવડે કામની પૂર્તિ થઈ ગયેલી છે, તાત્પર્ય કે જેમ કાષ્ટાદિની પ્રતિમામાં ( મૂર્તિમાં ) ભગવત્સ્વરૂપની સ્થિતિ થવાથી મૂર્તિ ભગવત્સ્વરૂપ થઇ જાય છે, તેમ સ્વરૂપાત્મક કામ, સાક્ષાત્ પ્રભુરૂપ કામ તે વ્રજભક્તોમાં રહેલો હોવાથી વ્રજસીમન્તિની પણ ભગવદ્રૂપ થઇ ગયલાં સમજવાં. એથીજ સ્વામિનીઓ પણ રસ નાયકની પેઠે અલૌકિક દેહવાલાં તથા નિષ્કામ થઇ ગયેલાં હોવાથી તેમની સાથે રમવાથી લેશ પણ દોષ લીલામાં અને સ્વરૂપમાં આવતો નથી. તેમજ લીલાની દિવ્યતા અખંડ સચવાઇ રહે છે, માટે સ્વરૂપમાં અને લીલામાં પ્રાકૃતતાની શંકા લાવવી નહિ, એમાં બીજાં પણ અનેક કારણો છે. વ્રજભક્તો જ્યારે વેણુનાદથી આકર્ષાઇને પ્રભુની સન્નિધિમાં આવ્યાં ત્યારે પહેલાં તો પ્રભુએ તેમને ચાતુરી ભરેલાં વચનો વડે ગુંચવાડામાં નાખ્યાં પણ એમને લૌકિક કામનો ગંધ સ્વપ્ને પણ નહિ હોવાથી ભક્તિબલ ઉપર આધાર રાખી તેઓ પ્રભુને પ્રત્યુત્તર આપે છે. શ્લોક ૩૧ માં પોતાના હૃદયનો સર્વ ભાગ પ્રગટ કરે છે.

**તાત્પર્ય**—"૧હે વિભો ! આવું ક્રૂર ભાષણ આપને યોગ્ય નથી. આપ સમર્થ છો. તેથીજ આવું ક્રૂર બોલો છો, દયાળુ હોત તો આવું નિષ્ઠુર ભાષણ કરત નહિં. આપ પુછો છો કે 'વ્રજ કુશલ તો છે'? પણ તેની સાથે અમારો સંબંધ શો ? વ્રજ કુશલ હોય વા ન હોય, તે જાણવાની અમારે જરૂર શી છે ? અમે તો સર્વ **વિશયનો ત્યાગ** કરીને આપની પાસે આવેલાં છીએ, હવે જે માર્ગે જવાનું છોડી દીધું, જે દિશા ભણી જોવાનું જ આકરૂં થઇ પડ્યું, ત્યાં આપ પાછાં મોકલો એ શું યોગ્ય છે ? જે વિષયો ઉપર પુળો મુક્યો તેનો સ્વીકાર શું ઉચિત છે. અમે આપને જાર માનીને પણ નથી આવ્યાં. એકાદશ ઇન્દ્રિયોના વિષયોના-વાસનારૂપ બીજ સાથે ત્યાગ કર્યો છે. જો તેમ ન કર્યું હોત તો આપના ચરણારવિંદને પ્રાપ્તિ કેમ કરી શકત ? સર્વ વિષયો લૌકિક વિષયો-જ્યારે છૂટે છે ત્યારેજ આપના ચરણમૂલની પ્રાપ્તિ થાય છે. તે પ્રતિ અમને થઇ છે. તેથી વિષયોની વાસના હવે અમારા હૃદયમાં નથી એમ અમે માનીએ છીએ. આપે અમને પુછ્યું કે અહિં આવવાનું કારણ જણાવો તો અમે જણાવીએ છીએ કે 'તમે અમને ભજો,' નથી ભજતા એ આપનો એક પ્રકારનો દુરાગ્રહ છે. જીવોને બધું કરવું ગમે છે પણ ભગવદ્‌ભજન કરવું નથી ગમતું તેમ આપને પણ થયું છે કે શું ? જેમ ભગવદ્‌ભજન ન કરવાનો આગ્રહ જીવોમાં મહાદોષરૂપ ગણાય છે, તેમ આપ પણ અમને નહિ ભજો તો તેવુંજ ગણાશે. અમે

૧ કામની સૂગવાલા વિચારકો જો આ શ્લોકનું પૂરેપૂરૂં રહસ્ય સમજતા હોય તો તેમને કદી ખાડામાં પડવાની ધાસ્તી રહેતી નથી, પણ વિચારના વમળમાં વળખાં મારતાં મારતાં શ્રીગુસાંઇજીનાં જ શબ્દોમાં કહું તો નેત્ર વિનાના થઇને બહિર્મુખતા અસત્સંગ નામના મોટા ખાડામાં પડી જાય છે; અને તેનું અંતઃકરણ પરવશ બનીને પરકીય જને ઉપદેશેલું પણ તેના સ્મરણમાં રહેતું નથી, એટલે તેમને ખાડામાંથી બહાર ખેંચી કાઢનાર કોઈ મળતું નથી.

**શાસ્ત્રી વસંતરામ.**

આપને ભજતા નથી તો આપ પણ અમને છોડો નહિ. જેમ આદિ પુરૂષ દેવ સર્વને ભજે છે તેમ આપ અમને ભજો. દેવનું ભજન કાંઇ વ્યભિચારજનક નજ કહેવાય. જેમ મુમુક્ષુઓને ભગવાન્ ભજે છે પોતાના તરીકે તેનો અંગીકાર કરે છે, સ્વાનંદનું દાન કરે છે તેમ અમારૂં ભજન આપે કરવુંજ જોઇએ."

ઉપરનાં શ્રીવ્રજાંગનાઓનાં વાક્યો વાંચ્યા પછી કામની સુગ જણાય છે ખરી? સાધારણ વિચાર કરો કે જે કામિની હોય તે આવાં વચનો બોલે? લૌકિક અનુભવ તમને શો પાઠ શીખવે છે? કામના અનિવાર્ય તાપથી તપેલી સ્ત્રીઓ આવાં જ્ઞાની ભક્તોના પણ હૃદયમાં નહિ ઉદ્‌ભવતા ઉત્તમોત્તમ રસથી છલકાતા ભાવો પ્રકટ કરવા શક્તિમતી બને એમ માનવા હૃદય તત્પર બને છે? સર્વથા નહિ. એવો આન્તર ધ્વનિ નીકળે છે. જેવી ભાવના ભક્તોની છે, તેવી જ પ્રભુની છે. જેમ વ્રજભક્તોમાં કામનો અંશ પણ નથી, તેમજ પ્રભુમાં પણ નથી. તેજ પ્રભુની નિરપેક્ષતા સિદ્ધ કરી આપે છે.

ફલપ્રકરણના દ્વિતીય અધ્યાયમાં ભગવાનની જે સાપેક્ષતા બતાવાઇ છે તે તો ભિન્ન જ છે. સર્વ ભક્તોને સૌભાગ્યમદ પ્રાપ્ત થતાં પ્રભુ તિરોહિત થયા અને તે મદદથી રહિત એવાં મુખ્ય શ્રીસ્વામિનીજીને સાથે લઇ ગયા અને તેમણે જે કહ્યું તે પ્રમાણે થોડે સુધી કર્યું પણ ખરૂં, એ બધી અપેક્ષા ઓરજ ભાવનું સૂચન કરે છે. તે વખતે જેમ ભગવાનમાં અપેક્ષા છે, તેમ સ્વામિનીભાવમાં વિરહરસનું પ્રાકટ્ય થયા પછી તેવી સાપેક્ષતા પ્રકટે. તેમ થવામાં તે ધર્મના આવિર્ભાવરૂપ ભગવાનની અપેક્ષા છે.

## ઉત્થાનિકા.

ભગવાનના અપ્રાકૃતદેહમાં તો અનેક પ્રમાણો મલે છે, તેમ તે વ્રજાંગનાઓના આ પ્રાકૃત શરીર અને અલૌકિક કામમાં પ્રમાણ શું? તેમાં કાંઇ પ્રમાણ હોય તો તેમ માનવું સંશય ભરેલું ન ગણાય, પરંતુ પ્રમાણ વિના તો નિરાધાર ગણાઇને વિશ્વાસપાત્ર ગણાશે નહિ.

વળી ભગવાન્ પરમકૃપાલુ છે, कर्तुमकर्तुं अन्यथाकर्तुं સમર્થ છે, તો ભક્તોના પ્રાકૃત, દેહ જેવો પ્રાકૃત દેહ અને લૌકિકનો કામનો સ્વીકાર કરીને પણ ભક્તોના લૌકિક કામને કેમ ન પૂરે ? પ્રભુ સર્વ કાર્ય કરવાને સમર્થ છે.

આ શંકાનું નિવારણ કરવા માટે શ્રીમત્પ્રભુ અન્ય કારિકા યોજે છે—

श्रीकारिका—कामेन पूरितः कामः संसारं जनयेत् स्फुटम् ॥
कामाभावेन पूर्णस्तु निष्कामः स्यान्न संशयः ॥२॥

**તાત્પર્ય**—પ્રાકૃત દેહના આધારથી રહેનાર, ભગવત્સ્વરૂપથી ભિન્ન એવા કામથી જો પ્રાકૃત કામ પૂર્ણ કરવામાં આવે, સ્વભિન્ન એવા લૌકિક કામનો આશ્રય કરે, અને તેજ કામથી ભક્તોના લૌકિક કામને પૂરે તો તેમ કરવાથી જેમ લોકમાં પરિણામ આવે છે, તેમ અહિં પણ આવે. લોકનું અનુસરણ પ્રભુ કરે તો સંસારજ ઉદ્ભવે. પુત્રપૌત્રાદિ સંપત્તિ ગળે વળગશે, અને તેથી વિશેષ અહંતા-મમતાત્મક સંસારજ જન્મ પામે. તેથી સંસારનો અભાવ તો નજ રહે. સંસાર વધારે વળગે તો ભયંકર હાનિ થાય. વળી કહ્યું છે કે—

[1]न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥

**અર્થ:**—જેમ ઘી હોમવાથી અગ્નિ વધતો જ જાય છે તેમ કામના ઉપભોગથી કામ કદી શાંત થતો નથી જ, બલ્કે વધારે વધે છે.

હવે સમજાશે કે જો પ્રભુને પણ પ્રાકૃત દેહ અને પ્રાકૃત કામ હોત અને ભકતોને પણ તેમજ હોત તો પુત્રપૌત્રાદિક સંસાર જ ઉત્પન્ન થાત. તેવું થયલું કોઇ પણ ઠેકાણે શ્રીભાગવતમાં કે અન્ય

૧. કવિ તુલસીદાસ પણ કહે છે કે—'અસ નાથહી અનુરાગ જાગ, જડ, ત્યાગ દુરાશા જીતેં, બુઝે ન કામ અગ્નિ તુલસી કયહૈં, બિષય ભોગ બહુ ઘૃત તે.

પુરાણોમાં વર્ણવ્યું નથી, માટેજ ભક્તોનો કામ અને ભગવાનનો કામ લોકથી વિલક્ષણ છે, એમ સિદ્ધ થયા વિના રહેતું નથી.

ભગવાને આસન્ન ભક્તોનો કામ પ્રાકૃત કામથી નથી પૂર્યો, પરંતુ કામના અભાવથી તે કામ પૂર્યો છે. કામનો જેમાં અભાવ છે, એવું જે આપનું મન્મથમન્મથ સ્વરૂપ તત્સ્વરૂપ કામ તેમાં પૂર્યો છે. તેમ થવાથી કદાચિત્ ભક્તોમાં લૌકિક કામ હોય તો પણ તે ભગવત્સ્વરૂપ થઇ જાય. અત્ર સૂક્ષ્મતાથી જોતાં જણાશે કે તેવા સ્વરૂપાત્મક કામવાળાં સાથે જેમ જેમ ભગવાને વિશેષ લીલાઓ કરી છે, તેમ તેમ અત્યંત નિરપેક્ષતા જ દૃષ્ટિગોચર થાય છે. વધારે તો શું પણ ભગવાનની આગલ પણ નિરપેક્ષ જ થઈ ગયાં. માત્ર સ્વતંત્ર ભક્તિવાળાં થયાં. જો તેમનો કામ લૌકિકજ હોય તો એવી રીતે તેઓ નિરપેક્ષ થાયજ નહિ, માટે સ્વરૂપાત્મક કામ જ વ્રજસુંદરીઓમાં છે, અને તે ભગવત્સ્વરૂપ હોવાથી તેમનો દેહ પણ પંચમહાભૂતનો નથી પણ ભગવદ્રૂપ છે, દિવ્ય છે એ સિદ્ધ થયું.

## ઉત્થાનિકા.

ઉપર પ્રમાણે તો ભગવાન્ પણ નિષ્કામ અને ભક્તો પણ નિષ્કામ સિદ્ધ થયાં. બન્ને નિષ્કામ થાય તો રસનો આવિર્ભાવ પણ ન થવો જોઇએ. રસશાસ્ત્રની મર્યાદા પણ તુટી જવાની, કેમકે કામ વિના રસની ઉત્પત્તિ કોઇ પણ રસશાસ્ત્રમાં વર્ણવી જ નથી. કામના આધાર સ્ત્રીપુરૂષમાં જ તેનું પ્રાકટ્ય સિદ્ધ છે.

આ શંકાનું નિવારણ તૃતીય કારિકામાં શ્રીવલ્લભાગ્નિ કરે છે—

**श्रीकारिका—अतो न कापि मर्यादा भग्ना मोक्षफलापि च ।**
**अत तच्छ्रुतौ लोको निष्कामः सर्वथा भवेत् ॥**

**તાત્પર્ય**—રસશાસ્ત્રની મર્યાદા ભગ્ન થતી નથી. ભગવાન્ અને ભક્ત લૌકિક કામથી રહિત છે, લૌકિક કામનું ફલ સંસાર છે અને અહિં તો ફલ મોક્ષરૂપ છે, છતાં પણ રસશાસ્ત્રની મર્યાદા અખંડિત

રહે છે, અને રસની ઉત્પત્તિ પણ અવિરત થાય છે, અને ભગવાન્‌ની રસમયતા—રસાત્મકતા—પ્રત્યક્ષ કરી શકાય છે. એમાં મૂલ કારણ એ છે કે લોકની પેઠે અહિં કામ જૂદો નથી, એ તો પહેલાં વારંવાર પતિપાદન કરેલુંજ છે, માટે કામ ભિન્ન નથી, પણ ભગવાન્‌જ કામ છે. પ્રભુ પોતાનું જ સ્વરૂપ કામાત્મક અને અત્યંત સુંદર દેહરૂપ પ્રકટ કરીને ભક્તોમાં તે સ્નેહરૂપને સ્થાપીને, તેમાં પોતાનો અનુગ્રહ સ્થાપે છે. તેના પ્રવેશથી ભક્તોમાં અલૌકિક સ્ત્રીભાવ પ્રાપ્ત થાય છે. તેનું—તે પરમફલાત્મક સ્ત્રીભાવનું દાન પણ તે રાસનાયક પ્રભુજ કરે છે. એ પ્રમાણે સ્ત્રીભાવનું દાન કરીને, ભક્તો—શ્રીવ્રજસુંદરીઓને રસસ્વરૂપ કરીને તેની સાથે રમે છે. માટે રસની પણ ઉત્પત્તિ, રસનિઃસ્યંદિનીનો સુંદર પ્રવાહ, અવિચ્છિન્ન ચાલુ રહે છે. રસશાસ્ત્રની કોઇ પણ મર્યાદા ભગ્ન થતી નથી. પુત્રપૌત્રાદિક સંસારરૂપ ફલ નહિ થતાં મોક્ષરૂપજ ફલનું પરિણામ છે, એ પણ વિલક્ષણતા સ્મૃતિમાં રાખવી.

### આ કામલીલા નથી, પણ સ્વરૂપાનંદદાનલીલા છે.

આ લીલા કામલીલા કહેવાય છે. લોકના શબ્દોમાં કામલીલા કહેવાય છે, પરંતુ વસ્તુતઃ કામલીલા નથી. પ્રભુ ભક્તોને સ્વરૂપાનંદનું દાન કરે છે, માટે તેનું મુખ્ય નામ સ્વરૂપાનંદદાનલીલા છે એમ નિર્ધારવું. એજ કારણથી આ લીલાના શ્રવણથી વેદાંતના શ્રવણની પેઠે સાધારણ લોક પણ સર્વ પ્રકારે નિષ્કામજ થાય છે.

### ઉપસંહાર.

સંશય ઉઠે છે કે જે લોકો ઉપર પ્રમાણે આ લીલાની દિવ્યતા સમજી શકતા ન હોય તે લોકોને તો કાવ્યો—શૃંગારનાં કાવ્યો—સાંભળ્યાથી જેમ કામનો ઉદ્‌બોધ થાય, લૌકિક કામ જાગે, તેમ આ લીલાના શ્રવણથી પણ તેજ પરિણામ આવે.

આ સંશયનો પરિહાર અન્તિમ શ્લોકમાં શ્રીમહાપ્રભુ કરે છે—

श्रीकारिका—भगवच्चरितं सर्वं यतो निष्काममीर्यते ॥
अतः कामस्य नोद्बोधः ततः शुकवचः स्फुटम् ॥ ४ ॥

**તાત્પર્ય**—પરમકાષ્ઠાપન્ન ભગવાનનું સર્વ ચરિત્ર નિષ્કામજ હોય છે. તે ચરિત્ર અન્યનું હોય તો સકામ કહેવાય પરંતુ તે અખિલ બ્રહ્માંડના નિયંતાનું છે, માટેજ નિષ્કામ કહેવાય છે. ભગવાન્ તો આપ્તકામ છે, લૌકિકકામ નથી, એમ પહેલાં પ્રતિપાદન કરવામાં આવ્યું છેજ, તો તેમના ચરિત્રમાં કામ ક્યાંથી આવવાનો? ભગવાન્ તો પરમકાષ્ઠાપન્ન પૂર્ણ પુરૂષોત્તમ પરબ્રહ્મ છે, તે કાંઈ પ્રાકૃત દેહ પણ ધરતા નથી. નથી સ્વીકારતા કામને અને તેની ચેષ્ટાઓને. કેમ કે જ્ઞાની પુરુષો પણ લૌકિક દેહને, કામને અને કામની ચેષ્ટાઓને ત્યજે છે તો ભગવાન્ તેને સ્વીકારે એ તો કેમજ મનાય? એથી ભગવાનનું ચરિત્ર તો કામના લેશ પણ સ્પર્શથી રહિતજ હોવું જોઈએ, એમ સાધારણ માણસો પણ જો વિચાર કરે તો તે સમજી શકે એમ છે. તો હવે આ ચરિત્રના શ્રવણથી કામનો ઉદ્બોધ થવાનો સંભવજ ક્યાં છે? પરંતુ તેના શ્રવણથી તો ભગવાનની દિવ્યતા અને નિષ્કામતાનું ભાન થાય છે. એટલા માટેજ શુકદેવજી જેવા જીવન્મુક્ત જ્ઞાની પુરૂષ પણ જ્ઞાનમાં રહેલી પોતાની નિષ્ઠા ત્યજીને ભગવાનની આ રસાત્મક દિવ્ય લીલાનું વર્ણન કરવા તત્પર થયા, અને છેવટે એમજ ઉપદેશે છે કે—

'વ્રજવધુગણ સાથે ભગવાને કરેલું વિશેષ ક્રીડારૂપ ચરિત્ર જે ભક્ત શ્રદ્ધાયુક્ત થઇને સારી પેઠે વર્ણન કરાતું હોય તે સાંભળે, અથવા તો તેને પોતેજ વર્ણવે તો ભક્તિ પ્રાપ્ત કરે. આમાં વર્ણાદિનો પણ નિયમ નથી. બ્રાહ્મણ ક્ષત્રિય ગમે તે હો. તે ભગવાન્માં ભક્તિ, તે પણ ઉત્કૃષ્ટ ભક્તિ પ્રાપ્ત કરે છે. મહાભક્તિ હૃદયમાં થયા પછી **હૃદયનો ભયંકર વ્યાધિ,** જીગરનું દર્દ, **એવો જે કામ** તેને, તત્કાલ દૂર કરે છે, જે કામ પહેલાં હૃદયમાં પેશીને વારંવાર

અડચણો નાખતો, ઉત્તમ વસ્તુનો તત્કાલ બાધ કરતો, તેને તે ભક્તિ ત્યાંથી દૂર કરે છે, તે માત્ર આ ચરિત્રનાં શ્રવણથીજ. ત્યાર પછી પહેલાંની વાસના વડે કોઇ વેળાએ જો કામ ઉત્પન્ન થાય તો તેને દબાવવાને શક્તિમાન્ થાય છે. થોડીજવારમાં તેને દબાવી શકે છે. માટે આ ચરિત્ર તેનાં ઉંડા રહસ્યની સાથે તે સાંભળવું શ્રીશુકદેવજીનાં રાસપંચાધ્યાયીનાં આ છેલ્લાં વચનથી સ્પષ્ટ થાય છે કે ભગવચ્ચરિત્ર સાંભળવાથી તેનો અભિપ્રાય જાણવાથી કામનો ઉદ્બોધ થવો તો દૂર રહ્યો પરંતુ હૃદયને કોરી ખાનાર એ જ્હેરી કીડો, મહા ભયંકર રોગરૂપ, દૂર થઈ જાય છે, કોઈ પણ વખતે ત્યાં સ્થાન મેળવી શકતો નથી.

આ પ્રમાણે પ્રકીર્ણ લેખની સમાપ્તિ વેળાએ શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે—

**श्रीमदाचार्यदासेन हरिदासेन रूपितः ॥**
**अर्थः स्वाचार्यवाक्यानां स एवैषः प्रसीदतु ॥**

**અર્થ**—શ્રીવલ્લભાધીશ્વરના દાસ **શ્રીહરિદાસે** નિરૂપણ કરેલો શ્રીમદાચાર્યના વાક્યોનો અર્થજ પ્રસન્ન થાઓ.

**(સાર)** ઉપરના વિવેચનથી એટલું સિદ્ધ થાય છે કે ભગવાને જે લીલા કરી તેમાં કામનો બિલકૂલ સંબંધ નથી, તેમાં નીચેના મુદ્દાઓ ઉપર વિચાર કર્યો છે.

(૧) આ લીલા કરનાર ભગવાન્ વસ્તુતઃ અજન્મા, તથા અપ્રાકૃત દેહધારી છે. કેવલ આનંદમય સ્વરૂપમય છે. કૃષ્ણ નામનો અર્થ પણ સદાનંદ એમ થાય છે, તે રસસ્વરૂપજ છે.

---

૧. આ સ્ત્રી ભાવ, ‘ स्तनकेशवती स्त्री स्यात् ’ એવો સ્ત્રીભાવ નથી, માટે પુરૂષરૂપ જણાતા પરમ મહાનુભાવીઓને પણ તેવા અલૌકિક સ્ત્રીભાવ પ્રાપ્ત થયા છે, આ વાત અનુભવથીજ ગમ્ય છે વાગતીત છે, ‘ પુરૂષ તે સ્ત્રીભાવ ઉપજ્યો ’ એમ શ્રીસૂર કહે છે.

(૨) ગોપીજનોમાં પણ કામ સંભવતો નથી, કારણકે તે ભક્તો છે. તેમણે સંસારના વિષયોનો ત્યાગ કર્યો છે. લૌકિક પતિ પુત્રાદિનો ત્યાગ કરીને અલૌકિક સ્વરૂપને પ્રાપ્ત કરીને પ્રભુ પાસે આવ્યાં છે તેમણે સર્વસ્વરૂપને સિદ્ધ કર્યો છે.

(૩) રસાત્મક ભગવાનની ક્રિયા પણ રસાત્મક છે. એમાં સ્હેજ પણ અન્ય ક્રિયાની વિકૃતિ નથી.

(૪) ભગવાનની લીલા તે નિર્ગુણ રસસ્વરૂપના આવિર્ભાવ માટે છે.

(૫) ભગવાને લોકમાં પ્રસિદ્ધ કામથી લીલા કરી નથી માત્ર સ્વરૂપાનંદ દાન લીલાજ કરી છે.

(૬) પ્રભુ સાક્ષાત્ મન્મથના પણ મન્મથ છે એટલે લૌકિક મન્મથ તેમને લલચાવી શકે નહિ.

(૭) જો ખરેખરી રીતે અહિંઆં કામ ઉત્પન્ન કર્યો હોય તો પછી અહંતામમતાત્મક સંસાર તથા પુત્રપૌત્રની સંપત્તિ ઉત્પન્ન થાત પણ અહિંઆં તેવું નથી. તેમને સંસારની તદ્દન અનપેક્ષા છે. ગોપીજનોમાં સ્વતંત્ર ભક્તિ સિદ્ધ થયેલી છે.

(૮) ભગવાન્ યોગેશ્વર છે. યોગીઓમાં પણ શ્રેષ્ઠ છે. યોગીઓ જેમ અણિમાદિ સિદ્ધિ યોગ શક્તિથી ઉત્પન્ન કરે છે તેમ રસસ્વરૂપનો આવિર્ભાવ કરવાને માટે તેને અનુકુળ સર્વ ક્રિયાઓ પોતે પ્રકટ કરે છે, તેમાં કામનો પ્રવેશ નથી, રસસ્વરૂપ ભગવાનની ક્રિયાઓ પણ રસસ્વરૂપજ હોઇ શકે.

(૯) જો ભગવત્કામને અલૌકિક અને ભક્તોના કામને લૌકિક કહેવામાં આવે તો પછી તે વિજાતીય હોવાથી કામની પૂર્તિ સંભવતી નથી. માટે ભગવત્કામથી તેમના કામની પૂર્તિ હોવાથી તે પણ નિષ્કામ બન્યાં છે.

(૧૦) ભગવાન્ જો શુદ્ધ સ્વરૂપ હોય તો ભક્તો પણ તે રસરૂપ અને તોજ લીલાનો આવિર્ભાવ થાય છે. માટે અહિંઆં કામ બની

શકે નહિ. ધારો કે ભક્તોમાં લૌકિક કામ છે. તો પણ જેમ કાષ્ટમાં અગ્નિ પ્રવેશ કરે તો તે કાષ્ટ બળીને ભસ્મ થાય છે, તેમ ભગવાનની નિષ્કામતા લૌકિક કામને બાળીને ભસ્મ કરી દે છે.

(૧૧) ભગવાનનો કામ બળેલા વસ્ત્ર જેવો છે, બળેલું વસ્ત્ર એમ આપણે કહીએ પણ તેથી વસ્ત્રનો અભાવજ સૂચવાય છે તેમ ભગવાનમાં કામ તે નિષ્કામજ છે.

(૧૨) શુકદેવજી જેવા જ્ઞાની આ લીલાનું વર્ણન કરે છે, તેજ એ સૂચવે છે કે જેમ વેદાન્તના શ્રવણથી મોક્ષ થાય છે તેમ આ લીલાના શ્રવણથી મોક્ષ મળે છે અર્થાત્ આ લીલા નિર્દોષ છે; આથી આની નિષ્કામતા સિદ્ધ થાય છે.

ભાગવત દશમસ્કંધના ૩૦ મા ( ૩૩ મા ) અધ્યાયમાં રાસ-લીલાની નિર્દોષતાનું જે વર્ણન કર્યું છે તે અંદરનાં વિશેષ પ્રમાણોથી પણ સિદ્ધ થાય છે.

૧ જે ભગવાન ગોપિકાઓની સાથે રાસોત્સવ કરે છે તે **યોગેશ્વર** છે. ગોપીઓના પણ ઇશ્વર છે. ઇન્દ્રિયનિગ્રહમાં તે મોટા મોટા યોગીઓના માનને પણ ખંડિત કરે એમ છે.

૨ આ રાસક્રીડામાં લૌકિક કામની વાસના નથી. એમ હોય તો દેવતાઓ પણ વિમાનમાં બેશીને નભમાંથી આ ક્રીડાનું પ્રેક્ષણ કરે છે તે કરેજ નહિ.

૩ દેવતાઓએ રાસ પ્રેક્ષણ કર્યું એટલુંજ નહિ પણ તેને અભિનંદવાને માટે દુન્દુભિ વગાડયાં તથા પુષ્પોનો વરસાદ વરસાવ્યો. વળી ગન્ધર્વ લોકોએ પણ તેમની સ્ત્રીઓ સહિત તેમનાં યશોગાન કર્યાં.

૪ રાસમંડળની ક્રીડા તે કેવલ નિર્દોષ ક્રીડા છે. જેમાં બહુ જન એકઠાં થઇને રસ પડે તેવી રીતે નૃત્ય કરે તેનું નામ રાસ છે.

જેમ દુનિઆમાં સંગીતના જલસાઓમાં એકઠા થઇને લોક ગાય છે તેમ પ્રભુની ગોપીઓ સાથેની આ રાસક્રીડા છે.

૫ જેમ બાળક પ્રતિબિંબ સાથે રમે તે પ્રમાણે વ્રજસુન્દરીની સાથે શ્રીકૃષ્ણે રમણ કર્યું. આ પ્રમાણે ભાગવતકાર શ્લો. ૧૭ માં જણાવે છે. આથી પણ રાસલીલાની નિર્દોષતા જણાય છે. એ નિર્દોષતા જણાવવાનેજ બાળકનું દૃષ્ટાન્ત આપ્યું છે. ગોપીઓ એ પ્રભુના પ્રતિબિમ્બરૂપ છે; કારણકે પ્રભુની તે **શક્તિઓ છે.**

૬ કૃષ્ણની ગોપીઓની સાથેની રાસક્રીડા જોઇને આકાશમાં વિચરતા દેવતાઓની સ્ત્રીઓને પણ મોહ થયો. આમ થવાનું કારણ એ છે કે તે જીતેન્દ્રિય નહોતાં, પણ વ્રજસુંદરીઓ જીતેન્દ્રિય હતાં તેથી તેમને બીલકુલ મોહ થયો નહિં.

૭ ભગવાન એક ગોપીને સાથે રમ્યા નથી, પણ અનેક સાથે એકી સાથે રમ્યા છે; તેથી પણ લૌકિક કામુકવત્ આ ક્રીડા નથી એમ સિદ્ધ થાય છે. લૌકિક કામુક એકનાજ તરફ પોતાનો પ્રેમ દેખાડે છે. અને તે અન્યથી છૂપાવવાનો પ્રયત્ન કરે છે, અહિંઆં પ્રભુ સર્વના દેખતાં સર્વના તરફ એક સાથે લાગો પોતાનો પ્રેમ જણાવે છે.

૮ શ્લો. ૨૨માં કહે છે કે આ વખતે ગોપીઓ ભગવાનના પુણ્યકર્મનું ગુણ ગાન કરતાં હતાં. આ શબ્દો પણ રાસક્રીડાની પવિત્રતાનું સૂચન કરે છે.

૯ શુકદેવજીએ ભગવાનને **સત્યકામ** કહ્યા છે: આથી આ કામની નિર્મળતા સૂચવી છે.

૧૦ વળી રમણ કરતી વખતે ભગવાનનું સૌરત વીર્ય પોતામાં જ સ્થાપન કર્યું છે. કામી પુરૂષો વીર્ય ઉપર અંકુશ રાખી શકતા નથી. પણ પ્રભુએ તો અનેક સ્ત્રીઓના યૂથમાં હોવા છતાં પણ તે **વીર્યને પોતામાં અવરુદ્ધ કર્યું માટેજ તે યોગેશ્વર હતા.**

૧૧ મોટા પુરુષો જે કંઇ કરે તે ન્હાનાથી ન કરી શકાય. અગ્નિ સર્વ વસ્તુનું ભક્ષણ કરી શકે. તેમ જે તેજસ્વી પુરુષો છે તે ધર્મનો વ્યતિક્રમ કરે તોપણ તે દોષરૂપ નથી. ભગવાનને સાધારણ જીવની સમાન ગણીને તેમની કૃતિમાં દોષ જોવા નહિ. આ કરવું તે ધર્મ છે અને આ નહિ કરવું તે અધર્મ છે એવા વિચારો જીવની બાબતમાં હોય છે, ભગવાનની બાબતમાં નહિ. ભગવાનને ધર્મ અગર અધર્મ સાથે કંઇપણ લેવાદેવા નથી.

૧૨ મહાપુરુષોનાં વચનો જેમ સત્ય હોય છે તેમ તેમની કૃતિ પણ સત્ય હોય છે—તો પછી પ્રભુની તો હોય એમાં આશ્ચર્ય શું ?

૧૩ જે ભગવાને ક્રીડન કર્યું છે તે એકલી ગોપીઓના નહિ પણ તેમના પતિઓ તથા બીજા દેહીઓના પણ અન્તર્યામી છે.

૧૪ ભક્તો ઉપર અનુગ્રહ કરવાનેજ તે ભગવાને માનુષ દેહ ધારણ કરેલો છે; અને તે લીલાના શ્રવણથી તે તે જીવો ભગવત્પરાયણ થાય માટેજ આ લીલાઓ કરી છે.

૧૫ ભગવાનની ક્રીડાની નિર્દોષતા વિશેષ રીતે પણ જણાય છે કે વ્રજવાસીઓએ પોતાનાં સ્ત્રીજનને પોતાની પાસેજ બેઠેલાં જોયાં હતાં. આથી ભગવાન ઉપર તેમને અસૂયા કે ઇર્ષા થઇ નહિ.



## પ્રકરણ ૮ મું.

## " પ્રેમની સર્વવ્યાપકતા. "



પાછલા પ્રકરણમાંથી સર્વોત્તમ પ્રેમ તેજ પરમતત્ત્વ છે એમ આપણે સમજ્યા. આ પ્રેમને ઉપનિષદોમાં રસના નામથી અગર આનંદ તથા આનંદમય બ્રહ્મના નામથી ઓળખાવવામાં આવેલ છે. આ રસરૂપ બ્રહ્મ અર્થાત્ પ્રેમ સર્વત્ર વ્યાપેલ છે. જડ તથા ચેતન તમામ પદાર્થોમાં તે પ્રેમની સત્તા છે તે રસરૂપ પ્રેમે અનેકરૂપ થવાને ઇચ્છયું. તેની અનેક રૂપ થવાની ઈચ્છા થતાં તેમાંથી આકાશ, તેમાંથી વાયુ, પછી તેજ, તેમાંથી જલ અને જલમાંથી પૃથ્વી ઉત્પન્ન થઇ. આકાશની વ્યાપકતા તે પ્રેમનીજ વ્યાપકતા છે, વાયુનું પ્રાણુત્વ તે પ્રેમનુંજ છે, તેજમાં રહેલો પ્રકાશ ધર્મ તે પ્રેમનો છે, જલમાં રહેલું શૈત્ય તે પ્રેમનુંજ છે, અને પૃથ્વીમાં દેખાતું ગંધત્વ તે પ્રેમનુંજ છે. પૃથ્વી વગેરે પંચ મહાભૂતો જેનાથી બ્રહ્માણ્ડ બને છે તે પ્રેમમાંથી જ ઉદ્‌ભૂત થયાં છે અને તે પ્રેમની શક્તિથી જ તેઓ એક બીજાની સાથે જોડાઇને સૃષ્ટિ સર્જે છે. સૃષ્ટિના તમામ પદાર્થોમાં પ્રેમજ છે. પ્રેમને લીધે જ તે ટકી શકે છે. જો તેમનામાં તે પ્રેમ ન હોય તો તે ટકી શકેજ નહિ.

આ પ્રેમ તે આનંદ, પરમ સર્વોત્કૃષ્ટ સુખ. તેનેજ છાંદોગ્ય ઉપનિષદ્‌ના ૭–૨૪–૧માં **ભૂમા** કહે છે. તે **ભૂમાનું** વર્ણન ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે છેઃ—

**यो वै भूमा तत्सुखं, नाल्पे सुखमस्ति, भूमैव सुखं, भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति ॥**

**ભાવાર્થ**—ભૂમા એટલે સુખ, અલ્પવસ્તુમાં સુખ હોતું નથી (અર્થાત્ અલ્પ સમય રહેનારૂં સુખ તે ભૂમા નહિ. પણ જે નિત્ય સુખ છે તેજ ભૂમા છે) ભૂમાજ સુખ છે (પરબ્રહ્મ એજ નિત્ય હોવાથી તેજ સુખ છે) માટે તે ભૂમાનુંજ જ્ઞાન મેળવવાની ઇચ્છા કરવી જોઇએ.

આ નિત્ય સુખ અથવા આનંદરૂપ ભૂમા તેજ રસ અથવા પ્રેમ છે. તેની વ્યાપકતા આજ ઉપનિષદ્‌માં નીચેના શબ્દમાં વ્યકત કરી છે

**स एवाधस्तात्स उपरिष्टात्स पश्चात्स पुरस्तात्स दक्षिणतः स उत्तरतः स एवेदँ् सर्वम् ॥**

આ પ્રેમ ભૂમાજ નીચે છે, તેજ ઉપર છે. તેજ પશ્ચિમમાં છે. તેમ પૂર્વમાં છે. તેજ દક્ષિણ દિશામાં છે અને તેજ ઉત્તરમાં છે. ટુંકમાં તેજ સઘળે છે.

આ રીતે તે સર્વત્ર વ્યાપક છે એમ જણાવ્યું છે. તે પ્રેમની સર્વવ્યાપકતાને લીધે તેને "આત્મા" કહેલ છે. આ આત્મામાંથી પ્રાણ, આશા, સ્મર, આકાશ, તેજ, જલ, આવિર્ભાવ અને તિરોભાવ, અન્ન, બલ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાક્, નામ, મંત્ર, કર્મ તથા સઘળું ઉદ્‌ભવે છે. એ પ્રેમરૂપે આત્મા જ્યાં જોઇએ ત્યાં નજરે પડે છે. આકાશરૂપ તે છે. સૂર્ય, તારાઓ, નક્ષત્રો, ગ્રહો, ઉપગ્રહો તમામ પ્રેમનીજ વિભૂતિઓ છે. પૃથ્વી ઉપર વૃક્ષ, લતાઓ, પર્વત, નદીઓ, સમુદ્રો, પક્ષીઓ, પશુઓ, મનુષ્યો, તથા દેવતાઓ તમામ પ્રેમનાંજ અંશો છે. પ્રેમમાંથી તે ઉત્પન્ન થયાં છે, પ્રેમથી તેમનું અસ્તિત્વ છે અને અન્તે પ્રેમમાંજ ભળી જાય છે. પુષ્પમાં રહેલું સૌન્દર્ય અને સૌરભ તે પ્રેમનુંજ સૌન્દર્ય અને સૌરભ છે, ચંદ્રનું આહ્લાદકત્વ તે પ્રેમનુંજ આહ્લાદકત્વ, છે, પક્ષીની મનોહરતા અને તેના કંઠનું માધુર્ય તે પ્રેમનીજ મનોહરતા અને માધુર્ય છે. સમુદ્ર કે પર્વતોની ગંભીરતા તે પ્રેમની ગંભીરતા છે. સૂર્યમાં રહેલી ઉષ્મા તે પ્રેમની ઉષ્મા છે, અગ્નિનું દાહકત્વ તે પ્રેમનું છે. વનસ્થળીઓની ચારુતા તે પ્રેમની ચારુતા

છે. સરોવર કે નદીના પટપર પથરાયલી સ્વચ્છતા તે પ્રેમની સ્વચ્છતા છે. આકાશની નિર્મળતા તે તેનીજ છે. તારાઓમાં ઝળકતી દ્યુતિ તે પ્રેમની દ્યુતિ છે. પક્ષીઓમાં દષ્ટિગોચર થતી કોમલતા તથા આર્દ્રતા તે પ્રેમનીજ કોમલતા અને આર્દ્રતા છે. મનુષ્યોમાં જણાતી રસિકતા પ્રીતિ, રતિ, તથા સૌન્દર્ય માટેનાં આકર્ષણ, આ બધાં પ્રેમનાંજ છે. વસ્તુમાત્રની સત્તા તે પ્રેમથીજ છે. પ્રેમ એટલે રસ. એ પ્રેમનેજ કૃષ્ણ કહેલ છે. કૃષ શબ્દનો અર્થ સત્તા છે અને 'ણ' શબ્દનો અર્થ આનંદ અર્થાત્ સદાનંદ. જેની સત્તા આનંદ સહિત છે એવી પરમભાવના તેનું નામ પ્રેમ છે. આ પ્રેમનો કદી પણ લય નથી. જ્ઞાનાદિનો અન્ત હોઈ શકે પણ પ્રેમનો નથી. જ્ઞાનાદિ સર્વત્ર વ્યાપક હોતાં નથી, પણ પ્રેમ તો સર્વત્ર છે. જડપદાર્થોમાં જ્ઞાન નથી હોતું તોપણ તેમાં પ્રેમ છેજ. હાલના વૈજ્ઞાનિકોએ પણ આ વાત સ્વીકારી છે. તેઓ એમ માને છે કે દુનિઆમાં તમામ વસ્તુઓ એક બીજાને ખેંચે છે. ઝાડ માણસને ખેંચે છે અને માણસ ઝાડને ખેંચે છે, ખડીઓ કલમને ખેંચે છે અને કલમ ખડીઆને ખેંચે છે. ટેબલ ખુરશીને ખેંચે છે અને ખુરશી ટેબલને ખેંચે છે. આ બાબત **ન્યૂટનના** જાણવામાં આવી ત્યાર પહેલાં આં દેશમાં જાણીતી હતી. પણ માત્ર તેને આ દેશના લોકોએ જૂદા સ્વરૂપમાં કહી. દાખલા તરીકે પૃથ્વી શેના આધારે અદ્ધર રહી છે? આના ઉત્તરમાં અત્યારના વિજ્ઞાન-શાસ્ત્રીઓ એમ કહે છે કે વસ્તુમાત્રનો સ્વભાવ એકબીજાને ખેંચવાનો છે. આ આકર્ષણ શક્તિને લીધે પૃથ્વી પોતાના માર્ગમાં રહે છે, આ આકર્ષણ શક્તિનું નામ Law of Gravitation છે. આ દેશના લોકોએ તેની તેજ હકિકત કહી, પણ તેમની સમજાવવાની પદ્ધતિમાં ફેર હતો. તેમણે એમ કહ્યું કે સહસ્ર ફેણોવાળા એક શેષ નાગની ફેણ ઉપર આ પૃથ્વી ટકેલી છે. આ શેષનો અર્થ અંશ a particle એવો થાય છે. અર્થાત્ પરમાત્માની અનન્ત શક્તિઓમાંથી એક અલ્પ અંશરૂપ શક્તિને

આધારે આ પૃથ્વી રહી છે. પરમાત્માને ઉપનિષદોએ રસ તરીકે–પ્રેમ તરીકે ઓળખાવેલ છે. આ પ્રેમની શક્તિઓ અનન્ત છે. તેમાંથી એક અંશ જેટલી શક્તિ જે પૃથ્વીને તથા સૃષ્ટ તમામ પદાર્થોને નિયમનમાં રાખે છે તેનું નામ આકર્ષણ શક્તિ છે. આ આકર્ષણ શક્તિને પશ્ચિમના વિદ્વાનો Gravitation ના નામથી ઓળખે છે. આ દેશમાં તે ઘણા કાળથી જાણીતી હતી. યૂરોપમાં તો માત્ર ન્યૂટનના જાણવામાં આ બાબત આવી ત્યારપછીથીજ તેની સત્તા વિજ્ઞાન શાસ્ત્રીઓએ સ્વીકારી. એક દિવસે ન્યૂટન બાગમાં બેઠો હતો તે સમયે ઝાડ ઉપરથી એક ફળ નીચે પડ્યું. તેને શંકા થઇ કે ઝાડ ઉપરથી આ જે ફળ પડ્યું તે નીચે કેમ પડ્યું ? તે શા માટે ઉપર ના ગયું ? આ બાબતમાં વિચાર મગ્ન થતાં તેની બુદ્ધિને "આકર્ષણ શક્તિ"નો નિયમ હાથ લાગ્યો. આ આકર્ષણ શક્તિ તે પ્રેમનીજ શક્તિ છે. તે શક્તિથી પદાર્થો એક બીજાની સાથે ખેંચાય છે. તે શક્તિના આકર્ષણને લીધેજ વૈશેષિકોની માન્યતા પ્રમાણે સૃષ્ટિના આરંભ પૂર્વે છૂટા વેરાયલા અનંત પરમાણુઓ એક બીજા સાથે એકઠા થવા લાગ્યા. બે પરમાણુઓ આ આકર્ષણથી એકઠાં થઇને દ્વયણુક બન્યાં. ત્રણ દ્વયણુક ભેગાં થઇને ત્ર્યણુકો બન્યાં, ચાર ત્ર્યણુકો ભેગાં જોડાઇને ચતુરણુકો થયાં. આ પ્રમાણે પરમાણુઓ ભેગાં ભળી જઇને એક રૂપ થઇને આ જગત્ સર્જાયું. આ સૃજનમાં આકર્ષણ શક્તિ–પ્રેમનું આકર્ષણ જ મુખ્ય છે. જો આકર્ષણ શક્તિ નહોય તો પરમાણુઓ ભેગા થાય નહિ અને સૃષ્ટિ સરજાય નહિ. આ પ્રેમની આકર્ષણ શક્તિ જૂદા જૂદા પરમાણુઓને સંયોજે છે ત્યારે નાનાવિધ પદાર્થોવાળી સૃષ્ટિ રચાય છે. જ્યારે તે પરમાણુઓનું સંયોજન શિથીલ કરી નાખીને તેમને જૂદા પાડી નાંખે છે તથા સૃજન અટકી જાય છે. પ્રેમની સંયોજક અને વિસર્જક શક્તિથી બ્રહ્માણ્ડો રચાય છે અને લય પામે છે. આ બે શક્તિઓ તે બ્રહ્મની **આવિર્ભાવ** અને **તિરોભાવ** શક્તિઓ છે.

આ પ્રેમનું આકર્ષણ તમામ પદાર્થોમાં છે. નિર્જીવ જડ પદાર્થો વૃક્ષો, પશુ પક્ષીઓ, અને મનુષ્યો તમામમાં છે. જડ પદાર્થો આકર્ષણના નિયમને વશ છે. એ ન્યૂટને ઘણા દાખલાથી સિદ્ધ કરી આપ્યું છે. આ આકર્ષણ એટલે પ્રેમની સંયોજક શક્તિ. તે પ્રેમમાં છેજ.

વૃક્ષો ઉપર પણ પ્રેમની અસર હોય છે. અત્યાર સુધી વિજ્ઞાન-શાસ્ત્રીઓ આ વાત માનતા નહોતા. વૃક્ષોમાં કોઈ પણ લાગણીજ નથી, તથા તેમનામાં જીવ જેવું કાંઇ પણ નથી, એમ મનાતું. પણ સુપ્રસિદ્ધ પ્રો. જગદીશચંદ્ર બોઝે જગતને સિદ્ધ કરી આપ્યું છે કે વૃક્ષોમાં મનુષ્યની માફક જીવ હોય છે. તેમનામાં પણ સારૂં ખોટું સમજવાની બુદ્ધિ છે, તથા તેઓ પણ ભાવ–લાગણીઓના અનુભવ કરે છે. તેમને અમુકના તરફ સ્નેહ થાય છે અને અમુકના તરફ ધિક્કાર છૂટે છે. જો કોઇ માણસ વૃક્ષના મૂળમાં જલસિંચન કરવા જાય તો તેથી વૃક્ષને તે માણસના તરફ સ્નેહ થાય છે તથા પ્રસન્નતા થાય છે. પણ જો કોઈ કઠીઆરો તેને કાપવાને આવે તો તેના ઉપર તેને વધુ ધિક્કાર છૂટે છે તથા આક્રન્દ કરવા મંડી જાય છે. પ્રો. જગદીશચંદ્ર બોઝની આ શોધને નવીન જણાવી છે તથા તેમની ઘણીજ તારીફ કરવામાં આવે છે. જેમ મનુષ્ય વિષથી મરી જાય છે તેમ વૃક્ષો પણ વિષથી મરી જાય છે. એમ પ્રો. બોઝ જણાવે છે. મનુષ્યની માફક તેને પણ લાગણીઓ છે. જે મનુષ્યમાં પ્રેમ લાગણી પ્રબળ હોય છે, તે પ્રેમ મળતાં આનંદિત થાય છે, અને તે પ્રેમના અભાવમાં શુષ્ક થઈ જાય છે, અને ધીમે ધીમે કરમાઇ જાય છે. પ્રો. બોઝ "Response in the Living and non-living" નામના પુસ્તકમાં ચેતન અને જડની એકાત્મતા દર્શાવે છે અને આ એકાત્મતા તે પ્રેમને લીધે છે એવા સત્ય ઉપર તે આવે છે. તે કહે છે કે "જડ તથા ચેતન પદાર્થોમાં તાત્ત્વિક કોઈ પણ ભેદ નથી. એક લોખંડનો શળીઓ માણસના શરીરની પેઠે ક્ષોભ

પામે છે ને વૃત્તિગ્રાહી છે. જેમ આપણા શરીરના કોઈપણ ભાગ ઉપર આપણે ટાંકણી ખોશીએ તો મગજની તમામ શિરાતંતુઓ દર્દથી આંદોલિત થશે, ને મગજ તરફ વૈદ્યુતિક પ્રવાહ મોકલે છે. આ વૈદ્યુતિક પ્રવાહનું અસ્તિત્વ ગેલ્વાનો મિટર યંત્રથી જણાય છે. આ યંત્રની મદદથી પ્રો. બોઝે સિદ્ધ કરી આપ્યું છે કે જડપદાર્થોમાં પણ લાગણીઓનો અનુભવ થાય છે. તેમની શોધ પ્રમાણે પ્રકૃતિના તમામ પદાર્થોમાં એક ઉત્તેજક શક્તિ છે જેને આપણે પ્રેમના નામથી ઓળખીએ છીએ. આ લાગણીને તેઓ તમામ વશ થાય છે."

આ વિષય પરત્વે બાબા પ્રેમાનંદભારતી "Shri Krishna; The Lord of Love" નામના પુસ્તકમાં "વૈજ્ઞાનિક પુરાવો" અને "વિજ્ઞાન શાસ્ત્રોનું સમર્થન કરે છે" એ નામનાં બે પ્રકરણો લખે છે. તે પ્રકરણોનો ઉપસંહાર નીચેના શબ્દોમાં કરે છે:—

*"વૃત્તિક્ષોભ ઇન્દ્રિયો દ્વારાજ પ્રદર્શિત થઈ શકે છે. ધાતુના કકડામાં, કે વનસ્પતિમાં ઇન્દ્રિયોનું અસ્તિત્વ ન હોય તો વૃત્તિક્ષોભ થઈજ ન શકે. એમ હોત તો ગેલ્વાનો મિટરના પ્રયોગો નિષ્ફળ નીવડત. વૃત્તિક્ષોભ ન હોત તો સોયની ધ્રુજારી પણ ન હોત. પ્રો. બોઝના પ્રયોગો આખા વિશ્વની એક્તા નિશ્ચિતપણે સાબીત કરે છે. એટલુંજ નહિ, વિશ્વની રચનાને તેના બંધારણની સાથે તે એવું પણ બતાવે છે કે વિશ્વનાં સઘળાં પ્રવર્તક તત્ત્વો દરેક સ્થળે વર્તમાન છે; કેટલાંક સ્વરૂપોમાં વ્યક્ત દશામાં, તો કેટલાંકમાં અવ્યક્ત દશામાં. ગેલ્વાનો મિટરના પ્રયોગ એ પણ સિદ્ધ કરે છે કે જે વિશ્વની બાબતમાં સત્ય છે; તે પૃથ્વીના એક પરમાણુની બાબતમાં પણ સત્ય છે. એક ચેતન પ્રાણીની પેઠે આખું વિશ્વ એ એક આખી ચેતનમય હયાતી છે. તેનું દરેક પરમાણુ એ એક પિંડ બ્રહ્માંડ . કારણ કે સૃષ્ટિના પદા-

* જુઓ રા. . મોહનલાલ વિ. ગાંધી અનુવાદિત "પ્રેમસ્વરૂપ કૃષ્ણ" કિં રૂ. ૨-૦ ૦.

થીને ગુણો......તેમના વડે સચેત છે " આ એક્તા ઉત્તેજક શક્તિ-ચેતન શક્તિ તથા પ્રેમને લીધે છે.

પશુ પક્ષીઓમાં પણ પ્રેમ વ્યાપેલો છે. સિંહ, વાઘ, વરુ જેવાં હિંસ્ર સત્ત્વો પણ પ્રેમને આધીન છે. જો કે હિંસ્ર પશુઓ બીજાંઓનો સંહાર કરે છે છતાં તેઓ પોતાનાં બચ્ચાંઓ વગેરે તરફ પ્રેમથી બંધાય છે. જ્યારે તેમને પ્રેમની લાગણી થાય છે ત્યારે તેઓ આનંદિત બને છે, જ્યારે તે લાગણીનો આઘાત કરનારો બનાવ બને છે ત્યારે તેમને ઘણું દુઃખ થાય છે. પશુ પક્ષીઓ તથા હલકાં પ્રાણી-ઓમાં પણ પ્રેમની કેટલી પ્રબળતા છે તે જણાવનારો એક લેખ " હિન્દુસ્તાન " પત્રના તા. ૨૭-૯-૨૭ ના અંકમાં અસલ અંગ્રેજીમાં લખાયલા લેખના ગુજરાતી અનુવાદરૂપે " પશુ-પંખીની પ્રણયલીલા" એ મથાળા નીચે **મી. જસવંતરાય મહેતા** નામના લેખકે લખ્યો છે, તે લેખ મનનીય હોવાથી અહિંઆં તે નીચે પ્રમાણે ઉતારીએ છીએ. તેમાં એ લેખક એમ કહે છે કે જેમ મનુષ્યો પોતાની પત્નીને પ્રસન્ન કરવાને ઇચ્છે છે તેમ પશુ પંખીઓ પણ ઇચ્છે છે. તેમજ મનુષ્યની માફક પશુપંખીઓ પણ સંવનન શાસ્ત્ર જાણે છે એટલુંજ નહિ પણ તેઓ મનુષ્ય કરતાં વધારે વફાદાર છે. મનુષ્યોમાં તો પ્રેમનું પ્રાબલ્ય છે.

×તે લેખ નીચે પ્રમાણે છે:—

" યુવક અને યુવતીનો મેલાપ અન્યોન્યના અંતરમાં પ્રેમની, સ્નેહની ઉર્મિઓ ઉત્પન્ન સ્વાભાવિક રીતેજ કરે છે અને તેથી પ્રેરાઇને યુવક તે યુવતીનો પ્રેમ સંપાદન કરવા તેને મનાવવા, રીઝવવા, જે રીતે વર્તે છે તેને આપણે સંવનન ( Courtship ) કહીએ છીએ. શું મનુષ્યોજ આવું વર્તન કરી શકે ? ઇશ્વરની બીજી ચેતન કૃતિઓ

---

× આ લેખનાં અવતરણો માટે અમે રા. જસવંતરાય મહેતાના ખાસ ઉપકૃત છીએ.

પશુપક્ષી તેમજ જંતુઓમાં પણ શું નર અને માદા વચ્ચે એવા ભાવો ઉદ્‌ભવતા નહી હોય? શું તેઓ પોતાની પ્રિયતમાને ખુશી કરવા ગેલ કરતા નહી હોય? આ વિષય ઉપર જંતુશાસ્ત્રીઓ સારૂં અજવાળું પાડી શકે છે.

"ઓક્ષફર્ડ યુનીવરસીટીના પ્રોફેસર જુલીઅન સોરેલ હક્ષલીએ પોતાના અનુભવ ઉપરથી જાહેર કર્યું છે કે નીચલી કોટિના પ્રાણીઓ તેમજ પશુઓ પણ પ્રેમ સારી રીતે કરી જાણે છે. તેઓ તો પોતાની મનમોહિનીની ભેટ તરીકે સુમધુર પુષ્પોની તેમજ બીજી ભેટો આપે છે. તો કેટલાક પોતાની પ્રિયતમા સમક્ષ મધુરાં ગીતો લલકારે છે. જંતુઓ પોતાનો પ્રેમનો ઉભરો પ્રદર્શિત કરવા માટે નાચવા મંડી જાય છે.

"કરોળીઆમાં બે જાત હોય છે, અને તે બેઉ જાતના કરોળીઆઓ જુદી જુદી રીતે પ્રેમ કરે છે. એક જાતનો નર કરોળીઓ માદાની સમક્ષ જાત જાતના નાચ કરવા લાગે છે, અને માદા જ્યારે તે નાચોથી પ્રસન્ન થાય છે ત્યારે નરની પાસે દોડી જઇ વળગી પડે છે, અને પછી બેઉ ગાંડાતુર બની નાચતાં નાચતાં ગોળ કુંડાળાં ફરે છે. બીજી જાતના કરોળીઆ આંખે આંધળા હોઇ, બીજી રીતે સંવનન કરે છે તે પોતાની જાળ ઉપર ટકોરા મારી મધુરો અવાજ કરે છે. આ જાતના કરોળીઆઓ પોતાની પ્રિયાને ભેટ તરીકે એક માખી પકડી તેને રેશમમાં વીંટાળીને આપે છે.

"સ્ત્રી પુરૂષોના સંવનની માફક પ્રાણીઓમાં પણ ભેટ આપવાની પ્રથા છે. જંગલી માખીઓ પણ આવી રીતે ભેટો આપતી માલમ પડી છે. આ જાતની માખીઓમાં નર, ભેટ આપવા માટે ફુલોનો તોરો બનાવે છે. કેટલીક માખીઓ, ફુલને બદલે ખોરાકની કણીઓ ભેગી કરી તેને ફુલની કલગી જેવી બનાવી માદાને ભેટ આપે છે.

"બીજાં સર્વ પ્રાણીઓ કરતાં રંગ બેરંગી ભવ્યતાનું પ્રદર્શન કરવામાં પતંગીઆઓ ચઢી જાય છે. તેઓ આટલા બધા રંગો દેખાડી

શકવા છતાં, પ્રેમચર્યામાં તો સુગંધીનોજ ઉપયોગ કરે છે. પતંગીઆઓમાંના નરની પાંખ ઉપર જે સફેદ રજકણો નજરે પડે છે તેમાંથી લીંબુની કે એવી બીજી કોઇ જાતની સુવાસ નીકળતી હોય છે. કેટલાક પતંગીઆઓ તો ગુલાબનો સોરમ ફેલાવતા હોય છે. એટલે આવા પ્રાણીઓ સુગંધી પરિમલથી પ્રિયતમાનો પ્રેમ સંપાદન કરે છે.

"સંગીત, મધુર ધ્વનિનો પણ ઉપયોગ કટલાંક પ્રાણીઓ સંવનનમાં કરે છે. મનુષ્યો જેવાં મજબુત ફેફસાંઓ નીચલી કોટિનાં પ્રાણીઓમાં ન હોવાથી મ્હોટો અવાજ તો તેઓ ન કાઢી શકે, પરંતુ ખડમાંકડાં, કંસારીઓ, અને બીજાં જીવડાંઓ પોતાની પાંખને પોતાના પગની સાથે જોરથી અને ઝડપથી ફફડાવી અવાજ પેદા કરે છે અને તેનો રણકાર દૂર સુધી સંભળાય છે. વર્ષા ૠતુના પ્રારંભમાં ડેડુંના અવાજ પણ દેડકો દેડકીનો પ્રેમ મેળવવા કરતો હોય તેવો નીકળે છે. આવો અવાજ ચાલુ કરી દેડકો દેડકીને આવ્હાન કરે છે. ન્યુયોર્ક શહેરના પ્રાણી સંગ્રહસ્થાનના ડા૦ બ્રેડરે દેડકાઓનો એક રમુજી કીસ્સો જોયો હતો. એક દેડકો તળાવને કિનારે ડેંડું કર્યા કરતો હતો. તે સાંભળીને દેડકીબાઈ તલ્લીન થઇ ઉભાં. દેડકાએ સંગીત બંધ કર્યું એટલે દેડકીબાઇ ત્યાંથી નાઠાં અને બીજા દેડકાકુંવર બરાડતા હતા ત્યાં પહોંચ્યા. પહેલા દેડકાભાઇને આ દૃશ્ય જોઈ અદેખાઇ આવી અને તેથી દેડકીબાઇને પાછા પોતાના તરફ આકર્ષવા માટે મ્હોટે અવાજે બરાડવા લાગ્યા અને ધાર્યા પ્રમાણે દેડકી તેની તરફ આવી!

"મગરો કેવી રીતે પ્રેમ કરે છે એ જાણવા જેવું છે. બીજાં પ્રાણીઓ કરતાં મગર પ્રેમ કરવામાં ઘણી આંતરિક ભાવનાઓ પ્રકટ કરે છે. પોતાની મનોમૂર્તિ સમક્ષ નર–મગર, પોતાના શરીરને ફુલાવે છે અને માથું તથા પુછડીને હવામાં ઉચાં કરી, છીછરાં પાણીમાં ગોળ ચક્કરડી ફરવા માંડે છે, અને પાણીમાં પરપોટા તથા ફીણના

ગોટેગોટા ઉત્પન્ન કરે છે તેમજ મ્હોટેથી અવાજ કરે છે. કેટલીક વખત તો મગર મધુર સુવાસ પણ બહાર કાઢે છે.

"મલાયાની ધરોળી (lizard) તો માદાની સામે, પાતરાં ઉપર બેશી ગળચી આગળના ભાગમાં જે કોથળી લબડતી હોય તેમાં જાત જાતના રંગો લાવી, શાંત–સંગીત ગાવાનું શરૂ કરે છે અને માથું નખરાંથી હલાવી તથા મોઢું ઉઘાડી તેમજ બંધ કરી હાવભાવ કરે છે.

"માછલીઓ તો એક્કી સાથે ઘણાં ઇંડા સેવતી હોવાથી તેઓમાં સંવનન જેવું હોતું નથી."

"સંવનનના રસિક હાવભાવો અને ચર્ચા તો પક્ષીઓમાં નજરે પડે છે. ઉષ્ણ પ્રદેશોમાં "બોવર–બરડ" નામનું એક પક્ષી થાય છે. જે વસંત ઋતુ બેસતાં રાજમહેલ જેવો એક સુંદર માળો, બાંધે છે. જાતજાતના સુંવાળા પાંદડાથી માળાને બીછાવે છે. અંદર સુંદર શણગાર તરીકે પીછાં, રંગીન પાતરાં, ફુલો વગેરે ગોઠવી દે છે, અને જો પવનના ઝપાટાથી તે બધું વીખરાઇ જાય તો નવેસરથી રચે છે. માળો જ્યારે તૈયાર થઇ જાય છે ત્યાર પછી એ પક્ષી માળાની બહાર ઉભો રહી માદાને આકર્ષવા માટે નાચ અને સંગીતનો જલસો શરૂ કરે છે. સાધારણ રીતે પક્ષીઓ ગર્ભાધાન થયા પછી માળા બાંધે છે, પરંતુ આ પક્ષી આવો લતાકુંજ (કે જેને ઉપર માળો કહેવામાં આવ્યો છે, તે) સંવનન માટે પહેલેથીજ બાંધે છે. જ્યારે માદા, નરની પાસે આવી જાય છે ત્યારે બેઉ એક બીજાની પાછળ દોડાદોડી કરી મુકી, પ્રેમલીલા કરે છે.

"સારસ પક્ષીની પ્રેમલીલામાં અનેરી ભવ્યતા છે. પોતાની પ્રિયતમાની આસપાસ નર નાચે છે, અને દમામથી જમીનને અડકીને વંદન કરતો હોય તેવી રીતે શીર નમાવે છે. આ જોઇ માદા પણ નમન કરે છે, અને કુદે છે, કેટલાંક પક્ષીઓ તો ભેગાં થઇને રંગબેરંગી નાચ કરે છે અને પોતાનાં ચમકતાં પીછાંઓ માદાને દેખાડી પ્રસન્ન કરવા મથે છે.

" પક્ષીઓ સંભોગની બાબતમાં ઘણો સંયમ પાળનારાં હોય છે, સાધારણ રીતે એક ઋતુમાં એક માદા એકજ નર સાથે સંબંધ રાખે છે. એક પતિવ્રત તેમજ એક પત્નીવ્રત એ પ્રાણીઓનો જાતિ સ્વભાવ છે. કેટલીક જાતના પક્ષીઓમાં તો માદા, નરને પહેલો પસંદ કરી પોતાનો કરી લેવા માટે બીજી માદાઓ જોડે લડી પડે છે.

"કેટલાક પક્ષીઓમાં તો વસંત ઋતુ આવતાં માદા દૂર પ્રદેશોમાં જઇ બેશે છે, અને એક માદા હોય તેની પાસેના થોડા વિસ્તારમાં બીજી માદા જઈ વાસો કરી શકે નહિ. પછી તે પક્ષીઓ ઉડતાં ઉડતાં તે પ્રદેશોમાં જાય છે, અને આખી ઋતુ માટે એકજ માદા એકજ નરની સાથે રહે છે. પક્ષીઓમાં પ્રેમની ભાષા તરીકે, વાહન તરીકે સંગીતને અગત્યનું સ્થાન મળેલું છે. પક્ષીઓ એક વખત સંબંધમાં જોડાયા પછી અત્યંત વફાદાર રહે છે. અને તેઓનું જોડું ઘણું સુખી જીવન ગાળે છે. પક્ષીઓ પણ પ્રજોત્પત્તિની ભાવના અને આકાંક્ષા રાખે છે. પ્રાણીઓની એ ચર્ચા ઘણી રસિક છે અને તેમાંથી ઘણું જાણવાનું મળે છે.

"ઉઘાડી આંખવાળાઓને પોતાની આસપાસ આવું આવું ઘણું ઘણું જાણવા મળી શકે તેમ છે.

પ્રેમની સર્વવ્યાપકતા બાયર્ન નામનો કવિ "Love" નામના કાવ્યમાં જણાવે છે.

Yes, Love indeed is light from heaven,
A spark of that immortal fire;
With angels shared, by Allah given,
To lift from earth our low desire.
Devotion wafts the mind above,
But heaven itself descends in love;
A feeling from the Godhead caught,
To wean from self each sordid thought;

A Ray of Him who formed the whole.
A glory circling round the soul.

**ભાવાર્થ**—"હા. પ્રેમ ખરેખર સ્વર્ગનો પ્રકાશ છે. તે સનાતન અગ્નિના વિસ્ફુલિંગને, દેવદૂતોની સાથે આપણી તુચ્છ ઇચ્છાઓ પૃથ્વી ઉપર ઉન્નત કરવાને પરમાત્માએ તે આપણને આપ્યો છે. ભક્તિ મનને ઉન્નત કરે છે. પણ પ્રેમમાં તો સ્વર્ગ જાતેજ નીચું ઉતરે છે. પ્રેમની લાગણી દૈવી છે કારણકે તે પરમાત્મા પાસેથી શુદ્ર વિચારોને આત્મામાંથી દૂર કરવાને મળેલી છે. જે પરમાત્માએ સઘળું રચ્યું છે તેનું એક કિરણ તે (માનુષિક) પ્રેમ છે. તે આત્માની આજુબાજુએ વતુલાકાર થતું તેજનું કુંડાળુ છે."

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે નિર્જીવ જડ પદાર્થો, વૃક્ષો, પશુપક્ષીઓ અને મનુષ્યો તમામમાં પ્રેમની સત્તા છે અને પ્રેમથી જ તે જીવી શકે છે. પ્રેમજ સર્વત્ર વ્યાપેલો છે. ભગવાન પ્રેમરૂપ હોવાથી તે પ્રેમ પણ વ્યાપકજ છે. આથી આ દેશના તથા પરદેશના ભક્તો, તથા કવિઓએ જ્યાં જ્યાં પ્રેમનાં દર્શન કર્યા છે તે પરમાત્માનાંજ દર્શન કર્યા છે, આંગ્લ ભાષાના કવિઓએ અનેક કાવ્યોમાં પ્રેમને પરમાત્મા તરીકે ઓળખાવ્યો છે.

સર વોલ્ટર સ્કોટ નામનો કવિ તે પ્રેમની વ્યાપકતા નીચેની કવિતામાં જણાવે છે.

In peace, Love tunes the shepherd's reed;
In war, he mounts the warrior's steed;
In halls, in gay attire is seen;
In hamlets, dances on the green.
Love rules the Court, the Camp, the Grove,
And men below, and saints above;
For love is heaven, and heaven is love.

આ કવિઓએ ફક્ત માનુષિક પ્રેમનેજ વ્યાપક માન્યો છે. વસ્તુતઃ પ્રેમમાં માનુષિક પ્રેમ જેવા ભેદો નથા. જેમ ઘટપટાદિ સતરૂપ બ્રહ્મનાં વિવિધરૂપો છે તેમ રસાત્મક બ્રહ્મનાં માનુષિક પ્રેમ વગેરે અનેક રૂપો છે. જેને માનુષિક પ્રેમ કહેવામાં આવે છે તે નિર્ગુણ રસાત્મક પરબ્રહ્મની એક માત્રા સમાન છે–તેનો કરોડમો ભાગ છે.

ઉપનિષદો જે પ્રેમને સર્વવ્યાપક કહે છે તે પ્રેમને કોઈ જોઈ શકતું નથી, તેને કોઇ શ્રવણ કરી શકતું નથી. નથી કોઇ તેના જ્ઞાનને પ્રાપ્ત કરી શકતું. તે પ્રેમ ત્રણે કાલમાં છે. તેમાં કોઇ વિકારો નથી. તેમ જલમાં ઉત્પન્ન થઇને ક્ષણવારમાં નષ્ટ થતા બુદ્દબુદોનો સ્વભાવ નથી. તે અચળ અને નિત્ય છે. તે પ્રેમ નથી પ્રવચનથી ઓળખાતો, નથી તે બુદ્ધિથી ગ્રહણ કરાતો, તેમ જ્ઞાન પણ તેને પીછાણી શકતું નથી, તેમ તપ ત્યાં પહોંચી શકતું નથી; તે પ્રેમ પોતેજ પોતાની મેળે પ્રકટ થાય છે. જે એમ માને છે કે હું નથી જાણતો તેજ તેને જાણી શકે છે. તે પ્રેમની પાસે વાણી પહોંચી શકતી નથી. ઉપનિષદની શ્રુતિઓ તેને "નેતિ નેતિ" કહે છે. તે પ્રેમને જાણે છે તે નિર્ભય બને છે.

તે સર્વરૂપ અને સ્વધર્મયુક્ત છે. આ પ્રેમ તેજ બ્રહ્મ છે, તેનેજ પુરાણોમાં "પરમાત્મા, ભગવાન્ ઇશ્વર" વગેરે નામથી ઓળખે છે. નામસૃષ્ટિ અને રૂપસૃષ્ટિ તેમાંથીજ થઇ છે. ભાગવતકારે તે પ્રેમ-સ્વરૂપનેજ "શ્રીકૃષ્ણ" કહેલ છે.



## પ્રકરણ ૯ મું.

## શ્રીકૃષ્ણ અને વેદ.



કેટલાક ટીકાકારો ભાગવત તથા અન્ય પુરાણો વાંચીને એમ જણાવે છે કે "પરમાત્માને બદલે શ્રીકૃષ્ણ શબ્દનો પ્રયોગ વેદમાં જોવામાં આવતો નથી. વેદકાલીન સાહિત્ય અને ત્યારપછીના સાહિત્યમાં "કૃષ્ણ" શબ્દ પરિચીત નહતો. તેથી પુરાણકારોએ ભાગવતાદિ ગ્રંથમાં કૃષ્ણની જે જે લીલાઓનું વર્ણન કર્યું છે તે કલ્પિત છે. તેને વેદનો આધાર નથી. આવો અભિપ્રાય જેઓ ધરાવે છે તેમના વિષે એટલુંજ કહેવાની જરૂર છે કે તેમણે વેદની શ્રુતિઓ બરાબર રીતે વાંચી નથી. પાશ્ચિમાત્ય વિદ્વાનો અગર આર્યસમાજીસ્ટ પણ્ડિતોએ વેદના જે અર્થો કર્યા છે તે પ્રમાણે શ્રુતિઓ વાંચવાથી અલબત આપણને વેદમાં "કૃષ્ણ" તત્ત્વ જણાતું નથી. પણ જો આપણે બરાબર રીતે ઉંડા ઉતરીને વાંચીશું તો જણાશે કે વેદમાં શ્રીકૃષ્ણનેજ પરમાત્મા તરીકે જણાવ્યા છે એટલુંજ નહિ પણ સ્થળે સ્થળે શ્રીકૃષ્ણની લીલાઓના પણ ઉલ્લેખો છે. તે ઉલ્લેખો કેવી રીતે છે તે આપણે નીચે પ્રમાણે જોઇએ.

એક સ્થળે ઋગ્વેદમાં વિષ્ણુ ભગવાન્ સંબંધી મંત્ર જોવામાં આવે છે.

**तमु स्तोतारः पूर्व्यं यथाविद ऋतस्य गर्भं जनुषा पिपर्तन आस्य जानन्तो नामचित् विवक्तन महस्ते विष्णो सुमतिं भजामहे ।**

અહિંઆં ભક્તિ શબ્દનો भज् ધાતુ વપરાયો છે. હે સ્તોતાઓ તે આદિકારણરૂપ વિષ્ણુ જે જે સુનૃત વાણીરૂપ વેદની અંદર રહેલા

છે તેમને, યથાર્થ જ્ઞાન ધરાવનારા હોવા છતાં એ પરમાત્માને સંતોષ પમાડો. વળી એના એટલે વિષ્ણુના ચિદાત્મક નામને જાણતા અમે વારંવાર (નામને) કહી–હે વિષ્ણુ તમારા તેજરૂપ તથા પૂર્ણગુણથી યુક્ત એવા સ્વરૂપને ભજીએ છીએ–અથવા સુમતિ=સુંદર મતિવાળા આપના ભક્તને ભજીએ છીએ. અહિંઆં કૃષ્ણને બદલે વિષ્ણુ છે, પણ તે વિષ્ણુનું વર્ણન તે કૃષ્ણનુંજ છે. વેદમાંથી કૃષ્ણભક્તિનાં માત્ર ઉદાહરણો મળી આવે છે એટલુંજ નહિ પણ ભક્તિમાર્ગનાં શ્રીમદ્ ગોકુલાદિ સ્થળો તેમ કૃષ્ણે કરેલી લીલાઓ પણ વેદના મન્ત્રોમાંથી જણાઇ આવે છે. આ વાતનું સ્પષ્ટીકરણ શ્રીવિઠ્ઠલાચાર્યજીએ અણુભાષ્યમાં વ્યાસસૂત્રના ચોથા અધ્યાયના બીજા પાદના પંદરમા સૂત્રમાં કર્યું છે: તે સ્થળે તેમણે નીચેના વેદમન્ત્રનું અવતરણ કર્યું છે:—

ता वां वास्तुन्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः
अत्राह तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि ।

ऋ. सं. २–२–२४.

આ ઉપર શ્રીવિઠ્ઠલેશજી નીચે પ્રમાણે ભાષ્ય યોજે છે–

ननु हृदि बहिश्च रसात्मकमभवत्प्राकट्यं तददर्शनजनितो विरहभावस्तज्जनितस्तापस्तेन मरणोपस्थितिस्तन्निवर्तनं तदौत्कट्यं तदा प्राकट्यं ततः पूर्णस्वरूपानन्ददानादिकं लोके क्वचिदपि न दृष्टं श्रुतं वा वैकुण्ठेऽपीति, 'कुतः ?' इत्याशङ्कायामाह तानि उक्तानि वस्तूनि परे प्रकृतिकालव्यतीते वैकुण्ठादप्युत्कृष्टे श्रीगोकुल एव सन्तीति शेषः' तत्र प्रमाणमाह तथा ह्याह श्रुतिः ऋग्वेदे पठ्यते 'ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः। अत्राह 'तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि' ता वां भगवदन्तरङ्गभक्तयोः सम्बन्धीनि वास्तूनि गमध्यै प्राप्तुमुष्मसि

मयामहे तानि कानि इत्याकाङ्क्षायां गूढाभिसन्धिमुद्घाटयति
त्र श्रीगोकुले गावो भूरिशृङ्गा बहुशृङ्गा अयासः शुभावहाः तत
कगुणविशिष्टं उरु गीयते इत्युरुगायस्तस्य गोप्यो हि सततं तं
यन्ति अत एव तदादिभक्तेषु कामान्वर्षतीति वृषा तस्य परमं
कृति कालाद्यतीतं पदं स्थानं भगवतो वैकुण्ठं भवति तत्रैतादृश-
लाभावेन तस्मादपि परमं उत्कृष्टं अत्र भूमावभाति प्रकाशत
र्थः । उरु गीयते परं सर्वत्र कामवर्षणं भक्तेष्वत्रैवेति तात्पर्येण
विशेषणद्वयमुक्तम् । यमुनापुलिनतदुपवननिकुञ्जगह्वरप्रदेशाद्रि-
न्वाद्यात्मकत्वेन भूरि बहुरूपं तथा चैतादृशं यत्परमपदमवभाति
सम्बन्धीनि वास्तूनि कामयावह इति वाक्यार्थः सम्पद्यते ॥

વાદી શંકા કરે છે કે હૃદયમાં અને બહાર ઉભયસ્થળે રસાત્મક ભગવાનનું પ્રાકટ્ય થાય છે અને તે ભગવાનનાં દર્શન નહિ થવાથી વેરહભાવ ઉત્પન્ન થાય છે. વિરહથી મરણોન્મુખ સ્થિતિ બને છે. મા સ્થિતિ દૂર કરવાના કારણથીજ ભગવાનનું પ્રાકટ્ય હોય છે. મા ભગવાનના પ્રકટ થયા પછી ભક્તને પૂર્ણસ્વરૂપના આનંદનું ાન થાય છે. આ પ્રમાણે જે કહો છો તે લોકમાં તો જોવાતું નથી તેમજ વૈકુણ્ઠમાં પણ બનતું જોયું નથી. તેમ સાંભળ્યું પણ નથી, ા પછી તમે કહો છો તે શી રીતે બની શકે ?

આ શંકાના સમાધાનમાં ઋગ્વેદની ઋચાનું અવતરણ કરવામાં આવ્યું છે અને એ પ્રમાણથી શ્રીમદગ્નિકુમાર સિદ્ધ કરે છે કે વૈકુણ્ઠ કરતાં પણ અધિક સ્થળ છે કે જેમાં પ્રભુની પ્રકટલીલાનો અનુભવ ભક્તજનો કરે છે તે સ્થળ ગોકુળ છે તે વાત હવે સમજાવે છે. ા=तानि=તે સ્થળો, वां=भगवदन्तरङ्गभक्तयोः=ભગવાન્ અને તેમના અંતરંગભક્તોનાં, वास्तूनि=वस्तूनि અગર स्थानानि ( विद्वन्मण्डन ग्रन्थ

પ્રમાણે ) વસ્તુઓ અગર સ્થળો. उष्मसि=कामयामहे=ઇચ્છા કરીએ છીએ. गमध्यैप्राप्तुम् મેળવવાને તા વાં—गमध्यै=તે પ્રભુની અને તેમના ભક્તોની વસ્તુઓ અથવા સ્થાનોને પ્રાપ્ત કરવાને અમે ઇચ્છીએ છીએ. કયા સ્થળમાં તેના ઉત્તરમાં કહે છે કે यत्र गावो भूरि शृङ्गाः अयासः यत्र=श्रीगोकुले, भूरि शृङ्गाः, अयासः=शुभावहाः એટલે જ્યાં બહુ શીંગડાંવાળી અને શુભ ગાયો હોય છે.

આ પ્રમાણે શ્રુતિ તે સ્થળનું વર્ણન કરે છે પણ તત્ક્ષણે ખેદ જણાવે છે કે આવાં પ્રભુની રમણીય લીલાનાં સ્થળો આ ભૂમિમાં વિરાજમાન છે છતાં પણ મનુષ્યો તેમનાં ચર્મ ચક્ષુઓ અંધ થયેલાં હોવાથી જોઈ શકતા નથી. એમ જણાવવાને શ્રુતિનો બાકીનો ભાગ અહથી શરૂ થાય છે. પછીથી ત્યાં શું ? તો કહે છે કે "तदुरुगायस्य वृष्णः परमं पदमवभाति भूरि" उरुगायस्य उरुगीयते इत्युरुगायः तस्य અથવા उरुकीर्तेः ( वि० म० ) જેની કીર્તિ વિશાળ છે એવા ભગવાનનું वृष्णः कामान्वर्षतीति वृषा तस्य ભક્ત—ગોપી—જનોની કામના પૂર્ણ કરનાર ભગવાનનું परमंपदं=वैकुण्ठं=વૈકુણ્ઠ, કારણકે તે પ્રકૃતિ કાલાદિથી અતીત છે માટે अवभाति भूरि એવા વૈકુણ્ઠ જેવા સ્થળને પણ અતિશયિત કરીને આ ભૂમિમાં પ્રકાશે છે. અર્થ—તે ભગવાન કે જેનું ગાન ગોપીજનો કરે છે અને જે ગોપીજનો તથા ભક્તોની મનઃકામના પૂર્ણ કરે છે તેમનું વૈકુણ્ઠ કરતાં પણ અધિક સ્થળ આ ભૂમિમાં બહુરૂપે પ્રકાશે છે. બહુરૂપે પ્રકાશે છે એમ કહેવાનો ભાવાર્થ એવો છે કે યમુનાજીનો કીનારો, તેની પાસેનું ઉપવન અને તેની નિકુંજો, શ્રીગિરિરાયજીની ગહ્વરો, તેની ઉપરનાં શૃંગો ઇત્યાદિ અનેક રમણીય પ્રદેશ ભેદથી અનેક પ્રકારે પ્રકાશે છે.

આ પ્રમાણે પ્રભુએ ગોકુળમાં કરેલી લીલાનું સાક્ષ્ય શ્રુતિ પુરે છે. એટલે માત્ર ઉપાસનાત્મક ભક્તિનાંજ દષ્ટાંતો વેદમાંથી ઉપલબ્ધ થતાં નથી પણ પરમપ્રેમની પરાકાષ્ઠારૂપ ભક્તિ જેમાં ભક્તો પ્રભુની

લીલાનો આસ્વાદ તથા અનુભવ કરે છે તે પણ આ ઉપરથી જણાઈ આવે છે.

પણ યાસ્કાચાર્યે પોતાના નિરુક્તમાં જણાવે છે કે આ ઋચાનો અર્થ કરવો તે યુક્ત નથી કારણ કે गावः શબ્દને તે રશ્મયઃ અર્થમાં સમજે છે અને તે ઉપરથી આખા મન્ત્રને સૂર્યના સંબંધમાં લીધો છે. વળી તેમણે અહિંઆં શૃંગપદ સ્પષ્ટ છે છતાં તેનો અર્થ એવો કર્યો છે કે 'शिरसो निर्गतम्' શ્રીમદગ્નિકુમારે જે અર્થ આપ્યો છે તે યથાર્થ છે કારણ કે ભગવદ્‌ગીતામાં પ્રભુએ પોતે અર્જુનને કહ્યું છે કે "वेदैश्च सर्वैरहमेव वेद्यः" સર્વ વેદોથી મનેજ જાણવાનો છે. તથા सर्ववेदा यत्पदमामनन्ति સર્વ વેદો જેના પદનું પ્રમાણ આપે છે. આ સ્મૃતિવચનો આ અર્થની સંગતિને પુષ્ટિ આપે છે.

આનો આજ મન્ત્ર તૈત્તિરીયસંહિતામાં પણ અલ્પ ફેરફારથી જોવામાં આવે છે. તે નીચે પ્રમાણે છેઃ—

**ते ते धामान्युष्मसि गमध्ये गावो यत्र भूरिशृङ्गा अयासः ।**
**अत्राह तदुरुगायस्य विष्णोः परमं पदमवभाति भूरेः ॥**

અહિંઆં ભૂરેઃ પદ વિષ્ણુનું વિશેષણ છે અને તેનો અર્થ बहुरूपस्य થાય છે એટલે રાસોત્સવાદિમાં પ્રભુ પોતાનું પ્રાકટ્ય બહુ રીતે કરે છે.

વળી નીચેનો મન્ત્ર પણ ઋગ્વેદમાં જોવામાં આવે છે.

**जज्ञान एव व्यबाधत स्पृधः प्राविश्यद्वीरो अभिपौस्यं रणम् ।**
**अवृश्चदद्रिमव स स्पदसृजदस्तभ्नान्नाकं स्वयस्य या पृथुम् ॥**

આની ઉપર विद्वन्मण्डन ગ્રંથમાં શ્રીમદ્‌વિઠ્ઠલેશજીએ ઘણી સુંદર અને વિસ્તૃત ચર્ચા કરી છે. આ મન્ત્ર બરાબર સમજવાની ખાતર તે અહિંઆં ઉતારવામાં આવે છે.

जज्ञान एव गोकुले जातमात्र एव स्पृधः पूतनातृणाऽऽवर्तादि वैरिणो व्यबाधत विविधप्रकारेण विशेषेण वा हिंसितवान् । पश्चाद्वीरो विक्रान्तो मथुराद्वारकादिषु अभिगौस्यमात्मपौरुषानुरूपं रणं दैत्यैः सह सङ्ग्रामं प्रापश्यदनुभूतवान् कृतवानित्यर्थः । भूमिष्ठदैत्यानां नाशकत्वमुक्त्वा देवेन्द्रमदमहङ्कारत्विमाह । अद्रिं गोवर्धनगिरिम् अवृश्चदुत्पाटितवान् । सः स्वत प्रस्रवदिन्द्रप्रेरित-जलमवासृजदधिक्षिप्तवान् निवारितवान् । एतया स्वस्य या गोकुल-स्थितिकरणधर्मेच्छया पृथु विस्तीर्णं नाकम् अस्तम्नात् प्रतिबद्धवान् इन्द्रादिदेवानां मदस्तम्भं कृतवानित्यर्थः ॥

અર્થ—ગોકુલમાં પ્રકટ થતાંની સાથે પૂતના, તૃણાવર્તાદિ વૈરિ-ઓનો વિવિધપ્રકારે સંહાર કર્યો પછીથી તે વીર (કૃષ્ણ) મથુરા દ્વારકાદિ સ્થળોએ પોતાના પૌરુષને યોગ્ય દૈત્યોની સાથે સંગ્રામ કર્યું પૃથ્વી ઉપરના દૈત્યોનો નાશ કરીને ઇન્દ્રના મદનો ભંગ કર્યો એમ કહેવાને આગળ કહે છે કે ગોવર્ધન પર્વતને ઉપાડયો અને વહેતા ઇન્દ્રપ્રેરિત જળને અટકાવ્યું. આ પોતાની ગોકુલમાં સ્થિતિ કરવામાં ધર્મની ઇચ્છાથી વિસ્તીર્ણ સ્વર્ગને પણ રોક્યું એટલે ઇન્દ્રાદિદેવોના મદને રોકયો.

આ મન્ત્ર લલિતત્રિભંગી શ્રીકૃષ્ણચન્દ્રની ગોકુલ–મથુરા તથા દ્વારકામાં કરેલી જુદી જુદી લીલાઓની સાક્ષ્ય આપે છે. પૂતનાદિ દૈત્યજનોનો સંહાર તથા ઇન્દ્રાદિના મદભંગનાં વર્ણનો ભાગવતમાં પ્રસિદ્ધ છે. ભાગવતનાં રસ અને અલંકારથી વિભૂષિત વર્ણનો અહિંઆં મિતાક્ષરી ભાષામાં સૂચિત કરવામાં આવ્યાં છે.

વળી નીચેનો ઋગ્વેદનો મન્ત્ર વિશેષ પ્રમાણ તરીકે આપી શકાય:—

विचक्रमे पृथिवीमेष एतां क्षेत्राय विष्णुर्मनुषे दशस्यत् ।
ध्रुवासोऽस्य कीरयो जनास उरुक्षिति सुजनिमाचकार ॥

एष विष्णुः क्षेत्राय निवासार्थं मनुषे स्तुवते देवगणाय दशस्यत् असुरेभ्योऽपहृत्य प्रदास्यम् एतां सर्वां पृथिवीं विचक्रमे अत्रहि विष्णुमाहात्म्यमुच्यते । तत्र न हीदमेव महत्तमस्य माहात्म्यं, किन्त्वितोऽधिकमप्यस्तीत्याशयेनाह । ध्रुवास इति । अस्य कीरयः स्तोतारो जनासो भक्ताः ध्रुवासो नित्या एवेत्यर्थः । नित्यत्वं तु स्तोत्रेण संतुष्टेन भगवता पूर्वोक्तलीलामध्ये तेषां पातेनेति ज्ञेयम् । अन्यथा जीवस्य स्वत एव नित्यत्वेन अस्य कीरयो ध्रुवास इत्यनर्थकं भवेत् ।....सुजनिमा शोभनानि जनिमानि कीर्तनस्मरणादीनि यस्य एतादृशो विष्णुः उरुक्षितं विस्तीर्णनिवासां चकारेत्यर्थः ॥

**અર્થ**:—આ વિષ્ણુએ નિવાસને માટે, રાક્ષસો પાસેથી પૃથ્વી લઇને, સ્તવન કરતા દેવગણને, આપવાની ઇચ્છાથી વિક્રમણ કર્યું. આમાં ખરેખર વિષ્ણુનું માહાત્મ્ય કહેવામાં આવ્યું છે. આ માત્ર સૌથી મહાનનું માહાત્મ્ય નથી પણ તેથી એ વિશેષ છે એ આશયથી કહે છે. ધ્રુવાસઃ ઇત્યાદિ આના સ્તોતાઓ–ભક્તો નિત્ય છે. નિત્યત્વ સમજવાનું કારણ એકે સ્તોત્રથી સંતુષ્ઠ થયેલા ભગવાન્ પોતાની લીલામાં તેનો સમાવેશ કરે છે. નહિતો જીવ જાતેજ નિત્ય છે. તો પછીથી ' ध्रुवासः कीरयः ' ઇત્યાદિ મંત્રો નિરર્થક બને. આગળ કહે છે કે જેનાં કીર્તન તથા સ્મરણ ઇત્યાદિ શુભ છે એવા વિષ્ણુએ વિસ્તીર્ણ નિવાસ કર્યો.

ઋગ્વેદ પ્રથમ મણ્ડળના ૨૧ સૂક્તમાં નીચેની બે ઋચાઓ વિષ્ણુ પરત્વે આવે છે.

विष्णोः कर्माणि पश्यत व्रतानि पस्पशे इन्द्रस्य युज्यः सखा ।
तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः दिवीव चक्षुराततम् ॥

આ મંત્રો પણ કૃષ્ણ ભગવાનની નિત્યલીલાનું જ નિરૂપણ કરે છે. આ વિષ્ણુ ભગવાનનું પરમપદ તે જ તેમનું લીલાસ્થાન શ્રીમદ્‌ગોકુલ છે એમ કહે છે. તે પરમપદને સૂરિજનો એટલે વિદ્વાનો જુએ છે. અહિંઆં સૂરિપદ ભક્તજનના અર્થને વ્યંજીત કરે છે. આ ભૂમિ ઉપર જે મારૂં પરમપદ–લીલાસ્થાન છે તેને માત્ર ભક્તો જ પ્રત્યક્ષ કરી શકે છે. આ લીલાસ્થાન સાધારણ માણસોના ચક્ષુને અગમ્ય છે. જેવી રીતે સ્વર્ગમાં જે આજુબાજુએ પ્રસરી રહેલું હોય તેને માત્ર ત્યાં વસનારાઓ જોઇ શકે છે તેમ ગોકુળની સર્વ લીલાઓને ત્યાં નિત્ય વાસ કરનારા ભક્તો જ કરી શકે છે અથવા સ્વર્ગના અદૃશ્ય પદાર્થો જેમ યોગી પોતાની યોગદૃષ્ટિથી જોઇ શકે છે તેમ ભગવાનના અનુગ્રહથી ભક્તજનો અદૃશ્ય ભગવાનની લીલાઓ અવલોકી શકે છે અથવા તો "ચક્ષુ" પદનો અભિપ્રાય એવો પણ સ્ફુરિત થાય છે કે જેમ દોષરહિત ચક્ષુઃ વસ્તુતત્ત્વનું ગ્રહણ કરે છે તેમ, અવિદ્યાદિ દોષથી મુક્ત એવા સૂરિઓ કહેતાં ભક્તજનો જ ગોકુલાદિરૂપને જોઇ શકે છે. અન્ય કોઈ નહિ. 'विष्णोःकर्माणि' એ મન્ત્ર પણ ગોકુળની લીલાનું સૂચન કરે છે. અહિંઆં कर्म પદથી પૂતના।। પયઃપાન ઇત્યાદિનું જ્ઞાન થાય છે. વ્રતપદથી કાત્યાયની અર્ચન ઇત્યાદિ સૂચવાય છે. તે વ્રતના ફળ તરીકે તે કરનારની આગળ પોતાનો આવિર્ભાવ કરીને પ્રભુએ લીલા દેખાડી. पस्पशे પદનો આશય એવો છે કે પ્રભુએ લોકમર્યાદા વ્રતો અથવા તો પાતિવ્રત્યાદિ વ્રતોનો બાધ કર્યો. स्पर्श् ધાતુના બે અર્થ થાય છે. (૧) બાધ કરવો (૨) સ્પર્શ કરવો. અથવાતો अव्रतानि पस्पशे એમ અન્વય લઇએ તો એવો અર્થ નીકળે છે કે જે વ્રત નથી તેનો સ્પર્શ પણ કર્યો કારણ કે પોતે આત્મારામ તથા પૂર્ણકામ હોવાથી

કોઇ પણ જાતના વ્રતની આવશ્યક્તા દેખાડતા નથી. એવા તે પ્રભુનાં ગોપીઓની સાથેનાં સ્મરણરૂપ કર્મો જુઓ. તે પ્રભુ ઇન્દ્રના અનુકૂલ સખા છે એમ युज्यः પદ જણાવે છે. આમ કહેવાનો ઉદ્દેશ એવો છે કે ભગવાને ઇન્દ્રના યાગનો ભંગ કર્યો. તે સમયે ઈન્દ્રે બાહુબળથી વૃષ્ટિ વગેરેથી દ્રોહ કર્યો છતાં પણ તેના હેતુથી થયેલા દોષરૂપ મદને જ દૂર કર્યો. પોતે સમર્થ હોવા છતાં પણ ઈન્દ્રને તથા તેના અધિકારને હાનિ પહોંચાડી નહિ. વળી તે દોષનું હરણ કરીને તેને પોતાને અનુકૂલ બનાવ્યો. પછીથી ગોવિન્દ એવું નામ ધારણ કરીને તેના જેવા સમાનધર્મોથી તેને પોતાના સખા તરીકે સ્વીકાર્યો. આથી પ્રભુ અત્યન્ત કૃપાથી ભરેલા છે એવો ધ્વનિ થાય છે. અથવા તો આ શ્રુતિનો આવો અર્થ પણ થઇ શકે કે જે કર્મોએ કરીને ઇન્દ્રનાં યાગાદિ વ્રતનો જેણે બાધ કર્યો છે તેને તમે પ્રત્યક્ષ જુઓ. અર્થાત્ ઈન્દ્રના માનખણ્ડની લીલાનો ઉલ્લેખ છે.

શ્રીગોકુલસ્થ શ્રીકૃષ્ણચન્દ્રની બાળલીલાના ઉલ્લેખ ઋગ્વેદનાં કેટલાંક બીજા સૂક્તોમાં દૃષ્ટિગોચર થાય છે; તેમાંના થોડા અહિંઆં નોંધવાની જરૂર છે.

ઋગ્વેદના ચતુર્થ મણ્ડલમાં સૂક્ત ૩૮–૩૯ અને ૪૦ ના દેવતા “दधिक्रा” માનવામાં આવ્યા છે. આ दधिक्रा દેવ જો બરાબર વિચાર કરવામાં આવે તો જણાશે કે બીજા કોઈ નહિ, પણ સાક્ષાત્ યશોદોત્સંગલાલિત શ્રીકૃષ્ણ જ છે. આ દધિક્રા દેવ કોણ છે, તે સમજવામાં ઘણા વેદના અભ્યાસીઓએ ભૂલ કરી છે. પાશ્ચાત્યવિદ્વાનો આને “પ્રભાતનો સૂર્ય” ગણે છે. જ્યારે યાસ્કાચાર્ય તેને “નવ-જલધર સહચર વાયુ” ગણે છે. જ્યારે કેટલાક તેને ઈન્દ્રનો અશ્વ ગણે છે, પણ આ બધા અર્થ અયુક્ત લાગે છે. કારણ કે જો બરાબર રીતે આ સૂકતો ઉપર વિચાર કરવામાં આવે તો જણાશે કે તે શ્રીકૃષ્ણ પરત્વેજ છે; અન્ય કોઇ દેવને માટે નથી. दधिक्रा શબ્

દધિ અને क्रम् નો બનેલો છે. દધિ એટલે દહિં અને ક્રમ્ ધાતુનો અર્થ આક્રમણ કરવું થાય છે એટલે દહિં સહિત જે દેવ આક્રમણ કરે તે. આવી રીતનો અર્થ दधिक्रा, શબ્દમાં રહેલો છે. શ્રીકૃષ્ણ બાલ્યાવસ્થામાં ગોકુલમાં ગોપીઓના ઘરમાંથી દહિં છાનુંમાનું ચોરી લાવતા હતા અને કોઈ તેમને પકડે નહિ માટે ઉતાવળથી દોડી જતા હતા આ બાબત શ્રીમદ્ભાગવતના દશમસ્કન્ધમાં ઘણા વિસ્તારથી વર્ણવી છે. શ્રીકૃષ્ણચન્દ્રને દહિં ઘણું પ્રિય હતું. દહિં સહિત આક્રમણ કરનાર–દોડી જનાર–દેવ તે શ્રીકૃષ્ણથી વ્યતિરિક્ત ઇતર કોઈ હજુ પુરાણાદિમાં પ્રસિદ્ધ નથી. આ અર્થ નીચેની ઋચાઓમાંથી સ્ફુટ થશે.

यं सीमनु प्रवतेव द्रवन्तं विश्वः पूरुर्मदति हर्षमाणः ।
पाद्भिर्गृध्यन्तं मेधयुंन शूरं रथतुरं वातमिव ध्रजन्तम् ॥ ४-३८-३.

**અર્થ**:—विश्वःपूरुः સર્વ કોઇ માણસ એટલે ગોકુળના સર્વકોઇ જન हर्षमाणःमदति આનંદમાં આવીને પ્રશંસા કરે છે. કોની પ્રંશસા કરે છે ? તો કહે છે કે–प्रवतेव द्रवन्तं प्रवता द्रवन्तं જાણે કે ઢળતા રસ્તા ઉપર થઇને દોડતા पद्भिः गृध्यमानं પાદથી પકડવાની ઇચ્છા કરતા. કોની માફક ? मेधयुंन शूरं સંગ્રામની ઇચ્છા કરતા શૂરવીર પુરૂષની માફક. કેવી રીતે દોડતા ? તો કહે છે કે वातमिव ध्रजन्तम् પવનની માફક દોડતા. શ્રીકૃષ્ણ કોઇના ઘરમાં પેશીને દહિં ખાય છે; એટલામાં એ બાબતની ખબર પડવાથી ગોપલોક તેમને પકડવાને માટે આવે છે-એટલે ભગવાન્ એમના પંજામાંથી છૂટી જવા કેવી રીતે દોડે છે તે સમયનું વર્ણન આ ઋચામાં જણાય છે. ભગવાન્ "દધિક્રા"=કૃષ્ણ કેવા વેગથી દોડતા હતા ? તો કહે છે કે પવનના જેટલા વેગ સહિત તેઓ દોડતા હતા અને વળી જેમ રણસંગ્રામ કરવાની ઇચ્છાવાળો શૂર જેના પછવાડે ઘણા માણસો પકડવાને પડયા હોય, અને ઉતાવળથી દોડે છે તેની માફક શ્રીકૃષ્ણ

ભગવાન્ પણ દોડતા હતા. વળી તેમના દોડવાનો વેગ–રથના વેગની સાથે પણ સરખાવ્યો છે. આવા પ્રભુને દોડતા જોઇને સર્વ ગોપ તથા ગોપીઓ આનંદમાં આવીને તેમનાં વખાણુ કરે છે.

આ અર્થ યથાર્થ છે, તે આ સૂક્તની ચતુર્થ ઋચાના પૂર્વાર્ધભાગ ઉપર નજર કરવાથી સ્પષ્ટ થશે. તે પૂર્વાર્ધભાગમાં, નીચેની લીટી દધિક્રા સંબંધિ છે. "यःस्मारुन्धानो गध्या समत्सु सनुतरश्चरति गोषु गच्छन्" गध्य એટલે લૂંટ, એટલે જે ગોપીજનોના ગૃહમાંથી દહિંની ચોરી કરે છે અને ગાયોમાં ફરે છે. "ગાયોમાં જાય છે" એ શબ્દપ્રયોગ આ અર્થને બળવત્તર બનાવે છે.

ચાલીશમા સૂક્તની ત્રીજી ઋચા આ બાબતને સમર્થન કરે છે.

**उतस्मास्य द्रवतस्तुरण्यतः पर्णं न वेरनु वाति प्रगर्धिनः ।**
**श्येनस्येव ध्रजतो अङ्कसं परि दधिक्राव्णः सहोर्जा तरित्रतः ॥**

૪–૪૦–૩.

प्रगर्धिनः ( प्रकर्षेण अभिकांक्षन्तः ) દહિં સહિત દોડતા કૃષ્ણને પકડવાની અત્યન્ત આકાંક્ષા કરનારા ગોપજનો अनुवाति પવનની માફક દોડે છે. કોની પાછળ ? તે કહે છે अस्य द्रवत तुरण्यतः આ વેગસહિત (तुरण्यतः वेगवतः) દોડનાર કૃષ્ણની પાછળ. કોની માફક ? पर्णं न वेः (पक्षिणः पक्षं यथा) પક્ષિની ગતિની પાછળ જેમ અન્ય પક્ષિ દોડે તેમ. વળી કહે છે કે કેવા કૃષ્ણની પાછળ ? તો જણાવે છે કે दधिक्राव्णः દહિં સહિત દોડનાર આ વિશેષ રીતે સમજાવાને કહે છે उर्जासह तरित्रतः ( अन्नेन दध्ना सह गच्छतः ) અન્ન–દહિં સહિત જનારા. કોની માફક ? તો ફરીથી ઉપમા દ્વારા કહે છે કે श्येनस्येव ध्रजंतः જાણે કે શ્યેનપક્ષીની પાછળ દોડતા ન હોય તેમ. ક્યાં તે પકડનારા દોડતા હતા ? अङ्कसं परि તેની આજુબાજુએ (કૃષ્ણને). પકડવાની ઇચ્છા રાખનારાઓ જેમ અન્ય પક્ષીઓ બીજા પક્ષીને

દોડતું જોઇને તેને પકડવાને ઉતાવળથી તેની પાછળ જાય છે તેવી રીતે કૃષ્ણની પાછળ તેઓ દોડયા. આ કૃષ્ણ દહિં સહિત દોડતા હતા. અને તેમની આજુબાજુએ તેઓએ પક્ષાની માફક તેમને ઘેરી લીધા.

ગોપજનોએ આ દધિક્રા-કૃષ્ણને પકડયા પછી શું કર્યું તો, ત્યાર પછી ઋચામાં કહે છે.

**उतस्य वाजी क्षिपणिं तुरण्यति ग्रीवायां बद्धो अपि कक्षा आसनि।**
**क्रतुं दधिक्रा अनु संतवीत्वत् पथामङ्कास्यन्वापनीफणत् ॥**

ગોપલોકોએ તેમને પકડયા અને હસ્ત ઇત્યાદિ દોરડાથી બાંધી દીધા છતાં પણ શ્રીકૃષ્ણ કોઇને ગાંઠયા નહિ. જો કે ग्रीवायां बद्धो अपिकक्ष आसनि=ડોકમાં, બાહુમૂલમાં અને મ્હોડામાં તેમને બાંધવામાં આવ્યા હતા, છતાં પણ उतस्य वाजी क्षिपणिं तुरण्यति તે વેગવાળા હોવાથી તેમના આ બંધનને તરછોડી કાહાડયું અને તે દધિક્રા-કૃષ્ણ, સંતવીત્વત=બળવાળા હોવાથી, अनुक्रतुं પોતાના કામને માટે (દોડી જવાનું કામ તેને માટે) पथामङ्कांसि માર્ગના વાંકા-ભાગોમાં થઇને એટલે રસ્તામાં વાંકી રીતે (નજર ચૂકાવવાને) अन्वापनीफणत् દોડી જાય છે.

વળી શ્રીકૃષ્ણે ગોપીજનોની સાથે વસ્ત્રાહરણની જે લીલા કરી હતી તેનો ઉલ્લેખ પણ ઋગ્વેદના ચતુર્થમણ્ડલમાં જણાય છે.

**उतस्मैनं वस्त्रमथिं नतायुमनु क्रोशन्ति क्षितयो भरेषु ।**
**नीचायमानं जसुरिं न श्येनं श्रवश्चाच्छा पशुमच्च यूथम् ॥**

જેમ ચોરને જોઇને માણસો બૂમો પાડે છે, તેમ આ વસ્ત્ર હરણ કરનાર શ્રીકૃષ્ણચંદ્રને જોઇને ગોપીજનો વિલાપ કરે છે એટલું જ નહિ પણ, આ શ્રીકૃષ્ણ જ્યારે જ્યારે તેમનાં અન્ન (દહિં) ને ચોરી લે છે અથવા તેમની ગાયોના યૂથમાં વિચરે છે ત્યારે તે

એવી એવી લીલા કરે છે કે તે ગોપ–ગોપીજનો તેમનું સ્તવન કરે છે, એવો ભાવાર્થ આ ઋચાનો છે. વળી સૂક્ત ૩૮ ની છઠ્ઠી ઋચામાં પણ નીચે પ્રમાણે છે.

उत स्मासु प्रथमः सरिष्यन्नि वेवेति श्रेणिभी रथानाम् ।
स्रजं कृण्वानो जन्यो न शुभ्वा रेणुं रेरिहत्किरणं ददश्वान् ॥

જ્યારે ગોપલોકો તેમને પકડવા જાય છે ત્યારે તે શ્રીકૃષ્ણ ઘણા રથના વેગથી પ્રથમ દોડી જવાની ઇચ્છાથી દોડે છે અને પોતે માળા પહેરીને જેમ સુંદર અશ્વ દોડે તેમ પોતે ધૂળ ચાટતા (ઘણા વેગથી દોડવાને લીધે તેમના શ્રીઅંગ ઉપર ધૂળ ઉડવાથી મુખ તેથી ઢંકાઇ જાય છે, એ ભાવાર્થ છે) અને દોરડાના બંધનને દાંતથી છોડતા (દોડી જાય છે.)

શ્રીકૃષ્ણાવતારની લીલાના ઉલ્લેખો તો અનેક મંત્રોમાં આવે છે.

નીચેના મંત્રોમાં ભગવાને ગોકુલમાં કાલીયનાગને નાથ્યો તે અર્થ સમજાય છે—

आतिष्ठन्तीनामनिवेशनानां काष्ठानां मध्ये निहितं शरीरम् ।
वृत्रस्य निण्यं विचरन्त्यापो दीर्घं तम आशयदिन्द्रशत्रुः ॥
दासपत्नीरहिगोपा अतिष्ठन्निरुद्धाः आपः पणिनेव गावः ।
अपांबिलमपिहितं यदासीद्वृत्रं जघन्वो अप तद्ववार ॥

૧–૩૨–૧૦–૧૧.

આમાં કહે છે કે યમુનાજીનાં અસ્થિર અને સતત અસ્ખલિત ગતિથી વહેનાર જળની (काष्ठाः आपः જળ, निरुक्त–अ. २ २–स्वं स्थानं क्रान्त्वा स्थिराः भवन्ति) મધ્યમાં વૃત્રનું (કાલીયનાગ–જળનું આવરણ કરીને રહેલો વેદમાં તેને આ સૂક્તમાં "અહિં–સર્પજ ગણેલો છે) શરીર ગુપ્ત સ્થિત હતું (કારણ કે જળમાં

આવાસ કરીને આ કાલીય સર્પ રહેતો હતો ) તેની આજુબાજુએ પાણી વહેતાં હતાં. અને તે ઇન્દ્રશત્રુ=ભગવાનનો શત્રુ ( इन्द्रः પરબ્રહ્મ-ભગવાન્ કારણ કે આગ્રાયણ ઇન્દ્ર શબ્દની વ્યુત્પત્તિ " इदमकरोत् " એ પ્રમાણે આપે છે. इदम् એટલે આ દશ્યમાન જગત્. તેના બનાવનાર પરબ્રહ્મ પ્રભુજ છે. અથવા ઔપમન્યવ તેની વ્યુત્પત્તિ આ પ્રમાણે આપે છે इदमपश्यत् જેણે આ સૃષ્ટિને ઉત્પન્ન કરીને જોઇ=એટલે ઇન્દ્રનો અર્થ પ્રભુ થાય છે. તેમનો શત્રુ કાલીય નાગ ) દીર્ઘ-ઘણા અંધકારવાળી ગુફામાં પડેલો હતો.

પ્રભુ જ્યારે કાલીયનાગને નાથવા ગયા ત્યારે યમુનાજીનાં જળ અસ્ખલિત ગતિએ વહેતાં હતાં. અને તે જળની મધ્ય અંદરની બાજુએ આ સર્પ નિદ્રાને વશ થયેલો હતો. ત્યારપછીથી શું થયું ? તો તેનું વર્ણન ઉપર નોંધેલા બીજા મન્ત્રમાં કહે છે. ત્યારેજ दासपत्नीः એટલે શત્રુની સ્ત્રીઓ, નાગની સ્ત્રીઓ, अहिगोपाः જેનો રક્ષક પતિ-સર્પ હતો તેમણે શું કર્યું ? તેઓએ જ્યારે પ્રભુને તેમની સન્મુખ ઉભેલા જોયા એટલે એકદમ अतिष्ठन् ઉભી થઇઓ. તે સમયે જેમ રાક્ષસો ગાયનો નિરોધ કરે તેમ શ્રીયમુનાજીનાં જળનો નિરોધ થયેલો હતો. ( કારણકે યમુનાજીના જળમાં કાલીય સર્પનું વિષ પ્રસર્યું હતું ). ત્યારે જે સ્થળમાં તે સર્પ સૂતો હતો તેનું દ્વાર બંધ કરેલું હતું, પણ ભગવાને તે દ્વાર ખૂલ્લું કર્યું અને વૃત્રને હણ્યો. ભાગવતમાં પણ ભગવાને કાલીયનાગને નાથ્યો છે. પણ તેના પ્રાણનું હરણ કર્યું નથી, એવું કહેલું છે. અહિંઆં તેટલા માટે जघन्वान् શબ્દ વાપર્યો છે.

विलोक्य दूषितां कृष्णां कृष्णः कृष्णाहिना प्रभुः ।
तस्या विशुद्धिमन्विच्छन् सर्पं तमुदवासयत् ॥

શ્રીમદ્ભાગવતમાં દશમસ્કન્ધના ૧૬ મા અધ્યાયમાં આ વર્ણન સવિસ્તર કરેલું છે. તે અધ્યાયનો આ શ્લોક નીચે પ્રમાણે છે.

શ્રીકૃષ્ણ ભગવાને યમુનાને કાળાનાગથી દૂષિત થએલી જોઈ તેને શુદ્ધ કરવાની ઇચ્છાથી તે નાગને તેમાંથી બહાર કાઢ્યો.

વળી સૂત્ર ૩૩ માં નીચેનો મન્ત્ર છેઃ—

न्याविध्यदिलीबिशस्य दृळ्हा विशृङ्गिणमभिनच्छुष्णमिन्द्रः ।
यावत्तरो मघवन्यावदोजो वज्रेण शत्रुमवधीः पृतन्युम् ॥

આમાં એવું કહ્યું છે કે इलीबिशस्य इलयाः भूमेः बिले शयानस्य अघासुरनाम्नः सर्पस्य दृळ्हा दृढानि शरीरावयवानि न्याविध्यत् नितरां વિવ્યાધ. શ્રીકૃષ્ણે ભૂમિમાં-દરમાં રહેતા-અઘાસુર સર્પ—અજગરના દૃઢ અવયવોનો વધ કર્યો. વળી विशृंगिणमभिनच्छुष्णम् वत्सासुरं बलवन्तं अभिनत् जघान. વળી શીંગડાંવાળો જે ઘણો બળવાળો વત્સાસુર હતો તેને પણ શ્રીકૃષ્ણે માર્યો. વળી શું કહે છે. હે મઘવન્, એટલે ભગવાન્ ! વજ્રના જેટલા વેગ અને બળથી તમે શત્રુ પૂતનાને પણ મારી. અહિંઆં પણ ઇન્દ્ર એટલે પરમાત્મા અર્થ સમજવાનો છે.

ચતુર્થમણ્ડળના સૂક્ત ૧ માં નીચેના મન્ત્રમાં ભગવાન વ્રજની ભૂમિમાં ગોવર્ધન પર્વતની પાસે ગાયો ચરાવતાં ગોવાળો સહિત તે તે ગાયોની શોધ માટે જે લીલા કરતા હતા તેની કાંઈક ઝાંખી થઈ શકે છે.

ते गव्यता मनसा दृध्रमुब्धं गाथेमानं परिषन्तमद्रिम् ।
दृळ्हं नरो वचसा दैव्येन व्रजं गोमन्तमुशिजो विवव्रुः ॥

અહિંઆં उशिजोनरः એટલે ગોપજન સમજવાનું છે, અને તેથી અર્થ સંગતિ બરાબર બેશી શકે છે.

સૂક્ત ૧૬ માં શ્રીકૃષ્ણ શબ્દનો સાક્ષાત પ્રયોગ પણ છે.

पञ्चाशत्कृष्णा निवपः सहस्रात्कं न पुरो जरिमा विदर्दः ।

આમાં કૃષ્ણએ શત્રુઓના પૂરોનો સંહાર કર્યો એવો સંબંધ લાગે છે. દ્વારકામાં જ્યારે ભગવાન્ રહેતા હતા તે સમયની લીલાનું વર્ણન હોય એમ કલ્પના થઇ શકે. કારણકે આ મન્ત્રના પૂર્વાર્ધમાં ऋजिश्वने वैदर्भिनाथ એવા શબ્દો છે એટલે 'વિદર્ભ દેશના ઋક્મિ રાજા' એમ અર્થમાં સમજી શકાય.

વળી गौरीर्मिमाय सलिलानि એ ઋ. સં. ૨-૩-૨૨-૧ માં વસ્ત્રહરણ લીલાનો ઉલ્લેખ છે.

નીચેના મંત્રમાં બલરામ અને કૃષ્ણ મથુરાં જાય છે તે પ્રસંગનું ગોપીઓનું વાક્ય જોવામાં આવે છે.

नाना चक्राते यम्या वपूषि तयोरन्यद्रोचते कृष्णमन्यत् ।
श्यावी च यदरूषी च स्वसारौ महद्देवानामसुरत्वमेकं ॥

ગોપીઓ કહે છે "અહો આ આશ્ચર્ય તો જુવો કે બળરામ અને કૃષ્ણ મથુરાં જાય છે છતાં તેમની માતાઓ તેમને અટકાવતાં નથી. श्यावी=કૃષ્ણવર્ણા અર્થાત્ યશોદા અને अरुषी એટલે અરુણવર્ણા એટલે રોહિણી. આ બન્ને स्वसारौ બ્હેનો હતાં. આ બે બ્હેનો नाना જૂદા જૂદા પ્રકારે यम्या નિયમને માટે યોગ્ય એવા રામકૃષ્ણના શરીર ઉપર જો દોરડાંનાં બંધન નાખે, અને આગ્રહપૂર્વક એમ કહે કે અમે અમારા પુત્રોને નહિ જવા દઇએ તો કદાચ જતાં અટકે. આ મંત્રમાં કૃષ્ણ યશોદા અને બલદેવની માતા રોહિણીના નામના ઉલ્લેખો છે.

આ ઉપરથી આપણે જોઈ શકીશું કે શ્રીકૃષ્ણની લીલાઓ વેદમાંથી મળી આવે છે. માત્ર તે લીલાઓના માત્ર ત્યાં ઉલ્લેખોજ છે. ભાગવતાદિ પુરાણોમાં તે લીલાઓ લોકભોગ્ય બની શકે તેટલા માટે ઘણાજ વિસ્તારથી વર્ણવેલી છે. પણ તે વિસ્તૃત વર્ણનોનાં બીજ વેદમાં છેજ.

## પ્રકરણ ૧૦ મું.

## શ્રીકૃષ્ણ ભક્તિની પ્રાચીનતા.



વે આ પ્રકરણમાં આપણે એક બીજા પ્રશ્નનો વિચાર કરીશું. કેટલાક યૂરોપીય વિદ્વાનોનું માનવું એમ છે કે ભારત વર્ષમાં જે કૃષ્ણભક્તિ પ્રચલિત થઇ છે તે ખ્રીસ્તી ધર્મના પછીની છે, અર્થાત્ ક્રાઇસ્ટના જન્મ પછીથીજ કૃષ્ણતત્ત્વ દાખલ થયું છે. તેઓ એમ કહે છે કે બાઇબલમાં પ્રેમ-ભક્તિ સ્થળે સ્થળે છે. ક્રાઇસ્ટનું ક્રીસ્ટો રૂપાન્તર થઇને ભારત વર્ષના લોકો તેને કૃષ્ણ તરીકે માનવા લાગ્યા. આ ક્રાઇસ્ટ જેમ ભરવાડ હતા તેમ કૃષ્ણ પણ ભરવાડ-ગોપ તરીકે હતા. આવી દલીલ કરીને તેઓ એમ જણાવે છે કે ભારતવર્ષીય ભક્તિનો સિદ્ધાન્ત ઉચ્ચ છે પણ તેનો ઉત્પાદક હિન્દુ ધર્મ નહિ પણ ખ્રીસ્તી ધર્મ છે. બાઇબલના ધર્મના અનુકરણ રૂપે કૃષ્ણની ભક્તિ આ દેશનાં પુરાણાદિમાં પ્રવેશ પામી છે. આ પ્રમાણે પરદેશીય ટીકાકારો આપણને જણાવે છે. જ્યારે આ દેશના કેટલાક જ્ઞાની પણ્ડિતોનું એમ કહેવું છે કે વેદમાં ભક્તિ છેજ નહિ. તેમાં તો ફક્ત જ્ઞાનજ છે. ફક્ત શ્રીવલ્લભાચાર્યના પ્રાકટ્ય પછીથી તેમણે ભક્તિ માર્ગનો અને ખાસ કરીને કૃષ્ણભક્તિનો માર્ગ સ્થાપ્યો. તે પહેલાં કૃષ્ણભક્તિનું નામ કે નિશાન નથી. તેથી તે ભક્તિમાર્ગને નથી વેદનો આધાર કે નથી કોઇ ઇતિહાસનો આધાર. આ બન્ને જૂઠાણાં તદ્દન ગપગોળા સમાન છે. તેમાં નથી શાસ્ત્રનો અભ્યાસ કે નથી દીર્ઘદષ્ટિ-કેવલ ઉપર ઉપરથીજ શાસ્ત્ર ઉપર નજર નાખનારાઓની આ કલ્પનાઓ છે. કારણ કે પ્રથમ આપણે નીચેનાં પ્રમાણોથી સિદ્ધ કરી શકીશું કે વેદમાં ભક્તિ સિવાય બીજું કશુંજ નથી. જેમ દેહમાં

આત્મા વ્યાપે છે તેમ વેદમાં ભકિત વ્યાપેલી છે. વેદની શ્રુતિઓમાં ભક્તિ ઓતપ્રોત થયેલી છે. પાણીના પ્યાલામાંથી ખાંડ જૂદી કાઢી શકાય નહિ તેમ વેદમાંથી ભકિત છૂટી પાડી શકાયજ નહિ. વેદનો પ્રાણ ભકિતજ છે. વેદનાં સૂકતો તે સૂર્ય, અગ્નિ આદિ દેવતાઓનાં સ્તોત્રો, પ્રાર્થનાઓ રૂપ નથી ? તે તો ભકિતરૂપજ છે દેવોને સોમરસનું પાન કરવા આહ્વાન કરવું તે ભકિત કે બીજું કાંઇ ? પોતાનાં સંકટોમાં સહાય કરવા અગર પાપને માફ કરવાને દીનતાપૂર્વક દેવોને આજીજી કરવી. તે ભકિત કે બીજું કંઇ ? કેટલાક એમ કહેશે કે આ પ્રાર્થનાઓ અગ્નિ વગેરે દેવોની કરવામાં આવે છે તેમાં ભગવાનની પ્રાર્થનાઓ કયાં છે ? આ માણસો વેદનું રહસ્ય સમજી શકયા નથી. તેથીજ કેટલાકો એમ કહે છે કે વેદમાં અગ્નિ. પર્જન્ય, ઇન્દ્ર, વરુણ વગેરે દેવતાઓની પ્રાર્થનાઓ છે. માટે તેમાં તો બહુદેવની ઉપાસના છે. તેને તેઓ Polytheism કહે છે. જ્યારે કેટલાકો Maxmuller જેવા જ્યારે આ પ્રશ્ન કંઇક સાવધાનતાથી તપાસે છે ત્યારે તેમને માલુમ પડે છે કે વેદમાં બહુદેવની ઉપાસના નથી. કારણ કે ત્યાં જ્યારે જ્યારે અમૂક દેવનું સ્તવન મંત્રદ્રષ્ટા કરે છે, ત્યારે ત્યારે તેજ દેવને સર્વથી અધિક મનાવે છે અને બીજા દેવો ગૌણ કહે છે. આનું નામ તેઓ Henotheism યાને Ket henotheism આપે છે. પણ તેઓ एकं हि सत् विप्रा बहुधा वदान्ति તે તત્ત્વ એકજ છે પણ તે જૂદા જૂદા દેવો તરીકે બહુ રીતે વર્ણવામાં આવ્યું છે." તેવી શ્રુતિ તથા પુરુષસૂક્ત જેવા મંત્રોનો ખૂલાસો કરી શકયા નથી. પણ યાસ્કાચાર્યે નિરુકતના સાતમા અધ્યાયમાં સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે વેદમાં દેવતાની પૂજા તે જૂદા જૂદા દેવોની નથી, પણ આત્માની—બ્રહ્મની છે. બ્રહ્મ જ અગ્નિ છે, તેજ વરુણ છે, તેજ ઇન્દ્ર છે, માટે ઇન્દ્રાદિની પૂજા તે બ્રહ્મની—આત્માની પૂજા છે. અર્થાત્ વેદનો ધર્મ "અદ્વૈત" ધર્મ છે, ( Monotheism ). તે વળી શુદ્ધ છે. કારણ કે તમામ વસ્તુ શુદ્ધ

બ્રહ્મજ છે. તે બ્રહ્મ રમણ કરવાની ઇચ્છાથી જગત, જીવ ઇત્યાદિ પોતામાંથી સર્જ્યાં–તે જગત્, જીવ, તમામ સત્ય છે મિથ્યા નથી, તે બધા બ્રહ્મના અંશો હોવાથી સત્ય છે. જે વસ્તુ આપણે જોઇએ છીએ તે તમામ શુદ્ધ બ્રહ્મ છે. તે બ્રહ્મનું અમુક રૂપ છે. ઘટ, પટ વગેરે બ્રહ્મજ છે. બ્રહ્મ જાતે પોતાની આવિર્ભાવ શકિતથી તે રૂપે દેખાય છે. માટે જ્યાં જોઇએ ત્યાં શુદ્ધ બ્રહ્મ છે. આથી વેદમાં મંત્ર-દ્રષ્ટા ઋષિઓ અગ્નિ, ઇન્દ્ર વગેરે દેવોના તરફ જે ભાવભીના હૃદયો-થી તેમને વંદન કરે છે તથા ભકિતથી મગ્ન બનેલા છે તે ભકિત વસ્તુતઃ બ્રહ્મનીજ અમૂક વિભૂતિની છે. હવે આપણે વેદમાંથી ભકિતનાં પ્રમાણો કયાં છે તે લઇએ.

ઋ. મ. ૧ સૂકત ૭ માં નીચેનો મંત્ર છે.

**इन्द्रं वो विश्वतस्परि हवामहे जनेभ्यः ॥**
**अस्माकमस्तु केवलः ॥**

આમાં ઇન્દ્ર દેવનો ભકત ઇન્દ્રનું આવ્હાન કરે છે અને પોતા-ના પ્રેમના ઉભરામાં કહે છે કે "અમારો એકલાનો જ ઇન્દ્ર હો" ઇન્દ્રને પોતાનો કરવો, તેમાં તે ઇન્દ્રના ભકતની અનન્ય અને અવ્ય-ભિચારિણી ભકિત જણાય છે.

**आ त्वेता निषीदतेन्द्रमभिप्रगायत ।**
**सखायः स्तोत्रवाहसः ॥**

ઋ. સં. ૧ મં. ૫ સૂકત.

"આમાં ઇન્દ્રનો ભકત તેના સાથીઓને વિનવે છે કે ઇન્દ્રને માટે કંઇક ગાવ." આ **કીર્તનાત્મક ભક્તિ** છે.

ઋગ્વેદ પ્રથમ મણ્ડળનું સૂકત ૧૨ મું અગ્નિ માટે છે. તેમાં ભક્ત ગાય છે " अग्नि दूतं वृणीमहे होतारं विश्ववेदसम् " આમાં ભક્ત અગ્નિદેવતાનું વરણ કરવા પસંદગીથી પોતાના જ કરવા ઇચ્છે છે. આ વરણ તે પ્રેમભકિતજ છે.

નીચેના મંત્રમાં વંદન ભક્તિનો પ્રકાર છે.

अश्वं न त्वा वारवन्तं वन्दध्या अग्निं नमोभिः ।

સખ્ય ભક્તિનું ઉદાહરણ નીચે છે.

को इन्द्रस्य युज्यं क सखित्वं को भ्रात्रं ।
वष्टि कवये कःउती ॥

૪–૨૫–૨

આમાં ઇન્દ્ર ભક્ત પૂછે છે કે ઇન્દ્રની સાથે સંબન્ધ, સખ્ય અને ભ્રાતૃભાવની ઇચ્છા કોણ કરે છે?

ઋ. ૪–૧૦–૩ ના નીચેના મંત્રમાં અગ્નિભક્ત અગ્નિની કીર્તન ભક્તિથી દાસત્વ સ્વીકારવાને માગણી કરે છે.

आभिष्टे अद्य गीर्भिर्गृणन्तोग्ने दाशेम ।

ઋગ્વેદના દશમ મણ્ડળમાં નીચેની ઋચા આવે છે.

अहं त्वष्टेव बन्धुरं पर्यचामि हृदा मतिम् ।
कुवित्सोमस्यापामिति ॥

૧૦–૧૧૯–૩

આમાં ઇન્દ્ર મસ્તદશામાં પોતેજ પોતાની સ્તુતિ હૃદયપૂર્વક કરે છે એમ કહે છે અર્થાત્ આમાં પ્રેમ ભક્તિનું બીજ છે. આમ વેદમાં ઘણે સ્થળે નવધાભક્તિ તથા પ્રેમભક્તિનાં સ્તોત્રો છે. તેમાં દેવને ઘડીકમાં [1]પિતા તરીકે ઘડીકમાં [2]માતા તરીકે, ઘડીકમાં [3]પુત્ર

---

૧. ઋ. મં. ૧. ૩૧–૧૦; ૧–૨૪–૫–૪; ૧–૧૬૪–૨૩.

૨. ઋ. મં. ૧–૧૬૪–૩૪.

૩. ઋ. ૧–१–૧–૯.

તરીકે, ઘડીકમાં [4]સખા તરીકે એમ જૂદા જૂદા ભાવે ભજે છે. અથવા એકી વખતે [5]પિતા, માતા, પુત્ર, તરીકે દેવતાનું સ્તવન કરે છે.

પ્રેમ ભાવની ભક્તિનું ઉદાહરણ નીચેના ઋ. મં. ૧-૧૧-૫-૧૧ નું છે.

पतिं न पत्नीरुशतीरुशन्तं स्पृशन्ति त्वा
शवसावन् मनीषा ॥

"હે બલિષ્ઠ પ્રભો જેમ પતિ તરફ પ્રેમ રાખનારી પત્નીઓ પતિને સ્પર્શ કરે છે તેમ મારી વૃત્તિઓ પણ આપનો સ્પર્શ કરે છે."

આ મન્ત્રથી ઋષિના હૃદયમાં પ્રેમલક્ષણા ભક્તિ નહોતી એમ કોણ કહી શકશે? વળી द्वासुपर्णा सयुजा सखाया વાળો ઋ. મં. ૧-૧૬૪-૨૧ ના મંત્રમાં સખ્ય ભક્તિ સ્પષ્ટ છે. આ માટેનાં વિશેષ પ્રમાણો વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસમાં શાસ્ત્રી દુર્ગાશંકર કેવળરામે ઘણું સંશોધન કરીને એકત્ર કર્યા છે. જીજ્ઞાસુએ તે પુસ્તક ખાસ વાંચવું.

સંહિતા પછી ઉપનિષદોમાં પણ ભક્તિનાં પ્રમાણો અનેકશઃ મળી આવે છે.

કઠોપનિષદ્‌ના પ્રથમ અધ્યાયની દ્વિતીય વલ્લીની ૨૫ મી ઋચા નીચે પ્રમાણે છેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

આમાં કહે છે કે આત્માની (બ્રહ્મની) પ્રાપ્તિ પ્રવચનથી, બુદ્ધિ, વિદ્યા વગેરેથી થતી નથી પણ જેનું તે આત્મા વરણ કરવા

૪. ઋ. ૧-૬-૭-૧૧.
૫. ઋ. ૧-૧૪-૫-૧૦.

ઇચ્છે છે તેને પોતાના તનુનું વરણ કરાવે છે. આમાં બ્રહ્મને પ્રાપ્ત કરવાને માટે સાધનો નિષ્પ્રયોજન છે. ફક્ત બ્રહ્મના અનુગ્રહથીજ વરણ થાય છે. આમાં ભક્તિ નહિ તો બીજું શું છે ?

"મુણ્ડકોપનિષત્"ના દ્વિતીય મુણ્ડકના દ્વિતીય ખણ્ડની भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः । क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ એ ઋચામાં કહે છે કે તે પર અને અવર એવા બ્રહ્મનાં દર્શન થતાંની સાથે હૃદયની ગાંઠો છૂટી જાય છે, સઘળા સંશયો કપાઈ જાય છે, તથા કર્મો પણ ક્ષીણ પામે છે."

આમાં પરબ્રહ્મનું દર્શન કરવાનું કહ્યું છે જ્ઞાન મેળવવાનું નહિ. એમ હોત તો दृष्टे ને સ્થાને ज्ञाते એવો શબ્દ પ્રયોગ હોત. આ દર્શન ભક્તિથીજ થઇ શકે છે.

તૈત્તિરીય ઉપનિષદ્‌ની रसो वै सः શ્રુતિમાં પરમાત્માનું રસ સ્વરૂપે વર્ણન કર્યું છે. આ રસ સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિ પણ રસથી પ્રેમથી જ થઈ શકે માટે તે પ્રાપ્તિનો માર્ગ પ્રેમભક્તિમાં જ શ્રુતિને જણાય છે.

બૃહદારણ્યક–૪–૩–૨૧ ની तद्यथा स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किञ्चन वेद ઋચામાં પ્રેમભક્તિનો ઉલ્લેખ છે.

શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ના ત્રીજા અધ્યાયના ૧૭ મા મંત્રમાં ભક્તિમાર્ગના શરણનો નિર્દેશ છે.

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणं बृहत् ॥

એજ ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયના ૧૮ મા મંત્રમાં मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये એવા શબ્દો છે અને તેમાં શરણદ્વારાજ બ્રહ્મની પાસે જવાય છે એમ પ્રતીતિ થાય છે. છેલ્લા મંત્રમાં તો 'ભક્તિ" શબ્દનો સાક્ષાત પ્રયોગ છે.

यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः
प्रकाशन्ते महात्मनः इति ॥

કૈવલ્યોપનિષદ્‌માં भक्तिध्यानयोगाय वै हि વાકયમાં તથા પાંચમી ઋચામાં भक्त्या स्वगुरुं प्रणम्य વાકયમાં પણ "ભક્તિ" છે.

"નારાયણોપનિષદ્" માં "भक्त्यतिशयेन नारायणः सर्वेश्वरः सर्वावस्थासु विभाति એ વાકયમાં તથા બીજાં વાકયોમાં ભક્તિતત્ત્વ સ્ફુરે છે.

"અવ્યક્તોપનિષદ્"માં બ્રહ્મવિદ્યા કોની આગળ નહિ કહેવી? તે આ ઉપનિષદ્‌ના છેવટમાં જણાવે છે. તેમાં જે વિષ્ણુનો ભક્ત નથી (ना विष्णुभक्ताय) તેને આ વિદ્યા જણાવવી નહિ એમ કહ્યું છે. આ ઉપરથી ભક્તિતત્ત્વ ત્યાં છે જ.

"ગોપાલપૂર્વતાપિન્યુપનિષત્"ના અન્તમાં કૃષ્ણનું જ ધ્યાન કરવાનું, તેના તરફ પ્રેમ દર્શાવવાનો અને તેનુંજ ભજન કરવાનું કહ્યું છે. ( तं रसयेत । तं यजेत् । तं भजेत् । )

આ પ્રકારે ઉપનિષદ્‌માં પણ ભક્તિતત્ત્વ વ્યાપેલું છે. છતાં આ તત્ત્વ તદ્દન નવીન જ છે, અને તેને વેદનો આધાર નથી એ કહેવું તે નિરર્થક પ્રલાપ છે. એવું કહેનારાઓમાં વેદનું અજ્ઞાન ચોકખું જણાઇ આવે છે. વેદમાં ભક્તિ ડગલે ને પગલે છે. ભક્તિ કાઢી લો તો પછી વેદમાં બીજું કંઇ પણ રહેજ નહિ. આ ભક્તિ સંહિતામાં અનેક દેવતાના રૂપમાં દેખાય છે. જયારે ઉપનિષદ્‌માં તે પ્રકટ બ્રહ્મ પ્રતિ છે. અનેક દેવતાઓ તે બ્રહ્મનીજ વિભૂતિઓ છે. વળી આપણે ગત પ્રકરણમાં જોયું કે કૃષ્ણની ભાગવતમાં વર્ણવેલી લીલાઓના ઉલ્લેખો વેદમાં છે. એ કૃષ્ણ એજ પરમતત્ત્વ હોવાથી તેની જ ભક્તિ વેદ કહે છે. તે કૃષ્ણની જૂદા જૂદા રૂપે ભક્તિ

કરવામાં આવી છે. ભારત વર્ષમાં કૃષ્ણ ભકિત સૃષ્ટિની શરૂઆતથી છેજ. જ્યારથી વેદ છે ત્યારથી કૃષ્ણ ભકિત છે. તે ભકિત જે વેદમાં હતી તેને પાછળથી પુરાણમાં વધારે પ્રકટ કરી છે. અને ભકિત-માર્ગના આચાર્યોએ તેને કર્તવ્યમાં મૂકવાને પ્રકટ ઉપદેશ આપ્યો.

કૃષ્ણભક્તિ ખ્રીસ્તી ધર્મ પહેલાંની છે. આ માટેના રદિઆ લોકમાન્ય તીલકે તેમની ગીતાના ઉપોદ્ઘાતમાં આપ્યા છે. તે જણાવે છે કે ભક્તિનું તત્ત્વ ખ્રીસ્તી ધર્મમાંથી ભારત વર્ષના ધર્મ ગ્રન્થોમાં આવ્યું એમ કહેવાને બદલે ભારતીય ધર્મ ગ્રન્થોમાંથી ખ્રીસ્તી ધર્મે લીધું છે એમ માનવાને સબળ પૂરાવા છે અને પોતે મેળવેલા પૂરાવાના આધારે તેઓ જણાવે છે કે જેસસ ક્રાઇસ્ટ બૌદ્ધની મહાયાન શાખાના એક ધર્મોપદેશક પાસે ધર્મજ્ઞાન મેળવવાને હિમાલયમાં આવ્યા હતા અને ભારતવર્ષમાંથી ધર્મનો બોધ પામીને પછી યુરોપની અંદર તેમણે તેનો ફેલાવો કર્યો. આ માહાયાન તે ગૌતમ બુદ્ધની એક શાખા છે અને બુદ્ધનો જન્મ ઈ. સ. પૂર્વે છે. ભક્તિનું તત્ત્વ તે બુદ્ધની પહેલાં ૩૦૦૦ વર્ષો પૂર્વનું વેદમાં જાણીતું છે. તો પછી ઇશુ ખ્રીસ્તના ઉપદેશોમાંથીજ એ તત્ત્વને ભારતવર્ષમાં દાખલ કરવામાં આવ્યું એમ કહેવું તે અસત્ય કથન નહિ તો બીજું શું ?

ઇશુ ખ્રીસ્ત પહેલાં પણ " કૃષ્ણ " ની ભક્તિ આ દેશમાં હતી તે વિષેનાં ઐતિહાસિક પ્રમાણો ડો. ભાણ્ડારકરે Shaivism versus Vaishnavism નામના પુસ્તકમાં એકઠાં કર્યા છે. તેમ " વૈષ્ણવ ધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ " માં પણ શાસ્ત્રી દુર્ગા-રામે તેમને સંગ્રહીત કર્યા છે. તેમાં નીચેના પૂરાવા આપવામાં આવ્યા છે.*

(૧) નાના ઘાટની નં. ૧ ની ગુફામાં ઈ. સ. પૂર્વે પહેલાં

* અહિંઆં પૂરાવા લેવામાં " વૈષ્ણવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસ " નો ઉપયોગ કર્યો છે.

શતકનો એક શિલા લેખ છે. જેમાં મંગળાચરણમાં બીજા દેવો સાથે સંકર્પણ અને વાસુદેવનો દ્વન્દ્વ સમાસમાં ઉલ્લેખ છે.[1]

(૨) વિદિશા (બીસનગર) માં ૧૯૦૯ માં મળી આવેલા લેખ માં "દેવદેવ વાસુદેવનો આ ગરુડધ્વજ ઉભો કરાવ્યો છે" એવા શબ્દો છે. આ લેખ ઇ. સ. પૂર્વે બીજા શતકનો હોવાનું ડૉ. ભાણ્ડારકર જણાવે છે.[2]

(૩) રજપૂતાનામાં ઘોસંડી પાસે મળી આવેલા લેખમાં સંકર્પણ અને વાસુદેવની પૂજાના શિલાપ્રાકાર બંધાવ્યાનો ઉલ્લેખ છે. તે લેખ ઇ. સ. પૂર્વે ૨૦૦ નો હોવાનું મનાય છે.[3]

(૪) ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં ચંદ્રગુપ્તના વખતમાં ગ્રીક લેખક મેગેસ્થીનસે આં દેશમાં આવ્યો હતો અને તેણે આ પ્રમાણોની નોંધ પોતાના પુસ્તકમાં લીધી છે.

"હિંદી શૌરસેની પ્રજામાં હીરેકલીસ પૂજાય છે. આ શૌરસેની પ્રજાના દેશમાં બે મોટાં શહેરો છે. મેથેરા અને કલીસોબોરા અને એ પ્રદેશમાં જોબરસ નદી વહે છે." મેગેસ્થનીસ જોબેરસની નદી તે જમુના છે. જો આ પ્રમાણે હોય તો કૃષ્ણની પૂજા ઇ. સ. ૪૦૦ વર્ષો પહેલાં પણ હતી.

(૫) ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં કયા કયા ધર્મો હતા તેનું વર્ણન બૌદ્ધના જૂના પાલીનિદ્દેશ ગ્રંથમાં મળી આવે છે, તેમાં વાસુદેવને માનનારાઓની નિન્દા કરી છે.[4]

---

1 Encyclopaedia of Indo–Aryan Research III 6 pp. 4 to 13.

2. Archaeological Survey of Annual report 1913–14 pt. 1 p. 18.

3. Luders list of Brahmi Inscriptions No. 6.

4. Encyclopaedia of Indo–Aryan Research III 6 p. 5

(૫) પાણિનિની અષ્ટાધ્યાયીમાં વાસુદેવાર્જુનાભ્યાં વુન્–૪–૩–૯૮ નું સૂત્ર છે. આમાં વાસુદેવ અને અર્જુનના ઉલ્લેખો છે. પાણિનિના કાળ બાબતે વિદ્વાનોએ નિર્ણય આપ્યો છે કે તે ઇ. સ. પૂર્વે ૪૦૦ પછી નથી.

આ ઐતિહાસિક શિલાલેખોના પૂરાવા ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે જેસસ ક્રાઇસ્ટના જન્મ પૂર્વે ૪૦૦ વર્ષ પહેલાં પણ કૃષ્ણની ભક્તિ આ દેશમાં ઘણીજ પ્રચલિત હતી. કૃષ્ણની ભક્તિ આ દેશમાં જૂનામાં જૂની છે. આ દેશના લોકની રગેરગમાં તે ભક્તિ ઉતરી ગયેલી છે. એ કૃષ્ણભક્તિના ઘણા પ્રચારથીજ મહાભારત, ભાગવતાદિ પુરાણો વગેરે રચાયાં છે ભગવદ્ગીતામાં આપેલો ઉપદેશ સાક્ષાત્ કૃષ્ણે સ્વમુખે આપ્યો છે એમ આ દેશના લોકો માને છે. આ ઉપરથી કૃષ્ણ ભક્તિનું કેટલું માહાત્મ્ય હશે તે સમજી શકાશે. બ્રહ્મસૂત્રો જેમાં બ્રહ્મના જ્ઞાનનો ઉપદેશ છે તે પહેલાં પણ કૃષ્ણભક્તિ હતી. કારણ કે તેમાં સ્મર્યંતે વગેરે સૂત્રોમાં ભગવદ્ગીતાનો ઉલ્લેખ છે તેમજ અન્યમતોના ખણ્ડનમાં અનિરૂદ્ધ સંકર્ષણ વગેરે ચતુર્વ્યૂહને માનનાર પાઞ્ચરાત્રોનું પણ ખણ્ડન છે. અર્થાત બ્રહ્મસૂત્રકારની પૂર્વે ગીતાનું માહાત્મ્ય હશે તેમજ પાઞ્ચરાત્ર ધર્મ જેમાં વાસુદેવની પૂજા છે તેનો વિશેષ પ્રચાર હતો એ આ ઉપરથી સમજાય છે.

જો કે આર્યભટ્ટ (ઇ. સ. ૪૫૦) જેવા જ્યોતિઃ શાસ્ત્રીઓ શ્રીકૃષ્ણને ૫૦૦૦ વર્ષ પહેલાં થઇ ગયેલા જણાવે છે.

પૌરાણિક માન્યતા કૃષ્ણને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ ની આસપાસ થઇ ગયેલા જણાવે છે.[૬]

તો પણ ઋગ્વેદકાળમાં પણ કૃષ્ણની ભક્તિ છે તે ઉપર જણાવેલાં પ્રમાણો ઉપરથી સ્પષ્ટ થશે. ઋગ્વેદના આઠમા મંડળના ૭૪

---

૫. જુઓ "વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ"

૬. જુઓ "વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ."

આ સૂક્તમાં ઋષિનું નામ "કૃષ્ણ" છે ત્યાં ઋષિ પોતાને કૃષ્ણ કહેલ છે. કૌષીતકી બ્રાહ્મણ (૩૦-૯) માં પણ એજ આંગિરસ કૃષ્ણનું કથન છે. છાંદોગ્ય ૩-૧૭ માં તેમને દેવકી પુત્ર કહેલ છે.

આ તમામ પ્રમાણોનો નિષ્કર્ષ એટલોજ છે કે કૃષ્ણની ભક્તિ હમણાંની નથી પણ બહુ જૂના કાળની છે. તે વેદકાલમાં પણ હતી. પણ પાછળથી તેનો વધુ વિકાસ પુરાણોમાં થયો. કૃષ્ણની ભક્તિ વેદના રહસ્યરૂપ હોવાથી આ દેશમાં તેજ ખરા ધર્મ તરીકે સ્વીકારાઇ છે તેથી બીજાઓ જે આ ભક્તિનું રહસ્ય સમજતા નથી તે આ વિષે ગમે તે કહે તો પણ આપણે તેની ગણના કરવી નહિ. આપણે માટે પ્રેમરૂપ કૃષ્ણ માટેની ભક્તિ તેજ ખરા પ્રાણરૂપ છે. આપણી શ્વસન અને પ્રાણન ક્રિયામાં કૃષ્ણ ભક્તિનાજ રસનું પાન આપણે કરીએ એવું જીવન જીવવા તરફ આપણું ધ્યેય હોવું જોઇએ.



# પ્રકરણ ૧૧ મું.

## ભક્તિ તથા મુક્તિ.



ગતભરનાં તમામ મનુષ્યો તથા પ્રાણીઓ દુઃખથી પીડિત થઇ ગયાં છે. તે દુઃખથી તેમને જીવન ખારૂં લાગે છે તેથી તે દુઃખમાંથી બચવાને તેઓ તમામ પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે. મુક્તિ એટલે મોક્ષ અર્થાત્ દુઃખમાંથી છૂટકારો. આ દુઃખ એટલે શારીરિક, માનસિક અને પ્રકૃતિના સંજોગોથી ઉત્પન્ન થયેલાં હોય છે. કેટલાંક દુઃખ શરીરથી જન્ય હોય છે. કેટલાંક મનથી ઉદ્‌ભવે છે જ્યારે કેટલાંક સંજોગોથી ઉત્પન્ન થાય છે. આ દુઃખો આધિ, વ્યાધિ અને ઉપાધિના નામથી ઓળખાય છે. આ ત્રણ પ્રકારનાં દુઃખો આધિભૌતિક છે. આ ઉપરાંત આધ્યાત્મિક અને આધિદૈવિક પણ દુઃખો છે. આ દુઃખોમાંથી સદા મુક્ત થવું તેનું નામજ મોક્ષ છે. એ દુઃખમાંથી કેમ છૂટાય ? તેનાજ ઉપાયો આપણાં શાસ્ત્રોમાં શાસ્ત્રકારોએ આપ્યા છે. જેમ જેવો રોગ તે પ્રમાણે ઔષધોપચાર હોય છે તેમ જીવને જેવું દુઃખ તે પ્રમાણે તેમાંથી છૂટવાનો ઉપાય હોય છે. જ્યાં સુધી સંસાર છે ત્યાં સુધી દુ.ખ હોય છે, તો તે દુઃખ-નિવૃત્તિ માટે સંસારને દૂર કરવાની આવશ્યકતા છે. આપણા વેદ ગ્રન્થોમાં આ દુઃખમાંથી મુકત થવાના ઉપાયો આપ્યા છે તેમાં યજ્ઞ તપઃ આદિ સાધનો અર્થાત્ કર્મ, તેમજ જ્ઞાન તથા ભકિતનાં તત્ત્વો છે. આ ત્રણેમાંથી જે જીવને જેવા પ્રકારનું દુઃખ હોય તે પ્રમાણે ઔષધોપચાર કરી શકે. પણ આ તમામ પ્રકારના દુઃખ નિવૃત્તિના ઉપાયોમાં મુખ્ય ઉપાય કયો તેનો નિશ્ચય કરવાને આ દેશમાં અનેક શાસ્ત્રો તથા આચાર્યોએ પ્રયત્ન કર્યા છે. જેમ વૈદકીય વિજ્ઞાનમાં

અત્યારે નવી નવી શોધો થતી જાય છે તેવી રીતે જીવને દુઃખમાંથી સંપૂર્ણ કેમ મુક્ત કરવો તે વિષેના ઉપાયોની તપાસ કરવામાં આવી છે. સાંખ્યશાસ્ત્રના કપિલ મુનિએ આ વિષે વિચાર કરી જોયો. તેમને વિચાર કરતાં એમ જણાયું કે પ્રકૃતિ અને પુરુષ (જીવો) એ બેના સંબંધથી કરીને સંસાર થાય છે, અને તેથી જીવ બન્ધમાં પડે છે. અર્થાત્ પ્રકૃતિની જાળમાં પુરુષ સપડાય છે અને તેથી તે દુઃખાનુભવ કરે છે, માટે પ્રકૃતિ અને પુરુષનો સંબન્ધજ થવા ન દેવો જોઇએ. તે બન્નેને એક બીજાથી અલગ રાખવાં જોઇએ. આ પ્રકૃતિ ત્રિગુણાત્મક છે તેના સત્વ, રજઃ અને તમઃ ગુણો પ્રમાણે પુરુષ તેમાં લોભાય છે, અને તે કર્મમાં પ્રવૃત થાય છે. આ કર્મની પ્રવૃત્તિ તેજ દુઃખનું નિદાન છે. માટે દુઃખની નિવૃત્તિ અર્થે મુખ્ય ઉપાય કર્મ-પ્રવૃત્તિમાંથી અટકવું એજ છે. યોગશાસ્ત્રના પ્રણેતા પતંજલિને એમ જણાયું કે કેવલ કર્મમાંથી અટકવું એમ કહેવાથી દુઃખની નિવૃત્તિ રૂપ મોક્ષ સાધ્ય થતો નથી; કારણકે જેને લીધે કર્મ પ્રવૃત્તિ બને છે તે ઇન્દ્રિયોનું નિયમન થવું જોઇએ. જ્યાં સુધી ઇન્દ્રિયોને નિયમનમાં રાખી ન હોય તો મનુષ્યના ગમે તેવા નિશ્ચયોને તે ડોલાવી નાંખે છે. કારણકે ઇન્દ્રિઓ તે તોફાની ઘોડા સમાન છે. તોફાની ઘોડાઓ ઉપર લગામનો બરાબર અંકુશ જરૂરનો છે તેમ ઇન્દ્રિયો માટે પણ જરૂરનો છે. આ ઇન્દ્રિયો ઉપર અંકુશ રાખવાને માટે યોગનો ઉપાય મુખ્ય છે. યોગના આચરણથી ક્રમશઃ ઇન્દ્રિયો સંસારના પદાર્થોમાંથી નિવૃત્ત થશે, અને એમ કરતાં કરતાં સંસાર ઉપરની મમતા આસક્તિ તથા છેવટે મનનું વલણ એવી રીતે બદલાઇ જાય છે કે તે સમાધિની સ્થિતિએ પહોંચતાં સંસારથી વ્યતિરિક્ત કોઇ આધિદૈવિક તત્ત્વમાં ધ્યાનમગ્ન બની જાય છે, એટલે તે ભૂમિકામાં સંસાર સંપૂર્ણ નિવૃત્ત થાય છે.

નૈયાયિકો તથા વૈશેષિક મતવાળાઓએ વિચાર કરતાં જ્ઞાનને જ મોક્ષનો ઉપાય જણાવ્યો છે. નૈયાયિકોએ પ્રમાણ, પ્રમેય વગેરે

અમૂક ખરૂં અમૂક ખોટું એમ નિર્ણય કરવાને ઉપયોગી ૧૬ પદાર્થના જ્ઞાનની જરૂરીઆત જણાવે છે. વૈશેષિકો આ જગતની અંદરના જે તમામ પદાર્થો છે તેના સાત વિભાગો કરીને તેમના જ્ઞાનની જરૂર જણાવે છે. એ સાત પદાર્થો તે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ છે. આ બન્ને દર્શનોમાં જ્ઞાન-બુદ્ધિ-પ્રત્યય બોધ વગેરે મોક્ષ માટે જરૂરી છે. આ જ્ઞાન અનેક પ્રકારે ઉત્પન્ન થાય છે. તો પણ તેના બે મુખ્ય ભેદો સ્વીકાર્યા છે. (૧) વિદ્યા એટલે ખરૂં જ્ઞાન (૨) અવિદ્યા-ખોટું જ્ઞાન. તેઓ એમ માને છે કે જીવોને જે સંસારના પદાર્થોમાં મોહ થાય છે તેનું કારણ અજ્ઞાન-અવિદ્યા છે. અવિદ્યાથી ખરી વસ્તુ સમજાતી નથી. માટે તે અવિદ્યાનો પ્રતિકાર વિદ્યાથી કરવો જોઇએ. વિદ્યાથી સત્ય જ્ઞાન થતાં અવિદ્યા-ખોટું જ્ઞાન ટળી જશે. એટલે સંસાર નહિ રહે. સંસાર દૂર થતાં સંસારનાં દુઃખો પણ ટળી જશે. આ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે ઉપર જણાવેલા ૧૬ પદાર્થો અગર સાત પદાર્થોનું જ્ઞાન મેળવવું જોઇએ.

આ પછી જૈમિનિમુનિએ પૂર્વમીમાંસામાં વેદના રહસ્ય રૂપે જણાવ્યું છે કે વેદોનું તાત્પર્ય ફક્ત કર્મ કર્યાં હોય તે પ્રમાણે તેને ફળ મળે છે તે જણાવવામાં છે. માટે સારૂં ફળ મેળવવાને જે ફળથી સંસારનાં દુઃખજ ભોગવવાં ન પડે તેવાં કર્મ કરવાં જોઇએ, તે ફળ એ સ્વર્ગ છે. વેદની અંદર જણાવ્યું છે કે સ્વર્ગનું સુખ મેળવવું હોય તો દરેકે વેદમાં જણાવેલા કર્મો-યજ્ઞો કરવા જોઇએ. તેજ ખરો ધર્મ છે. વેદના બ્રાહ્મણ ગ્રન્થો તે માટેજ રચાયા છે. તેમાં યજ્ઞ કેમ કરવા? ક્યારે કરવા? વગેરે બાબતો વિસ્તારથી સમજાવી છે. માટે દુઃખને દૂર કરવાના ઉપાય તરીકે તો વૈદિક કર્મો કરવાં જોઇએ.

પણ જૈમિનિ આચાર્ય પછીથી બાદરાયણ વ્યાસ થયા. તેમણે આ પ્રશ્નનો ઉકેલ નીચે પ્રમાણે કર્યો છે. વેદમાં કર્મને ઉપાય તરીકેજ જણાવ્યો નથી, પણ તે ઉપરાંત જ્ઞાન પણ છે. હા, વેદના પૂર્વકા-

ણ્ડમાં—બ્રાહ્મણ ગ્રંથોમાં યજ્ઞનું વર્ણન છે, પણ વેદનું રહસ્ય ફક્ત પૂર્વકાણ્ડમાં જ નથી, કારણકે ઉપનિષદો પણ વેદજ છે તો તેને પણ આપણે અવલોકવાં જોઇએ. ત્યાં આપણને કર્મભાવના જણાતી નથી તેમાં જ્ઞાન એ મુખ્ય ગણાય છે. માટે જ્ઞાનજ વસ્તુતઃ દુઃખને તરવાનો ઉપાય મનાય છે. બાદરાયણ વ્યાસે આ રહસ્ય પોતાના બ્રહ્મસૂત્રમાં જણાવ્યું છે. આ સૂત્રોનું રહસ્ય પ્રકટ કરનાર અનેક ભાષ્યો જૂદા જુદા આચાર્યોએ લખ્યાં છે. આદિ શંકરાચાર્યે એક મોટું ભાષ્ય બ્રહ્મસૂત્રો ઉપર લખ્યું છે. તેમના સમયમાં આ દેશ ગૌતમ બુદ્ધના ઉપદેશની અસર નીચે હતો. બુદ્ધની પહેલાં વેદના—કર્મની ભાવના એટલી બધી શિથિલ થઇ ગઇ કે કર્મ—યજ્ઞને નામે પશુઓ તથા મનુષ્યોની પણ હિંસા થવા લાગી. ગૌતમબુદ્ધનું હૃદય આથી ખિન્ન થઇ ગયું. તેથી તેમણે વેદધર્મમાં ઘુસી ગયેલા આ પ્રકારના પાખણ્ડને નિર્મૂળ કરવાને યજ્ઞ—ધર્મ વિરુદ્ધ ઉપદેશ આપ્યો. પણ પછી તેના અનુયાયીઓ તો એટલે સુધી આગળ વધ્યા કે તેમણે આખા વેદધર્મનો નાશ કરવા માંડ્યો. આ સમયે શંકરાચાર્યે બ્રાહ્મણ ધર્મનું પુનઃ સ્થાપન કરવાને તથા બૌદ્ધ ધર્મનો પરાજય કરવાને ભગીરથ પ્રયત્ન કરવા માંડ્યો. તેમણે પણ બૌદ્ધધર્મની છાયામાં રહેલાઓને પોતાના વેદધર્મમાં ખેંચવાને બુદ્ધની માફક યજ્ઞાદિની નિન્દા કરી અને જ્ઞાનજ મુખ્ય વસ્તુ છે તેમ જણાવ્યું. શંકરાચાર્યના ગુરુ ગૌડપાદાચાર્ય હતા. તેમના ઉપર બૌદ્ધ ધર્મની ઘણીજ અસર થઇ હતી. તેથી તે અસર પ્રમાણે તે બાદરાયણ વ્યાસનાં સૂત્રોનું તાત્પર્ય ખેંચવા લાગ્યા. અને તે દૃષ્ટિથી વાંચતાં તેમને જણાયું કે આ જગત્ મિથ્યા છે, તે માયાથી થયેલું છે. આ માયા અગર અવિદ્યાથીજ જીવ જગત્‌માં બંધાય છે; અને કર્મના વમળમાં પડી રહે છે માટે તે અવિદ્યાને દૂર કરવી જોઈએ. આ અવિદ્યાને દૂર કરવાને વિદ્યા મેળવવી જોઇએ અર્થાત્ જ્ઞાનથી અજ્ઞાનને દૂર કરવું તેનું નામજ મોક્ષ છે. અજ્ઞાન જતું રહ્યું એટલે દુઃખાદિ રહેશેજ નહિ. ખરૂં

જ્ઞાન તેજ પરમ તત્ત્વ બ્રહ્મ છે. તે બ્રહ્મ નિર્ગુણ અને નિરાકાર છે. સત્ય જ્ઞાનથી તે જ્ઞાનરૂપ બ્રહ્મમાં જીવ લીન થઇ જાય છે. આ લીન થઇ જવું તેનું નામ મોક્ષ છે. માટે આ પ્રકારે જ્ઞાનજ પ્રાપ્ત કરવું એવું બાદરાયણ વ્યાસ જણાવે છે. શંકરાચાર્યના ઉપદેશથી જો કે દેશમાંથી બૌદ્ધધર્મનો ધ્વંસ થયો, અને વેદધર્મનું પુનઃ સ્થાપન થયું. પણ તેથી દેશની સામાજીક પ્રગતિ અટકવા લાગી. બ્રહ્મ એજ સત્ય છે અને જગત્ મિથ્યા છે એ ઉપદેશથી દેશમાં સંન્યાસીઓનું જોર વધી ગયું. આથી ગૃહસ્થાશ્રમોનો ઉચ્છેદ થયો, તથા સમાજોના પાયા પણ ગગડવા લાગ્યા. આવા સમયે રામાનુજાચાર્યે બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય દેશકાલને અનુસરીને સમજાવવાને ભાષ્ય રચ્યું. તેમણે જણાવ્યું કે શંકરાચાર્યે જે બ્રહ્મસૂત્રોનું તાત્પર્ય ખેંચ્યું છે તે બાદરાયણને સંમત નથી. બાદરાયણ વ્યાસનું કહેવું એવું નથી કે કર્મ ન કરવાં. કર્મ કરવાની પણ જરૂર છે. પણ તે કામના રહિત કરવાં. કર્મ અને જ્ઞાન એટલે કર્મજ્ઞાન સમુચ્ચય અથવા ઉપાસનાથી જ મોક્ષ મળી શકે છે. માટે કેવલ જ્ઞાન નહિ પણ ઉપાસના અગર પૂજાનો માર્ગ જ દેશને કલ્યાણકર્તા છે. આથી સંન્યસ્તાશ્રમનો સ્વીકાર જરૂર નથી. ગૃહસ્થાશ્રમમાં રહીને પૂજામાર્ગનો અંગીકાર કરવાથી પોતાનું તેમ જગતનું કલ્યાણ કરી શકાય છે. વળી શંકરાચાર્ય જગતને મિથ્યા જણાવે છે તે પણ ખોટું છે, બાદરાયણના બ્રહ્મસૂત્રમાંથી એવું કંઇ પણ નીકળતું નથી. ઉલટું બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયના પ્રથમપાદના "जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्" એ સૂત્રમાં બ્રહ્મનું લક્ષણ આપવામાં આવ્યું છે અને તે ઉપરથી સમજાય છે, કે જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કર્તૃ છે તેજ ખરૂં બ્રહ્મ છે. વળી શંકરાચાર્ય માયાવાદની દૃષ્ટિથી બધું સમજાવવા જાય છે તે પણ ખોટુ છે કારણકે બાદરાયણ મુનિનાં સૂત્રોમાં માયા શબ્દ કોઇ પણ જગ્યાએ નથી. ફક્ત ત્રીજા અધ્યાયના પ્રથમ પાદમાં मायामात्रं तु कार्त्स्न्येन એ સૂત્રમાં માયા શબ્દ આવે છે. પણ અહિંઆં સ્વપ્ન સૃષ્ટિ માયા

છે એમ કહે છે. તેથી કદાચ અનુમાન તરીકે જો કંઇ પણ જણાવવું હોય તો એટલુંજ કે સ્વપ્ન સૃષ્ટિ મિથ્યા છે. પણ આથી કંઇ એવું ઠરતું નથી કે જાગ્રત્ સૃષ્ટિ મિથ્યા છે.

રામાનુજાચાર્યે આ પ્રમાણે શંકરાચાર્યના ઉપદેશને અવ્યવહારૂ જણાવ્યો. આ ઉપદેશથી ગૃહસ્થાશ્રમો સજીવન રહ્યા. સંન્યાસીઓની સંખ્યા ઓછી થઇ અને સમાજો સુવ્યવસ્થિત રહ્યા. ઘણાં વર્ષો સુધી આ ઉપદેશ દેશમાં રહ્યો. પણ ધીમે ધીમે દેશકાલ બદલાતો જતો હતો. દિવસે દિવસે લોકની જરૂરિયાતો વધતી જતી હતી. લોકને આજીવિકા મેળવવાને એટલો બધો કાલક્ષેપ કરવો પડતો હતો કે પૂજામાર્ગ માટે જે સમય અગર ફુરસદ ગાળવી જોઇએ તે પ્રમાણે વર્તવું મુશ્કેલ હતું. પરિસ્થિતિ બદલાતી જતી હતી. આ સમયે મોક્ષના સાધનની પરીક્ષા નવેસર થવાની જરૂર જણાતાં શ્રી વલ્લભાચાર્યે દુઃખ તરવાના ઉપાયમાં સુધારો કર્યો. તેમને વેદ ગ્રંથો અવલોકતાં નવુંજ રહસ્ય સમજાયું. વેદના મુખ્ય બે કાણ્ડો તરફ દૃષ્ટિપાત નાંખતાં એકમાં કર્મનું પ્રતિપાદન છે અને બીજામાં જ્ઞાન છે, પણ શું માત્ર એ બેનેજ વેદમાં જણાવ્યા છે ? વેદ એ ભગવાનના નિઃશ્વાસરૂપ હોવાથી તે રહસ્ય ગ્રંથો છે, અને આ રહસ્ય ગ્રંથમાં મોક્ષના સૂચવેલા ઉપાયો પણ ગૂઢ હોવા જોઇએ. કેવળ કર્મ અને કેવળ જ્ઞાન એજ ફક્ત ઉપાયો નથી. હા, તે બન્ને ઉપાયો છે. તેમાં કંઈ કર્મ ખોટો ઉપાય નથી, તેમ જ્ઞાનજ ખરો ઉપાય નથી. બન્ને ઉપાયો ખરા છે. પણ વેદનું તાત્પર્ય એટલામાં જ સમાઇ જતું નથી. તે કરતાં પણ એક અધિક ઉપાય વેદમાં છે. અને તે ઉપાય ભક્તિનો છે. કેવલ કર્મ અત્યારના જમાનામાં નિરુપયોગી છે. કારણ કે કર્મના અનુષ્ઠાન માટે એવો નિયમ છે કે તેમાં મંત્ર, દ્રવ્ય, યજમાન, હોતા, દેશ અને કાલ એટલા શુદ્ધ હોવા જોઇએ. તે સમયે મુગલાઇ રાજ્યની આણ પ્રવર્તતી હતી. તે રાજ્યને લીધે દેશની સંસ્કૃતિની પવિત્રતા હણાઈ ગઇ હતી, મંત્રોનું પ્રાબલ્ય ઓછું થઇ

ગયું હતું. જે દ્રવ્યથી યજ્ઞાદિ કર્મો કરવાનાં હતાં તે દ્રવ્ય પ્રામાણિકતા કે નીતિથી સંપાદન ભાગ્યેજ કરેલું હોવાનું બનતું, યજ્ઞ કરાવનાર માણસ તે પણ ભાગ્યેજ મન, વાણી તથા કાર્યથી પવિત્ર જડતા, જે બ્રાહ્મણો પાસે યજ્ઞ કરાવવામાં આવતા તેમનામાંથી વિદ્યાનો લોપ થઇ ગયો હતો તથા રાગદ્વેષાદિને તેઓ વશ થયેલા હતા. ભૂમિપણ મ્લેચ્છાક્રાન્ત થવાથી અપવિત્ર હતી. યજ્ઞની ભૂમિ માટે એવું કહેવાય છે કે જે સ્થાનમાં ફરતાં બાર ગાઉ સુધી ગોવધ ન થયો હોય તેજ ભૂમિ યજ્ઞ માટે લાયક છે. પણ એવી ભૂમિ મળવી મુશ્કેલ છે. તે કાલ પણ કલિયુગનો હોવાથી પાખણ્ડ તથા દંભ, લોભ વગેરેથી પ્રચુર બન્યો હતો. આવા સંજોગોમાં યજ્ઞ કર્મ બનવાં મુશ્કેલ છે. વળી ધારો કે ઉપર ગણાવેલી છ શરતો સંપૂર્ણ પાળી શકાય તેવા સંજોગો હોય અને પછી યજ્ઞ કર્યો હોય તો પણ તે યજ્ઞાદિનું ફળ શું ? તેનું ફળ તો વેદમાં स्वर्गकामो यजेत વગેરે શ્રુતિનાં જણાવ્યા પ્રમાણે સ્વર્ગની પ્રાપ્તિજ. સ્વર્ગની પ્રાપ્તિ એટલે શું ? શું તેનાથી દુઃખનું સંપૂર્ણ નિવારણ થઇ ગયું ? તેનાથી સંસારનો હમેશના માટેનો ભય ટળી ગયો ? ના, તે ભય તો પાછો રહે છે જ. કેવી રીતે ? શ્રુતિમાં જણાવે છે કે નિષ્કામ કર્મોનું ફળ જ સ્વર્ગ છે, પણ તે સ્વર્ગની પ્રાપ્તિ જ્યાં સુધી પુણ્યનો સંચય ક્ષીણ થતો નથી ત્યાં સુધી જ રહે છે. क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति પુણ્યનો ક્ષય થતાં મૃત્યુ લોકમાં તો પાછા આવવુંજ પડે છે. માટે કર્મથી ચિરકાલીન દુઃખની નિવૃત્તિ નથી, ત્યારે કેવલ જ્ઞાનનો ઉપાય યોગ્યજ છે એમ આપણે માનીએ ? તે પણ યથાર્થ નથી. જ્ઞાન માર્ગમાં શંકરાચાર્યના માનવા પ્રમાણે પ્રપંચથી દૂર રહેવું પડે; અર્થાત્ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને સંન્યાસી થવું જોઇએ, અને સંન્યાસી થઇ જવાથી જ્ઞાનમય જીવન થઈ જાય એટલે પોતાનો જીવ બ્રહ્મ જ છે એમ જ્ઞાન થતાં પોતાને જ બ્રહ્મ માને છે, એમ માનતાં તેમાં તે લય થઇ જાય છે. આમાં જ્ઞાન–બ્રહ્મમાં પોતાનો જીવ લય પામે

તેને જ મોક્ષ માને છે, પણ આવા પ્રકારના દુઃખની નિવૃત્તિથી લાભ શો ? તેથી તો ફક્ત આત્મહાનિ દોષ થાય છે. આ ઉપરાંત કર્મ અને જ્ઞાનનો ઉપદેશ ફક્ત ત્રણ વર્ણોને માટે છે, તે વળી પુરુષોને એટલે શૂદ્ર તથા સ્ત્રીઓને તે કર્મમાં અધિકાર જ નથી. વેદમાં તથા સ્મૃતિઓમાં કહ્યું છે કે જો કોઇ શૂદ્રનાં અગર સ્ત્રીઓના કાનમાં વેદની શ્રુતિઓના અક્ષરો પડે તો તેમનાં કાનનાં બાકોરાં સીસાથી પૂરી દેવાં જોઇએ.[1] પારાશર સ્મૃતિમાં કહે છે કે વેદના અક્ષરમાત્રથી શૂદ્રનું પતન થાય છે.[2] શૂદ્રોને કોઇપણ સંસ્કાર કરવા નહિ[3] તેમ તેમને કોઇપણ જ્ઞાન આપવું નહિ.[4] આ પ્રમાણે કર્મ તથા જ્ઞાનમાંથી સ્ત્રીઓ અને શૂદ્રોને બાતલ કરવામાં આવે તો પછી તેમનો ઉદ્ધાર જ થઇ ન શકે ? તો શું જેમ બીજાઓ મોક્ષ મેળવે છે તેમ આ સ્ત્રીઓ તથા શૂદ્રોને મોક્ષ નહિ જ મળવાનો ? તેમને શું હમેશને માટે દુઃખમાં જ સબડવાનું ? તેમનામાં શું જીવ નથી ? જો આમ હોય તો તેમના પણ ઉદ્ધારનો માર્ગ શોધવો જોઇએ; આમ વિચાર કરતાં શ્રીવલ્લભાચાર્યને જણાયું કે ભલે વેદ સ્ત્રીઓ તથા શૂદ્રોને કર્મ તથા જ્ઞાનમાંથી બાતલ રાખે, પણ ભક્તિમાં તો તેમનો અધિકાર છે જ. આ ભક્તિથીજ તેઓ મોક્ષ મેળવી શકશે માટે કર્મ અને જ્ઞાન તે તમામ જીવોને ઉપયોગી થઇ શકતાં નથી. તેમ કર્મ અને જ્ઞાન અથવા પૂજા તે યંત્રવત્ બને છે, તેને માટે પૂરતી નિવૃત્તિ મળવી દુર્લભ છે. માટે ભક્તિ એજ ખરો ઉપાય છે.

શ્રીવલ્લભાચાર્યે આ ભક્તિ તત્ત્વનો સ્વીકાર કર્યો તે ફકત મોક્ષ પ્રાપ્તિ માટે જ નહિ. કારણ કે મોક્ષની પ્રાપ્તિ એટલે દુઃખની નિવૃત્તિ પણ પ્રત્યેક જીવ ફકત દુઃખની નિવૃત્તિજ ઇચ્છતો નથી, તેની સાથે અમુક પ્રકારના સુખની પ્રાપ્તિ પણ ઇચ્છે છે. તેટલા માટે શાસ્ત્રકારોએ ચાર પ્રકારના પુરુષાર્થ દર્શાવ્યા છે—ધર્મ, અર્થ, કામ

---

૧ ગૌ. સૂ. ૧૨-૪. ૨ પા. સ્મૃ. ૧—૭૩. ૩ મ. સ્મૃ. ૧૦—૧૨. ૪ મ. સ્મૃ. ૪—૮૦.

અને મોક્ષ. બાલબોધ ગ્રંથમાં આ ચાર પુરુષાર્થો સમજાવ્યા છે. તેમાં વેદાદિમાં જે પુરુષાર્થો છે તે ઇશ્વર પ્રણીત છે અને સ્મૃતિ વગેરેમાં છે તે જીવ ( ઋષિ મુનિઓથી ) પ્રણીત છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરુષાર્થોમાં, અર્થ અને કામથી પ્રવૃત્તિમય જીવન બને છે, અને ધર્મ અને મોક્ષથી નિવૃત્તિમય તરફ ઢળે છે. આ ચારમાં મોક્ષને જ પુરુષાર્થ માન્યો છે. આ મોક્ષ બે રીતે મળી શકે છે—ત્યાગથી અને અત્યાગથી. ત્યાગથી મોક્ષ સાંખ્ય માર્ગમાં છે. સંસારને છોડી દેવો અને સંન્યાસી થઇ જવાથી દુઃખો સ્પર્શ કરતાં નથી. યોગમાર્ગમાં અત્યાગથી મોક્ષ મેળવાય છે. આ રીતે પ્રાપ્ત થતો મોક્ષ સ્વતઃ છે, પણ આ પ્રકારે પ્રાપ્ત થતો મોક્ષ તે માત્ર દુઃખના અભાવરૂપ છે. દુઃખનો અભાવ તે ખરેખરૂં ફલ કહેવાય નહિ. મનુષ્ય માત્ર રોગથી મુક્ત હોય તેથીજ તેનો અર્થ સરતો નથી, પણ તે તંદુરસ્ત પણ હોવો જોઇએ કે જેથી જીવનનું સુખ ભોગવી શકે. તેમ દુઃખમાંથી મુક્ત થવું તે ફલરૂપ નથી. માટે મોક્ષ કરતાં પણ અધિક સ્થિતિ જીવે પ્રાપ્ત કરવાને પરબ્રહ્મનું ભજન કરવું એમ શ્રીવલ્લભાચાર્ય જણાવે છે. આ ભક્તિ એવું સાધન છે કે તે મોક્ષ કરતાં પણ અધિક ફળ અપાવનાર છે.

જ્ઞાન માર્ગમાં એમ કહેવામાં આવે કે વિદ્યાથી અવિદ્યાનો નાશ થાય તેથી જીવન્મુક્ત બને છે. અર્થાત્ તેથી દેહ ઇન્દ્રિયો વગેરેના અધ્યાસ છૂટી જાય છે. આ વાત ખરી છે, પણ તેથી તે અધ્યાસ હમેશને માટે છૂટી જતા નથી. કારણ કે જેમ વસ્ત્ર ગમે તેટલું ચોકખું હોય તો કવચિત્ તેને ડાઘ લાગવાનો સંભવ છે તેમ જ્યાં સુધી દેહાદિ હોય ત્યાંસુધી અવિદ્યાનો મેલ લાગવાનો સંભવ છે. માટે તે દેહાદિનીજ નિવૃત્તિ થાય તેને માટે ઉપાયો કરવા જોઇએ. એ ઉપાય અક્ષર બ્રહ્મની સેવનાથી અગર તેનાથી પણ પર પરમાનન્દ સ્વરૂપની સેવાથી થાય છે.[૫] અક્ષર બ્રહ્મથી માત્ર આત્યન્તિક દુઃખાભાવ રૂપ મોક્ષ મળે છે

૫ જૂઓ તત્ત્વદીપ નિબંધ શાસ્ત્રાર્થપ્રકરણ શ્લો. ૩૭–૩૮.

જ્યારે પરમાનન્દ સ્વરૂપ બ્રહ્મના સેવનથી ફલરૂપ મોક્ષ જે જ્ઞાનના મોક્ષથી પણ અધિક છે—સર્વદા સુખરૂપ છે તે ફળ મળે છે.

ભક્તિ એટલે શું ? શાણ્ડિલ્ય ભક્તિ સૂત્રમાં **ईश्वरेऽतीवानुरागः स्नेहः भक्तिरभिधीयते** ઇશ્વરમાં મરમ સ્નેહ તેનું નામજ ભક્તિ. તત્ત્વદીપ નિબંધમાં તે ભક્તિનું લક્ષણ કંઇક વ્યાવહારિક બનાવીને શ્રીવલ્લભાચાર્યજીએ આપ્યું છે. તેઓ જણાવે છે કે ઇશ્વરમાં પરમ અનુરાગ એ ભક્તિ બરાબર છે પણ આ અનુરાગ બરાબર થાય તેટલા માટે ઇશ્વરના માહાત્મ્યનું જ્ઞાન હોવું જોઇએ. તેથી તેઓ કહે છે કે

**माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोधिकः।**
**स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥**

બ્રહ્મના માહાત્મ્ય જ્ઞાન પછી સર્વથી મજબૂત અને અધિક તેમ કોઈ પણ ઉપાધિ વગરનો જે સ્નેહ તેનું નામજ ભક્તિ છે. આ ભક્તિથી જ મુક્તિ મળી શકે છે.

અર્થાત્ સ્નેહ અગર પ્રેમથીજ ભગવાનને ચાહવાથી આત્યન્તિક દુઃખમાંથી મુક્ત થવાય છે તથા આનંદમય બ્રહ્મની પ્રાપ્તિ થતાં શાશ્વત સુખ પણ મળે છે. માટે કર્મ જ્ઞાન, ઉપાસના કરતાં ભક્તિ એજ જીવોનું કલ્યાણ કરનાર છે. આ ભકિતમાં દેશ કે કાળની મર્યાદા નથી. કોઇ પણ સ્થળમાં અને કોઇપણ વખતે પ્રભુને ચાહી શકાય છે. તેને માટે વેદના વિધિ નિષેધ નથી, સ્ત્રીઓ તેમજ શૂદ્રો પણ પ્રભુને પ્રેમથી મેળવી શકે છે. તેમાં કોઇ પણ કલેશ નથી. તે માટે સંન્યાસી થવાની જરૂર નથી. આ ભક્તિજ સર્વોત્તમ અને સરલતમ સાધન જનતાને માટે શ્રીવલ્લભાચાર્યે મુકયું.

ભકિત એટલે પ્રભુ માટે પ્રેમ. એ પ્રેમ બને તે માટે પ્રભુના જે સ્વરૂપમાં આસકિત હોય તે સ્વરૂપની સેવા કરવી જોઇએ. ભકિત શબ્દમાં भज् ધાતુ છે તેનો અર્થ સેવા કરવી થાય છે. સેવાનો

અર્થ "સેવાફલ" ગ્રંથમાં શ્રીવલ્લભાચાર્યજીએ એવો કર્યો છે કે **चेतस्तत्प्रवणं।** ચિત્તનું અત્યન્ત પરોવાવું તેનું નામ સેવા. રાતને દિવસ ચિત્ત પ્રભુમાં પરોવાયલું રહે, પ્રભુ સિવાય બીજા કશાના વિચારોજ થાય નહિ ત્યારેજ સેવા કહી શકાય. આ સેવામાં मानसा सा परा मता માનસી સેવા ઉત્તમ છે. સેવાથી મનજ પ્રભુ તરફ વળવું જોઇએ. જો મન સંસારના પદાર્થોમાંથી ભટકતું અટકી જાય અને ભગવાન તરફ વળે તો પ્રભુને જ પ્રિયતમ માનીને પ્રેમ મગ્ન બને, આવી રીતનું મન થાય તે માટે જે ઇન્દ્રિયોને લીધે મન સંસારના પદાર્થોમાં ખેંચાય છે, તેમનો નિરોધ થવાની જરૂર છે. આ નિરોધસિદ્ધિ અર્થે સેવામાર્ગ ઉપદેશવામાં આવ્યો છે. દેહથી સેવા કરવી જોઇએ. શરીરના હસ્ત, પગ વગેરે જે અવયવો છે તે તમામને સેવા કાર્યમાં રોકવા. સાથે સાથે મનુષ્યનું દ્રવ્ય–કીર્તિ–સત્તા–વૈભવ સર્વ ભગવાનની સેવાના વિનિયોગમાં લેવું. આમ થવાથી સંસારના તમામ પદાર્થોમાંથી પોતાની મમતા હડી જશે. પોતાના દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, અંતઃકરણ એ તમામ તથા તેમની સાથે સંબંધ ધરાવનારી વસ્તુઓ તે ભગવાનને નિવેદન કરે છે. તે સાથે પોતાના આત્માને પણ પ્રભુને નિવેદન કરે છે. આ પ્રમાણે થતાં શુદ્ધ પ્રેમ પ્રભુ માટે થાય છે. આ શુદ્ધ પ્રેમ તેનું નામ જ **પ્રેમભક્તિ** અથવા ખરી ભક્તિ છે.

"ભક્તિવર્ધિની" ગ્રંથમાં શ્રીવલ્લભાચાર્ય આ ભક્તિની વૃદ્ધિ કયી રીતે થાય છે તે વિષે જણાવે છે. **ભક્તિલતાનું બીજ ભાવ છે.** તે ભાવ દૃઢ હોય તો તેમાંથી ભક્તિ રૂપી લતાનાં અંકુર ખીલે છે. આ ભાવ દૃઢ થાય તેટલા માટે સંસારના વિષયોનો ત્યાગ, તથા ભગવાનના ગુણનું શ્રવણ તથા કીર્તન થવું જોઇએ. આ ભાવની દૃઢતા ખરેખરી થઈ છે તે ત્યારેજ સમજાય કે જ્યારે ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં અવ્યાવૃત્ત થઇને સ્વધર્મ પ્રમાણે કૃષ્ણનું ભજન કરે. કદાચ વ્યાવૃત્તિનો પ્રસંગ હોય તો પણ હરિ ભગવાનમાં ચિત્ત રાખવું જોઇએ, અને ભગવાનના ગુણના શ્રવણ માટે યત્ન સદા કરવો. આમ કરવાથી

**પ્રેમ, આસક્તિ અને વ્યસન ક્રમશઃ** ઉદ્ભવશે, ભકિત એ કેવલ પ્રેમ નથી, પણ એ પ્રેમમાં ધીમે ધીમે વિકાસ થવો જોઇએ. તે જ્યારે આસકિત અને છેવટે વ્યસનની દશાને પ્રાપ્ત થાય ત્યારેજ તે ભકિત વૃદ્ધિ પામેલી છે એમ સમજવું જોઇએ. પ્રભુ સિવાય અલ્પ ક્ષણ માટે પણ ભકત રહી શકે નહિ તે સ્થિતિ વ્યસનની છે. વ્યસનાવસ્થા પ્રાપ્ત થતાં ભકિતનું ફલ સુલભ થાય છે. ભાવમાં પ્રેમનાં અંકુર ઉત્પન્ન થતાં તમામ પ્રકારના રાગો નાશ પામે છે. કેવલ પ્રભુને માટેનો પ્રેમ રહે છે તે સિવાયના તમામ રાગો શમી જાય છે. આસકિત દશામાં ગૃહ ઉપર અરુચિ થાય છે. ગૃહસ્થાશ્રમ ખારો લાગે છે. પછીથી ગૃહસ્થાશ્રમ પ્રેમમાર્ગમાં તેને બાધક જણાય છે. તેમ તેમાં પોતાનો આત્મા પરોવાતો નથી. આ પછીથી જ્યારે કૃષ્ણમાં વ્યસન-દશા થાય ત્યારેજ તે કૃતાર્થ થાય છે. જેને વ્યસનદશા પ્રાપ્ત થઇ છે તેને તો ગૃહમાં સ્થિતિ વિનાશક હોય છે. ફકત પ્રભુને માટેજ ચિત્ત લગાવીને સર્વ વ્યાપારોનો ત્યાગ કરીને પ્રયત્ન કરવો. આમ કરવાથીજ સુદૃઢ અને સર્વ કરતાં પણ અધિક અને ઉત્તમ ભકિત પ્રાપ્ત થાય છે. આવા ભકતનો જો કે સંસાર વગેરે છૂટી જાય છે છતાં તેને સંન્યાસ લેવાની જરૂર નથી. કારણ કે લોક રીતિ અનુસાર સંન્યાસ લેવામાં ઘણીજ અડચણો આવશે. દુષ્ટ પુરુષોના સંસર્ગ તથા અન્નાદિના દોષોનો સ્પર્શ થવાનો તેમને સંભવ છે. માટેજ હરિના સ્થાનમાં જ્યાં ભગવાનનું સ્વરૂપ બીરાજતું હોય તેવા સ્થાનમાં તાદશીય અને ભગ-વત્સેવામાં પરાયણ હોય તેવાઓની સાથે રહેવું. બીજાંઓની સોબતમાં કે દૂર રહેવું તે એવી રીતે કે ચિત્તમાં કોઇપણ પ્રકારનો વિકાર કે દોષ પ્રવેશ પામે નહિ. જેને આ પ્રમાણે ભગવાનની સેવામાં અગર ભગવાનની કથા—ગુણગાન વગેરેમાં આસકિત દૃઢ થાય છે તેનો જીવતાં સુધી કદી પણ નાશ થતો નથી. જો પોતાને એમ લાગે કે અમૂક સ્થાનમાં એકઠા રહેવાથી ભગવાન માટેના ભાવમાં—પ્રેમમાં અન્તરાય નડશે તો તે સ્થાનનો એકદમ ત્યાગ કરવો. જો કે ભગવાન્ પોતાના

ભકતનું રક્ષણ કરનાર છે તો પણ પોતાના હૃદયને જો આશંકા થાય તો તેવાં સ્થાન ત્યજી દેવાં.

શ્રીવલ્લભાચાર્યે ભક્તિના માર્ગને પ્રભુ પ્રાપ્તિના ઉત્તમોત્તમ સાધન તરીકે બોધ્યો છે. આ ભક્તિ તે પ્રેમ ભક્તિ છે. ભક્તિ પણ બે પ્રકારની છે. એક ભક્તિ શીતલ ભક્તિ છે. બીજી ઉષ્ણા ભક્તિ છે. શીતલ ભક્તિમાં ભાવ શિથિલ હોય છે. પ્રભુને માટે જે તનમનાટ થવો જોઇએ તે હોતો નથી. શીતલ ભક્તિમાં ગુણગાન વગેરે થાય પણ પ્રભુના પ્રેમથી હૃદયમાં જે દાહ થવો જોઇએ તે હોતો નથી. ઉષ્ણા ભક્તિમાંજ દાહ હોય છે. પ્રભુના વિરહને લીધે તે ભક્તથી ક્ષણવાર પણ રહી શકાતું નથી. તેના હૃદયમાંથી દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નીકળે છે. હૃદયમાં ગૂઢ રહેલા પ્રેમ–અગ્નિની જ્વાલાઓ પ્રદીપ્ત થાય છે અને પ્રભુના વિયોગમાં તેને બાળે છે. નારદાદિની ભક્તિ શીતલ ભક્તિ કહેવાય છે. ગોપીજનની ભક્તિ તે ઉષ્ણા છે. જે ભાવની ઉત્કટતા ગોપીજનમાં હતી તે નારદાદિમાં નહોતી. આ શીતલ ભક્તિ એટલે ચરણકમલની ભક્તિ–દાસ્યભક્તિ અને ઉષ્ણા ભક્તિ તે મુખકમળની ભક્તિ. શ્રીહરિરાયજીએ ભક્તિ દ્વૈવિધ્ય નામના ગ્રન્થમાં આ બન્ને પ્રકારો જણાવ્યા છે "ચરણ કમળ અને મુખ કમળના ભેદથી ભક્તિના બે પ્રકાર છે. પ્રથમ ભક્તિ શીતલ છે કારણકે શ્રવણ કીર્તનથી ત્યાંજ મુખનો સંબન્ધ છે. નારદાદિમાં તે સુલભ છે. બીજા પ્રકારની ભક્તિ દુર્લભ છે. કારણકે તે અધરામૃતના સેવનથી મળે છે. તે ભક્તિ પ્રભુના ભાવની ભાવનારૂપ છે તથા વિરહના અનુભવરૂપ છે. વ્રજસુંદરીઓને ભગવાને જાતેજ તે ભક્તિનું દાન કર્યું છે. × × × (વેણુગીતમાં) વેણુનાદથીજ જાણે સ્ત્રીભક્તોને અધરામૃતનું પાન કરાવ્યું અને **મુખારવિંદરૂપ, ભાવાત્મિકા** ભક્તિનું દાન કર્યું."

ગોપીજનની ભક્તિ શીતલ નથી. વેણુગીત સમયે, અગર રાસ પંચાધ્યાયીમાં ભગવાન જ્યારે અંતર્ધાન થયા ત્યારે, તથા યુગલગીત

સમયે, તેમજ ઉદ્ધવજી જ્યારે તેમની પાસે સંદેશો લાવે છે ત્યારે, પ્રભુ માટેનો પ્રેમ તેમને બાળી રહ્યો છે તે પ્રેમની ખાતર તેમનાં હૈયાં પોતાની પાસે રહેતાં નથી. આ ભક્તિ તેજ સર્વોત્તમ ભક્તિ છે. આ ભક્તિનું નામ ખરેખરૂં સાધ્યભક્તિ, ફલભક્તિ અગર પ્રેમ-લક્ષણા ભક્તિ છે. અન્ય પ્રકારની ભક્તિ તે સાધનરૂપા ભક્તિ છે. ઉષ્ણા ભક્તિમાં ભક્ત પ્રભુના વ્યાપક રૂપને ભજતો નથી પણ પોતાને પ્રિય એવા એકજ સ્વરૂપમાં આસક્તિ રાખે છે.[૬]

આવા પ્રકારની ભક્તિવાળા ભક્તની મુક્તિ પણ જૂદા પ્રકારની હોય છે, તે મુક્તિ એટલે આત્યન્તિક દુઃખની નિવૃત્તિ નહિ, પણ અલૌકિક આનંદનો અનુભવ છે. રસાત્મક પરબ્રહ્મ તે અપરિચ્છિન્ન આનંદરૂપ છે. તે પરબ્રહ્મની સાથે સર્વ પ્રકારના મનોરથો સિદ્ધ કરવા—તેમનો સાક્ષાત્કાર કરવો, તેમની સાથે હસવું, ખેલવું, નર્તન કરવું, તેમની સાથે રીસાવું, તેમની સાથે વિનોદ કરવા, ગોષ્ઠી કરવી, વક્રોક્તિ તથા ઉપાલમ્ભો આપવા, એ બધા જૂદા જૂદા ઉષ્ણ ભક્તિ પ્રેમના ઉછાળા છે. તે રીતે એ પ્રેમ બહાર પ્રકટ થાય છે. ચૂલા ઉપર મૂકેલી તેલની કઢાઈમાં જેમ તેલ ખળખળ ઉછળે છે તેમ પ્રભુના વિરહ અને ક્લેશથી તપેલું હૃદય પણ પ્રભુની પાસે જવામાં ઉછળે છે અને જ્યારે તે પ્રભુને મળે છે ત્યારેજ તે આનંદ પામે છે. તે પ્રેમના ઉછાળામાં અનેકવિધ ભાવ ઉદય પામે છે. આવી રીતે રસાત્મક પ્રભુની પાસે જવું અને તેમની સાથે અલૌકિક વિગ્રહથી રમણ કરવું આનંદાનુભવ કરવો એજ પરમફલ છે તેજ સર્વોત્કૃષ્ટ મોક્ષ છે. પ્રભુના ખરા ભક્તો આવોજ મોક્ષ માગે છે. 'સેવાફલ'માં સેવામાં ત્રણ ફલ શ્રીવલ્લભાચાર્યે જણાવ્યાં છે. (૧) અલૌકિક સામર્થ્ય, (૨) સાયુજ્ય, (૩) વૈકુંઠાદિલોકમાં સેવાને ઉપયોગી દેહ. આ ત્રણ ફલોમાં અલૌકિક સામર્થ્ય તે ઉત્તમ ફલ છે અને તે પ્રેમ ભક્તિથી ખરેખરા રંગાયલા

૬ જૂઓ બૃહત્સ્તોત્ર ભા. ૨. પૃ. ૧૦૪.

ભક્તોજ મેળવવાને ભાગ્યશાળી છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં પણ सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता એ શ્રુતિમાં વિવિધક્રીડામાં ચતુર એવા બ્રહ્મની સાથે તે ભક્ત સર્વ મનોરથો ભોગવે છે એમ જણાવ્યું છે. અર્થાત્ પ્રેમભક્તિથી તે ભક્ત એવું અલૌકિક સામર્થ્ય મેળવે છે કે જેથી તે પોતે આનંદવિગ્રહથી આનંદસ્વરૂપ બ્રહ્મની સાથે સર્વ વાંછનાઓ તૃપ્ત કરી શકે છે. શિતલ ભક્તિનું ફલ સાયુજ્ય છે. તે સાધારણ રીતે મોક્ષના નામથી ઓળખાય છે. પરબ્રહ્મ સાથેનું રમણ એ પણ એક ફલ છે. પણ તે મોક્ષાતીત છે. વ્યાવહારિક દૃષ્ટિથી ભક્તિમાર્ગમાં બે પ્રકારના મોક્ષો છે એક મોક્ષ તે સાયુજ્યના નામથી ઓળખાય છે, અને બીજો મોક્ષ તે અલૌકિક વિગ્રહથી. રસાત્મક બ્રહ્મની સાથે સર્વ પ્રકારના મનોરથો સિદ્ધ કરવાને આ બે પ્રકારના મોક્ષ વિષે શ્રીહરિરાયજી “ સ્વમાર્ગીય મુક્તિ દ્વૈવિધ્ય ” નામના ગ્રન્થમાં પણ આને મળતા વિચારો નીચે પ્રમાણે જણાવે છેઃ—

“ ભક્તિ માર્ગમાં તો કૃષ્ણની સાથેનો સંબન્ધ તેનું નામજ મોક્ષ છે. તે મોક્ષના બે પ્રકાર છે. જીવના સાધનથી મળતો મોક્ષ (જીવવિહિત) અને ભગવાનજ આપે તે (ભગવદ્‌વિહિત). ક્રમ પ્રમાણે જીવને માર્ગની નિષ્ઠા પ્રમાણે (સાધન પ્રમાણે) કૃષ્ણ સાથેનો સંબન્ધ થાય છે તે જીવનો જ્યારે પરમાનંદમાં પ્રવેશ થાય ત્યારે તે મોક્ષનું નામ સાયુજ્ય કહેવાય છે. કૃષ્ણમાં પ્રવેશ થવાથી જે મુક્તિ થાય છે તે મુક્તિનું નામ સદ્યોમુક્તિ કહેવાય છે. પણ જ્યારે કૃષ્ણ જાતેજ અત્યન્ત કૃપાથી સ્વપ્રમેયે કરીને ભક્તમાં પ્રવેશ કરે ત્યારે પણ તે ભક્તની મુક્તતા થાય છે. રાસપંચાધ્યાયીમાં અંતર્ગૃહિતા ગોપીનો મોક્ષ, સાધનને અવલંબીને હતો. તેમના પુણ્ય અને પાપનો ક્ષય થયેલો, અને તેથી તેમણે સાયુજ્ય મોક્ષ પ્રાપ્ત કર્યો હતો. રાસસ્થ ગોપીજનમાં તો સાધન હતાંજ નહિ. ભગવાનેજ તેમનામાં અત્યન્ત કૃપાથી પ્રવેશ કર્યો અને તે રીતે રાસરમણ તેમની સાથે કરાવીને તેમને મુક્તિ આપી. ”

ઉપર એ પ્રકારની મુક્તિ જણાવી જેમ સાધનરૂપ મુક્તિ છે તેમ સાધ્યા મુક્તિ છે. સાધનરૂપ મુક્તિનું નામ સાયુજ્ય છે. તે જીવના સાધન (ભક્તિ) ની અપેક્ષા રાખે છે. તે સાધનાનુસાર જીવનાં પાપ અને પુણ્યનાં ફલ ભોગવાઇ રહ્યાં કે તે મોક્ષનો અધિકારી થાય છે. આ સાયુજ્ય મોક્ષમાં તે જીવ ભગવાનના પરમાનંદ સ્વરૂપમાં પ્રવેશ કરે છે, પણ બીજા પ્રકારના મોક્ષમાં જીવને કોઇ સાધનોજ કરવાનાં નથી, તેમનો પ્રેમ તેજ સાધન. તે સિવાય બીજું કોઈ પણ સાધનજ નથી. તે પ્રેમથી ભગવાન જાતેજ પોતાના ભક્તની પાસે આવે છે અને પોતેજ ભક્તમાં પોતાનો આવેશ કરે છે. સાયુજ્યમાં ભક્ત ભગવાનમાં પ્રવેશે છે અને પછી પોતાના આનંદનો ઉપભોગ કરાવે છે. સાયુજ્યમાં તો માત્ર આનંદમાં પ્રવેશ એટલુંજ, તેમાં ઉપભોગ હોતો નથી. ગોપીજનની મુક્તિ તે આ બીજા પ્રકારની હતી. તે મુક્તિ અલૌકિક છે. તેનું નામ "રાસ" કહેવાય છે.



# પ્રકરણ ૧૨ મું.

## *શ્રીકૃષ્ણની લીલાનું પૃથક્કરણ.



કૃષ્ણે જે વિવિધ પ્રકારની લીલાઓ કરી તે લીલાઓ કેવા કેવા સ્વરૂપે પોતે કરી તે વિષેનું સ્પષ્ટીકરણ "ભગવત્પીઠિકા" ગ્રંથમાં કરવામાં આવેલ છે તેનો અક્ષરશઃ અનુવાદ અહિંઆં આપવો ઉચિત લાગવાથી આપીએ છીએ; તે અનુવાદ વાંચવાથી સ્પષ્ટ સમજાશે કે શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી છે તે લીલાના વૈવિધ્ય માટે જૂદા જૂદા સ્વરૂપે કરી છે.

"શ્રીપુરૂષોત્તમનાં ત્રણ સ્વરૂપો છે (૧) આધિભૌતિક (૨) આધ્યાત્મિક અને (૩) આધિદૈવિક.

આધિભૌતિક એટલે નારાયણ, લક્ષ્મીના પતિ તે ક્ષરરૂપ છે. આધ્યાત્મિક એટલે અક્ષરબ્રહ્મ અને આધિદૈવિક એટલે પુરુષોત્તમ આ ત્રણ રૂપો સચ્ચિદાનંદરૂપ છે.

આધિદૈવિકમાં પુષ્ટિ છે. આધ્યાત્મિકમાં મર્યાદા અને આધિભૌતિકમાં પ્રવાહ.

શ્રીપુરુષોત્તમની સૃષ્ટિની ઈચ્છા જ્યારે થાય છે ત્યારે જેમ સૂર્ય અને ચકમકમાંથી અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ અક્ષરમાંથી કાલ ઉત્પન્ન થાય છે. આ કાલ સદાનંદની કટાક્ષમાંથી છૂટો પડે છે. અને ભ્રૂરન્ધ્રમાંથી ઉત્પન્ન થાય છે. કાલમાંથી પ્રકૃતિ અને પુરૂષ ઉત્પન્ન થાય છે. પ્રકૃતિમાંથી ગુણાત્મક નારાયણ લક્ષ્મીપતિ તેમના મનમાંથી વિષ્ણુ, લલાટમાંથી રુદ્ર, અને નાભિ કમલમાંથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે. પછીથી સૃષ્ટિ થાય છે.

* આ પ્રકરણ કેવલ પુષ્ટિમાર્ગની દૃષ્ટિથી યોજ્યું છે. J.

વૃંદાવનમાં **પુષ્ટિ** છે. ગોકુલમાં **મર્યાદા પુષ્ટિ.** મથુરામાં કાલયવનના દાહ પર્યન્ત **મર્યાદા પુષ્ટિ.** પછીથી દ્વારકામાં જે લીલાઓ કરી તેમાં મર્યાદા છે.

વૃંદાવનમાં તો એક આદિરાસ અવિચ્છિન્ન હોય છે. પાછળ**થી** રસિક સેવક જીવની ઉપર કરુણા થાય માટે તેમની પાસે પણ રાસ છે. અર્થાત્ જે ગોપીઓ કુમારિકાઓ હતાં તે સઘળાં ઉપનિષદ્રૂપ છે. તેમની સાથેનો રાસ પણ અનાદિ છે. વ્રજાંગનાની સાથે ગમન કરતી વખતે મળેલાં સામવેદની ઋચાઓ છે. નંદના ઘરમાં ચાર વ્યૂહથી યુક્ત હરિ ભગવાન્ છે. પછીથી ગુરુરાસમાં કેવલ શ્રીપુરૂષોત્તમ છે. લઘુરાસમાં અનિરૂદ્ધ વ્યૂહ નથી. कृत्वा मुखान्यवशुचः એ શ્લોકમાં સંકર્ષણ વ્યૂહ નથી. **कामयंग** એ શ્લોકમાં પ્રદ્યુમ્નવ્યૂહ નથી. કેવલ શ્રીપુરૂષોત્તમની સાથે રાસક્રીડા છે. પૂતનાદિના વધમાં સંકર્ષણ છે. દ્વારકામાં ધર્મપાલનમાં અનિરૂદ્ધ છે. દ્વારકામાં રુક્મિણી વગેરેમાં કામચારલીલામાં પ્રદ્યુમ્ન છે. રાજલીલામાં વાસુદેવ છે. ગોવર્ધનોદ્ધરણમાં કેવલ છે. દાનલીલામાં કેવલ શરણમાં પ્રવાહ લીલા છે. જપમાં મર્યાદા લીલા છે. આત્મનિવેદનમાં પુષ્ટિ છે. કંસવધમાં સંકર્ષણ વ્યૂહ છે. કુબ્જા ઉપર કૃપા કરવામાં પ્રદ્યુમ્ન વ્યૂહ છે, શ્રીદામ માલાકાર ઉપર કૃપા કરવામાં અનિરૂદ્ધ છે. મુચુકુંદની કૃપામાં વાસુદેવ છે. આ પ્રકારે ચાર પ્રકારની લીલા સઘળે છે, માટે કોઇ પણ સ્થળે કેવલ શ્રી પુરૂષોત્તમ નથી. પૂતનાદિ વધમાં સંકર્ષણ યુક્ત ભગવાન્ છે. યમલાર્જુનના ભંગમાં સંકર્ષણ છે. નલ કુબર મણિગ્રીવના પ્રસંગમાં અનિરૂદ્ધ છે. તેમના ઉપર અનુગ્રહ કરવામાં વાસુદેવ છે. વ્રજમાં સર્વદા શ્રીપુરુષોત્તમજ છે. પણ યશોદાનંદ ઉપર કૃપા દેખાડવામાં ચતુર્વ્યૂહયુક્ત પુરુષોત્તમજ છે. ગોપાંગનામાં **પુષ્ટિ,** ગોપીમાં **મર્યાદા અને** વ્રજાંગનામાં **પ્રવાહ.** અહિંઆં શંકા થાય છે–જે વ્રજકુમારીઓના જીવ શ્રીકૃષ્ણમાં બંધાયલા હતા, અન્યત્ર સાંસારિક પતિમાં નહિ તેમની મર્યાદા કહી તે શામાટે ? એ કહેવાય છે.

ગોપાંગનાઓનો પ્રથમ ભોગ થયેલો હતો. તેઓ ભુક્તમુક્ત હતાં. ગૃહમાં ભોગવેલા સુખનો તેમણે ત્યાગ કર્યો હતો. લોકવેદના ભયને પણ તેમણે વર્જ્યો હતો. તેમ કુટુમ્બ, માયા, અપત્ય, વૈભવ, ગૃહ ધન, દેહ તથા પતિ વગેરે સર્વનો ત્યાગ કર્યો હતો અને કેવલ શ્રીપુરુષોત્તમનેજ ભજતાં હતાં. માટે તેમને પુષ્ટિ ભક્તો કહ્યા છે.

પણ ગોપીઓ જે વ્રજકુમારી હતાં તેમને ગોપીજન વલ્લભના ભજનથી ઇતરનું ભજન હતું. કારણ કે તે ભજનના ઉપાયમાં કાત્યાયનીનું ભજન પણ કર્યું હતું. તેથી તેમનું અનન્યવ્રત પણ નષ્ટ થયું હતું. માટેજ તેમની મર્યાદા ભક્તિ છે. તેમને દર્શન પણ ચતુર્વ્યૂહ યુક્ત શ્રીકૃષ્ણનું હતું. વ્રજાંગનાનો સંગ્રહ તો માતૃભાવથીજ છે. તેમને ઇશ્વરમાં પુત્રભાવ હતો. માટે તેમના સ્નેહને પ્રવાહ કહ્યો છે. આ રીતે ત્રણ પ્રકારનાં ગોપીઓ છે.

વાસુદેવને પ્રથમ દેખાડેલું રૂપ તે મર્યાદાપુષ્ટિનું રૂપ છે. માટે પ્રથમ ચતુર્ભુજ સ્વરૂપ દેખાડયું છે. જન્મસ્થાનમાં પુષ્ટિરહિત વાસુદેવ વ્યૂહ દેખાડવાને ચતુર્ભુજ સ્વરૂપને દેખાડયું ત્યારે વાસુદેવને આશ્ચર્ય થયું. " અરે જ્યારે મેં પહેલાં સમાધિમાં સ્વરૂપ જોયું હતું તે આ હશે કે બીજું ? " આમ આશ્ચર્ય થતાં પોતાના સેવકની આર્તિહરનાર શ્રી પુરુષોત્તમ ભગવાન્ દયાળુ હોવાથી, અવિચ્છિન્નરાસમાં પોતે ક્રીડન કરતા હતા ત્યાંથી પોતાના અંશને ત્યાં નિયુક્ત કર્યો. તેથી પ્રાકૃત શિશુ પોતે થયા. પછીથી દધિ અને કર્દમલીલામાં પોતાના અંશ આવે છે. અગર સર્વરૂપ છે. અરિષ્ટમાં ગાયોના ધણમાં, કુંજમાં, વટ, તથા ગોવર્ધન, વ્રજ, તથા વૃન્દાવનમાં પુષ્ટિ સ્વરૂપ છે. તે સર્વદા પૂર્ણજ છે. નંદના ગૃહમાં મર્યાદા પુષ્ટિ સ્વરૂપ છે. તે કેવું છે તો તેનું વર્ણન કરાય છે. તે સ્વરૂપ આઠ આવરણથી યુક્ત છે. આ આવરણો, પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, મહત્તત્ત્વ અહંકાર અને પ્રકૃતિ છે. આ આઠ આવરણો સહિત ચતુર્વ્યૂહથી યુક્ત મુકુન્દ ભગવાન્ છે.

શ્રીનારાયણ ગો ભક્ત તથા સાધુઓના ઉપર અનુગ્રહ કરવાને ચારરૂપ બને છે. વૈકુણ્ઠસ્થ ભગવાન્ ભક્તોના અનુગ્રહ માટે અંશાદિ ચાર ભેદો કરે છે. નૃસિંહ, રામ અને વાસુદેવ એ ત્રણ **અંશાવતાર** છે. મત્સ્ય, કુર્મ અને વરાહ એ ત્રણ **કલાવતાર** છે. વામન, બુદ્ધ, અને કલ્કીએ આ **વેશાવતાર** છે. નારદાદિ બીજાઓ એ ભગવાનની **વિભૂતિ** છે."

આ ગ્રંથમાં ભગવાને કરેલી લીલાઓની પૃથક્ સમીક્ષા છે. તે તમામ લીલાઓ એક પ્રકારની નથી, પણ જૂદા જૂદા પ્રકારની છે. તે લીલાઓના મુખ્ય પુષ્ટિ, પ્રવાહ અને મર્યાદા ભેદો પાડેલા છે. અર્થાત પુષ્ટિપુષ્ટિ, પુષ્ટિમર્યાદા, અને પુષ્ટિપ્રવાહ એવી ત્રણ પ્રકારની લીલા કહી છે. પ્રવાહલીલામાં ભગવાન સંબન્ધીની ક્રિયાઓની પ્રવૃત્તિ હોય છે, મર્યાદામાં સાધનની અપેક્ષા હોય છે અને પુષ્ટિમાં ભગવાન્ સ્વયં આનંદરૂપે અનુગ્રહ કરે છે. વળી આમાં બીજું પણ એ જણાવવામાં આવ્યું છે કે ભગવાને અનેક અવતારો ધર્યા છે પણ તે તમામ અવતારો અંશરૂપ, કલારૂપ. કે આવેશ તથા વિભૂતિ રૂપ છે. પણ કૃષ્ણાવતાર એજ ખરેખર પૂર્ણ છે. વળી કૃષ્ણ તરીકે પણ જે લીલાઓ કરી છે તે તમામ પોતે તે રૂપે કરી નથી. કૃષ્ણ એટલે અગણિત આનંદ. પોતે અગણિત આનંદરૂપે હોવાથી કંસાદિનો વધ નજ કરી શકે, તો જ્યાં જ્યાં કોઇ અસુરોનો સંહાર કરવાનો હોય, ધર્મનું સ્થાપન કરવાનું હોય, મોક્ષ આપવાનો હોય અને અમૂક તરફ કામ દેખાડવાનો હોય તો તે પોતે આનંદરૂપથી તે તે લીલાઓ કરી શકેજ નહિ, માટે કૃષ્ણાવતારમાં અનેક પ્રકારની પોતાને લીલાઓ કરવાની હતી તેથી જુદાં જુદાં વ્યૂહો સાથે પોતે પ્રકટ થયા હતા. આ સ્વરૂપો તે વાસુદેવ, અનિરુદ્ધ, સંકર્ષણ પ્રદ્યુમ્ન અને જ્યાં કોઈ ભક્તોને મોક્ષ આપવાનો હોય ત્યાં પોતાના વાસુદેવ સ્વરૂપથી તે કાર્ય કર્યું છે, જ્યાં ધર્મનું સ્થાપન કરવાનું હોય ત્યાં અનિરુદ્ધ વ્યૂહથી કર્યું છે,

જ્યાં અસુરોને સંહારીને પોતાના બળનો પ્રભાવ દર્શાવવાનો હોય ત્યારે સંકર્ષણ વ્યૂહથી તે કાર્ય પોતે કરે છે, અને જ્યાં કામાદિ લીલા કરવાની હોય ત્યારે પદ્યુમ્ન વ્યૂહથી કરે છે, અને જ્યાં આનંદની જ લીલા કરવાની હોય–રાસાદિ તે પોતે કૃષ્ણ તરીકેના પૂર્ણ સ્વરૂપથી પ્રકટ કરે છે. આ ચાર વ્યૂહો તે કૃષ્ણથી જુદાં નથી. જેમ કોઇ માણસને ન્યાયાધીશ તરીકે અમૂક ફરજ બજાવવાની હોય ત્યારે તેનું વર્તન ન્યાયાધીશ તરીકે હોય છે, પોતાના કુટુમ્બમાં પત્ની તરફ ફરજ બજાવવાની હોય ત્યારે તેનું વર્તન પતિ તરીકેનું હોય છે, પોતાના પુત્રો તરફ પિતા તરીકે વર્તે છે, અને જ્ઞાતિનાં કાર્ય કરવામાં જ્ઞાતિજન તરીકે વર્તે છે. આમાં જો કે વસ્તુતઃ વ્યક્તિ એકજ છે પણ જૂદા જૂદા પ્રસંગોમાં તેનું વર્તન જૂદુ જૂદુ હોય છે અને તે પ્રસંગાનુસાર તેની ક્રિયાઓ જૂદી વ્યક્તિની હોય એમ જણાય છે. તેમ કૃષ્ણ વસ્તુતઃ એકજ છે પણ પોતાને જે જે કાર્ય કરવાનું હોય ત્યાં તે તે રૂપે થઇને કાર્ય કરે છે. ધર્મ, અર્થ, કામ મોક્ષ એ ચાર પુરુષાર્થનું દાન કરવાને પોતે ચાર સ્વરૂપો ધારણ કર્યાં છે. ધર્મનું દાન કરવાને અનિરુદ્ધ તરીકે પોતે ઓળખાય છે, અર્થ વખતે સંકર્ષણ તરીકે, કામ વખતે પદ્યુમ્ન અને મોક્ષ વખતે વાસુદેવ પણ **જ્યારે પોતે નિર્દુષ્ટ રસાત્મક આનંદમય લીલા કરે છે; ત્યારેજ પોતે કૃષ્ણ તરીકે ઓળખાય છે.** કૃષ્ણની લીલાઓમાં આ એક ભેદ છે, તે ખાસ સમજવા જેવો છે. ઉપર ઉપરથી જોનારને આ ભેદ સમજાતો નથી. તે ભેદનું સ્પષ્ટીકરણ ઉપરના ગ્રન્થમાં કર્યું છે.

અહિંઆં વળી કૃષ્ણે કરેલી લીલાઓનાં પાત્રો તથા સ્થાનોમાં પણ લીલા પરત્વેના ભેદો દર્શાવ્યા છે. ગોપીઓમાં પણ ત્રણ પ્રકાર જણાવ્યા છે. ગોપાંગના, ગોપી અને વ્રજાંગના. ગોપાંગના જો કે અન્ય ગોપોને વરેલી હતી છતાં તેમની આસક્તિ શ્રીકૃષ્ણ ભગવાનમાંજ હતી, તેમણે સંસારના ભોગોનો ત્યાગ કર્યો હતો. અર્થાત્

તેમનું ભજન અનન્ય ભાવથી હતું. માટે તેઓ ઉત્તમ પ્રકારના ભક્તો છે. ગોપીઓ તે કુમારિકાઓ હતી, તેમણે શ્રીકૃષ્ણને વરવાને માટે કાત્યાયનીનું વ્રત કર્યું. અર્થાત્ સાધનનો આશ્રય કર્યો, માટે તેમના ભાવમાં મર્યાદાત્વ પ્રવેશ પામ્યો, માટે તેઓ મધ્યમ પ્રકારના ભક્તો છે. જ્યારે અન્ય પ્રૌઢા ગોપીઓ તેમના તરફ યશોદાની માફક બાલક તરીકે માતૃભાવથી સ્નેહ રાખતાં. આ સ્નેહ પ્રથમના બે પ્રકારના સ્નેહ કરતાં કંઈક ઉતરતો હતો. માટેજ ગોપાંગનાના ભાવમાં પુષ્ટિભાવ, ગોપીભાવમાં મર્યાદા અને વ્રજાંગનામાં પ્રવાહભાવ છે. વસ્તુતઃ આ ભાવ (પુષ્ટિ) ભક્તિમાર્ગના છે તેથી તે પુષ્ટિપુષ્ટિ, પુષ્ટિમર્યાદા અને પુષ્ટિપ્રવાહના નામથી ઓળખાય છે.



# પ્રકરણ ૧૩ મું.

## શ્રીકૃષ્ણ પ્રાદુર્ભાવ વિચાર.



**રસો વૈ સઃ** એ શ્રુતિ પ્રમાણે ભગવાન રસાત્મા છે એમ સિદ્ધ થાય છે. અને રસ એટલે શૃંગારજ છે કારણકે રસશાસ્ત્રમાં પણ શૃંગાર રસને જ મુખ્ય રસ કહેલ છે. શૃંગારમાંજ સઘળા રસો ભળી જાય છે એવો નાટય શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. શૃંગાર શબ્દમાં "શૃંગ" અને "આર" એવા બે શબ્દો છે. શૃંગ એટલે "ગૂઢ ભાવાંકુર" અને "આર" એટલે તેમાં રહેલો રસ. અર્થાત્ ગૂઢ ભાવાંકુરમાં જ સઘળા રસો રહેલા હોવાથી તમામ રસોમાં તે મુખ્ય રસ હોવાથી શૃંગારને ઉપચારથી રસ કહેવાય છે. શ્રુતિમાં બ્રહ્મનું વર્ણન રસ રૂપે જે કર્યું છે તે શૃંગાર રસરૂપ બ્રહ્મનું જ છે, કારણકે તે રસસ્વરૂપના વર્ણનમાં કહેવામાં આવે છે કે પ્રીતિ તેજ તેનું શિર છે, મોદ દક્ષિણ પક્ષ છે, પ્રમોદ ઉત્તર પક્ષ છે. આનન્દ તેનો આત્મા છે. અને બ્રહ્મ (અક્ષર બ્રહ્મ) તેનું પુચ્છ છે." આ વર્ણનથી શૃંગાર રસરૂપ બ્રહ્મનુંજ શ્રુતિ વર્ણન કરે છે. કારણકે પ્રીતિ–રતિ તે શૃંગાર રસનો સ્થાયિ ભાવ છે. મોદ તે શંગાર રસની સંયોગ દશાનો અનુભવ બને છે. અને પ્રમોદ તે વિપ્રયોગ ંગારનો અનુભવ છે. આ શૃંગાર રસનું બીજું નામ આનન્દ પણ છે. શ્રુતિ કહે છે કે બ્રહ્મનો

---

× આ મૂળ ગ્રંથ શ્રી હરિરાયજીનો રચેલો છે; તે "વેણુનાદ" માસિકના પુ૦ ૧ અંક. ૨ ના પૃ. ૧ ઉપર છપાયલો છે. તેનો અનુવાદ અહિંઆં આપ્યો છે. આમાં મૂળ ગ્રન્થનો અક્ષરશઃ તેમ તમામ ભાગનો અનુવાદ નથી. જરૂર જેટલો ભાગ આમાં લીધો છે. સાથે અન્ય તેને મળતા લેખોના વિચાર પણ છે. "J."

આકાર તે આનન્દમય છે. બ્રહ્મ નિરાકાર એટલા માટે કે તેમાં પ્રાકૃત આકાર નથી. મનુષ્ય તથા ઈતર પ્રાણીઓના આકાર પ્રકૃતિને લીધે છે તેથી તે અનિત્ય અને વિકારરૂપ છે. તે આકારો અમૂક સમય પછીથી તેમાં રૂપની વિકૃતિઓ દેખાડે છે. બાલ્યાવસ્થા યૌવન અને વૃદ્ધાવસ્થામાં તેના રૂપ, રંગ બદલાઈ જાય છે. પરમાત્માનો આકાર એવો નથી. વળી પ્રકૃતિજન્ય આકાર આજે છે અને કાલે નથી. પરબ્રહ્મનો આકાર નિત્ય છે. આથી પ્રકૃતિના આકારનો નિષેધ કરવાને પરમાત્માને નિરાકાર કહ્યા છે, પણ આથી એમ સમજવાનું નથી કે પરમાત્માને આકાર જ નથી. આકાર છે પણ તે આકાર નિત્ય અને અવિકૃત છે. તે આકાર આનંદ છે. પરમાત્મા આનન્દરૂપ છે. આનન્દજ તેમનો ધર્મ છે. તે આનન્દનું બીજું નામ રસ-શૃંગાર વગેરે નામ આપ્યું છે. પરમાત્માના હસ્તાદિ અવયવો પણ આનંદ છે. આનન્દ સિવાય બીજું કાંઈ પણ નથી. પરમાત્માના આકાર, મૂર્તિ, રૂપ જે કંઈ કહો તે એ આનન્દ—રસનો જ છે. પરમાત્મા સઘળે વ્યાપેલા છે એમ જે કહેવામાં આવે છે તેનો અર્થ એકે તે આનન્દ સ્વરૂપજ સર્વત્ર છે. શ્રુતિ કહે છે કે "જો તે આનન્દ આકાશમાં ( બ્રહ્મમાં ) નહોત તો, કોણ પ્રાણ ધારણ કરી શકત ? કોણ જીવી શકત ?" જેમ એક સાકારની પુતલી હોય તેના કોઇ પણ ભાગમાં તમે જુઓ તો ત્યાં સાકર સિવાય બીજું કંઇ પણ નથી તેમ આનન્દ એજ બ્રહ્મ અને તેજ બ્રહ્મનો ધર્મ છે. ધર્મી પણ આનન્દ છે અને ધર્મ પણ બ્રહ્મ છે. ધર્મ અને ધર્મી વચ્ચે અભેદતા છે. આથી શ્રુતિ તે આનન્દ સ્વરૂપ બ્રહ્મને આનન્દમય તરીકે પણ ઓળખાવે છે. વસ્તુતઃ તો તે ઉભય રૂપ એકજ છે. પણ રસ અને રસના પેંડાની માફક ઉભય એકજ છે. અમુક રસનું એમને એમ પાન કરે ત્યારે તે રસ તરીકે તેનું પાન થાય છે, પણ જ્યારે તે રસને બીજી વસ્તુ સાથે મિશ્રિત કરીને પેંડો બનાવવામાં આવે અને પછી તેનો આસ્વાદ લેવામાં આવે તો તે આસ્વાદ પેંડા

તરીકે થાય છે તેવીજ રીતે રસરૂપ બ્રહ્મનો ધર્મી તરીકે અનુભવ કરવામાં આવે છે. વસ્તુતઃ તો ઉભય એકજ રૂપ છે. પેંડામાં પણ રસ છે તેમ ધર્મમાં પણ ધર્મી છેજ. જે રસ સ્વરૂપ ધર્મ સહિત બહાર પ્રકટ થાય તેને આનન્દમય કહેવામાં આવે છે. અને જે ફક્ત ભાવરૂપ છે તે ધર્મી છે તેનું નામ આનન્દ છે. આ બન્ને "આનન્દ" તથા "આનન્દમય" ધર્મી તથા ધર્મ ઉભયને માટે શ્રુતિઓ "પુરુષોત્તમ" શબ્દનો પ્રયોગ કરે છે. ભગવદ્ગીતામાં પણ ક્ષર અને અક્ષર એવા બે પુરુષો જણાવીને તેમનાથી પણ પર પુરુષ છે એમ કહે છે. આ પરનું નામ પુરુષોત્તમ છે. આ મૂલ પુરુષોત્તમના પ્રાકટ્યમાં અનુગ્રહના હેતુરૂપ સ્વ ઇચ્છા એજ કારણ છે. આ મૂળ પુરુષોત્તમના પ્રાકટ્યનું કારણ સ્વભક્તો ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છા માત્રજ છે. અનુગૃહીત ભક્તોની પૂર્વ નિષ્ઠાનો પરિત્યાગ કરાવીને તેમનામાં ભક્તિયોગનું વિધાન કરાવવામાંજ પુરુષોત્તમનું શ્રીકૃષ્ણરૂપે પ્રાકટ્ય છે. કૃષ્ણાવતાર તે પૂર્ણાવતાર છે. તેથી અમૂક અંશથી તેમનો પ્રાદુર્ભાવ નથી. પણ સર્વ અંશથી છે. × × × ભક્તો ઉપર અનુગ્રહ કરવાની સાથે ધર્મરક્ષાદિ કાર્ય કરવાનું હોવાથી પોતે વાસુદેવ, અનિરુદ્ધ, સંકર્ષણ અને પ્રદ્યુમ્ન એ ચારવ્યૂહો સાથે પ્રકટ થયા. કેવલ આનંદ સ્વરૂપે નહિજ. કેવલ રસાત્મક આનંદ સ્વરૂપ તે કૃષ્ણ કહેવાય છે. પણ પોતાને જૂદાં જૂદાં કાર્યો કરવાનાં હોવાથી કેટલાંક વ્યૂહ સ્વરૂપોને પોતાની પાસે રાખ્યાં. આથી પૃથ્વી ઉપરનો ભાર ઉતારવો, ધર્મરક્ષા કરવી વગેરે કાર્યો તે વ્યૂહથીજ કર્યા છે. કારણકે તે રીતે પણ પોતાના ભક્તોનો નિરોધ કરવાનો છે. નિરોધ પણ મૂલ રૂપનીજ લીલા છે, અને તેથી તે તે વ્યૂહો દ્વારા આ કાર્યો કર્યા છે.

"**वशे कुर्वन्ति मां भक्त्या**" ભક્તિથી મને વશ કરે છે એ ગીતાના વાક્યાનુસાર પુરુષોત્તમ એ ભક્તિનેજ આધીન છે. તેથી ભક્તોની સાથે તે લીલા કરતા લીલા સ્થાનમાંજ બિરાજે છે. તે

પુરુષોત્તમનો સાક્ષાત્કાર અવતારના કારણરૂપ સામાન્ય ઇચ્છાથી નહિ પણ ભક્તિથીજ છે. અનન્ય ભક્તિથીજ તેનો સાક્ષાત્કાર થાય છે. અવતાર સમયે પણ અનન્ય ભક્તિવાળાજ તે દર્શન કરી શકે છે. × × ×

શ્રીકૃષ્ણ પોતાનાં ચાર વ્યૂહો સાથે પ્રકટ થાય છે. તેમાંનું **અનિરૂદ્ધ** વ્યૂહ ધર્મરક્ષાનું કાર્ય કરવાને માટે છે. પૂતનાદિ અસુરોના સંહાર કરીને અવિદ્યા તથા તેના અધ્યાસની નિવૃત્તિ માટે **સંકર્ષણ** વ્યૂહ પ્રકટ કર્યું છે. મુક્તિનું દાન કરવાને માટે વાસુદેવ વ્યૂહ છે. કામલીલા કરવાને તેમણે પ્રદ્યુમ્ન વ્યૂહ પ્રકટ કર્યું. આનન્દરૂપ કૃષ્ણ તો આનન્દથી વ્યતિરિક્ત લીલાઓ કરેજ નહિ, છતાં જગતીતલનો ઉદ્ધાર કરવાને પોતે સાક્ષાત્ સ્વરૂપે જ્યારે પ્રકટ થાય ત્યારે તેમને ધર્મરક્ષા કરવી, અસુરોને સંહારવા, સત્પુરુષોનું સંરક્ષણ કરવું, સમાજ રચના કરવી, રાષ્ટ્રની સુવ્યવસ્થા કરવી, સાધુસંતોને મોક્ષ આપવો, વગેરે કાર્ય કરવાં જોઇએ. તે કાર્ય કરવાને આ ચાર વ્યૂહો પોતાની સાથે રાખ્યાં. આ ચાર વ્યૂહો પોતપોતાને સોંપેલાં કાર્ય કરે છે પણ આનન્દરૂપે શ્રીકૃષ્ણરૂપે પોતે છે. આનન્દાત્મક, રસાત્મક લીલાઓજ પોતે કરે છે; તેથી પોતાની તે લીલામાં તે વ્યૂહોની લીલાઓથી કોઇ પણ વિક્ષેપ થતો નથી. × × ×

આ પુરુષોત્તમ સ્વરૂપના પ્રાકટ્યમાં બે હેતુઓ પણ સમાયલા છે. એક હેતુ સ્વસ્વરૂપના જ્ઞાપનનો અને બીજો લીલા માટેનો. જ્યાં પોતાના સ્વરૂપનું જ્ઞાપન કરાવવું હોય–જ્યાં બીજાઓને (પોતાના ભક્તોને ) પોતાના સ્વરૂપનું પીછાણ કરાવવું હોય ત્યાં તેને માટે સ્વરૂપ જાણવામાં જે અન્તરાય હોય તેને દૂર કરે છે. ભગવાન પોતાના સ્વરૂપને ગુપ્ત રાખવાને પોતે માયાથી તેને આચ્છાદિત રાખે છે જ્યારે પોતાના અંતરંગ ભક્તને પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ કરવું હોય ત્યારે તે માયાને દૂર કરે છે. જ્યાં પોતાને અમૂક લીલા કરવી

હોય તો તે સમયે પોતાના સ્વરૂપને ગુપ્ત રાખે છે, અને તે ગુપ્ત રાખતી વખતે માયાથી પોતે છૂપાઈ રહે છે. અર્થાત્ ભગવાન પોતાની લીલા કરવાને માયા સહિત પ્રકટ થાય છે. જો આ માયાને પોતાની સાથે ન રાખે તો પછી પોતાનું શુદ્ધ રૂપ સમજાઈ જાય તો પછી તે લીલા કેમ થઇ શકે ? જો નંદ અગર યશોદા શ્રીકૃષ્ણને સાક્ષાત્ શુદ્ધ રસાત્મક સ્વરૂપે જાણી જાય તો પછી તેમના પુત્ર બનીને શ્રીકૃષ્ણને જે લીલાઓ કરવી છે તે શી રીતે કરી શકે ? માટેજ તે તે લીલાઓના કાલે પોતે માયાથી ગુપ્ત રહીને પ્રાકૃત શિશુ જેવા બની ગયા છે.

નંદરાયને ત્યાં શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય માયાસહિત છે. પણ જ્યારે તે વિષેનું જ્ઞાન કરાવવાની જરૂર પડે છે ત્યારે વસુદેવ દ્વારા તે માયાનું અપસરણ થાય છે. વસુદેવ પોતાને ત્યાં પ્રકટ થયેલા શ્રીકૃષ્ણને નંદને ત્યાં મૂકે છે અને ત્યાં માયારૂપે પ્રકટ થયેલ શ્રીકૃષ્ણે પોતાની માયાને ત્યાંથી દૂર કરીને વસુદેવને સોંપી. તે માયાએ મથુરામાં જઇને શ્રીકૃષ્ણને ખબર કરી કે તેનો શત્રુ ગોકુલમાં પ્રકટ થયેલ છે. આ રીતે માયાને પોતાથી છૂટી કરીને, તે માયાદ્વારા લીલા સામગ્રી ઉત્પન્ન કરાવી. વ્રજમાં પણ લીલાઓ કરવાને પોતે માયાને પોતાને આધીન રાખી છે. વ્રજની દેવતા તરીકે માયા ત્યાં સ્થિત રહી છે. રાસ વખતે પણ યોગમાયાનો પોતે આશ્રય કર્યો છે. આમ કરવાનું કારણ કે પોતાને લીલા કરવી છે, અને તે લીલા કરતી વખતે પોતાનું શુદ્ધ સ્વરૂપ જો ઉઘાડું પડી જાય તો પછી લીલાજ થઇ શકે નહિ. માટે મૂળ રૂપને ગુપ્ત રાખવાને "માયા"ને પોતે સાથે રાખી છે.

× × × ×

ઉપર આપણે રસાત્મક બ્રહ્મનાં બે સ્વરૂપો કહ્યાં. એક કેવલ સ્વરૂપ અને બીજું ધર્મવિશિષ્ઠ સ્વરૂપ. આનન્દરૂપ તે કેવલ સ્વરૂપ છે, અને ધર્મયુકત સ્વરૂપ તે ધર્મા છે. શ્રીકૃષ્ણના પ્રાદુર્ભાવમાં આ

બન્ને રૂપો પ્રકટ થયાં છે. એક સ્વરૂપ વસુદેવને ત્યાં (મથુરામાં) પ્રકટ થયું, બીજું નંદરાયને ત્યાં ગોકુલમાં થયું. ગોકુલમાં જે સ્વરૂપ પ્રકટ થયું તે કેવલ શુદ્ધ આનંદરૂપ છે. પણ તે સ્વરૂપ ઉઘાડું ન પડી જાય માટે પોતે માયાથી ગોપ્ય બન્યું છે, આથી બહારથી એમજ જણાવ્યું છે કે યશોદાને માયા પુત્રી પ્રકટ હતી. પણ ખરી રીતે તો ત્યાં શુદ્ધ રસાત્મક સ્વરૂપજ હતું અને આ સ્વરૂપ માયાથી આચ્છાદિત હતું. વસુદેવને ત્યાં જે પ્રકટ થયું તે ધર્મવિશિષ્ઠ સ્વરૂપ જેનું નામ આનન્દમય છે. આ રીતે ધર્મીરૂપે અને ધર્મરૂપે ઉભય તરીકે એકજ કાલે પોતે પ્રકટ થયા. પણ ધર્મ ધર્મી વગર શી રીતે રહી શકે ? ધર્મ ધર્મીના આશ્રયેજ રહી શકે. લીલા માટે ધર્મ ધર્મીથી પૃથક્ રહી શકેજ નહિ. પ્રકાશ તે દીપના આશ્રયેજ રહે. ચંદ્રનું અજવાળું ચંદ્રથી જૂદુ રહી શકેજ નહિ, માટે આ ધર્મસ્વરૂપ આનન્દમય કૃષ્ણ જે મથુરામાં વસુદેવને ત્યાં પ્રકટ થયા છે, તેમનો ધર્મી સ્વરૂપમાં અંતર્ભાવ કરવાને માટે વસુદેવ ગોકુલમાં નંદરાયને ત્યાં જાય છે અને ત્યાં યશોદાને પ્રકટ થયેલા શુદ્ધ ધર્મી—રસાત્મક સ્વરૂપ જે માયાથી આચ્છાદિત હતું તેમાં અન્તર્ભાવ કરતા પહેલાં, માયાને પોતે લઇ લીધી અને ધર્મ સ્વરૂપ કૃષ્ણને ધર્મી સ્વરૂપ કૃષ્ણમાં મૂકી દીધું. વળી વસુદેવ દેવકીને ૧૧ વર્ષ સુધી વિરહનો અનુભવ કરાવવાને માટે પણ પોતે પોતાના ધર્મસ્વરૂપને પોતામાં બોલાવી લીધું. આથી વસુદેવના ગૃહમાં પ્રકટ થયેલું સ્વરૂપ તે મૂલરૂપજ છે.

## વાસુદેવ વ્યૂહનું પ્રાકટ્ય.

ઉપર જે ચાર પ્રકારનાં વ્યૂહો જણાવ્યાં તેમનું પ્રાકટ્ય ક્યાં થયું તે વિષે અલ્પ વિચાર કરીએ ચાર વ્યૂહોમાં વાસુદેવ વ્યૂહનું પ્રાકટ્ય નંદના ગૃહમાંજ, વસુદેવના ગૃહમાં નહિ. કારણકે ત્યાં તેની જરૂર નથી. વાસુદેવ વ્યૂહનું કાર્ય મોક્ષ આપવાનું છે, તેથી મથુરામાં

જે કાર્ય કરવાનું છે ત્યાં મોક્ષનું પ્રયોજન નથી. વ્રજમાં તો માયા સહિત પોતે પ્રકટ થયા છે તેથી પૂતના વગેરેને મુક્તિનું દાન કરવાને માટે વાસુદેવની અપેક્ષા છે તેથી નંદગૃહમાં તેમનો પ્રાદુર્ભાવ છે. માટેજ માયાથી આવૃત પુરુષોત્તમ વાસુદેવનું અધિષ્ઠાન છે. વાસુદેવ પોતે વિશુદ્ધ સત્ત્વાત્મક હોવાથી તેજ (માયાવૃત પુરુષોત્તમ) તેમનું (વાસુદેવ વ્યૂહનું) અધિષ્ઠાન હોવું જોઇએ. માટેજ ઇન્દ્ર, નલ, કૂબેર, વરુણ વગેરેને પણ પુષ્ટિલીલાના સ્વરૂપનું દર્શન આપ્યું છે. નહિ તો વ્રજનાં તમામ રહેવાશીઓને તેનું દર્શન કરાવત. કેવલ રસાત્મક પુરુષોત્તમમાંથી ધર્મવિશિષ્ટ સ્વરૂપ પ્રવેશ પામ્યું, તે સમયે માયાનું અપસરણ થવાથી બધાંને આ પ્રાકટ્યની ખબર પડી તેથી ત્યાં મોટો ઉત્સવ થઇ રહ્યો. ભગવાન્ પોતે ભાવાત્મક હોવાથી જેવો ભક્તનો ભાવ હોય તે ભાવરૂપે તે ભક્તને દેખાય છે. આથી નંદરાયના પોતે પુત્રભાવની સિદ્ધિ માટે પુત્રરૂપ પ્રકટ થયા. બાકી નંદરાયને ત્યાં પ્રથમ માયાના આવરણ સહિતજ કેવલ રસરૂપ પ્રકટ થયા હતા. આ આવરણ રસની ગુપ્તતા માટે હતું. વાત્સ્યાયનનું પણ સૂત્ર છે કે "ગુપ્ત રસજ રસરૂપ બને છે." આ કેવલ રસરૂપની સ્થિતિ માટે તેના આલમ્બનની જરૂર છે. આલમ્બન વગર રસનો સ્થાયિભાવ ટકી શકતો નથી. માટે રસના સ્થાયિરૂપ પણ પોતે છે, છતાં પોતેજ તેના આલમ્બન વિભાવરૂપ બને છે. આટલાજ માટે પોતે નંદના ઘરમાં તથા વૃષભાનુના ગૃહમાં પ્રકટ થયા. જો આમ ન હોય તો પછી વ્રજસીમન્તિનીઓને રસનો અનુભવજ ન થાય. કારણકે મૂલરૂપમાં તેનો આવિર્ભાવ નથી. તેમ સંયોગ રસના અનુભવ પછીથી થનાર સ્વતન્ત્ર વિરહરસનો અનુભવ પણ થાય નહિ. જેમ કૃષ્ણ રસાત્મક છે અને પોતાની સર્વભવન સામર્થ્યવાળી માયાથી અનન્તરૂપો પ્રકટ કરે છે, તેમ દ્વિતીય આલંબન વિભાગરૂપ મુખ્ય સ્વામિની રાધા તે પણ રસાત્મિકા હોવાથી રસલીલામાં અનેક રૂપો પ્રકટ કરે છે. આ મુખ્ય સ્વામિની પણ

ભગવાનનું અન્યરૂપ છે. તે પણ અપ્રાકૃત અખિલ સામગ્રી સહિત પ્રકટ થયું છે.

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના પ્રથમના ચાર અધ્યાયોમાં શ્રીકૃષ્ણના પ્રાકટયનું વર્ણન છે. આ પ્રકરણ જન્મ પ્રકરણ કહેવાય છે. જન્મ પ્રકરણના ચાર અધ્યાયો છે આ ચાર અધ્યાયોમાં ક્રમશઃ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહોનું પ્રાકટ્ય છે. આ ચારે વ્યૂહો સહિત શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય છે. વાસુદેવ વ્યૂહ સહિત કૃષ્ણનું પ્રાકટ્ય ગોકુલમાં છે, એટલે બાકીનાં વ્યૂહો સહિત પ્રાકટ્ય મથુરામાં છે. મથુરાનું સ્વરૂપ ગોકુલમાં પ્રકટ થયેલાં સ્વરૂપ સાથે ભળી ગયું હતું.

મથુરાં અને ગોકુલમાં પ્રકટ થયેલાં સ્વરૂપોમાં એક બીજું તારતમ્ય એ છે કે મથુરાંનું સ્વરૂપ જેને ગીતામાં લોકવેદ પ્રથિત પુરુષોત્તમ કહે છે તે હતું, જ્યારે ગોકુલનું લોક વેદાતીત પુરુષોત્તમ કહેવાય છે શ્રુતિમાંજ રસસ્વરૂપને કહેવામાં આવ્યું છે તેમાં પણ ભાવ પ્રમાણે રસાત્મક, સ્વરૂપાત્મક, ફલાત્મક અને ભાવાત્મક એવા ચાર ભેદો છે. રાસમાં સ્થિત સ્વરૂપ તે ભાવાત્મક છે, અને તે સર્વોત્કૃષ્ટ છે.

જો કે ભાગવતમાં તો શ્રીકૃષ્ણનું પ્રાકટ્યજ સામાન્ય રીતે વર્ણવ્યું છે પણ તે સ્વરૂપ ઉપર જણાવ્યા પ્રમાણે વ્યૂહો સહિત પ્રકટ થયું છે એમ ભાગવતકારનો આશય છે. શ્રીવલ્લભાચાર્યજીની સુબોધિનીમાં તે આશય પ્રકટ કરવામાં આવ્યો છે. ભાગવતને ઉપર ઉપરથી વાચનાર આ છૂપો ભેદ સમજી શકશે નહિ.

× × × ×

ભગવાનને પ્રકટ થવાનું પ્રયોજન શું? કૃષ્ણ એ સાક્ષાત્ રસાત્મક અને આનન્દ સ્વરૂપ છે. તો તેમના પ્રાકટ્યનો હેતુ શો? ભગવાન્ આનંદરૂપ એટલે સર્વોત્તમ સુખરૂપ હોવાથી પોતાની સૃષ્ટિમાં દુઃખને સ્થાન નજ આપી શકે તો જ્યારે પોતાની સૃષ્ટિમાં દુઃખનું પ્રાધાન્ય વધી જાય ત્યારે તે દુઃખનું નિવારણ કરવાને પોતાના અંશ,

કલા તથા વિભૂતિરૂપને પ્રકટ કરે છે. પણ જ્યારે તે દુઃખ પરાકાષ્ટાએ પહોંચ્યું હોય, કે જેની નિવૃત્તિ ભગવાન સિવાય થવી અશકય છે, અને તે વળી પોતાના ભકતોને પીડિત કરતું હોય તો તેવા ભકતોને દુઃખમાંથી મુક્ત કરવાને પોતે પ્રકટ થાય છે.

ભક્તિમાર્ગમાં ભગવાનનું પ્રાકટય ફ્લ કહે છે. ભગવાન પરમાનંદરૂપ હોવાથી તેમનો આવિર્ભાવ પણ તે રૂપેજ છે તેમાં હેતુ ભકતોનું દુઃખ છે. ભગવાનનો અવતાર પણ ભકતોના દુઃખની નિવૃત્તિ માટે છે. શ્રીવલ્લભાચાર્યજી સુબોધિનીમાં કહે છે કે भक्तानां दुःखनाशाय कृष्णावतारो मतः ભકતોનાં દુઃખનો નાશ કરવાને માટે કૃષ્ણનો અવતાર મનાય છે. આ ભકતો પણ ત્રણ પ્રકારના છે—ભૂમિ, માતા અને અન્ય. આ ભકતોના ઉપર મહાન્ દુઃખ આવી પડે અને તે દુઃખની નિવૃત્તિ કોઇ પણ બીજા ઉપાયથી થઈ ન શકે ત્યારે હરિ—કૃષ્ણ જાતે પ્રકટ થાય છે. ભકતોમાં પણ સાધનવાળા ભકતો અને નિઃસાધન ઉભયરૂપ હોય છે કૃષ્ણાવતારનું પ્રયોજન નિઃસાધન ભકતોના ઉદ્ધાર માટે છે. તેમાં ખાસ કરીને જેમને શાસ્ત્રનું જ્ઞાન નથી તેવા સ્ત્રી, તથા શૂદ્ર વગેરેના તો કૃષ્ણ ખાસ ઉદ્ધારક છે. ભૂમિનું દુઃખ કંસાદિ જેવા જુલ્મી રાજાઓથી થયું હતું. જુલ્મી રાજાઓ તથા અસુરોના પાપથી ભૂમિ પીડિત બની હતી. યજ્ઞાદિ કર્મો કરવા દેવામાં આવતાં નહતાં. તથા સાધુ પુરુષોને પીડવામાં આવતા હતા. અબલાઓની લાજ લૂટવામાં આવતી હતી. બ્રાહ્મણોની હિંસા થતી તથા તેમને ધર્મથી ભ્રષ્ટ કરવામાં આવતા. આવી રીતનાં કંસાદિ રાજાઓનાં દુષ્કર્મથી ભૂમિ અત્યન્ત દુઃખી હતી. તે દુઃખ એટલું બધું

---

१ सर्वेषां च महद्दुःखं नान्येन विनिवार्यते ।
यदा तदा हरि कृष्णः प्रादुरासीदिति स्थितिः ॥
ये भक्ताः शास्त्ररहिताः स्त्रीशूद्रादिन बन्धवः ।
तेषामुद्धारकः कृष्णः स्त्रीणामत्र विशेषत. ॥
सुबोधिनी.

હતું કે ભગવાન્ સિવાય તે રાજાઓનો મદ ઉતારે તેવું કોઇ નહોતું. માટે ઈશ્વરે તેમનો મદ ઉતારવાને પોતે અવતાર ધારણ કર્યો. ભૂમિની સાથે પોતાની માતા (દેવકી) પણ દુઃખથી કચરાતાં હતાં. કંસ દેવકીને રથમાં બેસાડીને જ્યારે તેને સાસરે લેઈ જતો હતો તે સમયે આકાશવાણીએ કંસને કહ્યું "હે કંસ આ દેવકીનો આઠમો ગર્ભ તને મારશે" આ શબ્દો સાંભળીને તે દેવકીને મારવાને તૈયાર થયો હતો, પણ વસુદેવના યુક્તિવાળા નમ્ર શબ્દોથી તેનો ક્રોધ શાન્ત થયો હતો. પણ તેણે દેવકીને તથા વસુદેવને કેદખાનામાં નાખ્યાં હતાં. આથી ભગવાનના નિમિત્તે દેવકીને દુઃખ હતું. તે દુઃખનું નિવારણ કરવાને પણ પોતાને પ્રકટ થવું પડ્યું. આ ઉપરાંત બીજા પણ હરિના અજ્ઞાનથી દુઃખી હતાં. તે તમામના દુઃખનું નિવારણ કરવાનેજ પોતે પ્રકટ થયા હતા. કૃષ્ણાવતારનો મુખ્ય હેતુ ભક્તના દુઃખની નિવૃત્તિ છે. આ દુઃખની નિવૃત્તિ કેવલ દુઃખના અભાવરૂપ નહિ પણ સુખ પ્રાપ્ત કરાવનારી છે. આત્યન્તિક દુઃખનું નિવારણ થઇ પ્રપંચનું વિસ્મરણ થાય તો દુઃખાભાવ થઇને પ્રભુમાં ચિત્ત સ્થિત રહે. તેથી પરમાનંદ રસની પ્રાપ્તિ થાય. તેજ શ્રીકૃષ્ણ પ્રાકટયનો હેતુ છે. આનું બીજું નામ નિરોધ છે. આ નિરોધ વિષેનો વિશેષ વિચાર જૂદા પ્રકરણમાં કર્યો છે.

દુઃખનું નિવારણ એજ ભગવાનના પ્રાકટયનો હેતુ. તે સિવાય બીજો કોઇ હેતુ નથી, ભાવાત્મક પ્રભુ માટે જ્યારે પોતાના અનન્ય ભકતોને વિરહરૂપી દુઃખ પીડે છે ત્યારે પોતે પ્રકટ થઇને તે ભકતોને દુઃખમાંથી બચાવે છે. ભકતોનાં દુઃખો ત્રણ પ્રકારનાં હોય છે- આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક—ભક્તનું જેવું જેવું દુઃખ તેવા તેવા રૂપે પોતે પ્રકટ થઇને દુઃખનું નિવારણ કરીને સુખ-આનન્દનું અમીવર્ષણ પોતે કરે છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## નિરોધસિદ્ધિ.



છલ્લાં પ્રકરણોમાં આપણે જણાવ્યું કે શ્રીકૃષ્ણ એ રસાત્મક સ્વરૂપ છે, અને તે સ્વરૂપ પાસે પહોચવાને ભક્તના હૃદયમાં પ્રેમભાવ હોવો જોઇએ. ભાવાત્મક પ્રભુએ ભક્તના પ્રેમનું ફલ છે. પ્રથમ પ્રકરણના અન્તિમ ભાગમાં આ રસરૂપ–ભાવાત્મક સ્વરૂપ શ્રીકૃષ્ણની કલ્પદ્રુમ સાથે સરખામણી કરી હતી. કલ્પદ્રુમ જેમ તેની છાયાનો આશ્રય કરનારના તમામ મનોરથો પૂર્ણ કરે છે તેમ આ રસાત્મક સ્વરૂપજ ભક્તોના મનોરથો સિદ્ધ કરે છે. બ્રહ્મનું સત્ય, જ્ઞાન. અનન્ત એમ જૂદી જૂદી રીતે વર્ણન કર્યું છે પણ જે રસરૂપ છે તેથીજ ભકતોના મનોરથોની સિદ્ધિ છે આ માટે પ્રેમનો માર્ગ છે. આ પ્રેમનું બીજ ગૂઢભાવ છે. આ ગૂઢભાવ પછીથી વ્યક્તભાવ, પ્રેમ, પ્રણય, સ્નેહ, રાગ, અનુરાગ અને વ્યસનની સ્થિતિઓ હોય છે તેને અંકુર, થડ, શાખા, પલ્લવ, કલિકા, કુસુમ અને ફલ સાથે સરખાવ્યા છે. "ભક્તિ વર્ધિની ગ્રન્થ"માં પ્રેમની સ્નેહ, આસક્તિ અને વ્યસન એવી ત્રણ દશાઓ કહી છે. અહિંઆં તે ભાવના ઉત્તરોત્તર વિકાસને વધારે સૂક્ષ્મતાથી દર્શાવ્યો છે. ગૂઢભાવ પણ પ્રેમનો પૂર્વગામી છે. તે બીજ છે. એ બીજમાંથી રસાત્મક શ્રીકૃષ્ણરૂપી કલ્પદ્રુમ ખીલે છે, વૃદ્ધિ પામે છે અને ફલે છે. આ બીજની ભૂમિ હૃદય છે. આ ગૂઢભાવની સ્થિતિ એમને એમ બનતી નથી. "ગૂઢભાવ" તે માનસભાવ છે. એ એવા પ્રકારનો ભાવ છે કે મનની તમામ વૃત્તિઓ કેવલ પ્રભુમાંજ કેન્દ્રિત બને. પ્રભુ સિવાય બીજો કોઇ પણ વિષય હોય નહિ. આ ભાવની પ્રાપ્તિ નિરોધથીજ થઈ શકે છે.

હવે તે નિરોધ એટલે શું તેનો સહજ આપણે વિચાર કરીએ. એ તો સૌને જાણીતી વાત છે કે સંસારમાં મનુષ્યને જે જે અનર્થો ઉત્પન્ન થાય છે તે તમામ ઇન્દ્રિયો દ્વારા થાય છે. આપણી ઇન્દ્રિયોને તોફાની ઘોડાઓ સાથે સરખાવવામાં આવી છે જેમ તોફાની ઘોડાઓનો ચલાવનાર તેમના ઉપર લગામ તથા ચાબૂકનો અંકુશ ન રાખે તો તે અન્તે ખાડામાં નાખી દે છે, તેમ ઇન્દ્રિયો ઉપર પણ તેના નિયામકે અંકુશ રાખવો જોઇએ. દુનિઆનાં તમામ દુઃખો, આધિઓ અને પીડાઓ તે ઇન્દ્રિયોના ઉપર નિગ્રહ નહિ રાખવાનુંજ પરિણામ છે. એ ઇન્દ્રિયો મનને જૂદી દિશામાં બળાત્કારે ખેંચી[1] જાય છે. પુરુષનું મન જેનું ધ્યાન કરે તેની વૃત્તિ તદાકાર થાય છે. કોઇ પણ વિષયનું ચિન્તન કરતાંની સાથે, તે પુરુષને તેના તરફ આસક્તિ થાય છે. આ આસક્તિ અગર સંગ પછી તેને તેમાં કામ થાય છે. તે વસ્તુ માટે તેને ચાહના થાય છે. આ કામમાં જો તેને કોઈ વિઘ્ન કરે તો પછી ક્રોધ થાય છે. ક્રોધનું પરિણામ સંમોહ છે, અને સંમોહમાંથી સ્મૃતિમાં વિભ્રમ થાય છે. સ્મૃતિ વિભ્રમ થતાં બુદ્ધિ ચાલી જાય છે, અને બુદ્ધિ જતી રહી એટલે તેનો નાશજ થાય છે.[2] માટે તત્ત્વચિંતકો અને શાસ્ત્રના જાણનારાઓએ સર્વ પ્રકારનાં દુઃખોને દૂર કરવાનું એક રામબાણ ઔષધ શોધી કાઢયું છે. ઔષધ ઇન્દ્રિયોનો નિગ્રહ છે. તેઓ જણાવે છે કે જો માણસને સુખી થવું હોય તો તેણે પોતાની ઇન્દ્રિયોને નિયમમાં રાખવી. પણ ઇન્દ્રિયોને નિયમમાં રાખવી એ કહેવું જેટલું સહેલું છે તેથી અધિક તેને આચરણમાં મૂકવું કઠણ છે. આ ઇન્દ્રિય નિગ્રહને કેમ સાધવો તે માટેજ તમામ શાસ્ત્રોની પ્રવૃત્તિ છે. વેદ, સ્મૃતિ, પુરાણો, દર્શનશાસ્ત્રો ઇત્યાદિ તમામ ધર્મસાહિત્યનો હેતુ જીવને ઇન્દ્રિયનિગ્રહ સિદ્ધ કરી આપવાનો છે.

---

૧ इंद्रियाणि प्रमाथिनि हरंति प्रसभं मनः ॥ भ. गी. २–६०.

૨ ભ. ગી. અ. ૧. ૬૨–૬૩

નીતિશાસ્ત્રનો એવો સિદ્ધાન્ત છે કે માણસે પોતાનો કોઇપણ શત્રુ હોય તેને ઉગતોજ ડામી દેવો અને જો તેને પહેલેથી દાબી ન દેવામાં આવે તો પછી ધીમે ધીમે તે એટલો બધો વધી જાય છે કે પછીથી તેને સ્હામે ગમે તેટલા બળનો ઉપયોગ કરીએ તો પણ તે નકામું થઇ પડે છે. આને માટે ચાર ઉપાયો દર્શાવવામાં આવે છે. શત્રુને સાથે સર્વદા લઢવું એવું નથી. જેવો શત્રુ તે પ્રમાણે તેની સાથે વર્તન કરવું. કોઈ પણ રીતે તેને દાબી દેવો એ દરેક માણુસની ફરજ છે. શાસ્ત્રકારોએ શામ, દામ, દંડ અને ભેદ એવા ચાર પ્રકારના માર્ગ શત્રુને દાબી દેવાને સૂચવ્યા છે. અર્થાત્ સલાહ શાન્તિથી, લાલચ આપીને, શિક્ષા કરીને, અગર પ્રપંચથી ફોડીને આ ચારમાંથી ગમે તે ઉપાયથી શત્રુને વશ કરવો. આપણી ઇન્દ્રિયોના નિગ્રહ માટે પણ આવાજ ઉપાયો શાસ્ત્રકારોએ સૂચવ્યા છે. આ ચારમાંથી જેને જે યુક્તિ વધારે સારી ફાવે તે યુક્તિનો આશ્રય કરવો, પણ કોઇ રીતે ઇન્દ્રિયોને વશ કરવી. યજ્ઞ, તપ, દાન, કર્મ. ઉપાસના, યોગ, જ્ઞાન, અને ભક્તિ એ બધા ઇન્દ્રિયોને વશ કરવાના ઉપાયો છે. જેને આમાંથી જે ઉપાય સરળ લાગે તેણે તેનો ઉપયોગ કરવો. વેદમાં યજ્ઞ કરવાનું જે જણાવવામાં આવ્યું છે તે ઇન્દ્રિય નિગ્રહના ઉપાય તરીકે સમજવું જોઇએ. યજ્ઞની ભાવનામાં પોતાની ગણાતી વસ્તુઓમાંથી મમત્વ ખેંચી લેવું, અને તે દેવતાઓની છે એમ માનીને તેમની પ્રીતિ માટે તેમને આપી દેવી એવો વિચાર હતો. તેટલા માટે યજ્ઞોની પ્રણાલિકા રચાઇ. આ યજ્ઞોમાં ઇન્દ્રિયોને અનર્થમાં દોરનાર દ્રવ્યાદિનાં બળિદાન અપાવા લાગ્યાં. જેઓ એમ માનવા લાગ્યા કે ઇન્દ્રિયો ઉપર બળાત્કાર કરવાથી તે વશ થશે. તેઓએ જોર જૂલમથી તેને વશ કરવાને દેહને દમીને તપ કરવા માંડયું. કેટલાકોએ ઘરમાં પૈસો વગેરે વધી જવાથી ઇંદ્રિયો તેમને ખોટે રસ્તે ખેંચી ન જાય માટે દાનની પ્રથા શરૂ કરી. કેટલાકોએ વ્રત કરવા માંડયાં અને કેટલાક દિવસના અંતરે અનશન વ્રતથી ઇંદ્રિયોના

પ્રમાદને ન્યૂન કરવાને તેમને ખોરાક વગર રાખવા લાગ્યા. જ્ઞાનીઓ જ્ઞાનમય જીવનમાં તેમને રોકવાને સંસારથી અલગ થઇ ગયા, અને સંન્યાસને ગ્રહણ કરીને જંગલોમાં રહેવા લાગ્યા. યોગીઓ પણ યમ, નિયમથી શરૂ કરીને સમાધિ પર્યન્ત ઉપાયો ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાને માટે યોજવા લાગ્યા. કેટલાક હઠયોગનેજ મુખ્ય પ્રકાર માનીને દેહને દમવા લાગ્યા, કારણ કે તેમનું એમ માનવું હતું કે દેહ વશ થશે એટલે ઇન્દ્રિયો આપોઆપ વશ થશે. જ્યારે કેટલાકો રાજયોગને જ સેવવા લાગ્યા. આમ આ લોકો ઇન્દ્રિયનિગ્રહ માટે પ્રયત્નશીલ બન્યા. યોગશાસ્ત્રમાં ઇન્દ્રિયોના નિગ્રહનો ઉપાય યોગ કહ્યો છે. યોગથી બુદ્ધિ સ્વસ્થ બને છે અને તે ઇન્દ્રિયોને વશ રાખી શકે છે. બુદ્ધિ એ સારથિ છે. સારથિ જો હુશીઆર હોય તો ગમે તેવા તોફાની ઘોડાઓને વશ કરી શકે છે, પણ જો તે કુશલ ન હોય તો નમ્ર ઘોડાઓ પણ રથને ઉંધો વાળે છે. માટે બુદ્ધિરૂપી સારથિ કુશલ અને બળવાન્ હોવો જોઇએ. યોગરૂપી ખોરાક આ બુદ્ધિને બળવાન્ બનાવે છે. ×બુદ્ધિ સુકૃત અને દુષ્કૃતનો વિચાર કરી શકે છે. પણ જે યુક્ત હોય—જેણે યોગનો ઉપાય પ્રાપ્ત કર્યો છે તેનીજ બુદ્ધિ સતેજ હોઇ શકે છે. માટે યોગશાસ્ત્રમાં તે વિષે વિચાર કર્યો છે ત્યાં ચિત્તવૃત્તિનો રોધ તેનું નામ પણ યોગ કહેલ છે. આને માટે યમ, નિયમાદિ સાધનો કહ્યાં છે.

ઉપર પ્રમાણે જૂદા જૂદા અનુભવીઓ ઇન્દ્રિયના નિગ્રહનો ઉપાય દર્શાવે છે. શ્રીવલ્લભાચાર્ય એમ માને છે કે કુદરતનો એવો કાયદો છે કે માણસ જેટલા જોરથી કંઇ પણ કાર્ય કરે છે તેટલાજ જોરથી તે કાર્ય તેના તરફ પાછું ફેંકાય છે. કુદરતમાં જેટલા બળથી આઘાત તેટલા બળથી પ્રત્યાઘાતનો કાનૂન આપણે જોઇએ છીએ. જેટલા બળથી આપણે દડાને ઉછાળીએ તેટલાજ બળથી તે દડો પાછો

× ભ. ગી. અ. ૨ શ્લો. ૫૦

ફરે છે. ભીંત ઉપર જેટલા જોરથી મૂક્કીનો પ્રહાર કરવામાં આવે તેટલા જોરથી તેને વાગે છે.

એ તો સર્વને જાણીતી વાત છે કે જેટલાં કાર્ય બળાત્કારથી કરવામાં આવે તે કાર્યનાં ફળ સુખદાયી હોતાં નથી. શત્રુની સાથે શત્રુ તરીકે વર્તીએ તેના કરતાં તેના તરફ મિત્રતાથી વર્તીએ તો તેનું ચિત્ત વહેલું વશ થાય છે એવું ઘણા દૃષ્ટાન્તોમાં જોવામાં આવ્યું છે; વળી ઇન્દ્રિયો જાતે ખરાબ નથી, પણ તેમના વિષયો ખરાબ છે. તેમની આગળ જેવા વિષયો મૂક્યા હોય તે પ્રમાણે તેઓ પોતાનું કાર્ય કરે છે. સારા વિષયો હોય તો તે સુખ કરે છે અને ખરાબ હોય તો દુઃખ કરે છે: માટે ઇન્દ્રિયોને વશ કરવાને માટે "શામ"નો ઉપાય લેવો જોઇએ. અર્થાત્ તેમની પાસે શાન્તિથી, બળાત્કાર કર્યા વગર કામ લેવું જોઇએ. જેમણે બળાત્કારથી કામ લીધું છે તેઓ ઘણા સંજોગોમાં નિષ્ફળ નીવડયા છે. ઇન્દ્રિઓને રુંધવાથી આત્માની પ્રગતિ એકદમ અટકી જાય છે. જેમ પાંજરામાં પૂરાયલું પક્ષી તેની સ્વતંત્રતા ઉપર તરાપ પડવાથી વિકાસના અભાવે મુઝાઇને અલ્પ સમયમાં પ્રાણ ત્યાગ કરે છે તેવીજ રીતે ઇન્દ્રિયો ઉપર બળાત્કાર ગૂજારવાથી આત્મનાશનુંજ પરિણામ આવે છે; માટે ઇન્દ્રિયોને બળાત્કાર કર્યા સિવાય કેવી રીતે વશ કરવી તે વિષેનો ઉપાય શ્રીવલ્લભાચાર્યે "નિરોધ" શબ્દથી સૂચવ્યો છે. નિરોધ એટલે યોગશાસ્ત્રમાં જણાવેલો ફક્ત રોધ નહિ, પણ તે ઉપરાંત કંઇક વિશેષ, માટેજ "રોધ" શબ્દ પહેલાં, 'નિઃ'ઉપસર્ગ મૂકયો છે. અર્થાત્ રોધથી જે કાર્યની સિદ્ધિ થતી નથી તે નિરોધથી થાય છે. રોધ ઇંદ્રિયોને દમીને વશ કરે છે ત્યારે નિરોધ પ્રકારથી ઇન્દ્રિયોને સારા કાર્યમાં ઉપયોગમાં લેવામાં આવે છે. તે કાર્ય કયું કે જેમાં ઇન્દ્રિયોને રોકવાથી તે અનર્થ ઉત્પન્ન કરતી નથી ? આ પ્રશ્નનો ઉંડો વિચાર કરીને શ્રીવલ્લભાચાર્યજીએ ઉત્તર આપ્યો છે, કે ઇન્દ્રિયોની આગળ સર્વ જગતના કર્તા

પરમાત્માનોજ વિચાર મૂકવો. અને તેમે પરમાત્માની અભિમુખ કરવી. કારણ કે નિરોધનો અર્થ સાંસારિક તમામ વિષયોમાંથી ઇન્દ્રિયોને પાછી ખેંચી લેવી અને પરમાત્મામાં રોકવી એ છે.×

આમાં બે મુદ્દાઓ દેખાડયા છે. પ્રથમ એક તો ઇન્દ્રિયોને સંસારના પદાર્થોમાંથી ખેંચ્યા પછી તેમનું શું કરવું ? કારણ કે ઇન્દ્રિયોને રહેવાને માટે કોઇ પણ આધાર અવશ્ય જોઇએ. આધાર વગર તો તે રહી શકે નહિ. દાખલા તરીકે નેત્ર ઇન્દ્રિય લઇએ. તેનો સ્વભાવ જ એવો છે કે વસ્તુને નિહાળવી. હવે જો તે ઇન્દ્રિય ન જોવાના પદાર્થો જોતી હોય, તો તેથી આત્માનું અધઃપતન થાય; માટે તે ઇન્દ્રિયને તે રસ્તે જતાં અટકાવવી. પણ તેને કેવળ અટકાવવાથી તે અટકે ખરી ? એ નજ અટકે. અમૂક ઘોડાને ખોરાક મળવાથી મત્ત અને તોફાની બને તેથી તેને વશ કરવાને માટે તદ્દન ખોરાક ન આપીએ તો શું પરિણામ આવે ? તે ઘોડો મરી જ જાય એ કે બીજું ? કોઇ ડાહ્યો માણસ તો તદ્દન ખોરાક નહિ આપવાનો ઉપાય ન લે. બહુ બહુ તો અમૂક પ્રકારના અપાતા ખોરાકમાં ફેરફાર કરે અગર તેના પ્રમાણમાં ઘટાડો કરે પણ ખોરાકને તદ્દન બંધ નજ કરે. તેજ પ્રમાણે નેત્રેન્દ્રિય ખરાબ રસ્તે વળતી હોય તો તેને કોઈ પણ પદાર્થ નહિ જોવા અર્થાત્ તેની જોવાની ક્રિયાજ બંધ કરવી એ તદ્દન ગેર ઉપાય છે. તેથી તો ઇન્દ્રિયનો વિલયજ થાય છે. ઇન્દ્રિયના વિલયથી ભલે દુઃખની નિવૃત્તિ થાય, પણ દુઃખની નિવૃત્તિ તે ફલરૂપ પુરૂષાર્થ નથી. પુરૂષાર્થ તો સુખની—આનન્દની પ્રાપ્તિ છે. અને આ આનન્દની પ્રાપ્તિ ઇન્દ્રિયોને દમવાથી—તેમના વિલયથી થઇ શકતી નથી પણ તેનો સુવિનિયોગ કરવાથી થાય છે. માટે કુમાર્ગે વળેલી નેત્રેન્દ્રિયની પ્રેક્ષણક્રિયા નહિ અટકાવતાં તેને બીજી સારી વસ્તુ જોવાને માટે સુમાર્ગે

× આ પરમાત્મા એટલે શ્રીકૃષ્ણ ભગવાન છે.

વાળવી. આથી તેની પ્રેક્ષણુ ક્રિયા કાયમ રહેવાથી તે ઇન્દ્રિય પણુ સંતોષાશે અને અનર્થ કરવાને બદલે આપણુને ઉપયોગી થઇ પડશે. માટે એક વિષયમાંથી ખેંચીને તેને બીજા વિષયમાં રોકવી જોઇએ, તો હવે તે ઇન્દ્રિયોને એવા તે કયા સારા વિષય તરફ વાળવી કે જેથી અનર્થો કરવાને બદલે તે આપણુને સહાયક થઇ પડે ? આ માટે શ્રીવલ્લભાચાર્યજી એમ કહે છે, કે પ્રભુ તરફ વાળવી. માટે નિરોધની વ્યાખ્યામાં ભગવાનમાં આસક્તિ હોવાનું એક લક્ષણુ મુક્યું છે. સર્વે ઇન્દ્રિયોના વિષય પ્રભુજ બનવા જોઇએ. પ્રભુનાંજ દર્શન નેત્રેન્દ્રિયે કરવાં. પ્રભુના ગુણુગાન જીવ્હાએ ગાવા, પ્રભુનીજ સેવા હસ્ત તથા પાદે કરવી. આ પ્રકારે ઇન્દ્રિયોને પ્રભુના કાર્યમાં રોકવાથી સંસારની બાધા નડતી નથી. માટેજ " નિરોધ લક્ષણુ " ગ્રન્થમાં શ્રીવલ્લભાચાર્યજી નિરોધનાં લક્ષણુ સમજાવતાં નીચે પ્રમાણે કહે છેઃ—

**૧ ગોવિંદના ગુણુગાનથી સુખની જેવી પ્રાપ્તિ થાય છે તેવી શુકદેવજી વગેરેને આત્મસુખથી પણુ થતી નથી, તો પછી બીજાનું તો શું કહેવું ? ( શ્લો. ૬ )**

**૨ કલેશ પામતા જનોને જોઇને જ્યારે કૃપાયુક્ત થાય છે, ત્યારે સદાનંદરૂપ પ્રભુ જે હૃદયમાં સ્થિત થાય છે તે બહાર પ્રકટ થાય છે. (શ્લો. ૭)**

**3 સર્વાનંદને પણુ કૃપાનંદનું દાન દુર્લભ છે. હૃદયગત પ્રભુ પોતાના ગુણુનું શ્રવણુ કરીને તે પૂર્ણ સ્વરૂપથી ભક્તોને પ્લાવિત કરે છે. (શ્લો. ૮)**

**૪ માટે સર્વ વસ્તુનો પરિત્યાગ કરીને સદાનંદ પરાયણુ નિરુદ્ધ ભક્તોની સાથે પ્રભુના ગુણુનું સર્વદા ગાન કરવું જોઇએ. તેથીજ સત્–ચિત્ અને આનંદ રૂપની પ્રાપ્તિ થાય છે. (શ્લો. ૯)**

અહો ! આ ચાર શ્લોકમાં નિરોધનો મહિમા કેટલો બધો ઉચ્ચ વર્ણવ્યો છે ! ભક્તિનું પરમ ફળ–અરે કહો કે જીવનનું સાફલ્ય નિરોધસિદ્ધિમાંજ છે. શુકદેવજી સરખા પણ પરમ ત્યાગી જે આત્મ-સુખથી આનંદ પ્રાપ્ત કરી શકતા નથી તે અનન્ય ભાવથી પ્રભુના ગુણગાન શ્રવણ કરનાર કરી શકે છે માટે નિરોધ એજ ભક્તિવૃક્ષનું મધુર આસ્વાદ્ય ફળ છે, પણ આ નિરોધની સ્થિતિએ એકદમ પહોંચી શકાતું નથી. એ વસ્તુ કેવી રીતે પ્રભુભક્ત પ્રાપ્ત કરી શકે તેને માટે શ્રીઆચાર્યચરણ એજ ગ્રંથમાં આજ્ઞા કરે છે.

**૧ સંસારના આવેશથી દુષ્ટ બનેલી ઇન્દ્રિયોના હિતને માટે સર્વ વસ્તુઓને આનન્દ સ્વરૂપ ઈશ–કૃષ્ણમાંજ જોડવી જોઇએ. (શ્લો. ૧૨)**

**૨ કૃષ્ણના ગુણોમાં જેમનું ચિત્ત સર્વદા રોકાયલું છે તેવા ભક્તોને સંસારનાં દુઃખ તથા ક્લેશ થતા નથી, અને હરિની માફક સુખ મેળવે છે (૧૩)**

આથી સમજાય છે કે સુખ મેળવવાનો ખરો ઉપાય **નિરોધ છે.**

પ્રભુનું ગુણગાન એ એક નિરોધનું પગથીયું છે. ગુણગાનથી પ્રભુના ધર્મોનું સ્મરણ રાતદિવસ રહ્યા કરે છે. અને આ ધર્મના સામર્થ્યને લીધે વિષયોમાં વૈરાગ્ય સતત રહે છે. હરિના ગુણગાનથી સુખનોજ અનુભવ થાય છે. આથી દુઃખ તે ભક્તના જીવનમાંજ રહેતુંજ નથી. આથી જ્ઞાનમાર્ગ કરતાં પ્રભુના ગુણમાં આસક્તિ અધિક ફલ આપનાર છે, એ વાત અષ્ટસખાદિ પરમ ભક્તોના જીવ-નમાંથી આપણે જાણી શકીએ છીએ. માટે માત્સર્યાદિ દોષોથી મુક્ત રહીને લોભ રાખ્યા સિવાય પ્રભુના ગુણનું સ્મરણ કરતા રહેવું જોઇએ; એટલુંજ નહિ પણ હરિના સ્વરૂપનું સર્વદા ચિન્તન કરવું. છેવટે આ ગ્રન્થના અન્તિમ ભાગમાં શ્રીમદાચાર્યચરણ ઇન્દ્રિયોનો વિનિયોગ પ્રભુના કાર્યમાં કરવો જોઇએ એમ આજ્ઞા કરે છે.

આ વિચારનો પડઘો ભક્ત કવિ દયારામ પણ પોતાના નીચેના પદમાં આપે છે—

ગાજે ગાજેરે ગોવિંદ ગુણ નિત્ય ગાજે (૨)
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન. ગાજે૦ ૧
નેત્ર નિરખજે નંદનંદને, હરિ યશ રસ શ્રવણે પીજે. ગાજે૦ ૨
ઘ્રાણને પુષ્પ પ્રસાદી તુલસી, પ્રભુનો પ્રસાદ સાધુ સંગે ખાજે. ગાજે૦ ૩
નમન કરે શિર હરિ હરિજનને, તીર્થ તીર્થમાં તું નિત્ય નહાજે. ગાજે૦ ૪
મન મધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે. ગાજે૦ ૫
સત્સંગતિ વિના પલક ખોઇશ મા દુષ્ટ સંગ થકી દૂર થાજે. ગાજે૦ ૬
દેહધારી સહુ પર દયા રાખે, હરિગુરુ હરિ સમા ચહાજે. ગાજે૦ ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણ સાથે, છલ કરી વિશ્વને માહવજે. ગાજે૦ ૮
એ શિક્ષા દયો કહેજો બની આવે, તો વણ શ્રમે વૈકુંઠ જાજે. ગાજે૦ ૯

ભક્તવર્ય શ્રીસૂરદાસજીએ પણ આજ વસ્તુ તેમનાં અનેક પદોમાં ગાઈ છે, પણ અત્ર સ્થળના સંકોચને લીધે તે ઉતારી શકાય એમ નથી. તેમની "સુરસાઠી"માં તેમજ "વૈરાગશતક"માં આ વસ્તુ ટૂંકમાં સમજાવી છે. વૈરાગ શતકમાં છેલ્લામાં છેલ્લો ઉપદેશ તેઓ નીચે પ્રમાણે આપે છે.

**જો ચાહે ગિરધરનકું, તો હિયતેં છાંડ મનોજ,**
**સકલ મનોરથ સિદ્ધ કરન, ભજ હરિ ચરણ સરોજ.**

કામત્યાગ અને પ્રભુચરણમાં પ્રીતિ એજ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરાવનાર છે. માટે ભક્તિમાર્ગના પ્રવાસીએ તો આ વસ્તુ મેળવવા પ્રયાસ કરવોજ જોઇએ. પણ એ પ્રયાસ કરવો તે જીવની શક્તિથી થઈ શકતો નથી. પ્રભુ કૃપા કરે તોજ બની આવે છે. શ્રીવ્રજ-સિમન્તિની આવાં પરમ ભક્ત હતાં. તેમણે સંસારનો ત્યાગ કર્યો હતો. તેમનાં માયાનાં બન્ધનો તુટી ગયાં હતાં. કેવલ પ્રભુ એજ

તેમના જીવનનો મંત્ર હતો, તેમના શ્વાસોચ્છવાસમાં પણ પ્રભુનાજ ગુણગાન હતા. આવાં પરમ ભકતોએ આ નિરોધસિદ્ધિ કેવી રીતે કરી અને પ્રભુએ તેમના તે વિષેના મનોરથો કેવી રીતે પૂર્ણ કર્યા, તે સર્વ હકિકત ભાવુક ભકતોને આ રાસપંચાધ્યાયીના પ્રકરણોમાંથી મળશે. પ્રભુના અંતર્ધાન થવા પછીથી તેઓએ પ્રભુના અન્વેષણ માટે વનમાં ઉન્મત્તની માફક આમ તેમ ભ્રમણ કરવા માંડયું અને જે કંઈ વૃક્ષાદિ સત્ત્વને વનપ્રદેશમાં જોતાં તે સર્વને પ્રભુના સમાચાર પૂછતાં. આમ છતાં પણ પ્રભુની ભાળ મળી નહિ એટલે ભાવની સ્થિરતા માટે પ્રભુની જુદી જુદી લીલાઓનું અનુકરણ કરવા માંડયું. આમ છતાં પણ કાર્યસિદ્ધિ થઇ નહિ એટલે છેવટે આર્દ્રચિત્તનાં થઇને વિરહાગ્નિથી સંતપ્ત હૃદયે અશ્રુની ધારા વહેડાવવા માંડી અને પ્રભુના ગુણનું ગાન કર્યું. એટલે પ્રભુએ પ્રસન્ન થઇને પ્રકટ થઇને રાસોત્સવનું સુખ આપ્યું.

---

* સરખાવો નીચેના વિચારો. આ ફકરામાં લેખક જણાવે છે કે પાર્થિવ અગર ઐહિક વસ્તુઓના ભોગમાં ઇન્દ્રિયોને પરોવવી તે ઇન્દ્રિયોના દુરૂપયોગ સમાન છે. ઇન્દ્રિયોનો સદુપયોગ પ્રભુ પ્રીત્યર્થ થવો જોઇએ. તેમાંજ જીવનની સફળતા તથા ઉન્નતિ છે.

**May I never forget the value of my senses or make bad use of them! O my Creator! Thou hast given them of me for the best noble purposes! How much should I dishonour the liberal kindness, and the wonderful structure of my body, should I employ my senses only in animal functions, without proposing to myself more exalted views! How miserable should it be if I sought my happiness only in the gratifications of sense and preferred this to the more sublime gratifications of the mind! For a time shall come in which my eyes shall be no more affected with the**

ઉપર જણાવ્યા પ્રમાણે "નિરોધ" એજ ઇન્દ્રિયો: વશ કરવાનું સાધન છે. પણ નિરોધની પ્રાપ્તિ શી રીતે બને? માટે સેવાનો પ્રકાર જણાવ્યો છે. સેવા એટલે ચિત્તનું ભગવાનમાં પરોવાવું તે. ચિત્ત ભગવાનમાં જ રાતદિવસ ગુંથાઈ રહે તેનું નામ જ સેવા. ભગવાન સિવાય બીજા કશા પણ વિચારો ભક્તને આવે નહિ. આવા પ્રકારની ચિત્તની દશા એકદમ આવતી નથી, તેને માટે કેટલીક કસોટીમાં કસાવું પડે છે. પ્રથમ તો સેવામાં જે જે વિક્ષેપ કરનાર હોય તેનો ત્યાગ થવો જોઇએ. આ માટે દેહ અને વિત્તથી સેવા કરતા રહેવું જોઇએ. દેહના તમામ અવયવો હાથ, પગ, નેત્ર, ઘ્રાણેન્દ્રિય, વગેરે તમામ અવયવો પ્રભુ માટે કોઇને કોઇ કાર્ય કરતા રહે તો આન્તર વિક્ષેપો દૂર થાય. દેહ સેવાપરાયણ થયું એટલે તેની સાથે જોડાયલી કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો પણ સેવામાં વ્યાપૃત રહેશે. તેથી તેઓ વિપથગામી બનશે નહિ, બાહ્ય વિક્ષેપોનો સંભવ વિત્તથી થાય છે.

---

**beauty of exterior objects in which the harmonious sounds of music shall no more please my ears; in which my palate shall no more relish the most exquisite viands and the most delicious liquors: a time shall come in which my senses shall find neither pleasure nor satisfaction in terrestrial things! How miserable should I then be if I possessed nothing that could nourish my spirit, comfort my soul, and satisfy my desires! Spirit of grace so direct and lead me, then in the use of my senses. I may not lose sight of the great end of my existence! Grant that these Organs may serve to glorify my Creator; and that I may begin here below to habituate myself to these noble occupations in which I shall be employed in the kingdom of heaven.**

STURM.

વિત્ત એટલે પૈસો. તે પણ ભગવાનની સેવાના કામમાં વપરાય તો તેથી કરીને કામ, ક્રોધ, મદ, મોહ, લોભ વગેરે અનર્થો ઉત્પન્ન થશે નહિ. દેહ અને વિત્તથી જો સેવા આ પ્રમાણે સતત કરવામાં આવે તો પછી વખત જતાં મન શુદ્ધ અને પવિત્ર બની જાય છે. તેને હવે દુનિઆના કોઈપણ પદાર્થ તરફ રુચિ થતી નથી. દુનિઆની કીર્તિ, સત્તા, વૈભવ વગેરે કાંઇપણ પ્રાપ્ત કરવાની તેનામાં લોલુપતા થતી નથી. તેના સઘળા પુરુષાર્થોનો સરવાળો પ્રભુ તરફ જ વળે છે. આ સ્થિતિ થતાં માનસ ભાવ સ્ફુરે છે. તે ભક્તના મન આગળ પ્રભુનો જ વિચાર રહે છે. સેવાનું ફળ માનસી સેવા છે. આ માનસી સેવા તે ગૂઢ ભાવ છે. તે ભાવ વ્યક્ત ભાવમાં પલટી જાય છે. પછીથી ધીમે ધીમે પ્રેમ, પ્રણય, સ્નેહ, રાગ, અનુરાગ તથા વ્યસન પર્યન્ત વૃદ્ધિ પામતાં પ્રભુ પ્રત્યક્ષ દર્શન આપે છે.

માટે ભક્ત જીવનની ઉન્નતિનું મૂળ તથા સર્વ પ્રકારના આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક દુઃખોના નિવારણનું ઔષધ 'નિરોધ' છે. શ્રીકૃષ્ણાવતારમાં શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી તે તમામમાં નિરોધનો ઉપાય જ દર્શાવ્યો છે. પ્રભુએ જે જે લીલાઓ કરી છે તે લીલાઓનું તારતમ્ય જીવને નિરોધનો ઉપદેશ આપવાનો છે. નિરોધનો સંબન્ધ હૃદય સાથે છે. કારણ કે ભાવની ઉત્પત્તિ હૃદયમાં છે. તો જેવાં જેવાં હૃદય તેવા તેવા નિરોધના ઉપાયો છે. નિરોધ વસ્તુ એક છે પણ તે ભક્તોના અધિકાર પ્રમાણે જૂદી જૂદી રીતે સધાય છે. તે ઉપાયો કેવી રીતે દર્શાવવામાં આવ્યા છે તે આપણે હવે પછીના વિભાગમાં જ્યાં રસેશ શ્રીકૃષ્ણની લીલાઓનું પૃથક્કરણ કરીશું તેમાંથી સમજાશે.



રસેશ શ્રીકૃષ્ણ:



શ્રીકૃષ્ણચરિત્ર

# વિભાગ ૨ જો.

## લીલાપૃથક્કરણ.

અહિંઆં શ્રીકૃષ્ણની જે લીલાઓ વર્ણવવામાં આવનાર છે તે શ્રીમદ્‌ભાગવતને અનુસરીને છે. શ્રીમદ્‌ ભાગવતના ૧૨ સ્કંધો છે. તે આખા ગ્રંથનું પ્રયોજન આનંદરૂપ ભગવાનની લીલાઓનું વર્ણન કરવું એજ માત્ર છે, અને આ લીલા બાર રીતે દેખાડી છે માટે તેના બાર સ્કંધો છે. પ્રથમ બે સ્કન્ધના વિષયો અધિકારી તથા સાધન છે. બાકીના એટલે સ્કન્ધ ત્રીજાથી તે બાર સુધી અનુક્રમે સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઉતિ, મન્વન્તર, ઈશાનુકથા, નિરોધ તથા મુક્તિ તેમજ આશ્રય છે. દશમ સ્કંધનો વિષય નિરોધ છે. આ નિરોધવાળા સ્કંધનાં મુખ્ય પાંચ પ્રકરણો છે.

તેમને નીચે પ્રમાણે અધ્યાયોમાં વહેંચી નાખ્યા છે.

| | | | |
|---|---|---|---|
| ૧ જન્મ પ્રકરણ | (અ. ૧—૪) | કુલે અ. | ૪ |
| ૨ તામસ પ્રકરણ | (અ. ૫—૩૨) | ,, | ૨૮ |
| ૩ રાજસ પ્રકરણ | (અ. ૩૩—૬૦) | ,, | ૨૮ |
| ૪ સાત્ત્વિક પ્રકરણ | (અ. ૬૧—૮૨) | ,, | ૨૧ |
| ૫ ગુણ પ્રકરણ | (અ. ૮૨—૮૭) | ,, | ૬ |

આ પાંચ પ્રકરણોને બે મુખ્ય વિભાગમાં વહેંચેલાં છે. અધ્યાય ૧ થી ૪૬ સુધીના ભાગને પૂર્વાર્ધ લીલા કહેવાય છે. અને અ. ૪૭ થી ૮૭ સુધીની ઉત્તરાર્ધ લીલા કહેવાય છે. ઉપરના પ્રકરણોમાં નીચે પ્રમાણે મુખ્ય સાર છે.

જન્મ પ્રકરણ-આ પ્રકરણના ચાર અધ્યાયમાં ભગવાનના પ્રાકટયનું વર્ણન છે.

તામસ પ્રકરણ—આના કુલ ૨૮ અધ્યાયો છે. તેમાં તામસ વ્રજનો ઉદ્ધાર પ્રભુએ કર્યો અને નિઃસાધન ભક્તોને નિરોધ કરાવ્યો તે વિષય છે. પૂતના વધથી આરંભીને યુગલ ગીત સુધીની તમામ લીલાઓ તેમાં આવે છે.

રાજસ પ્રકરણ—આમાં રાજસ યાદવોનો નિરોધ કર્યાની હકિકત છે.

સાત્ત્વિક પ્રકરણ—સાત્ત્વિક ભકતોનો ઉદ્ધાર ભગવાને કેવી રીતે કર્યો તે લીલા તેમાં છે.

ગુણ પ્રકરણ—આમાં ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય ઈત્યાદિ છ ધર્મોનું નિરૂપણ છે. આમાં કુલે છ અધ્યાય છે.

આ રીતે કુલે ૮૭ અધ્યાય દશમ સ્કંધમાં છે. વત્સ હરણલીલા પ્રસંગના ત્રણ અધ્યાયોને શ્રીમદ્ વલ્લભાધીશ પ્રક્ષિપ્ત ગણે છે. તેથી તે અધ્યાયો આમાં ગણ્યા નથી.

ઉપર પ્રમાણે ભાગવતના દશમ સ્કંધનો સંક્ષિપ્ત સાર શ્રીસુબોધિની પ્રમાણે છે. તેને લક્ષ્યમાં આપીને નીચે પ્રમાણેનું મંગલાચરણ પણ છે.

चतुर्भिश्च[१] चतुर्भिश्च[२] चतुर्भिश्च[३] त्रिभिस्तथा[४] ।
षड्भिर्[५]विराजते योसौ पञ्चधा हृदये मम ॥



---

૧. અહિંઆં चतुर्भिः શબ્દથી જન્મ પ્રકરણના ચાર અધ્યાય લેવા.

૨. અહિંઆં चतुर्भिः શબ્દથી તામસ પ્રકરણના પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એવાં ચાર પ્રકરણ લેવાં.

૩. અહિંઆં પણ રાજસનાં પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ પ્રકરણો સમજવાં.

૪. સાત્ત્વિકનાં ત્રણ પ્રકરણો પ્રમેય, સાધન અને ફલ.

૫. ૭ ગુણોના ૭ અધ્યાયવાળું ગુણ પ્રકરણ.

## જન્મ પ્રકરણ.

દશમ સ્કન્ધની શરૂઆત જન્મ પ્રકરણથી થાય છે. તેના ચાર અધ્યાય છે. આ ચાર અધ્યાયનું પ્રયોજન એ દર્શાવે છે કે ભગવાન પોતાનાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એવા ચાર વિભૂતિ રૂપો સાથે પ્રકટ થયા હતા. અધ્યાય ૧ લામાં વાસુદેવનું પ્રાકટ્ય જણાવેલું છે. બીજા અધ્યાયમાં સંકર્ષણ, ત્રીજામાં પ્રદ્યુમ્ન અને ચોથામાં અનિરુદ્ધ. આ વિષે સુબોધિની ટીકામાં નીચની કારિકાઓ છે.

चतुर्मूर्ति र्हरिर्जातस्तेनाध्यायचतुष्टयम् ।
प्रथम वासुदेवोऽभूद्वसुदेव हृदि स्थितः ॥

मृत्युवारणसामर्थ्यमन्यथा न भवेत्क्वचित् ।
संकर्षणो द्वितीये तु स्फुटो दैत्यवधाय हि ॥

तथा तृतीये प्रद्युम्नश्चतुर्थे तुर्य उच्यते ।
ननिबद्धे यतः कैश्चिदतः सर्वे विमोचिताः ॥
धर्मरक्षाहेतूक्त्यै धर्मभावश्च वर्ण्यते ॥
वसुदेवाद्देवकीतो मथुरातश्च गोकुलात् ।
प्रादुर्भूतश्चतुर्मूर्तिर्भगवान्नाऽत्रसंशयः ॥

રસેશ શ્રીકૃષ્ણ યાને શ્રીકૃષ્ણ ચરિત્ર.

# વિભાગ ૨ જો.

## પ્રકરણ ૧ લું.

### શ્રીકૃષ્ણ જન્મ.

( ભાગવત ૧૦-૧ થી ૧૦-૫. )




થુરાના **ઉગ્રસેન** રાજાનો પુત્ર **કંસ** પોતાની ભગિની **દેવકીને** તેના લગ્ન પછી તેના પતિ **વસુદેવ** સાથે રથમાં બેસાડીને સાસરે વળાવવાને પોતે જાતે રથ હાંકતો હાંકતો **મથુરા** નગરીની બહાર જતો હતો. **કંસ**વાળા રથની સાથે સેંકડો બીજા સુવર્ણ રથ હતા. સાથે હાથી તથા બીજા ઘોડાઓનો પાર નહતો. શંખ, તુરી, મૃદંગ અને દુંદુભિના મંગળમય નાદો માર્ગમાં આ નવદંપતીને અભિનંદન આપતા હતા. આ દંપતીનાં હૃદય આનંદમાં ગરક થઇ ગયાં હતાં. તેમના મુખ ઉપર સ્મિતની રેખાઓ વિલસતી હતી. અને નૂતન પ્રેમનું નિર્ભર સુખ મેળવતાં હતાં. રથ પૂરવેગથી આગળ ધસતા હતા. **મથુરા**ની બહાર કેટલુંક અન્તર કાપ્યું એટલામાં એકાએક આકાશવાણી સંભળાઇ. તે વાણીએ **કંસ**નું ધ્યાન ખેંચ્યું, તે બોલી "હે કંસ! તું આ ત્હારી બેનના રથને હાંકે છે પણ યાદ રાખજે કે તેનો આઠમો

ગર્ભ તને મારશે." આ વાણીનું શ્રવણ કરતાંની સાથે તે થંભ્યો. તેના હાથમાંથી રાશ પડી ગઈ અને ગાત્રોમાં કમ્પ થયો. દિશાઓમાં ચોગરદમ જોવા લાગ્યો. કેટલોક સમય કંઇ પણ બોલી શક્યો નહિ. પણ પોતાના ભાવિનો વિચાર કરવામાં ચિન્તાગ્રસ્ત થયો. તેનાં નેત્રમાં ક્રોધ ઉભરાવા લાગ્યો. અને પોતાના પ્રાણનું રક્ષણ કરવાને પ્રથમથીજ ઉપાય યોજવાને માટે હાથમાં તલવાર લઇને તેની બ્હેનને મારવાને ધસ્યો. વસુદેવ કંસનો સંકલ્પ સમજી ગયા. યુક્તિથી તેનું સાન્તવન કરવાને આ પ્રમાણે તેમણે ઉત્તર આપ્યો.

"હે કંસ! તું શા માટે ઓટલો બધો અકળાય છે? અરે તું જાણે છે કે મૃત્યુ કોઇનાથી ટાળ્યું ટળતું નથી. સૂર્ય જેમ ઉગે છે તેવો આથમે છે, ફુલ ખીલે છે તેવું કરમાય છે, તેજ પ્રમાણે જીવનના પણ ઉદય અને અસ્તની મર્યાદા નિયત થયેલી છે. જેટલાં પ્રાણીઓ જીવનવાળાં છે તેમની અન્તિમ મૃત્યુદશા પણ આવવાની છે તો તું શા માટે તે મરણને દૂર કરવાને વૃથા પ્રયત્ન કરે છે? મરણથી ભયભીત થવું તારા જેવા શૂર પુરુષને યોગ્ય નથી. જીવન અને મૃત્યુની પરમ્પરા સંસારમાં ઘટમાળ પ્રમાણે ચાલી જાય છે. વસ્તુતઃ તો આત્માને જન્મ પણ નથી તેમ મૃત્યુ પણ નથી. જેમ પાણીથી ભરેલાં માટીનાં કુંડાંઓમાં ચંદ્રાદિકનું તેજ વાયુના વેગથી કંપતું દીસે છે તેવીજ રીતે પોતાનીજ માયાથી (મોહથી) રચાયલા દેહ તથા ઇન્દ્રિયોમાં જીવ જે વસ્તુતઃ ભગવાનનો અંશ છે તે રાગથી કરીને પોતાના સ્વરૂપને ભૂલી જાય છે. માટે કોઇનો પણ દ્રોહ

કરવો નહિ. તમામ જીવો ભગવાનના અંશો છે. દ્રોહ કરનારને પોતાને ભય વધતો જાય છે. વળી આતો ત્હારી બ્હેન છે. તે તારાથી ન્હાની છે. તેને તારે પુત્રી સમાન ગણવી જોઇએ. તો તેને મારવાને તું તૈયાર થાય છે તે એક નવાઈ છે.” આ પ્રકારે **કંસને** ઉપદેશ આપવા છતાં તે એકનો બે થયો નહિ. તેની આંખમાંથી આખી પૃથ્વીનો પ્રલય કરે એવો ક્રોધાગ્નિ પ્રદીપ્ત થવા લાગ્યો; આથી **વસુદેવે** જાણ્યું કે આને ઉપદેશ કોઈ પણ અસર કરી શકે તેમ નથી. તેથી તેની સાથે હવે કોઈક બીજી યુક્તિ–સામવિધિનો ઉપાય વિચારવા લાગ્યા. તેમણે મનથી નિશ્ચય કર્યો કે “કોઇપણ ઉપાયથી બુદ્ધિમાન્ માણસોએ બુદ્ધિ પહોંચે ત્યાં સુધી મોતને જરૂર અટકાવવું જોઇએ. માણસના પ્રયત્ન કરવા છતાં ન અટકે તો તેમાં તેનો અપરાધ નથી. માટે આ દુષ્ટને **દેવકીથી** જે પુત્રો થાય તે બધા આપી દેઇને તેનો પ્રાણ બચાવવો. કારણ કે આને મરણનો ભય લાગ્યો છે, અને તેથી ભય-ગ્રસ્ત થઇનેજ દેવકીનો સંહાર કરવા ઉદ્યુક્ત થયો છે. આ આકાશવાણીએ કંસના ભાવીની આગાહી કરી છે તે કોઇ પણ દિવસે મિથ્યા થાયજ નહિ. તેથી દેવકીનો આઠમો ગર્ભ તેને અવશ્ય મારશેજ. માટે દેવકી જો જીવતી હશે તો આકાશવાણી પણ સત્ય નીવડશે. આ આકાશવાણી તે ઇશ્વરી સંકેત છે તો દેવકીને કોઇપણ ઉપાયથી જીવતી રાખવી એ મારો ધર્મ છે. આ દુષ્ટ એટલો ક્રૂર અને ઘાતકી છે કે તેની સ્હામે મારૂં બળ ઉપયોગમાં આવે તેમ નથી. તેમ જો ગોળથી કોઇ મરતો હોય તો પછી તેને વિષથી શામાટે મારવો ?

આથી આ નવી સૂઝેલી યુક્તિજ મને હિતકારક લાગે છે” આમ મન સાથે સંકલ્પ કરીને કંસને કહ્યું–હે **કંસ** ! તારા જેવો શૂર પુરુષ આકાશવાણીથી ભયગ્રસ્ત થાય તેથી મને આશ્ચર્ય થાય છે. તને દેવકીના પુત્રોને સોંપી દઇશ. માટે તું ક્રોધનો ત્યાગ કર અને ત્હારી બ્હેનના ઘાતનું પાપ ન કર. આ શબ્દ શ્રવણ કરતાં કંસનો ક્રોધાગ્નિ શાન્ત થયો. તેણે તરવાર મ્યાનમાં મૂકી દીધી અને પહેલાંની માફક રથની રાશ હાથમાં ઝાલીને અશ્વોને હાંકવા લાગ્યો, વસુદેવ અને દેવકીનાં હૃદયો પણ શાન્ત થયાં.

× × × ×

થોડાક સમય પછી **દેવકી**ને પ્રસવ થયો. પોતાના પ્રસવને **કંસ** મારી નાખશે, તે ભય વસુદેવ તથા દેવકીના હૃદયમાં પેઠો. પણ સત્યપ્રિય વસુદેવ પોતાના પ્રથમ પુત્ર કીર્તિમાનને જન્મતાં કંસ પાસે લઇ ગયા. પણ કંસને તો આઠમા ગર્ભથી ભય હતો તેથી તે પુત્રને પાછો સોંપ્યો. અને આઠમા પુત્રને તેની પાસે લઇ જવાને જણાવ્યું. **વસુદેવ** પુત્રને લઇને પાછા ફર્યા. પછીથી એક પછી એક પાંચ પુત્રો વર્ષ વર્ષના અન્તરે થયા. આ સમયે **નારદજી**એ આવીને **કંસ**ને કહ્યું–“ હે **કંસ** ! તું કેમ ગફલતમાં રહ્યો છું ? તને ખબર નથી કે વ્રજમાં રહેનાર **નંદાદિક** ગોપો તથા તેમની સ્ત્રીઓ તેમજ વસુદેવ, **દેવકી** વગેરે દેવતાઓ તરીકે તારો સંહાર કરવાને જન્મ્યા છે, તો તું તારા રક્ષણ માટે સાવધાન થા.” આટલું કહીને નારદજી ત્યાંથી પાછા ફર્યા. કંસે પોતાના માણસોને એકદમ હુકમ કરીને **વસુદેવ** તથા **દેવકી**ને બંધનમાં નંખાયાં.

પોતાના પિતા **ઉગ્રસેનને** પણ કારાગૃહમાં નાખ્યા. તે હવે યાદવોનું નિકંદન કરવા લાગ્યો. હવે દેવકીને સાતમી વારનો ગર્ભ રહ્યો. આ સમયે દેવકીને પુત્ર પ્રાપ્તિ માટે હર્ષ થયો અને જૂલ્મી કંસ તેને મારી નાખશે તેથી શોક પણ થયો. આથી વિશ્વાત્મા ભગવાને વસુદેવ તથા દેવકીની મનોવ્યથા જાણીને

ની યોગમાયાને આજ્ઞા કરી "હમણાં **દેવકીના** ઉદરમાંથી મારા અંશરૂપ શેષ પ્રકટ થનાર છે. પણ તેના રક્ષણ માટે તેને તેમાંથી ખેંચીને ગોકુલમાં **વસુદેવની** બીજી સ્ત્રી **રોહિણીના** ઉદરમાં ખેંચી લે, પછીથી હું પરિપૂર્ણ રૂપથી દેવકીના પુત્ર થઈશ." આમ આજ્ઞા થતાં યોગમાયાએ તે ગર્ભને ત્યાંથી ખેંચી લીધો. લોક આથી એમ માનવા લાગ્યા કે દેવકીને ગર્ભ પડી ગયો. હવે વિશ્વાત્મા ભગવાન્ પરિપૂર્ણ રૂપે વસુદેવના મનમાં પધાર્યા. વસુદેવે તેમને દેવકીમાં પધરાવ્યા. આ બાબતની ખબર કંસને પડી. તેથી તેની ચિન્તા દિવસે દિવસે વધતી ગઇ. પણ પોતાની ગર્ભિણી બ્હેનનો વધ કરવાથી પોતાનાજ આયુષ્યનો, કીર્તિ તેમજ લક્ષ્મીનો નાશ થશે એમ વિચારીને તે ગર્ભને બહાર પ્રકટ થવાની વાટ જોઇ રહ્યો.

કેટલાક દિવસ વ્યતીત થયા. ચંદ્રમા રોહિણી નક્ષત્રને શોભાવતો હતો. દિશાઓ સ્વચ્છ હતી. આકાશ નિર્મળ દીશતું હતું. સરિતાઓનાં સ્વચ્છ જળ મધુર રવથી વહી રહ્યાં હતાં. વનરાજીઓના પુષ્પ ગુચ્છોમાં પક્ષીઓ તથા ભ્રમરના નાદધ્વનિઓ સંભળાવા લાગ્યા. શીત, મંદ અને સુગન્ધી પવન વાવા લાગ્યા. કંસ સિવાય સર્વનાં હૃદયમાં પ્રસન્નતા

છવાઇ હતી. મેઘની મંદ મંદ ગર્જના સંભળાવા લાગી. આવા સમયે પૂર્વ દિશામાંથી ચંદ્ર પ્રકટ થાય તેમ **દેવકીના** આઠમા ગર્ભનો પ્રસવ થયો.

તે અદ્‌ભુત કમલ જેવા નેત્રવાળા, ચતુર્ભુજ, શંખ, ગદા અને આયુધને ધારણ કરનાર, કૌસ્તુભમણિથી શોભતા, પીતામ્બર ધારણ કરેલા, અમૂલ્ય વૈદૂર્ય મણિથી જટિત કિરીટ અને કુણ્ડળની કાન્તિથી અલંકૃત થયેલા, ઉત્તમ કટિમેખલા, અંગદ અને કંકણથી દેદીપ્યમાન પુત્રને વસુદેવે જોયા. તેમને જોતાંની સાથે વિસ્મયથી તેમનાં નેત્રો પ્રફુલ્લિત થયાં. વસુદેવ તથા દેવકીએ તેમને ભગવાન્ જાણીને સ્તુતિ કરી. તે પુત્રે તેમને પુત્ર ભાવથી તથા બ્રહ્મ ભાવથી તેમનું ચિન્તન કરવાને સૂચવ્યું. તેમજ કંસના ભયથી મુક્ત થવાને **ગોકુળમાં** તેમને લઇ જઇને **યશોદાને** તેજ સમયે પ્રકટ થયેલી કન્યાને કારાગૃહમાં લાવવી અને કંસને તે આપવી તેમ જણાવ્યું. આમ કહીને તે બાળક પ્રાકૃત બાળક જેવા જણાવા લાગ્યા. **વસુદેવે** તે બાળકને ગોકુળમાં લઇ જવાને પ્રસૂતિ ગૃહમાંથી બહાર કાઢયા અને હસ્તમાં તે બાળકને ધારણ કરીને ચાલવા લાગ્યા. રાત્રિનો સમય આગળ વધતો હતો. સર્વત્ર નિરવ શાન્તિ હતી. કંસના પહેરગીરો ગાઢ નિદ્રામાં પડયા હતા. મથુરા નગરીના મજબૂત દરવાજાની સાંકળો એકાએક ઉઘડી ગઇ અને દ્વાર ખૂલ્લાં થઇ ગયાં. તેમાં થઇને વસુદેવ બહાર નીકળ્યા. વર્ષાદ મન્દ મન્દ ગર્જતો હતો. યમુનાજીનાં પૂર પુષ્કળ ઉછળવા લાગ્યાં તથા તેમાં પ્રચણ્ડ મોજાંને લીધે પુષ્કળ ફીણ ચઢવા લાગ્યું. તોપણ યમુનાજીએ

વસુદેવને માર્ગ આપ્યો તેથી તે સામા કાંઠે પહોચ્યા અને રાત્રિની અપૂર્વ શાન્તિમાં ગાઢ નિદ્રામાં પડેલા ગોકુળમાં પ્રવેશ કર્યો. યશોદાના પ્રસૂતિ ગૃહમાં તેમની કન્યાને લીધી અને તે સ્થાને પુત્રને મૂક્યો અને પાછા મથુરામાં દાખલ થયા અને દેવકીના કારાગૃહની શય્યામાં તેને ગોઠવી દીધી. હજુ રાત્રિનો અવશેષ હતો. કારાગૃહની આજુબાજુના દરવાજા પ્રથમની માફક મજબૂત બંધ થઇ ગયા. કારાગૃહમાંથી તે કન્યાના રુદનનો અવાજ સાંભળીને દ્વારપાળોને પ્રસવની ખબર પડતાં બીજા દિવસે સ્હવારે તેમણે કંસને ખબર કરી. તેથી વિહ્વલ થયેલા કંસે દેવકીના પ્રસૂતિગૃહમાં પ્રવેશ કર્યો અને તેના તરફ ઉગ્રદૃષ્ટિથી જોઇ રહ્યો. દેવકી તેનો સંકલ્પ સમજી ગયાં. તેમણે તેથી વિજ્ઞપ્તિ પૂર્વક જણાવ્યું " હે ભાઇ! આતો કન્યા છે. તે તારી ભાણેજી છે. તો તેને તું જીવતી રાખીશ" પણ મરણથી ભયભીત બનેલા કંસના પત્થર જેવા હૃદય ઉપર કંઇપણ અસર થઇજ નહિ. તેણે એકદમ બળથી તે કન્યાને દેવકીના હાથમાંથી લીધી, અને તેને પગથી પકડીને ક્રૂરતાથી શિલા ઉપર પછાડી. પણ તે કન્યા ઉછળીને આકાશમાં ગઇ અને કંસને કહ્યું " હે દુષ્ટ બુદ્ધિવાળા કંસ! તું મને મારીને શું કરીશ? તારો મારનાર તો ગોકુળમાં પ્રકટી ચૂક્યો છે. તું મને રાંકને અરે નિર્દોષને માર નહિ" આ સાંભળતાંની સાથે કંસનાં ગાત્ર શિથીલ થઇ ગયાં. તેની આંખ હવે કંઇક દયાથી પીગળવા લાગી. તેનો ક્રોધાગ્નિ શાન્ત થયો. તેથી દેવકી તેમજ વસુદેવને વિજ્ઞપ્તિપૂર્વક કહેવા લાગ્યો કે—અરે બ્હેન અને બનેવી! મારા અપરાધ ક્ષમા કરો, મેં દુષ્ટ બુદ્ધિથી પ્રેરાઇને તમારૂં ઘણુંજ અનિષ્ટ કર્યું

છે. તમને મેં બહુજ સંતાપ કર્યો છે, હું આકાશવાણીથી ખોટા ભ્રમમાં પડીને છેતરાઇ ગયો અને તમારા પુત્રને મારવાને પ્રેરાયો." આમ બોલીને તે બન્નેના પગે વંદન કરવા લાગ્યો તેનો કંઠ પણ ગળગળો થઈ ગયો, પછી તેમને તેણે બંધનથી છોડી મૂક્યા.

પણ યોગમાયાના શબ્દથી તેનું હૃદય વીંધાઈ ગયું હતું. તે શબ્દો તેના હૃદય ભાગમાં સોંસરા પેશી ગયા હતા અને તેના પ્રાણને કોરી રહ્યા હતા. તેથી વિહ્વલ ચિત્તવાળો થઇને પોતાના મંત્રીઓની સલાહ લેવાને ત્યાંથી ચાલી નીકળ્યો; અને તેમની સલાહથી વ્રજના તમામ બાળકોને મારી નાંખવાનો દુષ્ટ સંકલ્પ કરવા લાગ્યો.

**ગોકુલ**માં **નંદરાયજી**ને ત્યાં પુત્ર પ્રસવ થવાના સમાચાર ગોકુલમાં ફેલાયા. બ્રાહ્મણો, સૂત, માગધ અને બંદિજનો આશીર્વાદ દેવા **નંદ**ને ઘેર ગયા. ધ્વજા પતાકાથી ઘરેઘર આંગણાં સુશોભિત કરવામાં આવ્યાં હતાં. વ્રજમાં આજે આનંદ છવાઇ રહ્યો. દરેકનાં હૃદય તે આનંદથી નૃત્ય કરવા લાગ્યાં. ઘણાઓ અનેક જાતની ભેટોથી નંદરાયને નવાજતા હતા. નંદરાયે પણ પુત્ર પ્રસવ નિમિત્તે મોટો મહોત્સવ કર્યો.

**રહસ્ય—**હવે કૃષ્ણના જન્મ વિષેના આ પ્રકરણનો આપણે વિચાર કરીએ. પ્રથમ ભાગમાં જણાવ્યા પ્રમાણે કૃષ્ણ વિષે ઐતિહાસિક દૃષ્ટિથી શ્રીવલ્લભાચાર્યે વિચાર કર્યો નથી. અર્થાત્ શ્રીમદ્ ભાગવતને ઇતિહાસના ગ્રન્થ તરીકે તેમણે સ્વીકાર્યો નથી; પણ ધર્મતત્ત્વના ગહન ચિન્તનથી પ્રચૂર ગ્રન્થ તરીકે તેને માન્ય કર્યો છે. વેદની શ્રુતિઓમાં જે રહસ્ય છે તેનેજ સરળ રૂપકાત્મક શૈલિમાં ભાગવતકારે પ્રતિપાદિત કર્યું છે. અને તે રીતે અવલોકતાં શ્રીકૃષ્ણદ્વારા બ્રહ્મની લીલા-

ઓનાં કરેલા વર્ણનોથી આપણે ચકિત થયા વગર રહીશું નહિ. શ્રીમદ્વલ્લભાચાર્યે શુદ્ધનિર્ગુણભક્તિનો ઉપદેશ આપ્યો છે. વેદની શ્રુતિઓમાંથી એજ અર્થને તારવ્યો છે, અને તેજ અર્થ ભાગવતમાં પણ વ્યાપે છે. વલ્લભાચાર્યના મતે સર્વોત્કૃષ્ટ પરમતત્ત્વ બ્રહ્મ છે. તે બ્રહ્મની ક્રીડા કરવાની ઇચ્છા થતાં જડ-જગત્ અને ચેતન જીવો જે પોતાના અંશ રૂપે છે તેને સર્જે છે. આ શ્રુતિઓમાં બ્રહ્મનું સાકાર તથા નિરાકાર ઉભય રૂપે વર્ણન છે. આકાર એટલે આનન્દરૂપી આકારવાળું અને નિરાકાર એટલે પ્રાકૃત આકારથી રહિત. તે સર્વ ધર્મથી યુક્ત છે, અને વિરૂદ્ધધર્માશ્રયી છે. તેમાંથી જ ઘટપટાદિ પદાર્થોની ઉત્પત્તિ છે. તેજ સચ્ચિદાનંદાત્મક છે. શ્રુતિમાં તેનાં [1]પાંચ રૂપો જણાવ્યાં છે. આ પાંચ તે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય. આમાંનાં પ્રથમ ચાર વિભૂતિરૂપ મનાય છે, અને છેલ્લું તે પૂર્ણ સ્વરૂપ છે. પ્રથમનું અન્નમય તે જગત્ અગર વિરાટ્ સ્વરૂપ તે બ્રહ્મના સદંશરૂપ છે. બીજું પ્રાણમય. તે જીવો છે તે ચિદંશરૂપ છે. ત્રીજી મનોમય તે વેદ-નામાત્મક સૃષ્ટિ, અને ચોથું વિજ્ઞાનમય તે અક્ષર બ્રહ્મ-અન્તર્યામિ, વ્યાપિવૈકુણ્ઠ અથવા ગણિતાનંદરૂપ, આ ચાર પૂર્ણ નથી. તેથી તે વિભૂતિરૂપ છે. આ બધાથી પરાત્પર બ્રહ્મનું સ્વરૂપ તે આનન્દમય છે. તે અગણિતાનન્દ પણ કહેવાય છે. તે ક્વચિત્ રસ તરીકે, ભૂમા તરીકે તેમજ આનન્દ તરીકે પણ વર્ણવ્યું છે. આ આનન્દમય બ્રહ્મ અને આનન્દ એકજ રૂપ છે અને તેજ પરબ્રહ્મ છે. તેનાથી પર બીજું તત્ત્વ નથી. તે [3]વ્યાપક અક્ષર બ્રહ્મ જે સર્વના હૃદયમાં બિરાજેલા છે તેના કરતાં

---

૧ જુઓ તૈ. ઉ. બ્રહ્માનન્દવલ્લી.

૨ જૂઓ છાં. ૭-૨૩-૧. यो वै भूमा तत्सुखम् તથા બ્ર. સૂ. ૧-૩-૮ भूमा संप्रसादादध्युपदेशात् । વિભાવ ૧ લાના પ્રથમ પ્રકરણમાં આ વિષય ચર્ચ્યો છે.

૩. જૂઓ બ્ર. સૂ. ૧-૧-૧૨ आनन्दमयोऽभ्यासात.

પર છે. કારણ કે [૪]શ્રુતિમાં અન્નમયના અન્તરાત્મા તરીકે પ્રાણમય જણાવેલ છે, તેના આન્તરાત્મા મનોમય, મનોમયના વિજ્ઞાનમય, વિજ્ઞાનમયના આનન્દમય, આનન્દમયના અન્તરાત્મા કોણ તો તે શ્રુતિ જણાવતી નથી. આ આનન્દમયનું હંસ તરીકે વર્ણન કરે છે. પ્રીતિને–પ્રેમને તેના શિરોભાગ કહે છે. મોદ તેની જમણી પાંખ કહે છે, પ્રમોદને ડાબી પાંખ, અને અક્ષરબ્રહ્મ તે પુચ્છને સ્થાને છે. આ પ્રકારે રૂપકથી તે પર બ્રહ્મનું ત્યાં વર્ણન કર્યું છે. આ વર્ણન કરીને તુર્તજ તેને રસરૂપ કહે છે. વળી કહે છે કે આજ પરમ તત્ત્વ છે કારણ કે [૫]તેની એક અલ્પમાત્રાથીજ જગત્ જીવી શકે છે. તે માત્રાના અભાવે ભૂત પ્રાણીઓ હોઈ શકેજ નહિ. તેજ રસરૂપ છે. તેને પ્રાપ્ત કરીને સર્વ આનન્દી થાય છે. જો તે આનન્દ ન હોત[૬] તો કોણ પ્રાણધારણ કરી શકત? એ આનન્દમાંથી તમામ ભૂતો ઉત્પન્ન થાય છે અને તેમાં પાછાં ફરે છે. આમાં જે કોઇ ભેદ જુએ છે તેને ભય થાય છે. પવન તેના ભયથી વાય છે. સૂર્ય તેના[૭] ભયથી ઉગે છે, અગ્નિ, ઈન્દ્ર અને મૃત્યુ તેનાથી ડરતા રહે છે. તે સર્વત્ર છે. ઉપર જુઓ તો તે છે, નીચે પણ છે, આજુબાજુએ તે છે પછવાડે છે, મુખ સામે પણ છે. એક પણ દિશા તેના વગરની નથી. જ્યાં જુઓ ત્યાં તે આનન્દરૂપે આત્મા છે.

---

૪. તૈ. ૨–૧

૫. एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति. બૃ. ૪–૩–૩૨

૬. रसो वै सः । रसह्येव लब्ध्वानन्दीभवति । को ह्येवान्यात्कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयाति (तै. २७)

૭. તૈ. ૧–૮

૮. છાં. ૭–૨૫–૧

૯. कृषिर्भूवाचकः प्रोक्तो णश्च निर्वृतिवाचकः ।
तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

શ્રુતિમાં નિરૂપેલા પરમતત્ત્વરૂપ આનન્દમય બ્રહ્મને અહિંઆં કૃષ્ણ કહ્યા છે. કૃષ્ણ શબ્દમા "કૃષ્" અને "ણ" શબ્દો છે કૃષ્‌નો અર્થ સત્તાવાચક છે તે સત્ ધર્મને જણાવે છે. "ણ" શબ્દ નિવૃત્તિ સુખ—આનન્દનો વાચક છે. તે ઉભય શબ્દ મળીને કૃષ્ણ અર્થાત્ સદાનંદ રૂપ થાય છે. કૃષ્ણ એ સાક્ષાત્ પરબ્રહ્મ ભગવાન્‌જ છે. એ વિષેનાં અનેક પ્રમાણો ભગવદ્‌ગીતામાં અ. ૭–૬, ૭–૭, ૭–૧૦, ૧૭-૧૮, ૧૦–૪૨, ૯–૨૩, ૯–૪૧, ૪–૫, ૬. ૭, ૮, ૯. ૯–૧૧. માં તેમજ ભાગવત ૪–૧–૫૯–૧૦–૮૯, ૫૯, ૬૦, ૧૦–૩–૪૨, ૧૦–૧–૨૧, ૨૨. માં આપેલાં છે.

ભા૦ ૧૦–૧-૨૩ માં કહે છે કે 'પર પુરુષ સાક્ષાત્ ભગવાન વાસુદેવને ઘેર જન્મ લેશે" આમાં "સાક્ષાત્ ભગવાન્" એવા શબ્દો છે. આ કૃષ્ણ નિર્ગુણ આનન્દમય પરબ્રહ્મ પોતાની ક્રીડા માટે જગત્ આદિ સર્જે છે. તે પરબ્રહ્મનું વર્ણન ભાગવતકારે કૃષ્ણ તરીકે કરેલું છે. આ કૃષ્ણનું પ્રાકટય નિરોધ માટે છે. પોતાના ભકતોના પ્રપંચની વિસ્મૃતિ થઈને પોતામાં આસક્તિ થાય તે માટે ભગવાન જૂદી જૂદી રીતે તેમને સહાય કરે છે. જૂદી જૂદા જાતના ભકતોને તે નિરોધની સિદ્ધિ કેવી રીતે થઇ તથા નિરોધ સિદ્ધિમાં અન્તરાય કયા કયા હોય છે, અને તે અન્તરાય કેવી રીતે દૂર થાય વગેરે ભાગવતના દશમસ્કંધમાં જણાવ્યું છે. માટેજ દશમસ્કંધનો મુખ્ય અર્થ "નિરોધ" જણાવ્યો છે. [૧૦]જ્યાં સુધી બહાર સ્થિત વહ્નિ કાષ્ઠમાં પવેશ પામતો નથી ત્યાં સુધી અન્દર રહેલો વહ્નિ તે કાષ્ઠનું દહન કરી શકતો નથી. આપણે જાણીએ છીએ કે કાષ્ઠની અંદર

૧૦. यावद्बहिःस्थितो वह्निः प्रकटो वा विशेन्नहि तावदन्तःस्थितोप्येष न दारुदहनक्षमः ।

एवं सर्वगतो विष्णुः प्रकटश्चेन्न तद्विशेत् ॥

શ્રીવલ્લભાચાર્યકૃતકારિકા.

વહ્નિ છે પણ તે વહ્નિને પ્રકટ કરવાને બહારથી વહ્નિ પ્રદીપ્ત કરવો જોઇએ. તેજ પ્રમાણે સ્વચ્છ લીલાથી ભગવાનથી નિરોધ્ય ભક્તના દેહાદિ સકલ પ્રપંચમાં સ્વાનન્દનો પ્રવેશ કરાવતાં તિરોહિત આનન્દનો પણ અવિર્ભાવ ભગવાન કરે છે. આમ થતાં ભગવાનના આનન્દના અનુભવને યોગ્ય અલૌકિક દેહની પ્રાપ્તિ થતાં જાડ્યાદિરૂપ પૂર્વ પ્રપંચનો લય થાય છે. તો ભકતોની નિરોધસિદ્ધિ માટે ભગવાનનું પ્રાકટ્ય છે. આ નિરોધ યોગ શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે નથી. ત્યાં ચિત્તવૃત્તિનો રોધ તેનું નામ નિરોધ કહે છે. આને માટે ભગવાનનું ધ્યાન કરવામાં આવે છે. અર્થાત્ ચિત્તવૃત્તિનો રોધ થાય તે માટે ભગવાનનું પ્રાકટ્ય નથી; પણ સાધન રહિત ભકતોને[11] માટે છે. અર્થાત્ અવિદ્યાને લીધે પોતે રચેલા સંસારના દુઃખથી પીડિત થતા જીવોનો ઉદ્ધાર કરવાને નિરોધ સૂચવ્યો છે. તે સંસાર અવિદ્યાથી રચાયલો હોવાથી જ્ઞાનથીજ તેની નિવૃત્તિ થઇ શકે છે. આ સસાધન મર્યાદા જીવોના ઉદ્ધારનો માર્ગ છે. સસાધન જીવોને સંસાર દુઃખરૂપ છે. નિઃસાધન ભકતો પ્રભુની લીલાજ આમાં માને છે એટલે તેમનો એ સંસાર સુખરૂપ બને છે. તેમને એવી રીતે નિરોધ સિદ્ધ કરાવે છે કે જેથી તેમને પ્રપંચનું વિસ્મરણ થાય છે.

ભકતો ચાર પ્રકારના છે—તામસ, રાજસ, સાત્ત્વિક અને નિર્ગુણ એ ચાર પ્રકારના ભકતોને જૂદી જૂદી રીતે તેમના અધિકાર પ્રમાણે નિરોધ થાય છે. ભગવાનનું—કૃષ્ણનું પ્રાકટ્ય આ નિરોધની સિદ્ધિ

---

११. ये भक्ताः शास्त्ररहिताः स्त्रीशूद्राद्विजबन्धवः ।
तेषामुद्धारकः कृष्णः स्त्रीणामत्र विशेषतः ॥
येषां निरोधकः शास्त्रं योगादिर्विनिरूपितम् ।
शेषभावस्तत्र हरेर्न कदाचिद्गमिष्यति ॥
સુબોધિનીકારિકા.

१२. ब्र. सू. १–४ २६ आत्मकृतेः परिणामात् ।

માટે છે એમ સમજવું. હવે આ પ્રકરણનો ગુહ્ય અર્થ સમજતાં પૂર્વે તેમાં આવેલા વિશેષ નામોમાં કયો રૂપકાત્મક અર્થ સુબોધિની અનુસાર છે તે ટુંકામાં નીચે પ્રમાણે જણાવીએ છીએ.

કૃષ્ણ—રસાત્મક આનન્દમય નિર્ગુણ પરબ્રહ્મ.

**બલદેવ અનન્ત**—અક્ષરબ્રહ્મ, ગણિતાનંદ, અન્તર્યામી, વ્યાપિવૈકુંઠ, ધર્મરૂપ બ્રહ્મ.

[13]**દેવકીના ૭ પુત્રો**—ભગવાનના ૭ ધર્મો-ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય.

**દેવકી**—સર્વ દેવતામયી વિષ્ણુરૂપ.

[14]**વસુદેવ**—શુદ્ધ સત્ત્વાત્મક.

**નંદ**—આનંદયુક્ત સત્ત્વગુણ.

**ગોકુલ**—[15] દૈવી ગુણયુક્ત સ્થળ-દૈવી સંપદ્નું સ્થાન નિર્ગુણવૃત્તિ.

---

૧૩. જુઓ સુબોધિની ભા. ૧૦–૨–૫ षड् गुणा । सप्तमो धर्मी च तदाधारभूतः। पुरुषोत्तमस्तु ततो महान्। લાલુભટ્ટની યોજનામાં આને આ પ્રમાણે સમજાવ્યું છે. तत्राष्टमगर्भस्य पूर्णपुरुषोत्तमत्वात् सप्तमस्याक्षरात्मकत्वादेतेषां षण्णामैश्वर्यादि षड्गुणात्मकत्वं युक्तं षट्संख्याया नियामकत्वाद् देवकी सर्वदेवतेतिवाक्यात्सर्वदेवतारूपाया देवक्या भगवज्जनन्या उदरे साधारणानां प्रवेशासम्भवाच्च । अत एते षड्गुणानामवतारभूता इति निश्चयः ।

૧૪. वसुदेवः शुद्धसत्त्वात्मकः भगवदाविर्भावस्थानभूतः । देवकी सर्वदेवतामयी विष्णुरूपा चेति सर्वेषां भगवतां समुदायोत्तानिरूपितः ॥

ત્રિવિધનામાવલી શ્રીગોકુલોત્સવજીની વિવૃત્તિ પૃ. ૬

૧૫. देवाश्रितं गोकुलम् સુબોધિની ભા. ૧૦–૨–૬

**મથુરા**—[૧૬]રજોગુણ યુક્તસ્થાન–રાજસવૃત્તિ.

**કંસ**—મૃત્યુરૂપી કાલ, પૂર્વાવતારમાં[૧૭] તે કાલનેમિ હતો. ભગવાને અમૃતના મંથનથી તેનો નાશ કર્યો હતો. અર્થાત્ અમૃત કહેતાં જ્ઞાનથી કાલ નાશ પામે છે અને તે ભગવાનની કૃપાથીજ થઇ શકે છે. કંસ એટલે દુષ્ટ બુદ્ધિ ભયાનક કાળ[૧૮] અગર ભગવાનથી વિમુખ કરવાની દુષ્ટ બુદ્ધિ.

હવે ઉપર જણાવેલા અર્થો બરાબર સમજવાથી આ પ્રકરણમાં જણાવેલું કૃષ્ણ જન્મનું રહસ્ય બરાબર સમજાશે. જ્યારે દુષ્ટ બુદ્ધિ ભગવદ્‌ભક્તને પ્રભુ વિમુખ કરે છે તથા તેના પ્રભુ તરફના ભાવમાં અન્તરાય નાખે છે, ત્યારે પોતાના ભક્તનું પ્રભુ રક્ષણ કરે છે. આ દુષ્ટ બુદ્ધિથી જીવને અહંતા મમતાત્મક સંસાર દુ:ખરૂપ બને છે. માટે આ દુષ્ટ બુદ્ધિને હણવી જોઇએ. આ બુદ્ધિજ કાલરૂપ મૃત્યુરૂપ બનીને જીવોનો સંહાર કરે છે. તેનું રહેવાનું સ્થાન આસુરી સંપત્તિ છે—જે સંપત્તિ જ્ઞાનની સામગ્રીનું મન્થન કરે છે. માટે કંસને મથુરા નગરીમાં વસતો જણાવ્યો છે. આ દુષ્ટબુદ્ધિ અતિ ઘોર અને ઉગ્ર પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે માટે તેને ઉગ્રસેનનો પુત્ર કહ્યો છે. વસુદેવ એટલે શુદ્ધ સત્ત્વગુણ પ્રકૃતિના ત્રણ ગુણો—તમ રજ અને સત્ત્વ છે. તેમાં તામસ એટલે તમોગુણ બીજાઓને વિનાકારણે પીડા અપાવે છે. આ જીવો સંસારમાંજ સડયા કરે છે. તેમનો કદી ઉદ્ધાર થતો નથી, તેઓ આસુરી જીવો તરીકે ઓળખાય છે. રાજસગુણથી આક્રાન્ત જીવો સંસારમાં રાગ–લોભાદિથી

---

૧૬. **મથુરાયાં દૈત્યાવેશાત્** સુબોધિની ભા. ૧૦–૨–૫

૧૭. જુઓ સુબોધિની ભા. ૧૦–૧–૬૯

૧૮. ભાગવત ૧૦–૨–૨૯ થી ૪૨ સુધીના શ્લોકો સાવધાનતાથી વાંચવાથી કંસનો જણાવેલો અર્થ બરાબર સમજાય છે.

મુક્ત હોતા નથી, તેથી તેઓને બંધનજ હોય છે. તેમના સંસારની નિવૃત્તિ થઈ શકતી નથી. તેઓનું ચિત્ત કર્મમાં આસક્ત હોય છે. તેથી તેમના જન્મ મરણનો ઉચ્છેદ નથી, પણ જે જ્ઞાનનિષ્ઠ થયેલા છે, જેમની મનોવૃત્તિ સુખદુઃખમાં, લાભહાનિમાં, જય અને અજયમાં સમતા વાળી છે, તેઓનો સંસાર નિવૃત્ત થાય છે અને તે મોક્ષના અધિકારી બને છે. આમાં વળી શુદ્ધ સત્ત્વવાળો જ્ઞાની મોક્ષને સત્વર પ્રાપ્ત કરે છે. જ્ઞાનની પરમદશાએ પહોંચેલો જીવ તે શુદ્ધ સત્ત્વાત્મક હોય છે. વસુદેવ તે કોટિના જીવ છે. તેઓ જ્ઞાનના ફલરૂપ બ્રહ્માનન્દને પ્રાપ્ત કરી શકે તે માટે વ્યાપક બ્રહ્મદૃષ્ટિ–વિષ્ણુરૂપ–સર્વ દેવતામયી (સર્વત્ર બ્રહ્મને જોનારી દૃષ્ટિરૂપ દેવકી સાથે જોડાય છે; અર્થાત્ ભગવાનથી વિમુખ કરનારી દુષ્ટ બુદ્ધિ કંસનો ઘાત કરવા માટે શુદ્ધ સત્ત્વાત્મક જીવ (વસુદેવ) બ્રહ્મદૃષ્ટિ સાથે સબન્ધથી જોડાય છે, આના પરિણામે તેનામાં તે દુષ્ટ બુદ્ધિને જીતનાર અપૂર્વ તાકાત મળે છે. આ જોડાણથી શુદ્ધ સત્ત્વને બ્રહ્મદૃષ્ટિથી પ્રથમ બ્રહ્મના ષડ્ધર્મ રૂપી પુત્રો ઉત્પન્ન થાય છે. આ પુત્રો તે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય છે. દુષ્ટબુદ્ધિ ભક્તના ભગવદ્‌ભાવનેજ ચ્યુત કરવા માગે છે, ભક્તને ભગવાનની પ્રાપ્તિ કરવામાંજ અન્તરાય રૂપ થવા માગે છે, તેથી ભગવાનના ધમરૂપ પુત્રને દેવકી છંછેડતી નથી. આ છ પુત્રો પછી સાતમો પુત્ર તે ધર્મને ધારણ કરનાર ધર્મીરૂપ અક્ષર–વ્યાપક બ્રહ્મ ઉત્પન્ન થાય છે. શુદ્ધ સત્ત્વ બ્રહ્મદૃષ્ટિથી અક્ષર બ્રહ્મને પહોંચી શકે છે. તો પણ કેવલ બ્રહ્મદૃષ્ટિ એ ભગવાનની પ્રાપ્તિમાં અન્તરાય કરનારી દુષ્ટ બુદ્ધિનો ધ્વંસ કરી શકતી નથી. તે તો ભગવાન જ્યારે તેવા જીવ ઉપર પોતેજ કૃપા કરે તોજ બની શકે. આથી તેમની નિઃસાધન દશા જોઇને સાક્ષાત્ ભગવાને પોતાની યોગમાયા શક્તિથી, અક્ષરબ્રહ્મનો તેમનામાં થનાર પ્રાદુર્ભાવને દૂર કરાવ્યો. કારણ કે જો અક્ષરબ્રહ્મનો પ્રાદુર્ભાવ થાત તો તેમાં તેમનો

લય થઈ જાત. જ્ઞાનનું ફલ અક્ષરબ્રહ્મમાં લય છે પણ વસુદેવ અને દેવકી એ જ્ઞાની નહોતાં. એતો ભક્ત હતાં તેથી તેમના ભાવને અક્ષર બ્રહ્મમાં લય થવાજ દે નહિ. માટેજ ભગવાન્ સાક્ષાત્ પોતે તેમનામાં પધાર્યા. ભગવાનનું પધારવું તે યોનિ સંબન્ધથી નથી, તેથી વસુદેવના મનમાં પધાર્યા એમ કહ્યું છે. શુદ્ધ સત્ત્વાત્મક ભક્ત (વસુદેવના) જીવના મનમાં પ્રથમ પ્રભુનો પ્રાદુર્ભાવ સમજાય છે અને તે બ્રહ્મદષ્ટિથી (દેવકીથી) બહાર પ્રકટ થાય છે. પણ આ ભગવાન્ તે પરાત્પર નિર્ગુણ આનન્દમય બ્રહ્મ છે એટલે તે જ્યાં યત્કિંચિત્ પણ દુઃખ હોય ત્યાં તેમનો પ્રાદુર્ભાવ થતો નથી, માટેજ રાજસીવૃત્તિમાં (મથુરામાં) રહેલી દુષ્ટબુદ્ધિ (કંસથી) પીડિત શુદ્ધ સત્વ (વસુદેવ) અને બ્રહ્મદષ્ટિ (દેવકી) ની પાસે પ્રકટ થયેલા આનન્દરૂપ કૃષ્ણ દૈવીસંપદ્રૂપ નિર્ગુણવૃત્તિ (ગોકુલ) માં નિવાસ કરીને રહેતા આનન્દાંશ વિશિષ્ટ સત્ત્વ (નન્દ) અને આનન્દાંશ મિશ્રિત બ્રહ્મદષ્ટિ (યશોદા) માં પુત્ર તરીકે આ આનન્દરૂપ બ્રહ્મ પ્રકટ થાય છે. આ રહસ્ય શ્રીકૃષ્ણના પ્રાકટ્યમાં રહેલું છે તેટલા માટેજ ભા. ૧૦ ૫–૨૧ માં નન્દને વસુદેવના ભાઇ કહ્યા છે. **વસુદેવ એટલે આનન્દધર્મ રહિત સત્ત્વગુણ અને નન્દ એટલે આનન્દાંશયુક્ત સત્ત્વધર્મ. એટલો તે બન્નેમાં ફેર છે.** નન્દમાં આનન્દાંશ વધારે છે તેથી ભા. ૧૦–૫–૨૧ માં વસુદેવને દેહ અને નન્દને પ્રાણ તરીકે ગણાવ્યા છે. દેહમાં પ્રાણ ન હોય તો દેહની સ્થિતિ ટકી શકે નહિ તેમ સત્ત્વગુણમાં પણ આનન્દ અંશ હોય તોજ તેની સ્થિતિ બને. આથી જ્યારે નન્દને ખબર પડી કે પોતાને ત્યાં પુત્ર પ્રકટ થયો છે એટલે તેમનામાં રહેલો આનન્દ પણ પ્રકટ થયો. અર્થાત્ જ્યારે કોઇ ભક્તના હૃદયમાં ભગવાન પધારે ત્યારે જે આનન્દ થાય તે આનન્દનો અનુભવ તે કરવા લાગ્યા અને તે આનન્દનો મહોત્સવ પણ કર્યો.

કૃષ્ણના પ્રાકટ્યની બાબત બાબૂ બંકિમને અનૈસર્ગિક જણાય છે. તે કહે છે કે " આ બધી વાત અનૈસર્ગિક છે–બની ન શકે

તેવી લાગે છે અને તેથી આગળ નક્કી કરેલા નિયમ પ્રમાણે તે આપણે માની શકતા નથી. બાબૂ બંકિમની આ પ્રકારની જે મનોદશા છે તેનું કારણ એ છે કે તેઓ શ્રીકૃષ્ણના જીવન પ્રસંગોને ઐતિહાસિક દૃષ્ટિથી અવલોકવા જાય છે. તેમને એતદ્દેશીય આચાર્યોએ જે દૃષ્ટિથી શ્રીકૃષ્ણના જીવનને શ્રીમદ્ ભાગવતમાં આલેખેલું છે, તે દૃષ્ટિથી જોયું નથી. તે દૃષ્ટિથી જો તેમણે આખા પ્રશ્નનો ઉકેલ કરવા માંડયો હોત તો શ્રીકૃષ્ણના જીવનમાં અસંભવિતપણું–અનૈસર્ગિકતા ન જણાત. ઉલટું તે જીવનમાં રહેલા રૂપક તત્ત્વની પછવાડે ઉપનિષદ્‌ના મહાન્ સિદ્ધાન્તોને તે જરૂરથી જોઇ શકત.



## તામસ ભક્તોનો નિરોધ.

શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધનું તાત્પર્ય નિરોધ લીલામાં છે. અર્થાત્ ભક્તને નિરોધની સિદ્ધિ કરાવવાને તે લીલા કરવામાં આવી છે. તેનાં પાંચ પ્રકરણો છે. જન્મ પ્રકરણ, તામસ, રાજસ, સાત્ત્વિક અને ગુણ પ્રકરણો છે. તેમાં તામસ પ્રકરણમાં વર્ણવેલી નિરોધ લીલાના ચાર પ્રકરણો છે—સ્નેહ, આસક્તિ, વ્યસન, અને ફલ. તે વિષયોનું પ્રતિપ્રાદન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે.

અ. ૫ થી ૧૧ સુધી — પ્રેમલીલા છે. (આમાં નંદમહોત્સવ પૂતનાવધ, શકટાસુર તથા તૃણાવર્તવધ, દામણાથી બંધાવું, યમલાર્જુન મોક્ષ અને વત્સાસુર તથા બકાસુર વધ).

અ. ૧૨ થી ૧૮ (૨૧)—આસક્તિલીલા (ધેનકાસુર વધ, કાલીયનાગમર્દન, દાવાનલપાન, પ્રલંબાસુર વધ, વેણુવાદન લીલા આ ભાગમાં આવે છે.)

અ. ૧ (૨૨) થી–૨૫ (૨૮)—વ્યસનલીલા, વસ્ત્રહરણ લીલા, વિપ્રપત્ની ઉપર અનુગ્રહ, ગોવધનલીલા તથા વરૂણલોકમાંથી નંદરાયનું પ્રત્યાનયન અને ગોપીને કરાવેલું વૈકુંઠ દર્શન.

અ. ૨૬ (૨૯) થી ૩૨ (૩૫)—ફલલીલા, (રાસલીલા, થી યુગલગીત સુધીનો પ્રસંગ.

ઉપરનાં ચાર પ્રકરણો પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એ નામથી પણ ઓળખાય છે.

## તામસ-પ્રકરણ.

આ પ્રકરણનું નામ તામસ પ્રકરણ શા માટે કહેવાય છે તેનું સ્પષ્ટીકરણ શ્રીવલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ સુબોધિની ઉપરનાં ટિપ્પણી નામની ટીકામાં કર્યું છે. તેઓ નીચે પ્રમાણે જણાવે છે.

ભક્તિમાર્ગનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે પુરુષોત્તમ એજ ફલ છે, અન્ય કંઇ પણ નહિ. પુરુષોત્તમના સંબન્ધથીજ અન્યત્ર ફલની ઉક્તિ છે. આમ હોવાથી પોતાના ભાવથી જુદા પ્રકારની અહિંઆં કૃતિ નથી. અર્થાત્ પુરૂષોત્તમરૂપી ફલની પ્રાપ્તિ ભાવથીજ છે. તે ભાવ માટે ભાવાનુસાર કૃતિ હોય છે. અન્ય કોઇ પણ કૃતિ નથી. હવે ત્રણ પ્રકારના ગુણના સ્વભાવવાળા જીવોમાં જે સાત્ત્વિક છે તેમનું ધ્યાન જ્ઞાન તરફ હોય છે. તે જ્ઞાનાદિ વિહિતમાર્ગમાં (વિધિ માર્ગમાં) રૂચિવાળા હોય છે, તેમનામાં સ્નેહ હોતો નથી. જે રાજસ છે તેઓનું ચિત્ત અલૌકિક કર્મ તરફ ખેંચાયલું હોય તો પણ લૌકિકમાં આસકત હોય છે, તેથી તેમના ચિત્તમાં વિક્ષેપ વધારે થાય છે. તેમના ચિત્તનું સ્થૈર્ય હોતું નથી. આથી આ બન્ને પ્રકારના જીવોને પોતાના સ્વરૂપનું ભાન ન થાય એ સંભવિત છે. તેઓ પરમાત્માના અંશરૂપ જીવો છે એમ ઘણી વખત ભૂલી જાય છે માટે તેમની નિરોધની સિદ્ધિ બરાબર થઈ શકતી નથી. પણ જે તામસ ભકતો છે, તેમનામાં જ્ઞાનાદિ સાધન હોતું નથી, તેઓ તદ્દન મૂઢ જેવા છે. તેઓ તો લૌકિકમાં પણ કંઇ સમજતા નથી. આવાઓના હૃદયમાં પ્રભુ માટેનો સ્નેહ સહજ હોય છે. તેમાં બહારની કોઇ પણ અસર નથી. જ્ઞાનીઓના ભાવમાં જેમ ફેરફાર

થઇ જાય છે તથા તર્કવિતર્કના વમળમાં પડી જાય છે તેમ આમના ભાવમાં નથી. એટલે તેમના ભાવ સરળ, શુદ્ધ અને સહજ હોય છે. તેવાઓની નિરોધ-સિદ્ધિ એકદમ થઇ જાય છે; કારણકે તેમના લક્ષ્યમાં તો એકજ વાત છે કે પ્રભુ સિવાય બીજું કોઇ પણ પ્રીતિનો વિષય નથી. એટલે તેઓ પોતાની પ્રીતિને તે દિશામાં વાળે છે. ફક્ત આવા ભકતોના નિરોધમાં જે કોઇ અન્તરાયો હોય તે પ્રભુ કૃપાથી આપોઆપ ખશી જાય છે. એટલે તેને નિરોધસિદ્ધિમાં બહુ મુશ્કેલીઓ પડતી નથી. વ્રજવાસિઓ તે તામસ ભકતો હતા. તેમને પ્રભુ માટે એવો સ્નેહ હતો કે પ્રભુના સ્વરૂપથી અતિરિક્ત બીજા કોઈ પણ ધર્મનો તેમણે સ્વીકારજ કર્યો નથી. પ્રભુ સિવાય બીજા કોઇની તેમણે ઇચ્છાજ કરી નથી. પ્રભુ એજ તેમનો પુરૂષાર્થ. તેજ તેમનો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. આવા પ્રકારના ભક્તો વસ્તુત: નિર્ગુણજ છે એટલે આવા ભક્તોની નિરોધ સિદ્ધિ માટે જે લીલા જણાવી છે તે તામસ લીલા નહિ પણ નિર્ગુણ લીલા છે એમ સમજવું. આથી પુષ્ટિમાગ અને મર્યાદા માર્ગનું વૈલ-ક્ષણ્ય દર્શાવ્યું છે. પુષ્ટિમાર્ગમાં સાધન હોતાં નથી, મર્યાદા માર્ગમાં સાધનનું બળ હોય છે. પુષ્ટિમાર્ગમાં કેવળ પ્રભુ માટેનો પ્રેમ એજ સર્વોપરિ સાધન છે. વ્રજવાસિઓએ કોઇ પણ સાધન કર્યાં નહોતાં. ફક્ત તેમનામાં પ્રભુ માટેની પ્રીતિ હતી અને તે પ્રીતિથીજ તેઓ ભગવાનનાં કૃપાપાત્ર બન્યાં હતાં. અર્થાત્ તામસ પ્રકરણની લીલા નિર્ગુણમાર્ગ તથા પુષ્ટિ ભકિતની લીલા છે એમ સમજવું.

તામસ પ્રકરણના પ્રથમ પ્રમાણ પ્રકરણના વિષયોની સમજૂતિ નીચે પ્રમાણે છે.

× અધ્યાય ૫ નંદમહોત્સવ–ભગવાનના ઐશ્વર્ય ધર્મનું વર્ણન છે.
" ૬ પૂતના વધ–વીર્યનું વર્ણન છે.
" ૭ શકટાસુર " યશનું વર્ણન છે.
(તામસ)
તૃણાવર્ત (રાજસ) "
" ૮ યશોદાનું લાલન તથા
મોહન. શ્રીધર્મનું વર્ણન છે.
(સાત્વિક)
" ૯ દામણાથી બંધાવું–જ્ઞાનનું "
" ૧૦ યમલાર્જુનનો મોક્ષ–વૈરાગ્ય "
" ૧૧ ધર્મસ્વરૂપ ભગવાનનું વર્ણન.
ભગવાનનું વર્ણન.

---

× अन्यत्रापि गतः कृष्णउत्सवान्कुरुतेऽखिलान् ।
अत ऐश्वर्यभावोऽत्र प्रथमे विनिरूपितः ॥
पूतनामारणं वीर्यं यशस्तु शकटादिनुत् ।
शकटं तामसं प्रोक्तं तृणावर्तस्तु राजसः ॥
लालनं पुत्रभावेन सात्त्विकं मोहनं तथा ।
श्रीस्तु लीलानामयुक्ता ज्ञानं बंधबोधनम् ॥
यमलार्जुनयोर्मुक्तिर्वैराग्यं भगवान्परः ।
सप्ताध्यायास्तु यत्रैव तत्रैवं बुध्यतां क्रमः ॥

## પ્રકરણ ૨ જું.

## પૂતનાવધ.



મૃત્યુના ભયથી ત્રસ્ત બનેલા કંસને જરા પણ કળ પડતી નથી. તેને ઉંઘતાં, બેશતાં, પણ પોતાના મૃત્યુના જ વિચારો થાય છે. આથી યોગમાયાના શબ્દો શ્રવણ કર્યા પછી તથા પોતાના મંત્રીઓની સલાહ પછીથી, ગોકુલ અને વૃન્દાવનનાં તમામ બાળકોનો સંહાર કરવાનો નિશ્ચય કર્યો. થોડા સમય પછીથી તેણે પોતાની **પૂતના** નામની બ્હેનને આ કામ સોંપ્યું. મૃત્યુથી ભયભીત બનેલા પોતાના બન્ધુ ઉપર દયા લાવી તે બ્હેને બાળકોનો સંહાર કરવાનું કાર્ય લીધું. આ ભયાનક રાક્ષસીએ પૂર, ગામડાં અને વ્રજમાં ઘણાંએ બાળકોને વિષયુક્ત સ્તનથી, ધવડાવવાના મિષે મારી નાંખ્યાં. એક દિવસે તે સુન્દર વેષથી પોતાની ભયંકરતાને છૂપાવતી નન્દરાયના ગૃહમાં દાખલ થઈ. આજે તે ઉત્તમ સ્ત્રી જેવી જણાતી હતી. તેની ચાલ મોહક હતી. તેનો કેશપાશ મલ્લિકાનાં પુષ્પોથી સુશોભિત બન્યો હતો; તેની કટિ નિતંબના ભારથી લચતી હતી; કર્ણભૂષણ હાલતાં હતાં. કુણ્ડળની દીપ્તિ તેના મુખની કાન્તિને શોભાયમાન બનાવતી હતી. મુખમાંથી સુમન્દ મન્દ હાસ્ય વિલસતું હતું. નેત્રના કટાક્ષથી જોનારાઓનાં મનને વીંધતી હતી. આવો મનોહર વેષ ધારણ કરીને તે નન્દરાયજીના ઘરમાં આવીને, કેટલીક વખત

મીઠું મીઠું બોલી કૃષ્ણને યશોદાની પાસેથી માગી લઇને તેમને પોતાના ખોળામાં બેશાડયા અને પછી વિષયુક્ત સ્તનથી તેમને ધવડાવવા લાગી. શ્રીકૃષ્ણ તેનો હેતુ સમજી ગયા હતા. તેથી તેમણે બે હાથ વતી તેના સ્તનને દબાવીને પૂતનાના પ્રાણ સાથે તેને પીવા લાગ્યા. આથી સર્વ મર્મ સ્થળમાં પીડાતી પૂતના પોતાને છોડી દેવા આજીજી કરવા લાગી પણ શ્રીકૃષ્ણ એકના બે થયા નહિ. તેની આંખો ફાટવા લાગી. દેહમાં પ્રસ્વેદ ટપકવા લાગ્યો. તેમ હાથ તથા પગ પછાડતી રુદન કરવા લાગી. આ સ્થિતિમાં તેના પ્રાણ પણ થોડા સમયમાં ચાલ્યા ગયા. યશોદા, રોહિણી તથા બીજી ગોપીઓ ચકિત થઇ ગયાં. તેમણે શ્રીકૃષ્ણને એકદમ છાતી ઉપરથી ઉંચકી લીધા. આ બાબતની બધાંને ખબર પડી. વ્રજમાં અને મથુરામાં વાત ગઇ કે નન્દના એક ન્હાના બાળકે ભયંકર રાક્ષસીનો પ્રાણ હર્યો. આથી તમામને આશ્ચર્ય થવા લાગ્યું. કેટલાક ગોવાળીઆઓ પણ નન્દના ઘરમાં આવ્યા. તેમણે પૂતનાના શબને જોઇને તેના ટૂકડા કર્યા અને દૂર લઇ જઇને તેને બાળીને ભસ્મીભૂત કર્યો.

આ પ્રસંગ ઉપર નીચેનું કીર્તન છે—

### રાગ સારંગ.

કપટકરિ બ્રજહિ પૂતના આઇ
રૂપ સ્વરૂપ વિષમ સ્તન લાએ રાજા કંસ [1]પઠાઇ
મુખ ચુંબત અરુ નૈન [2]નિહારત રાખત કંઠ [3]લગાઇ
ભાગ્ય [4]બડુ [5]તુમરે નંદરાની જીનકે કુંવર કન્હાઈ

---

૧ મોકલી—રાજા કંસે મોકલી. ૨ આંખથી જોતી. ૩ કંઠે આલિંગન આપતી. ૪ મોટું નસીબ. ૫ તમારૂં.

[6]કરગહિ [7]ક્ષીર [8]પિયાવત અપનો જાનત કેશવ રાઇ
બાહર હોઇકે અસુર પુકારી અબ બલિ લેહ છોડાઇ
ગઈ મુચ્છાઇ [9]પરી ધરનીપર માનોં [10]ભુજગમ ખાઇ
સૂરદાસ પ્રભુ તુમરી લીલા ભકતન ગાઈ સુનાઈ.

**રહસ્ય**—આ પ્રકરણમાં શ્રીકૃષ્ણે પૂતનાનોજ વધ કર્યો તે વિષે કહેવામાં આવે છે. પૂતનાનો અર્થ શ્રીવલ્લભાચાર્ય "અવિદ્યા" કરે છે. સુબોધિનીમાં આ પ્રકરણની કારિકામાં પોતે પૂતનાનો અર્થ આ પ્રમાણે સમજાવે છે. अविद्या पूतना नष्टा गन्धमात्रावशेषिता જીવના સંસારનું મૂળ અવિદ્યા છે. તે અવિદ્યાથી કરીને જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જાય છે. પોતે બ્રહ્મનો અંશ છે તે જ્ઞાન તેને રહેતું નથી. આથી તે સંસારના રાગ આસક્તિમાં બંધાય છે. તે સંસાર છુટી જાય અને ભગવાનમાં આસક્તિ થાય તેને માટે નિરોધ છે. આ નિરોધમાં અટકાવ કરનાર મુખ્ય દૂષણ અવિદ્યા છે. ભગવાને ક્રીડા કરવાની ઇચ્છાથી પોતાની બહુભવનરૂપ-સામર્થ્યરૂપા માયા નામની શક્તિથી પોતાના સદંશમાંથી જગતને પ્રકટ કર્યું અને પછી તેમાં તેજ શક્તિથી ચિદંશમાંથી જીવોને ઉત્પન્ન કર્યા. આ જીવો અવિદ્યાથી સંસારને સર્જે છે અને તેની જાળમાં ફસાય છે. તત્ત્વદીપ નિબન્ધના પ્રથમ ભાગના શ્લોક ૩૫ માં કહે છે કે—

**विद्याऽविद्ये हरेः शक्ती माययैव विनिर्मिते**
**ते जीवस्यैव नान्यस्य दुःखित्वं चाप्यनीशता ॥**

વિદ્યા અને અવિદ્યા તે હરિની શક્તિઓ છે, તે માયાથી જ સર્જાયલી છે. તે જીવોને માટેજ છે, જડ-જગત્ કે અન્તર્યામી માટે નથી. તેને લીધે જ જીવ દુઃખી થાય છે તથા અસામર્થ્ય ભોગવે છે.

---

૬ હાથ પકડીને. ૭ દુધ. ૮ પીવડાવવું. ૯ પડી. ૧૦ સાપ-જાણે સાપ ખાધો એમ માનવા લાગી.

તો જેને લીધે સંસારનો ઉદ્દભવ છે તેનો પ્રથમ સંહાર કરવો જોઇએ. વૃક્ષનું મૂળ છેદવાથી વૃક્ષનો નાશ થાય છે તેમ સંસારના મૂળરૂપ આ અવિદ્યાનો સંહાર કરવાથી, સંસાર પણ દૂર થશે. આથી ભકતને પ્રભુના સંબન્ધમાં બહુ અન્તરાય નહિ રહે. આ અવિદ્યાનો નાશ ભકતે કેવી રીતે કરવો તે કૃષ્ણ જણાવે છે. આ અવિદ્યા જાતે કેવી છે? તેનો ઉત્તર ભાગવતકાર ૧૦–૬–૨ માં આપે છે. ત્યાં તેને "ઘોર" કહી છે. અર્થાત્ તે કાળાં કર્મવાળી અને ભયાનક છે. જીવને સંસારની ધગધગતી હોળીમાં નાખીને તેના આધિ, વ્યાધિ, અને ઉપાધિરૂપ દુઃખોમાં બળતા જોઇને આ અવિદ્યા રાચે છે, માટે તેને ઘોર કહી છે. ભા. ૧૦–૬–૪ માં તેને 'ખેચરી' કહી છે. "ખ" એટલે આકાશ, શૂન્ય, ખાલી જગ્યા. તેમાં જે ફરે છે તે ખેચરી. અર્થાત્ ખાલી જગ્યા–શૂન્યમાં ફરનાર અવિદ્યા જીવને સંસાર જે શૂન્ય છે જેનું વસ્તુતઃ અસ્તિત્વ નથી તેમાં ખેંચે છે અને ત્યાં ખરી રીતે જે પદાર્થો છે નહિ તેને જાદુગરની માફક દેખાડે છે. વળી ૧૦–૬–૯માં તેને તિક્ષણ ચિત્તવાળી કહી છે તેનું ચિત્ત એટલું બધું તીક્ષ્ણ છે કે જીવોને પ્રથમ પોતે સંસારનાં દુઃખમાં નાખીને તેમને પીડાતા જોવા છતાં તેના ઉપર કોઇપણ અસર થતી નથી. આથીજ તેને "અતિવામ ચેષ્ટિત" પણ કહી છે તેનાં કૃત્યો વામ કહેતાં ઉંધાં છે. સુખદુઃખના ખોટા આભાસો કરે છે. જ્યાં વસ્તુતઃ અભેદતા છે ત્યાં ભેદબુદ્ધિ ઉત્પન્ન કરે છે; તથા જે સત્ય છે તેને અસત્ય તરીકે જણાવે છે. તેનાં કૃત્યો "વામ" છે. અવિદ્યા જીવને બન્ધનમાં નાખતી હોવાથી તથા ઘોર રૂપ હોવાથી તેને નિશાચરી પણ કહે છે. તે નિશામાં–જ્ઞાનના પ્રકાશ વગરની સ્થિતિમાં તમઃ પ્રધાન અજ્ઞાનમાં ફરે છે માટે તે નિશાચરી કહી છે. ભગવદ્દગીતામાં પણ એક સ્થળે કહ્યું છે કે જે સર્વ પુરુષોની નિશા છે તેમાં સંયમી પુરૂષ જાગે છે અને જે સંયમી પુરુષની નિશા છે તેમાં ભૂતો જાગે છે. આ ઉપરથી નિશાનો અર્થ અજ્ઞાન

અગર અવિદ્યા થાય છે. નિશા શબ્દ વેદાન્તમાં અવિદ્યાના પર્યાય તરીકે વપરાય છે. આ અવિદ્યા સ્વભાવે "ઘોર રૂપા" "ખેચરી" "તીક્ષ્ણચિત્તા" "વામ ચેષ્ટિતા" તથા "નિશા ચરી" છે. છતાં તે જીવને સંસારમાં લુબ્ધ કરવાને તેની આગળ મોહક રૂપ ધારણ કરે છે તેથી તેની આગળ સંસારના પદાર્થો મિથ્યા અને નશ્વર છતાં તેની તરફ તેનું આકર્ષણ કરે છે. તે મોહકરૂપ ધારણ કરીને વિષયુક્ત દુધ પાય છે. સંસારના પદાર્થો તે ખરેખર મોહક છે. જીવને તે "દુધ" જેવા જણાય છે પણ ખરી રીતે તે દુધ નથી કારણ કે તે વિષયુક્ત દુધ છે, તેથી તે દુધનું પાન કરનાર મરણને વશ થયા વગર રહેશે નહિ. પોતે બ્રહ્મ સાથેના સંબન્ધને ભૂલી જઇને બન્ધન માંથી મુક્ત થઇ શકશે નહિ. જીવ આ અવિદ્યાનો નાશ કર્યા વગર નિરોધમાં આગળ વધી શકતું નથી. તેથી કૃષ્ણ ભગવાન્ પૂતનાનો વધ કરીને જીવને અવિદ્યાથી દૂર રહેવાનો ઉપદેશ સૂચવે છે.

અહિંઆ કૃષ્ણે પૂતનાનો જે વધ કર્યો તે સંબન્ધી બાબૂ **બંકિમચંદ્રે** જે વિચિત્ર અર્થની કલ્પના કરી છે તે ઉપર વાંચકનું અલ્પ ધ્યાન ખેંચીએ છીએ. બાબૂ બંકિમચંદ્રે એ કૃષ્ણના જીવનને કલંકિત કરનાર વિદેશી લોકને ઉત્તર આપવાના હેતુથી "કૃષ્ણ ચરિત્ર" લખ્યું હતું. તેમાં તેમણે દર્શાવેલા ઉત્સાહની પ્રશંસા કર્યા વગર અમે રહી શકતા નથી, પણ બાબૂજીએ જે કેટલીક વિચિત્ર કલ્પનાઓ તેમના મગજમાંથી ખેંચી કાઢી છે તે વિષે અમે ઉત્તર આપ્યા વગર રહી શકતા નથી. કૃષ્ણના જીવનનો ઐતિહાસિક દૃષ્ટિથી યૂરોપીયન લેખકોના આક્ષેપથી બચાવ કરવાના હેતુથી તેમને એવું માનવું પડયું છે કે કૃષ્ણના જીવનમાં અસંભવિતપણું તથા અનૈસર્ગિકતા ઘણે સ્થળે છે. કેટલીક બાબતો ફક્ત રૂપકથીજ સમજાવાય. જ્યારે કેટલીકને પ્રક્ષિપ્ત ગણ્યા વગર છૂટકો નથી, અને કેટલીક તો પુરાણકારે ઘુસાડીજ કાઢેલી છે. બાબુજીએ આવી આવી દલીલો કરીને તેમના પ્રયત્નને વધારે હાસ્યાસ્પદ બનાવ્યો છે. જે લોકો

તેમની સ્વદેશ ભક્તિની ઉચ્ચ તારીફ કરે છે; તેઓ તેમનું કૃષ્ણ ચરિત્ર વાંચીને તેમાં તેમણે કરેલી દલીલો તરફ હસે છે.

અસ્તુ ! આ દલીલોમાં કેટલીક હાસ્યાસ્પદ, પૂતના વધ પ્રસંગમાં કરેલી છે. ત્યાં લખે છે કે [1]શિશુપાળ શકુનિનું નામ આપે છે, અને તેનો અર્થ ગીધ, સમળી, શ્યામાપક્ષી (કોયલ) વગેરે થાય છે. અને તેથી એક બળવાન છોકરૂં એવું એક નાનું પક્ષી મારી નાંખે તેમાં કાંઈ નવાઇ જેવું નથી.

વાહ ! શી વિચિત્ર યુક્તિ ! કેવું વિપરીત બુદ્ધિચાતુર્ય ! આ સિવાય વિશેષ અર્થ ઉપજાવી કાઢવાની વિચિત્રતા તેમની નીચેની દલીલો ઉપરથી સમજી શકાશે.—

"આ સિવાય પૂતનાનો એક બીજો અર્થ છે. આપણે જેને આંકડી આવવી, ( સૂળતાન આવવું ) એવો રોગ કહીએ છીએ તે રોગ નાના બાળકને થાય છે. જો છોકરૂં જોરથી ધાવવા માંડે છે તો એ રોગ રહેતો નથી. તેથી વખતે તેનેજ પૂતના વધ કહ્યો હોય." આ નવીન અર્થની બાબુએ કરેલી કલ્પનાથી આપણને હસવું આવ્યા વગર રહેશે નહિ. હવે બાબુજીએ જે પક્ષી તથા વ્યાધિના અર્થ કર્યા છે તે ખરા છે કે ખોટા તે વિષે સહજ વિચાર કરીએ.

પ્રથમ પક્ષીનો અર્થ વિચારીએ, જે પ્રકરણમાં પૂતનાનું વર્ણન આવે છે ત્યાં તે પક્ષીનો અર્થ હોય તેમ સમજાતું નથી. ફક્ત ૧૦–૬–૪ માં એકજ શબ્દ (ખેચરી) એવો છે કે તે પક્ષીનો અર્થ જણાવે, પણ આ શબ્દને આજુબાજુના સંબંધથી જોતાં તે અર્થ-વાળો નથી. કારણ કે પૂતનાનો વેષ તથા પ્રવેશ પક્ષીરૂપે નથી પણ માનુષ રૂપે છે.

૧૦–૬–૬ માં તેને "વનિતા" રૂપે ઓળખાવી છે. કોઈપણ સ્થળે પક્ષીરૂપ નથી. તેનાં અંગો પણ પક્ષીરૂપને મળતાં નથી. માટે

---

૧ જુઓ કૃ. મો. ઝવેરીએ અનુવાદિત "શ્રીકૃષ્ણ ચરિત્ર" ભા. ૨. પ્રકરણ ત્રીજું પૃ. ૯૩.

આ અર્થની સંભાવના અસ્થાને છે, તેમજ "ઘોરરૂપા" "ખેચરી" "નિશાચરી" "તીક્ષ્ણચિત્તા" "અંતિવામ ચેષ્ટિતા" વગેરે પૂતના વર્ણનમાં વપરાયલાં વિશેષણોનો વિચાર કરીએ તો તે વ્યાધિનો અર્થ સમજાવતો નથી. તેમ છતાં જો કોઇ તે અર્થ લેવા જાય તો પછી ૧૦-૬-૧૨ વાળા શ્લોકનો અર્થ શી રીતે સમજવો? ત્યાં કહે છે કે પૂતનાના વધ પ્રસંગે પૃથિવી અને આકાશ તેમ દિશાઓ તથા પાતાલ કંપવા લાગ્યાં. તમામ માણસો હાહાકાર કરવા લાગ્યા. આ વર્ણન બાળકને થતા રોગને લાગુ પડતું નથી. એક બાળકને રોગ થાય તેથી આખું વિશ્વ કમ્પતું નથી તેમ તમામ મનુષ્યો હાહાકાર કરતાં નથી. પણ અવિદ્યા તો તમામ મનુષ્યોને ધ્રુજાવે છે. તેમને માટે સંસાર સર્જીને, તે સંસારની ભયાનકતામાં તેમને નાખે છે. આથી શ્રીવલ્લભાચાર્યજીએ શ્રીસુબોધિનીમાં પૂતના એટલે અવિદ્યા એવો જે અર્થ કર્યો છે તે બરાબર છે. એ દૃષ્ટિએ જોતાં કૃષ્ણે પૂતનાનો કરેલો વધ અસંભવિત નથી. પૂર્ણેન્દુ નારાયણસિંહે "શ્રીભાગવત પુરાણ" નામના અંગ્રેજી ગ્રંથમાં પૂતનાનો અર્થ મલ કર્યો છે, અને તે અર્થ શ્રીવલ્લભાચાર્યજીના અર્થને કંઇક અંશે મળતો આવે છે. આ શ્રીભાગવતનો 'સૂક્ષ્મેક્ષિકાએ અભ્યાસ કરનારને ઉપરનો અર્થ બરાબર છે એમ જણાવ્યા વગર રહેશે નહિ. બાકી બાબુ બંકીમચંદ્ર તથા મી. ધીરેન્દ્રનાથ પાલે પૂતના એટલે રોગ એવો જે અર્થ કર્યો છે તે બરાબર નથી. ભા. ૧૦-૬-૪ માં કહે છે કે योषित्वामायया ऽऽत्मानं प्राविशत् कामचारिणी। માયાથી કરીને અવિદ્યાએ પોતે સ્ત્રીનું રૂપ ધારણ કર્યું અને વ્રજમાં પ્રવેશ કર્યો અર્થાત્ તે ખરી રીતે કોઇ માનુષ સ્ત્રી નથી. પણ જેમ કોઈ માનુષ સ્ત્રી સ્વેચ્છાથી વર્તે છે તેમ પોતે પોતાનો વેષ બદલીને સંચરવા માંડયું. જેમ કોઇ સ્ત્રી પોતાનો દોષ બદલે તો તેને કોઇ ઓળખી શકતું નથી તેમ અવિદ્યાએ માયાની પ્રેરણાથી (ભગવાનની લીલા કરવાની ઇચ્છાથી માયાએ કરેલી સૂચના પ્રમાણે) પોતાનો વેષ

બદલ્યો તેથી જીવો તેને ઓળખી શકયા નહિ. આથી અવિદ્યાની જાળમાં પડીને વધારે બંધનમાં પડયા, આ પૂતનાએ પુર, ગ્રામ અને વ્રજનાં અનેક બાળકોનો નાશ કર્યો. તેનું તાત્પર્ય એ છે કે પૂર કહેતાં સાત્વિક, ગ્રામ એટલે રાજસ અને વ્રજ એટલે તામસ એ ત્રણે પ્રકારના જીવોને પોતાની જાળમાં સપડાયા. તે બધાંઓનો અવિદ્યારૂપ પૂતના સંહાર કરી શકી, પણ કૃષ્ણનો તેમ કરી શકી નહિ. કારણ કે કૃષ્ણ એ નિર્ગુણ હતા. આથી જ્યાં સુધી જીવો પ્રકૃતિના સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણોથી પર થતા નથી, નિર્ગુણરૂપ બનતા નથી ત્યાં સુધી અવિદ્યાનો સંહાર કરી શકાતો નથી. માટે ભકતોએ નિર્ગુણ ભક્તિ દ્વારા નિર્ગુણ રૂપ બનીનેજ પોતાને બંધનમાં નાખનારી અવિદ્યાને જીતવી એટલું રહસ્ય શ્રીકૃષ્ણ પોતે કરેલા પૂતના વધ દ્વારા પ્રકટ કરે[૨] છે. ભગવાન્ ભકતોને આનન્દનું દાન કરવાને તથા નિરોધ માટે પ્રકટ થયેલા હોવાથી તે બન્ને અર્થાત્ આનન્દનું દાન તથા નિરોધ પઞ્ચપર્વા અવિદ્યાની નિવૃત્તિ વગર સંભવતાં નથી માટે પ્રથમ અવિદ્યા રૂપી પૂતનાનેજ મારી. (भगवान्भक्तानामनन्ददानार्थं निरोधार्थं च प्रकट इत्युभयमपि पञ्चपर्वाविद्यानिवृत्तिर्विना न संभवतीति प्रथममविद्यारूपा पूतनैव मारिता त्रिविध नामावली ઉપર ટીકા.

---

૨ આ પાંચ પર્વ તે સ્વરૂપાજ્ઞાન, દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ અને અન્તઃકરણાધ્યાસ છે,

स्वरुपाज्ञनमेकं हि पर्व देहेन्द्रियासवः ।
अन्तःकरणमेषां हि चतुर्धाध्यास उच्यते ।
पञ्चपर्वा त्वविद्येयं यद्बद्धो याति संसृतिम् ।

તત્ત્વદીપ નિબંધ ભા. ૧ શ્લો. ૩૬.

## પ્રકરણ ૩ જું.

### શકટાસુર તથા તૃણાવર્ત સંહાર.



પૂતનાનો વધ કર્યા પછી, શ્રીકૃષ્ણના જન્મના ઉત્સવનો સમારંભ કરવામાં આવ્યો. આ મોટા સમારંભ વખતે ઘણી સ્ત્રીઓની વચમાં યશોદાએ વાદ્ય, ગીત અને બ્રાહ્મણોના મંત્ર સહિત સ્વસ્તિ વાચનથી પોતાના પુત્રનો અભિષેક કર્યો. બ્રાહ્મણોને અન્ન, વસ્ત્ર, માળા તથા અન્ય પ્રિય વસ્તુઓનું દાન કર્યું. પછી આ સમયે કૃષ્ણને નિદ્રા આવવાથી એક શકટ—ગાડાની ઝોળીમાં પોઢાડવામાં આવ્યા હતા. **યશોદા** ઉત્સવના કાર્યમાં આસકત હોવાથી મ્હેમાનોનું સન્માન કરવામાં રોકાયાં હતાં. આથી શ્રીકૃષ્ણે ધાવવાને માટે ઝોળીમાં ખૂબ રુદન કર્યું. છતાં પણ **યશોદા**એ તે તરફ ધ્યાન આપ્યું નહિ આથી શ્રીકૃષ્ણે પોતાનો પગ ઉંચો કર્યો, અને તે પગના સ્પર્શથી ગાડું એકદમ ઉંધુ વળી ગયું. આથી તે ગાડામાં ભરેલાં તમામ પાત્રો ભાગી ગયાં, તેમજ તેના ચૂરેચૂરા થઇ ગયા. ગોવાળીઆઓ તથા **યશોદા** વગેરે સ્ત્રીઓને વાતની ખબર પડતાં તેઓ બધાં ગાડાની આજુબાજુએ વીંટાંઇ ગયાં, અને આશ્ચર્યમાં ગરક થયાં.

કેટલાક દિવસ પછી **તૃણાવર્ત** નામનો **કંસ**નો એક દૈત્ય વાયુનું રૂપ ધારણ કરીને ગોકુળમાં આવ્યો અને **યશોદા**ની નિકટ પૃથ્વી ઉપર બેઠેલા **શ્રીકૃષ્ણ**ને હરી ગયો. એ

વંટોળીઆ વાયુથી આખું ગોકુલ ઘેરાઇ ગયું. ધૂળથી તમામનાં નેત્રો ઝાંખાં થયાં. દિશાઓ અને ખૂણાઓ તેના ભયંકર શબ્દથી ગર્જવા લાગ્યાં. **યશોદાએ** જોયું તો પોતાના પુત્રને ત્યાં દીઠો નહિ. આથી તેઓ વિલાપ કરવા લાગ્યાં. પવનનો વેગ બંધ પડતાં ગોપીઓ પણ ત્યાં આવી પહોંચી અને રુદન કરવા લાગ્યાં.

શ્રીકૃષ્ણને લઇને ઉંચાં ઉડનાર વંટોળીઓનો વેગ હવે ધીમે ધીમે શાન્ત થવા લાગ્યો. જેમ જેમ ઉંચે તે ઉડવા લાગ્યો તેમ તેમ શ્રીકૃષ્ણ વધારે ને વધારે ભારરૂપ તેને જણાયા તેથી તેનાથી ઉડી શકાયું નથી. આથી થાકીને શ્રીકૃષ્ણને નીચે મૂકવાનો વિચાર કરતો હતો પણ શ્રીકૃષ્ણે તેને ગળાથી સખ્ત પકડયો હતો તેથી છટકી શકે તેમ નહોતું. હવે તેનું તમામ બળ ખૂટી ગયું. આથી તે ચીશ પાડવા લાગ્યો. આખરે તેની આંખો નીકળી પડી અને મરણ પામ્યો. આથી અન્તરિક્ષમાંથી નીચે પડતાં તે શિલા ઉપર નીચે પડયો, શ્રીકૃષ્ણ તો હસતા જ હતા. શ્રીકૃષ્ણને સહીસલામત જાણીને **યશોદા, નંદ** તથા ગોકુળનાં તમામ રહેવાશીઓ આનન્દ પામ્યાં.

**રહસ્ય**—પ્રપંચની વિસ્મૃતિ અને ભગવાનમાં આસક્તિરૂપ નિરોધના ત્રણ પ્રકાર છે–વાચનિક, કાયિક અને માનસ. પૂતનાનો અર્થાત્ અવિદ્યાનો વધ તે વાચનિક નિરોધ છે. વાણીનો નિગ્રહ હોય અને કાયાનો તથા મનનો ન હોય તે નકામું છે. માટે તે બન્ને નિરોધો જણાવવાને શકટાસુર તથા તૃણાવર્તનો વધ આ પ્રકરણમાં વર્ણવે છે. યશોદા ઉત્સવના કાર્યમાં એટલાં બધાં રોકાઇ ગયાં હતાં કે તે પ્રસંગે આવેલા મહેમાનોનું સન્માન કરવા તરફ જ ધ્યાન

આપતાં હતાં અને તેથી ઝોળીમાં સુવાડેલા બાળક તરફ દુર્લક્ષ રહ્યાં. મહેમાનોના ભોજન માટે કાળજી દેખાડતાં પણ પોતાના પુત્ર ક્ષુધાતુર થયા છે એ તરફ તેમનું ધ્યાન ગયું નહિ. માટે લૌકિકમાં આસક્ત થયેલાં યશોદાના ચિત્તને ત્યાંથી ખેંચવાને માટે ઉત્સવ માટે આણેલી સામગ્રી ભરેલા શકટને ભાગી નાખ્યું. અર્થાત્ બ્રહ્મદૃષ્ટિ જો થોડી ઘણી પણ લોકમાં આસક્ત હોય તો ભગવાનનું સ્વરૂપ સમજવામાં વિલમ્બ પડે છે, માટે લૌકિકમાં ખેંચાયલી દૃષ્ટિને પોતામાં વાળવાને કાયિક નિરોધ આવશ્યક છે.

[1]કાયિક નિરોધ પછીથી માનસ નિરોધ છે. તૃણાવર્તના વધથી માનસ નિરોધ દર્શાવ્યો છે. તૃણાવર્તનો અર્થ तृणवत्सकलं विश्वमावर्तयति सर्वथा । तृणावर्तस्ततः प्रोक्तस्तमादौ प्राहिणोत्ततः ॥ પંક્તિમાં શ્રીવલ્લભાચાર્ય જણાવે છે. મન જીવને ચકડોળે ચઢાવે છે માટે તેનું વટોળીઆ તરીકે વર્ણન કર્યું છે. તે ધુળથી તથા અંધકારથી દિશાઓ તથા તમામ સ્થળોને ભરી લે છે એમ કહીને તે મન જીવને કેવો આંધળો બનાવી છે કે જેથી તે કંઈ પણ વસ્તુ જોઇ શકતો નથી તે કહે છે. ભા. ૧૦–૭–૨૨ માં કહે છે કે આ તૃણાવર્તે રજ અને તમથી આખા વ્રજને ભરી દીધું હતું. આ રજ અને તમ એટલે રજોગુણ અને તમોગુણ સમજવા. જ્યાં સુધી ચિત્તનો નિગ્રહ થયો હોતો નથી ત્યાં સુધી પ્રકૃતિના રજોગુણ તમોગુણથી તે ચલિત થાય છે પણ તેનો નિગ્રહ થતાં તે સાત્ત્વિક બને છે. આથી જ્યાં સુધી આ ચિત્તનું જોર હોય છે ત્યાં સુધી જીવના માર્ગમાં રજોગુણ અને તમોગુણના અન્તરાયો હોય છે. ૧૦–૭–૨૪માં રજોગુણ અને તમોગુણવાળા ચિત્તના નિગ્રહના અભાવમાં જીવ આત્મા તથા પર-

---

૧ वाचिकं कायिकं चोक्तं मानसं तूच्यतेऽधुना ।
अन्यथा ज्ञानतः सर्वं करोतीति भविष्यति ।

સુબોધિની કારિકા.

પુરુષને જોઇ શકતો નથી તેમ જણાવવાને કહે છે કે તૃણાવર્તના જોરથી કોઇ પોતાને તથા બીજાને જોઇ શક્યું નહિ. આત્મા એટલે જીવનું સ્વરૂપ અથવા અક્ષરબ્રહ્મ અને પરપુરુષ એટલે નિર્ગુણ આનન્દમય બ્રહ્મ. તેનું પણ જ્ઞાન ચિત્તના નિગ્રહના અભાવે થઇ શકતું નથી. આવો સીધો અર્થ તૃણવર્તનો હોવા છતાં બાબૂ બંકિમચંદ્ર તેને ભાગવતકારે બનાવી કાઢેલી કલ્પના કહે છે. આ દલિલના સમર્થનમાં વિશેષ એમ કહે છે કે આ વાત ભાગવતમાં પહેલ વહેલી આવે છે. ભાગવતમાં કોઇ વસ્તુ પહેલ વહેલી આવી માટે ભાગવતકારે જોડી કાઢેલી હોવી જોઇએ એ દલીલ ન્યાયયુક્ત નથી. ભાગવતને અન્ય પુરાણો વચ્ચે એવો કઇ સંબન્ધ નથી, કે અન્ય પુરાણોમાં જે કંઈ કહેલું હોય તે ભાગવતમાં હોવુંજ જોઇએ. એવી ઘણી બાબતો છે કે જે અન્ય પુરાણોમાં હોય અને ભાગવતમાં ન પણ હોય. તેમ ભાગવતમાં હોય અને અન્ય પુરાણોમાં નહોય. માટે તેમનું કથન વિશ્વસનીય નથી.

શકટભંગના પ્રસંગ માટે તે કહે છે " ઋગ્વેદ સંહિતામાં ઇન્દ્રને હાથે ઉષાનું ગાડું ભાગી જવાની એક વાત છે' તે વાત કૃષ્ણમાં ઘટાવી છે. અર્થાત્ તેમાં રૂપક છે એવો સ્વીકાર બાબૂજી કરે છે પણ એ રૂપક ઇન્દ્ર અને ઉષા પરત્વે છે. ઠીક, બાબૂજીએ રૂપકનો સ્વીકાર કર્યો છે તેટલા પુરતો તેમને ધન્યવાદ છે. પણ ઇન્દ્ર અને ઉષાના શકટનો ઉલ્લેખ તેમણે જે કરી બતલાવ્યો છે તેમાં શમાયલા રૂપકનો અર્થ સમજવાને બરાબર પ્રયત્ન કર્યો હોત તો તેમને હાથે ગંભીર ભૂલ થાત નહિ. વેદમાં અગ્નિ, વરુણ, ઇન્દ્ર, પર્જન્ય એમ અનેક દેવતાઓનાં સૂક્તો આવે છે, પણ આ સૂક્તો વસ્તુતઃ યાસ્કાચાર્ય નિરુક્તમાં જણાવે છે તે પ્રમાણે એકજ આત્મા વિષે છે. અર્થાત્ એકજ આત્માનું અગ્નિ, વરુણ, ઇન્દ્ર વગેરે રૂપે વર્ણન કર્યું છે. એટલે ઇન્દ્ર પણ તે આત્મા અગર બ્રહ્મ છે. અહિંઆં ભાગવતકાર બ્રહ્મને કૃષ્ણ કહે છે. ઉષા એ શ્વેતવર્ણી

છે. અર્થાત્ પ્રકાશયુક્ત બ્રહ્મદૃષ્ટિ જેને અહિંઆં યશોદા કીર્તિમતી ઉજ્જવલ ગુણ યુક્તા જણાવી છે. અર્થાત્ ઇન્દ્ર અને ઉષાના શકટની પછવાડે પણ એક ઉચ્ચ રૂપક રહેલું છે. ઇન્દ્રે ઉષાનું શકટ ભાગ્યું એટલે આત્માએ બ્રહ્મદૃષ્ટિવાળાની લોકમાં આસક્તિ ચૂર્ણિત કરીને કાયિક નિરોધ કરાવ્યો. આ વસ્તુ જે વેદના સૂક્તમાં જણાવી છે તેજ ભાગવતકારે અનુપમ શૈલીથી વર્ણી છે. તેમાં કોઇ નવીન કલ્પના ઉમેરી નથી. મૂળ રૂપક પછવાડે જે વસ્તુ—અર્થ રહ્યો છે તેજ અહિંઆં જ છે. ભાગવત વેદની લોકભાષામાં ટીકા છે અને તેથી તેજ રૂપક અહિંઆં કૃષ્ણ અને યશોદાના શકટદ્વારા સમજાવી છે. અર્થાત વેદમાં જે રૂપક છે તે જુદું નથી પણ એક જ છે. ઇન્દ્ર તે જુદા નથી પણ બ્રહ્મ—કૃષ્ણરૂપ જ છે. તેથી બાપુજી કહે છે તે પ્રમાણે "અસલ રૂપકનો નવો સંસ્કાર" ફક્ત નથી પણ તેનો તેજ છે.

ત્રિવિધ નામાવલીની ટીકામાં શકટભંગ તથા તૃણાવર્તવધનું રહસ્ય નીચે પ્રમાણે દર્શાવ્યું છે. एवं लौकिकासक्ता यदा दृष्टा तदा मदीया अपि एवं बहिर्मुखा भवन्तीति रोदनं कृतवान्। तेन कार्यासिद्धिं ज्ञात्वा स्वयं स्तनार्थी चरणेन शकटमेवोदक्षिपत् અર્થાત્ જ્યારે પ્રભુએ પોતાના ભક્તને લૌકિકમાં આસક્ત થયેલાં જોયાં ત્યારે એમને લાગ્યું કે મારે શરણે આવેલા ભક્તો પણ જો આ રીતે લૌકિકમાં આસક્ત થાય તો પછી તેઓ બહિર્મુખ થશે એમ જાણીને પોતે રુદન કર્યું અને તે ભક્તના અનુગ્રહ માટે શકટ ઉંચું ફેંક્યું. ( ભક્તના સંસારને પ્રભુએ જાતે નાશ કર્યો. ) આથી તેઓ પછી ભગવન્નિષ્ઠ થયા અને તેમના પ્રપંચની વિસ્મૃતિ થઇ. શકટભંગમાં આ રીતે ભગવાન માટે કાયિક વ્યાપાર થયો. (शकटभङ्गे भगवदर्थं कायिकव्यापारो जातः) તેજ પ્રમાણે તૃણાવર્તવધ વિષે કહે છે કે गोकुलं सर्वमावृण्वन्मिलत्र वात्यारूपेण तृणावर्तागमने सति स्वस्थापितस्थले भगवददर्शनेन मूर्च्छापर्यन्तं महद्दुःखं जातं मातृचरणानां तेन मनो भगवन्निष्ठमभूदिति मानसो

निरोधोप्युक्तः ॥ ગોકુલમાં તૃણાવર્તે જ્યારે તમામ સ્થળને વ્યાપી દીધું ત્યારે પોતાના સ્થાપિત સ્થળમાં ભગવાનનાં દર્શન નહિ થવાથી મૂર્છા પર્યન્ત મહાદુઃખનો અનુભવ માતાને થયો. આથી ભગવાનમાં તે સમયે મન નિષ્ટ થયું. માટે આ લીલાથી માનસ નિરોધ જણાવ્યો છે. અર્થાત્ જેમ યશોદાજીને શ્રીકૃષ્ણના મુખારવિન્દનાં દર્શન નહિ થવાથી અત્યન્ત દુઃખ થયું, તે સમયે પ્રભુનો જ મનથી વિચાર કરવા માંડયો. તેજ પ્રમાણે પ્રભુને પ્રાપ્ત કરવાને માટે ભક્તે પોતાના મનનો નિરોધ કરવો જોઇએ. આ માનસિક નિરોધ છે. કાયિક નિરોધમાં કાયાથી પ્રભુની સેવા કરવાની છે. વાચનિક નિરોધમાં વાણીથી ભગવદ્ ગુણગાન ગાવાના છે અને માનસિક નિરોધથી મનદ્વારા પ્રભુનું જ ચિન્તન કરવાનું છે. માટે જ આ માનસિક નિરોધ યશોદાની માફક પ્રભુના મુખારવિન્દના દર્શનના વિયોગથી થઇ શકે છે. માટે જ "નિરોધ લક્ષણ" નામના ગ્રન્થમાં શ્રીવલ્લભાચાર્ય શરૂઆતમાં યશોદાના જેવા દુઃખની પોતાને માટે માગણી કરે છે. દુઃખ સિવાય નિરોધ બની શકે જ નહિ. પણ તે દુઃખ લૌકિક વિષયનું હોવું જોઇએ નહિ. તે પ્રભુ માટે જ હોવું જોઇએ. તે દુઃખ યશોદા, નંદ, ગોપ તથા ગોપીઓને જે પ્રકારનું થતું હતું તેવું હોય તો જ નિરોધ બની શકે છે. માટે કહે છે.—

यच्चदुःखं यशोदाया नंदादीनां च गोकुले
गोपिकानां तु यद्दुःखं तद्दुःखं स्यान्मम क्वचित् ।

તૃણાવર્ત અને શકટાસુરનો વધ કરવાથી ભગવાનનો યશ સર્વત્ર ફેલાયો. એક ન્હાના બાળકનું આવું પરાક્રમ જાણીને બધા વિસ્મય પામ્યા અને શ્રીકૃષ્ણની કીર્તિ ગાવા લાગ્યા. માટે આમાં ભગવાનના યશ ધર્મનું વર્ણન છે.

---

# પ્રકરણ ૪ થું.

## ગર્ગાચાર્યનું નામકરણ તથા શ્રીકૃષ્ણનું મૃત્તિકા ભક્ષણ.



ગર્ગાચાર્ય ઉપરના પ્રકરણમાં વર્ણવેલા બનાવ પછી થોડા દિવસના આંતરે યાદવોના પુરોહિત **ગર્ગાચાર્ય વસુદેવ**ની પ્રેરણાથી **નંદરાય**ના વ્રજમાં આવ્યા. **નંદ** તેમને જોઇને બહુ પ્રસન્ન થયા. પછી તેમના કહેવાથી તેમણે તેમના બે પુત્રને નામકરણનો સંસ્કાર આપ્યો. ત્યારથી તે પુત્ર **કૃષ્ણ** તરીકે ઓળખાયા. **રોહિણીના** પુત્રનું નામ **બળરામ** હતું. **ગર્ગાચાર્યે** પછીથી વિદાય લીધી.

**બળરામ** અને શ્રી **કૃષ્ણ** હવે મોટા થવા લાગ્યા. તેઓ ઘુટણીએ ચાલતા થયા એટલે અનેક પ્રકારની લીલાઓ કરવા માંડી. તેઓ વ્રજમાં તમામ ગોપીઓના ઘરમાં ફરવા લાગ્યા. કોઇ વખતે અમૂકના ઘરમાંથી માખણ ચોરી લાવતા, તો કોઇ વખત કોઇનાં વાછડાં છોડી નાખતા, તો કોઇનાં દોહવાનાં વાસણો ફોડી નાખતા. ગોપીઓ આવીને યશોદાને ફરિઆદ કરતી પણ તે માત્ર હસી કાઢતાં. એક વખતે કેટલાક બાળકોએ આવીને કહ્યું "હે યશોદા! તમારા બાળકે માટી ખાધી છે" **યશોદા** ક્રોધાયમાન થયાં. તેમણે શ્રી **કૃષ્ણ**ને પૂછ્યું "હે **કૃષ્ણ**! તેં માટી કેમ ખાધી છે?" **કૃષ્ણે** જવાબ આપ્યો "હે મા! મેં માટી ખાધી નથી. આ બાળકો જૂઠું બોલે છે" **યશોદાએ** ફરીથી કહ્યું "જો તેં માટી ના

ખાધી હોય તો તારૂં મો ઉઘાડ." કૃષ્ણે તુર્તજ પોતાનું મોં ઉઘાડયું. એ મુખમાં સ્થાવર જંગમ જગત્, અન્તરિક્ષ, દિશાઓ, પર્વતો, દ્વીપો, સમુદ્રો, ભૂગોળ, વાયુ, વિદ્યુત્, સૂર્ય, ચંદ્ર, તારા, સ્વર્ગલોક, શબ્દાદિ પાંચ વિષયો, ત્રણ ગુણ, જીવ, કાળ, સ્વભાવ, વગેરે જોયાં. આ જોતાંની સાથે તે આશ્ચર્યમાં લીન થઇ ગયાં. તે પોતાના પુત્રની મહત્તા સમજવા લાગ્યાં. પણ કૃષ્ણે તુર્તજ મુખ બીડી દેતાં તેમને પોતાના ખોળામાં લઇને સ્નેહથી આર્દ્ર થઇ ગયાં.

**વિવેચન**—આ પ્રકરણમાં ગર્ગાચાર્યે કૃષ્ણના નામ કરણનો સંસ્કાર કર્યો તે વિષે તથા પોતે માટી ખાધી તે વિષે કહેવામાં આવ્યું છે. મનુષ્યને જે નામ આપવામાં આવે છે તે તેને ઓળખવાને હોય છે, તેમ અહિંઆં, ભકતો ભગવાનને શી રીતે ઓળખી શકે તે માટે તેમને નામ આપવામાં આવે છે. એ નામ આપવાનો અધિકાર ગુરુનો હોય છે. તેજ પ્રમાણે બ્રહ્મનું અમુક સ્વરૂપથી ઓળખાણ કરાવનાર તે પણ ગુરુ છે. તેથી ગુરુએ જે નામથી ભગવાનને ઓળખ્યા હોય તે નામનું સ્મરણ કરવાથી ભગવાનનું સ્વરૂપ સમજાય છે.

ભગવાને માટી ખાધી તેમાં એ રહસ્ય સમજાયેલું છે કે કૃષ્ણ માયાથી જ્યારે કોઇ પણ લીલા કરે છે ત્યારે જીવો તે લીલાથી મુગ્ધ થઇ જાય છે, અને ભગવાનના સ્વરૂપને સમજી શકતા નથી. યશોદા જેવાં અર્થાત્ બ્રહ્મ દૃષ્ટિવાળાંઓ પણ ક્વચિત્ ભૂલાવામાં પડે છે માટે પોતાનું મુખ ઉઘાડીને તેમાં જેમ આખા જગતને દેખાડયું અને તેથી જે યશોદા પોતાની ભૂલ સમજ્યાં, તેમ બ્રહ્મનું માહાત્મ્ય જ્ઞાન થતાં બ્રહ્મ વિષેના ભ્રમો દૂર થાય છે. માહાત્મ્ય જ્ઞાન થયા પછી જેમ યશોદાએ બાળક કૃષ્ણને સ્નેહથી પોતાના ઉત્સંગમાં લીધા, તેમ તે જીવને બ્રહ્મના માહાત્મ્યનું જ્ઞાન થયા પછીથી ભગવાનને માટે નિરુપધિ અને નિઃસીમ સ્નેહ થાય

છે. આ પ્રમાણે માહાત્મ્ય જ્ઞાન પછીથી તે સ્નેહ થાય છે તેનું નામ ભક્તિ કહેવાય છે. આવી ભક્તિ થતાં જીવ ભગવાનની સાથે વધારે સંબંધવાળો થાય છે. જ્યાં સુધી બ્રહ્મનું માહાત્મ્ય જ્ઞાન નથી ત્યાં સુધી બ્રહ્મદષ્ટિ પણ ભૂલાવામાં પડે છે, બ્રહ્મને ઓળખવામાં ગોથાં ખાય છે. માટે તેને બ્રહ્મના માહાત્મ્ય જ્ઞાનની જરૂર છે તે જણાવવાને આ રીતે શ્રીકૃષ્ણે લીલા કરી છે.

ઉપર જણાવેલી દૃષ્ટિથી કૃષ્ણ ચરિત્ર અવલોકતાં તેનું ઉંડું રહસ્ય સમજાશે.

વળી કૃષ્ણે જે ગોપીઓના ઘરમાંથી દહિ તથા માખણની ચોરી કરીને ખાધું તેને પણ બનાવટી કરીને ભાગવતનો ઉપહાસ કરનારને સુબોધિની ટીકા વાંચવાવી જરૂર હતી.

ગંગાચાર્યે નંદને યશોદાના બાળકને "કૃષ્ણ" નામથી ઓળખાવ્યા. કૃષ્ણ શબ્દનો અર્થ પ્રથમ વિભાગમાં સમજાવ્યો છે. કૃષ્ણ નામ આપીને તેમણે એવું જણાવ્યું કે આ બાળકરૂપ જે જણાય છે તે સદાનંદ સ્વરૂપ આનંદઘન છે. જેને શ્રુતિઓ રસરૂપે અગર આનંદમય સ્વરૂપે વર્ણવે છે તે મહાનમાં મહાન્ છે છતાં બાળકરૂપ થઇને પોતે પોતાનું વિરુદ્ધ ધર્માશ્રયત્વ દેખાડ્યું છે. તેજ આનંદમય પ્રભુએ જગત્, જીવ ઇત્યાદિ સૃષ્ટિ પોતાની ક્રીડા માટે સર્જી છે. અને પછી તેમાં બાળકવત્ ક્રીડા કરે છે. આવી રીતે "શ્રીકૃષ્ણ" નામથી તે બાળકનું વ્રજવાસીઓને ઓળખાણ કરાવ્યું. વ્રજવાસીઓ તે તામસ ભક્તો છે. તેમનામાં જ્ઞાન નથી, તેમ વેદની વિધિઓ પણ સમજતાં નથી. તેમ લૌકિક કામોમાં પણ તેઓ આસક્ત નથી. ફક્ત પ્રભુના પ્રેમનેજ સમજે છે. એવા ભક્તોને ભગવાનનું સ્વરૂપ કહ્યું છે. તે ઓળખાવવાને માટે શ્રીકૃષ્ણ નામ આપેલું છે. અર્થાત્ તેવા ભક્તોના પ્રાતિનો વિષય "આનંદઘન" પરમાત્માજ હોઇ શકે. તેમને માટે "સત્ય, જ્ઞાન, અનન્ત" એ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે પરમાત્માનાં બીજાં સ્વરૂપો છે, પણ તે સ્વરૂપો સાથે આવા ભક્તોનો

સંબંધ હોતો નથી. પરમાત્માનાં અનેક રૂપો છે–કેટલાંક તેમના અંશ, કેટલાંક કળા, અને કેટલાંક વિભૂતિરૂપ છે. પણ પૂર્ણ સ્વરૂપ તો **રસેશ આનંદઘનજ** છે. સ્નેહભાવવાળા ભક્તોને તો આ સ્વરૂપ સાથેજ સંબન્ધ છે. માટે તેમને તે સ્વરૂપનું ઓળખાણ કરાવવાને આ બાળકનું નામ 'શ્રીકૃષ્ણ' આપે છે. વળી અહિંઆં એક બીજી બાબત પણ જણાવી છે. તે એ છે કે જેમ ગર્ગાચાર્યે બાળક કૃષ્ણનું નામ પાડ્યું તેમ ગુરુ વગર પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન થતું નથી. માટે જે ભક્તો પરમાત્માની સમીપ જવા ઇચ્છે છે તેમણે ગુરુદ્વારા પરમાત્માના સ્વરૂપને સમજી લેવું જોઇએ. જેથી કરીને તેમના ભાવમાં વિક્ષેપ નડે નહિ. તે સમજવા પછીથીજ તે ભાવ પ્રભુ તરફ કેન્દ્રિત થઈ શકે. કારણ કે જ્યાં સુધી આ સ્વરૂપ બરાબર લક્ષમાં આવ્યું ના હોય ત્યાં સુધી તે ભાવને યોગ્ય ગતિ મળતી નથી. માટે ગુરુદ્વારા પરમાત્માના સ્વરૂપને સમજી લેવાનું રહસ્ય અહિંઆં જણાવ્યું છે.

મૃત્તિકા ભક્ષણની લીલા કરીને યશોદાને સ્વમાહાત્મ્યનું જ્ઞાપન કરીને, વિસ્મયમાં ગરક કરીને તેમના આ મોહને જે નિવૃત્ત કર્યો તેમાં પણ તેમની અસંભાવના દૃષ્ટિને દૂર કરી છે. ભગવાન વિષે અસંભાવના જેવું કંઇ પણ છે નહિ. તે સઘળું કરવાને, નહિ કરવાને, તથા અન્યથા કરવાને શક્ત છે. તેમની કૃતિ અદ્દભૂત છે. તે આપણે એકદમ સમજી શકીએ તેમ નથી. તેથી ભગવાન્ આમ તે કરે ? એવા ખોટા કુતર્કો કરીને જીવે પોતાના મનને શંકામાં નાખવું જોઇએ નહિ. ભગવાનને વિષે કંઇ પણ અસંભવિત છેજ નહિ. યશોદામાં આ બુદ્ધિ હતી. તેઓ શ્રીકૃષ્ણને પોતાનું બાળકજ સમજતાં હતાં. બાળક એટલે જેમ વ્રજમાં બીજાં બાળકો છે એવુંજ આ બાળક છે તેમ માનતાં હતાં. એટલે આ બાળકને અમુક પ્રકારનું પરાક્રમ શી રીતે કરી શકે વગેરે બાબતની તેમનામાં શંકા થતી હતી. આ પ્રકારની અસંભાવનાની બુદ્ધિ ભગવાન વિષે આસક્તિ

થવા દેતી નથી. તેથી ભગવાને આ અસંભાવના બુદ્ધિ દૂર કરવાને પોતે માટી ખાધી અને પછી પોતે પોતાના વિરાટ્ સ્વરૂપનું દર્શન કરાવ્યું. આથી યશોદાને જ્ઞાન થયું કે આ પ્રાકૃત બાળક નથી, પણ સાક્ષાત્ ભગવાન્ છે. આથી તેમનો મોહ પણ ટળી ગયો. વિશ્વદર્શન થતાંની સાથે તેજ પરબ્રહ્મ છે એમ સ્ફુર્તિ થઇ. આ લીલાનું **મુખ્ય તાત્પર્ય એ છે કે ભક્તે ભગવાનમાં કોઇપણ પ્રકારની અસંભાવના બુદ્ધિ રાખવી નહિ. કારણ કે તે ભગવાનમાં ભાવને સ્થિર થવા દેતી નથી. પણ ભગવાન અદ્ભૂત કર્મોવાળા છે. તે ધારે તે કરી શકે છે એમ માનીને ભગવાન માટેનો પ્રેમ કોઈ પણ સંજોગોમાં અવિચળ અને દૃઢ રાખવો જોઇએ.**

અલબત અહિંઆં યશોદાને ભગવાનના માહાત્મનું જ્ઞાન થાય છે, પણ માહાત્મ્યનું જ્ઞાન ભક્તિરસમાં અન્તરાય રૂપ નીવડે છે. માટે ભગવાને તે માહાત્મ્ય જ્ઞાનને દબાવી દેવાને તથા સ્નેહને પ્રાધાન્ય રાખવાને પોતે યશોદા ઉપર પોતાની આધિદૈવિક માયા ફેલાવી તેથી તે ભગવાનને પોતાના પુત્ર તરીકે માનવા લાગ્યાં અને પુત્ર ભાવથી ભજવા લાગ્યાં. અર્થાત્ પરમાત્માનું ઐશ્વર્ય અગાધ છે. તેમની શક્તિઓ અચિન્ત્ય છે પણ એ માહાત્મ્ય જ્ઞાનથી પ્રભુ પ્રાપ્ત થઇ શકતા નથી. પ્રભુને પ્રાપ્ત કરવાને પ્રેમ જોઇએ. તે કોઇ પણ ભાવવાળો હોવો જોઇએ. પ્રભુને પિતા. માતા, પતિ. મિત્ર વગેરે કોઇ પણ ભાવથી ભજવા જોઇએ. માટેજ યશોદાએ પુત્ર ભાવથી પોતાનો પ્રેમ પ્રભુ તરફ કાયમ રાખ્યો. આથી શ્રીવલ્લભાચાર્ય કહે છે કે—तावन्ति प्रमाणानि श्रुत्वापि हरिमात्मजमेव सा अमन्यत। अतो भक्तौ प्रतिष्ठिता अविहितायां पुत्रभावेन। અર્થાત્ આ પણ સાંભળીને યશોદાએ ભગવાનને પોતાના પુત્ર માન્યા. આ કારણથી યશોદાજી પુત્ર ભાવથી અવિહિત ભક્તિમાં પ્રતિષ્ઠિત થયાં.

આ પ્રકરણની કૃષ્ણલીલામાં ભગવાનના શ્રીધર્મને વર્ણવ્યો છે.



श्रीकृष्णनुं दामणथी बंधावुं.

Phoenix P. Works.

## પ્રકરણ ૫ મું.

## શ્રીકૃષ્ણનું દામણાથી બંધાવું તથા યમલાર્જુનનો ઉદ્ધાર.




ક દિવસે **યશોદા** દરરોજની માફક દહિંની ગોરસીનું મથન કરતાં હતાં, તે સમયે ઘરની બીજી દાસીઓ અન્ય કામમાં રોકાયેલી હતી. **યશોદાએ** રેશમી વસ્ત્ર વિશાળ કટિની મેખલા સાથે બાંધેલું હતું. મન્થન કરતી વખતે આખો દેહ કમ્પતો હતો. કંકણ અને કાનનાં કુંડળો હાલતાં હતાં. મુખ ઉપર પ્રસ્વેદનાં બિન્દુઓ આવી રહ્યાં હતાં. કેશપાશમાંથી માલતીનાં પુષ્પો નીચે પડતાં હતાં. સ્તન્ય પાનની ઇચ્છાથી **કૃષ્ણ** જે **યશોદાની** નિકટ, ભૂમિ ઉપર બેઠેલા હતા તેમણે રવાઇને ઝાલીને માતાજીને રોકયાં. યશોદાએ વલોવવાનું બંધ રાખીને સ્નેહથી કૃષ્ણને પોતાની પાસે લીધા. પણ તે ધવડાવતાં ધવડાવતાં તેમની નઝર ચુલા ઉપર ઉન્હા મૂકેલા દુધ તરફ ગઈ અને તે દુધને ઉભરો આવતો જોઈને **કૃષ્ણને** ધવડાવતા છોડી દઇને ત્યાં દોડયાં. **કૃષ્ણને** આથી રીસ ચઢી. તેમના હોઠ લાલ થઇ ગયાં. આંસુઓ પણ ખોટાં પડવા લાગ્યાં, પછી ઘરની અંદર ખૂણામાં જઇને ખવાય તેટલું માખણ ખાવા માંડયું. અને ગોળીને ભાગી નાખીને અસલની માફ જમીન ઉપર બેશી ગયા. **યશોદાએ** આવીને જોયું તો ગોળી ભાગેલી દીઠી. ત્યાં બીજું કોઇ પણ નહિ હોવાથી આ કામ પોતાના પુત્રનુંજ હશે એમ મન સાથે વિચાર

કર્યો. તેથી પુત્રને શોધવા ઘરમાં તપાસ કરી તો પુત્ર માખણને ખાતા હતા. તેમજ વાંદરાં તરફ તે ફેંકતા હતા. આથી **યશોદાજી** ખૂબ ચ્હીડાયાં. તેથી કૃષ્ણને પકડવાને દોડયાં. **કૃષ્ણ** તેમનો હેતુ સમજી ગયા. તેથી તેમણે આગળ દોડવા માંડયું. **કૃષ્ણ** આગળ અને **યશોદા** પછવાડે એમ દોડધામ ચાલી. છેવટે **યશોદાને** અતિ શ્રમિત અને વિહ્વલ થયેલાં જોઇને **કૃષ્ણને** પોતાની માતા ઉપર દયા આવી. તેથી પોતે એકદમ થંભી ગયા અને યશોદાએ તેમને પકડી લીધા. પછી બધી ગોપીઓના દેખતાં યશોદાએ તેમને દામણાથી બાંધવા માંડયા. પણ દામણું બે આંગળ જેટલું ખૂટી પડયું. નવું દામણું સંધાડયું. તે પણ તેટલું ખૂટી પડયું. પછી બીજું દામણું જોડયું. તે પણ ખૂટયું, આમ ઘણાં દામણાં સંધાયાં છતાં દામણું બે આંગળ જેટલું ખૂટતું અને ખૂટતું રહેતું. આ દેખાવ જોઇને ગોપીઓ તથા અન્ય ગોપો હસી પડયા. **યશોદા** ફીક્કાં પડી ગયાં. એકતો ક્રોધ આંખમાં હતો અને તે સાથે પુત્રને વશ કરવાના બધા ઉપાયોમાં નિષ્ફળ થતાં હતા, આથી શું કરવું તેની તેમને સમઝ પડી નહિ. છેવટે **કૃષ્ણે** તેમની દયાજનક સ્થિતિ જોઇને પોતે ખાંડણીઆ સાથે દામણાથી બંધાઇ ગયા. આમ **કૃષ્ણને** દોરડાથી બાંધીને **યશોદા** ગૃહકાર્યમાં વ્યાપૃત થયાં. **નન્દજીના** આંગણામાં યમલાર્જુન નામનાં બે વૃક્ષો હતાં. તેમને જોઇને પોતે ખાંડણીઆ સહિત ત્યાં આવ્યા, અને તે ઝાડની વચ્ચે પોતે પ્રવેશ કરતાં ખાંડણીઆના સ્પર્શથી તે મૂળથી ઉખડી ગયાં. તેમનાં સ્કન્ધ, શાખા, અને પર્ણ કમ્પવા લાગ્યાં, અને ભયંકર અવાજ કરતાં તે વૃક્ષ નીચે ભૂમિ ઉપર પડયાં. તે પડતાંની સાથે

તેમાંથી મૂર્તિમાન્ અગ્નિની માફક, દિશાઓને શોભાવતા, મદરહિત થયેલા બે દેવો તેમાંથી પ્રકટ થયા અને શ્રીકૃષ્ણની સ્તુતિ કરી–હે ભગવન્, અમે પૂર્વાવતારમાં કુબેરજીના પુત્ર યક્ષ હતા. અમારાં નામ નળકૂબેર અને મણિગ્રીવ હતાં. રુદ્રનું અનુચરપણું મળવાથી અમને બહુજ ગર્વ થયો હતો, તેથી મદાન્ધ થઇને સ્વચ્છપણે કૈલાસ પર્વતના સુંદર ઉપવનમાં ગંગાના તટ ઉપર ફરતા હતા. અમે વારુણીના મદથી ઉન્મત્ત બનીને સ્ત્રીઓની સાથે ગંગાના પવિત્ર જળમાં ગમે તેમ વર્તતા હતા. એક દિવસે નારદજી ત્યાં આવ્યા તે સમયે અમારી સાથેની સ્ત્રીઓએ લજ્જાથી વસ્ત્ર પહેરી લીધાં; પણ અમે તો નગ્ન અવસ્થામાંજ ઉભાં રહ્યાં. આથી નારદજીએ અમને શાપ આપ્યો કે તમે બન્ને જણ વારુણીના મદથી તથા લક્ષ્મીના મદથી, સ્ત્રીલંપટ અને અજીતેન્દ્રિય બની ગયા છો માટે તમે સ્થાવર યોનિમાંજ જન્મવાને યોગ્ય છો. તેથી તમે સ્થાવર (વૃક્ષ) થાવ. સો વર્ષો સુધી એ સ્થિતિમાં રહ્યા પછી **શ્રીકૃષ્ણ**ના અનુગ્રહથી તમારો શાપ નિવૃત્ત થશે. આ પ્રમાણે **નારદજી**એ કહ્યું હતું; તે સાચું પડયું છે. આપે ખરેખર અમારો ઉદ્ધાર કર્યો છે." આ પ્રમાણે તેમની સ્તુતિ સાંભળીને શ્રીકૃષ્ણે તેમને મદરહિત અને જીતેન્દ્રિય બનીને, પોતાના સ્થાનમાં જવાની રજા આપી. આથી તે બે નળકૂબેર અને મણિગ્રીવ શ્રીકૃષ્ણની પ્રદક્ષિણા કરી વારંવાર પ્રણામ કરી આજ્ઞા માગીને ઉત્તર દિશામાં ગયા.

વૃક્ષના પડવાનો અવાજ સાંભળતાંની સાથે તમામ ગોપો ત્યાં આવી પહોંચ્યા. તેમને આ કૌતુક જોઇને આશ્ચર્ય થયું. ખાંડણીઆથી બંધાયલું એક ન્હાનું બાળક આવાં મોટાં

વૃક્ષોને શી રીતે પાડી નાખવાને સમર્થ થાય એવા વિચારમાં તેઓ આશ્ચર્યમગ્ન થઇ ગયા. આ સમયે નંદરાય પણ ત્યાં આવ્યા, તેમણે બધું વૃત્તાન્ત સાંભળીને પોતા પુત્રને દામણાના બંધનમાંથી મુકત કર્યા.

### રાગ—રામકલી.

મો [1]દેખત [2]યશુમતિ તેરે [3]ઢોટા [4]અબહીં માટી ખાઇ
ઇસ સુનકે રિસ કરી ઉઠિ [5]ધાઇ બાંહ પકર [6]લૈઆઇ
ઇક કરસોં [7]ભુજ ગહિ ગાઢે કરિ ઇક કર [8]લીને સોંટી
મારતીહાં તોહી અબહિ કનૈયા વેગિન [9]ઉગલો માટી
[10]વ્રજલરિકા સબ તેરે આગે જૂઠિ કહત બનાઇ
મેરે કહે નહીં તૂ માનત દિખરાવો મુખ [11]ખાઇ
અખિલ બ્રહ્માંડ ખંડકી મહિમા દેખરાયો મુખ [12]માહીં
સિંધુ [13]સુમેરુ નદીવન પર્વત ચકૃત [14]ભઇ મન માંહીં
કરતે [15]સોંટિ ગિરત નહિં જાની ભુજા છાંડિ અકુલાની
સૂર કહે યશુમતિ મુખ [16]મૂંદહુ [17]બલિ ગઇ [18]શારંગપાની.

---

૧ મારા દેખતાં ૨ યશોદા ૩ પુત્ર ૪ હમણાં માટી ખાધી છે. ૫ આ સાંભળીને યશોદા રીશ કરીને ઉઠયાં અને દોડયાં ૬ અને કૃષ્ણની બાંહ પકડીને તેડી આણ્યા. ૭ એક હાથથી કૃષ્ણનો હાથ મજબૂત પકડયો ૮ બીજા હાથથી સોટી પકડી. ૯ ખાધા ૧૦ કૃષ્ણ કહે છે—હે યશોદા! મેં માટી ખાધી નથી. આ વ્રજના બાળકો તારી આગળ ખોટી હકિકત કહે છે. ૧૧ જો તું મારૂં કહ્યું ન માનતી હોય તો હું તને મોઢું ઉઘાડીને દેખાડું, ૧૨ કૃષ્ણે મોઢું ઉઘાડયું તો તેમાં આખા બ્રહ્માણ્ડનો મહિમા દેખાયો. ૧૩ મુખમાં સમુદ્ર, મેરુ, નદીનાવ તથા પર્વત દેખાયા. ૧૪ એ સઘળું જોઇને યશોદા ચકિત થઈ ગયાં. ૧૫ હાથમાંથી લાકડી પડી ગઇ તે પણ જાણ્યું નહિ. ૧૬ બંધ કર્યું. ૧૭ વારી જાવું, ઓવારણાં લેવાં. ૧૮ શ્રીકૃષ્ણનું નામ છે. જેના હાથમાં શાર્ઙ્ગ ધનુષ્ય છે તે.

રાગ–સોરઠ.

યશુમતિ રિસ કરિ કરિ રજ્જુ [૧]કરષૈ
સુતહિત ક્રોધ દેખિ માતા કે મનહી મન હરિ [૨]હરષૈ ।
[૩]ઉફનત [૪]ક્ષીર જનનિ કરિ વ્યાકુલ ઇહિ [૫]બિધિ [૬]ભુજા છુડાયો.
[૭]ભાજન [૮]ફોરિ દહી સબ [૯]ડારયો માખન [૧૦]મુંહ લપટાયો
લૈઆઇ [૧૧]જેવરિ અબ બાંધો [૧૨]ગરબજાનિ બંધાયો
[૧૩]આંગુર દ્વૈઘટિ હોત સબનિસોં [૧૪]પુનિનિ ઔર મંગાયો
નારદ શાપ ભયે યમલાર્જુન ઇનકો અબજો [૧૫]ઉધારૈ
સૂરદાસ પ્રભુ કહત ભક્ત હિત યુગ યુગ મૈં તનુધારૌં.

રાગ–સોરઠ.

યશોદા તેરો ભલો હિયો હૈ માઇ
કમલનયન માખનકે કારણ બાંધે [૧૬]ઊખલ લાઇ
જો [૧૭]સંપદાદેવ મુનિ દુર્લભ સપનેંહુ દેઇ ન દેખાઇ
યાહીતે તૂ ગર્વભુલાની ઘર બૈઠે નિધિ પાઇ
[૧૮]સુત કાહૂકો રોવત દેખતિ દૌરિ લેત હિય લાઇ

---

૧. યશોદા રીશ કરીને હાથમાં દોરડી ખેંચે છે, ૨. હરખે, ૩. ઉકળવું, ૪. દુધ, ૫. આ પ્રમાણે, ૬. હાથ, ૭. વાસણ ૮ ફોડી નાંખ્યું, ૯. સઘળું દહિં નીચે ફેંકી દીધું, ૧૦ મોઢે માખણ ચોપડ્યું, ૧૧ દોરડું ૧૨ યશોદાને અહંકાર થયેલો જાણીને શ્રીકૃષ્ણ બંધાયા નહિ. ૧૩ બે આંગળ ઘટયા–ઓછા થયા ૧૪ વારંવાર દોરડું મંગાવ્યું. ૧૫ યમલાર્જુનનો ઉદ્ધાર કર્યો. ૧૬. ખાણીઓ ૧૭. જેની સંપત્તિ–વૈભવ દેવ વગેરેને દુર્લભ છે અને જે સ્વપ્નમાં પણ દેખાતા નથી. ૧૭ હે યશોદા! તું ગર્વથી ભૂલાવામાં પડી ગઇ છું. ૧૮ બીજાના છોકરાને રડતાં જોઈને તું હૃદયપૂર્વક તેને દોરી લાવતી હતી તેને આશ્વાસન આપવા જતી.

[19]અબ અપને ઘરકે લરિકાસોં ઇતિ કહા જડતાઇ
બાર બાર સજલ લોચન ભરિ ચિતવત કુંવર કન્હાઇ
કહા કરા બલિ જાઉં છોરતી તેરી સૌંહ દિવાઇ
જો મૂરતિ જલથલમેં વ્યાપક [20]નિગમન ખોજત પાઈ
સો મૂરતિ તૂ અપને આંગન [21]ચુટકી દૈ દૈ નચાઇ
સુરપાલક સબ અસુર સંહારક ત્રિભુવન જાહિ [22]ડરાઇ
સૂરદાસ પ્રભુકી યહ લીલા નિગમ નેતિ નિત ગાઇ.

**રહસ્ય**—ભગવદીયોનો સંસાર ભગવદ્ ગુણગાનને માટે છે. આવા વ્યાપાર વખતે આધિદૈવિક ક્રિયાશક્તિ થકી ભગવાનના મનનું મંથન થાય છે. અર્થાત્ ભગવાનના ગુણગાનનો એજ વખત છે કે જેની અંદર ગાયેલા ગુણોથી દધિ મંથનની માફક ભગવાનના મનમાં મંથન રૂપ થઇને તેમના હૃદયમાં પ્રવેશ કરે. **યશોદા એ ઉજ્જવલ ગુણ યુક્તા કીર્તિમતી ભક્તિનું એક રૂપ છે.** આનન્દાત્મક શ્રીકૃષ્ણ તેમને પ્રકટ થયા હતા. જ્યારે ભક્તિથી ભગવાનને પ્રાપ્ત કર્યા હોય તો પછી કર્મ તથા જ્ઞાન વગેરે સાધનો દૂર ખશી જાય છે. તે સમયે દધિરૂપ ભક્તિમાંથી રસરૂપી નવનીત મન્થનદ્વારા મેળવવામાંજ તે ભક્તિ પોતાની કૃતાર્થતા સમજે છે. યશોદા તેટલા માટે દહિં વલોવવામાં રોકાયાં હતાં. તે સમયે પણ તેમનું ધ્યાન પોતાના બાળક તરફજ હતું, અર્થાત્ ભક્તિમાંથી રસ અગર પ્રેમ મેળવતાં ભક્તિનું નિશાન આનન્દરૂપ ભગવાન્ તરફજ હોય છે કારણકે તે ભક્તિનું છેવટનું ધ્યેય તેજ છે, તેથી યશોદા વલોણું બંધ કરીને પોતાના બાળકને સ્તન્યપાન કરાવે છેઃ પણ તે સમયે ચૂલા ઉપર મૂકેલા દુધનો ઉભરો આવેલો જોઇને સ્તન્યપાન કરાવવાનું મૂકી દઇને

---

૧૯. તો આ તારા પુત્રના તરફ તારી શાથી આટલી જડતા થઇ ગઇ છે? ૨૦ વેદ પણ જેને શોધતાં પ્રાપ્ત કરી શકતા નથી. ૨૧ ચુંટીઓ ભરવી. ૨૨ બ્હીવડાવવું.

તે તરફ દોડે છે, ( અર્થાત્ ભગવાનની તરફ જ્યારે પ્રેમભક્તિ વહેતી હોય તે સમયે કર્મવિધિ તરફ ધ્યાન જાય તો ભગવાન માટેનો પ્રેમ અટકી જાય છે. ભગવાન્ યશોદાની આ સ્થિતિ જોઇને તેમના ભાવરૂપ દધિની ગોળીને ફોડી નાંખે છે. યશોદાના ચિત્તનો વિક્ષેપ જોઇને ભગવાન તેમના લોભ રૂપ દધિના પાત્રને ફોડી નાંખે છે. પોતાના ભાવનું પાત્ર ફુટી ગયેલું જાણીને આ સ્થિતિમાં ભગવાનની લીલા નહિ સમજનાર ભક્ત ક્રોધયુક્ત થાય તે સંભવિત છે. તેથી ભગવાનને બન્ધનમાં નાંખવાને પ્રયત્ન કરે છે. પણ આવી સ્થિતિમાં તે ભક્ત ગમે તેટલાં સાધનો કરે તો પણ ભગવાન્ તેના બન્ધનથી બંધાયજ નહિ. છેવટે જ્યારે તે ભક્તને પોતાના દોષની સ્ફુર્તિ થાય ત્યારે ભગવાન્ તેના ઉપર અનુગ્રહ કરીને બંધાય છે. આથી જ્યારે યશોદા દીન અને વિહ્વલ બને છે ત્યારે જ ભગવાન્ દામણાથી બંધાય છે. ખરી રીતે તો ભગવાનને કંઈ પણ બંધન હોઇ શકતું જ નથી. અન્તર્યામિબ્રાહ્મણમાં ભગવાનને સર્વાન્તર કહ્યા છે, તેથી ભગવાનને વિષે બહાર કે અંતર જેવું કંઇ પણ નથી; છતાં અહિંઆં ભક્તના દૈન્ય તથા પ્રેમથી બંધાય છે. તેમ અન્ય ભક્તોનો નિરોધ કરવાને માટે પણ તે પ્રમાણે બંધાયા છે. માટે આપણે જોયું કે પોતે યમલાર્જુન નામના વૃક્ષોની વચ્ચે થઇને પસાર થતાં તેમાંથી બે દેવોને પ્રકટ થતા જોયા.

નળકૂબર અને મણિગ્રીવની વાતમાં પણ નીચેનો અર્થબોધ છે. **નળકુબેર એટલે રૂપમદ છે. અને મણિકુબેર એ લક્ષ્મીમદ છે.** સંસારમાં જીવને નીચે પાડનારા અનેક મદો છે તેમાં રૂપનો મદ તથા લક્ષ્મીનો મદ એ ઘણા નિન્દનીય છે. જ્યાં સુધી એ બે મદો દૂર ન થાય ત્યાં સુધી જીવને કોઈ પણ જ્ઞાન થઈ શકતું નથી તો પછી બ્રહ્મને ઓળખી શી રીતે શકે ? નળકૂબર અને મણિગ્રીવ આ બન્ને મદથી એટલા બધા વશ થઇ ગયા હતા કે તેથી અન્ધ બનીને નારદનો —પ્રભુ ભક્તનો પણ અપરાધ કર્યો. આનું પરિણામ એ આવ્યું કે

તેઓ વૃક્ષની યોનિને પામ્યા કે જેમાં તેમના રૂપનો કે લક્ષ્મીનો મદ તદ્દન હણાઈ ગયો. જ્યારે ભક્ત, રૂપ તથા લક્ષ્મીના મદથી રહિત થાય તો ભગવાન્ તેનો વૃક્ષવત્—જડ સ્થિતિમાંથી ઉદ્ધાર કરે છે. આ બોધ આ આખ્યાયિકામાં રહેલો છે.

ભગવાન્ તો અગણિતાનન્દ છે, તે માટે તેમના આનન્દનો કોઇ પરિચ્છેદ હોઈ શકે નહિ. આથી યશોદાએ તેમને દામણાથી બાંધેલા જાણીને નંદરાયજી તે બંધન છોડી નાંખે છે. નંદરાયજી પ્રથમ પ્રકરણમાં જણાવ્યું તે પ્રમાણે આનન્દ અંશથી વિશિષ્ઠ સત્ત્વ ગુણ છે. જે ભક્તમાં આ સત્ત્વગુણ છે તે ભગવાનના સ્વરૂપને ઓળખી શકે છે. ભગવાન્ અપરિચ્છેદ્ય અને અમેય આનંદરૂપ છે તે સારી પેઠે સમજે છે માટે ભગવાનને દામણા ( બંધન )માંથી છોડે છે. અર્થાત્ બ્રહ્મ પરિચ્છેદ્ય છે એવી કલ્પનાનો ત્યાગ કરે છે.

યમલાર્જુનની કથા સંબંધી બાબૂ બંકિમચંદ્ર એમ માને છે કે તે વૃક્ષો ઘણાંજ ન્હાનાં હોય છે તેથી બળવાન્ બાળક ઉખેડી શકે તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી! આ વાત વિષ્ણુપુરાણમાં છે. તેમ મહાભારતમાં શિશુપાળના તિરસ્કાર યુક્ત ભાષણમાં છે એટલું તો તેમને કબૂલ કરવું પડે છે; અર્થાત્ યમલાર્જુનનો જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ભાગવતકારનો કપોલ કલ્પિત છે એમ તેમનાથી કહી શકાશે નહિ. છતાં તે વૃક્ષનું કૂબેરના પુત્રો તરીકે ભાગવતકારે જે ઓળખાણ આપ્યું છે તેમાં તેમને “ મૂળ વાતમાં મરીમસાલો ભભરાયલો લાગે છે. જો યમલાર્જુન નામનાં ન્હાનાં વૃક્ષોજ હોય તો પછી તે જ્યારે નીચે પડી ગયાં ત્યારે તેમના પડવાનો પ્રચણ્ડ અવાજ થાય નહિ ” ( ભા. ૧૦–૧૧–૧ ) તેમજ તે રવ સાંભળીને બીજાં બધાં ત્યાં આશ્ચર્યમાં એકઠાં થાય નહિ. યમલાર્જુનને વૃક્ષ તરીકે નહિ સમજતાં તેને લક્ષ્મીના દોષનું રૂપક સમજવું જોઇએ. લક્ષ્મીના દોષો ભક્તિને ઉત્પન્ન થવા દેતા નથી. લક્ષ્મી પણ જો ભગવાનની સેવામાં ખર્ચવામાં આવે તોજ તેના દોષથી મુક્ત રહેવાય છે. નહિ તો લક્ષ્મી

એ ચિત્તમાં ચંચલતા ઉત્પન્ન કરે છે. તે ભાવને ટકવાજ દેતી નથી. તેનાથી અભિમાન, મદ, દુઃસંગ, કુમાર્ગનું સેવન, સત્તાનો લોભ, કીર્તિનો મોહ, સાધુ પુરૂષોને પીડન, વગેરે દોષો ઉદ્ભવે છે. આ દોષોની નિવૃત્તિ માટે તે લક્ષ્મીનો વિનિયોગ પણ ભગવાન્ માટે થવો જોઇએ. માટે "સેવાફલ" નામના ગ્રન્થમાં શ્રીવલ્લભાચાર્યજી સેવાના ત્રણ પ્રકારો કહે છે–તનુજા સેવા, વિત્તજા સેવા, અને માનસી સેવા. વિત્તજા સેવા વિત્તાદિનો ભગવત્સેવામાં વિનિયોગ. એ વિનિયોગ પણ નિરોધ માટે આવશ્યક છે તે રહસ્ય આ લીલાદ્વારા સૂચવ્યું છે, જેઓ પોતાના ધનનો સુવિનિયોગ કરતા નથી તેમની કેવી દશા થાય છે તે પણ અહિંઆં જણાવ્યું છે. યમલાર્જુન જે પૂર્વ જન્મમાં નલ અને કૂબર હતા. તેઓ કૂબેર ભંડારી જે ધનના સ્વામી તેમના અનુચર હતા. તેઓ ધનના અભિમાનમાં કર્તવ્યભ્રષ્ટ થયા તો સામાન્ય ધનવાળાઓની તો શી અવસ્થા થાય ? માટે ધનવાનોએ પણ જો પ્રભુના માર્ગમાં જવું હોય તો તેમણે પોતાના ધનનો સારો વિનિયોગ કરવો જોઇએ. ભગવાનને માટેજ તે ધન વપરાવું જોઇએ પોતાના મોજશોખ, વૈભવ, તથા વિષયવાંછનાની તૃપ્તિમાં જો તે ધન વપરાય તો પછી તે અનર્થ પરમ્પરાનેજ ઉત્પન્ન કરશે. અને તેને ભકિતના માર્ગમાંથી નીચે ફેંકી દેશે. લક્ષ્મીના દોષથી મદાંધ થયેલાઓનું જીવન વૃક્ષોની માફક તદ્દન લાગણી વગરનું અને જડ બની જાય છે. તેઓ વૃક્ષોની માફક ગૂઢ હોય છે. વૃક્ષોને જેમ ટાઢ, તડકો સહન કરવાં પડે છે તેમ તેમને પણ છેવટે દુઃખની પરમ્પરા સહન કરવી પડે છે. વૃક્ષજીવનમાં નથી જ્ઞાન, નથી ભોગ, કે નથી ક્રિયા, તેમને તો ફક્ત દુઃખનેજ સહન કરવું પડે છે. એટલુંજ નહિ પણ તેમનાથી દુઃખની નિવૃતિ પણ થઈ શકતી નથી. તેજ પ્રકારે લક્ષ્મીના મદમાં છકેલાઓનું જીવન વ્યતીત થાય છે.

આ પ્રકરણમાં ભગવાનના જ્ઞાન અને વૈરાગ્ય ધર્મનું વર્ણન છે. પોતે દામણાથી બંધાયા છતાં તેમણે જણાવ્યું કે જીવ પોતાના સા-

ધનોથી ભગવાનને બાંધવા જાય તો ભગવાન્ બંધનને વશ થતા નથી. પણ જો ભગવાનની પોતાની ઇચ્છા હોય તોજ તે પ્રમાણે વશ થાય છે. ભગવાનને વશ કરવામાં કોઇ પણ સાધનનું બળ ખપમાં આવતું નથી. આમ જણાવીને પોતાના વિષેનું જ્ઞાન કરાવે છે. નલકૂબરના ઉદ્ધારમાં પોતાનો વૈરાગ્ય ધર્મ પ્રકટ કર્યો છે. ભગવાનમાં અન્ય ધર્મોની માફક વૈરાગ્ય પણ છે. મનુષ્ય પોતાની ઇચ્છાથી વૈરાગ્યનું સેવન કરવા જાય તો પણ તેનાથી વૈરાગ્ય ભાવ મેળવી શકાતો નથી. એવી રીતે મેળવેલો વૈરાગ્ય બહુ વખત સુધી ટકી શકતોજ નથી. ખરો વૈરાગ્ય તો ભગવાન્ પોતેજ જો જીવને કરાવે તોજ થઇ શકે છે. વૈરાગ્ય એટલે ભગવાં વસ્ત્ર પહેરવાં તે નહિ, પણ ખરેખર સંસાર ફિકકો લાગવો તે. હૃદયપૂર્વક સંસાર માટે અરુચિ થાય તોજ વૈરાગ્ય થયો એમ મનાય. આવી વૈરાગ્યની ભાવના પ્રભુ કૃપા કરે તોજ થઇ શકે છે. અહિંઆં ભગવાનને નલકૂબેર જેવા ધનના મદમાં છકેલાઓના ઉપર પણ કૃપા કરીને તેમનો ઉદ્ધાર કર્યો છે. તેમને મુક્તિ આપી છે. અને વૈરાગ્યનું ફલ પ્રભુએ તેમને આપ્યું છે. આ રીતે અહિંઆં ભગવાનના વૈરાગ્યધર્મનું નિદર્શન કરાવ્યું છે.



## પ્રકરણ ૬ હું.

## વત્સાસુર તથા બકાસુરનો શ્રીકૃષ્ણે કરેલો વધ.



એક સમય **ઉપનંદ** નામનો એક ગોપ નંદ તથા યશોદાને ઘેર આવીને તેમને કહેવા લાગ્યો "હે નંદરાય અને યશોદા! હું તમને એક ચેતવણી દેવા આવ્યો છું. હમણાં હમણાં વ્રજમાં ઘણા ઉત્પાત બનતા જાય છે. તમારે ત્યાં જ્યારથી શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય થયું છે ત્યારથી દૈત્યો વ્રજને પીડા કરવા લાગ્યા છે. પેલી **પૂતના** રાક્ષસીએ વ્રજનાં કેટલાંએ બાળકોનો વધ કર્યો હતો તેની તમને કયાં ખબર નથી, ૧ તેમ **તૃણાવર્ત** તથા **શકટાસુર** વગેરેના ઉપદ્રવને પણ પણ તમે જાણો છોજ. તેઓ તમારા બાળકને હણવાને આવ્યા હતા, પણ સુભાગ્યે તમારા બાળકે તેમનેજ હણ્યા છે. હજુ આ ઉપદ્રવની શાન્તિ આટલાથીજ થવાની નથી. કારણ કે હજુ કોણ જાણે કયા કયા ઉપદ્રવ થશે? માટે જો **બળરામ** અને **શ્રીકૃષ્ણ**ને સહીસલામત રાખવા ઈચ્છતા હો તો તમારે એકદમ ગોકુળ છોડીને વૃન્દાવનમાં રહેવા જવું જોઇએ." **ઉપનંદ**ના આ શબ્દો સાંભળીને નન્દરાય યશોદા તથા અન્ય ગોપગોપીઓ પોતાની ગાયો વગેરે ધન લઇને વનમાં રહેવા ગયાં. ત્યાં વૃક્ષોની નીચે નિવાસ કર્યો. અહિંઆં **બળરામ** તથા **શ્રીકૃષ્ણ** અન્ય ગોપ બાળકો સાથે

અનેક પ્રકારની ક્રીડા કરતા. ઘડીકમાં યમૂના કિનારા ઉપર નૃત્ય કરતા, તો ઘડીકમાં ગાયોની પછવાડે જતા.

આ રીતે વૃન્દાવનમાં કેટલાક દિવસ રહ્યા. તેવામાં એક વખત ગાયો ચારવાને જ્યારે ગયા ત્યારે વત્સાસુર નામનો રાક્ષસ વાછરડાંના ધણમાં દાખલ થયો શ્રીકૃષ્ણે તુર્ત તેને ઓળખી કાઢયો. તેથી વાછરડાંને બચાવવાને, આ વત્સાસુરને પૂછડાથી પકડીને, તેને કોઠના ઝાડ ઉપર બળથી પછાડયો; અને તેના પ્રાણ કાઢી નાખ્યા. આપ્રમાણે **વત્સાસુરનો વધ** કર્યા પછીથી જ્યારે એક દિવસે **કૃષ્ણ** અને **બળરામ** પ્રાતઃ-કાળનું ભોજન લઇને વાછરડાંને ફરીથી ચરાવતા ચરાવતા પાછા એક જળાશય પાસે આવ્યા ત્યારે ત્યાં **બકાસુર** નામના તીવ્ર ચાંચવાળા અને બળવાન્ રાક્ષસને જોયો. આ રાક્ષસે આવીને શ્રીકૃષ્ણને ગળવા માંડયું. આ સમયે બળભદ્ર વગેરે ગોપો જડ થઈ ગયા. પછી સાવધ થઇને **બળભદ્રે** ને **બકાસુરનું** તાળવુ બાળવા માંડયું. તેથી **બકાસુરે** શ્રીકૃષ્ણને પાછા મૂકી દીધા. પણ ફરીથી ક્રોધમાં આવીને તેમને ચંચુનો પ્રહાર કરવા લાગ્યો. આથી **શ્રીકૃષ્ણે** તેની ચાંચના બે ભાગલા કરી નાખ્યા, અને જોતજોતામાં તે અસુર મરી ગયો. આ બનાવ જોનારા ગોપબાળકો કૃષ્ણને “ વાહ ! વાહ ” કહીને ધન્યવાદ આપવા લાગ્યા.

**રહસ્ય—વત્સાસુર એટલે દુષ્ટભાવ** ( આસુરભાવ ) અને **બકાસુર એટલે દંભ.** આ બન્નેનો ધ્વંસ ભગવાને વૃન્દાવનમાં નિવાસ કર્યા પછીથી કર્યો.

**વૃન્દાવન** એટલે **ભક્તિનું સ્થાન.** જો ભક્ત ભક્તિસ્થાનમાંજ રહેતો હોય, તો ભક્તિ સિવાય તેણે બીજો કોઇ પણ વિચાર કર-

વાનો હોયજ નહિ. ભક્તિમય જીવનમાં જો કોઇ આસુર ભાવ અગર દંભ વગેરેને તે વશ હોય તો તે ભક્તિમાં આગળ વધી શકતો નથી. માટે આ આસુરભાવ તથા દંભને દૂર કરીને ભક્તિમાં આગળ વધવું જોઇએ. માટે આ પ્રકરણમાં જે લીલા કરી છે તેથી આસુર ભાવને વશ થયેલા તથા દંભમાં પડેલાઓને પણ ભગવાન કેવી રીતેં નિરોધ કરાવે છે તે જણાવે છે. આસુર ભાવવાળા તથા દંભ-વાળા જીવોને જો ભક્તિમય જીવન ગાળવું હોય તો આ દોષમાંથી મુક્ત રહેવું જોઈએ. એ દોષથી દૂર રહીને નિરોધ મેળવવાથી તેઓ બ્રહ્મને પ્રાપ્ત થઈ શકશે. આ દોષો ભક્તિમય જીવનવાળાના છે. કારણ કે તેજ ભગવાનની પાસે પહોંચવાને અધિકારી છે. તેથી વ્રન્દાવનમાં રહીનેજ (ભક્તિમાં રહીનેજ) વત્સાસુર તથા બકાસુર (આસુરભાવ અને દંભ) ને હણ્યા છે. જ્ઞાનીઓના દોષોની નિવૃત્તિની અહિંઆં વાત નથી. જ્ઞાનીઓના દોષો દૂર થાય તેથી તે ભગવાનને પહોંચી શકતા નથી, પણ ભક્તિમય જીવનવાળાઓ જો તે દોષોથી દૂર રહે તો ભગવાનને મેળવી શકે છે. અહિંઆં આ આસુરભાવ તથા દંભને પ્રાણીઓનું રૂપક આપ્યું છે તેથી તેઓ આ પ્રાણીઓ સમજવાનાં નથી. ડોકટર હાર્ટમેનના મેજીક વ્હાઇટ અને બ્લેકમાં મનુષ્યના ભાવ મનુષ્ય કે ઇતર પ્રાણીઓનું રૂપ ધારણ કરે છે એમ જણાવ્યું છે.

ભાગવતકારે તેથી અહિંઆં તે આસુર ભાવને વત્સાસુર કહ્યો છે. આ × દંભની બે ચાંચ તે **લોભ અને અનૃત છે.** શ્રીકૃષ્ણે બાળ-કોના નિરોધ માટે આ લીલા કરી છે. અવિદ્યા હોવી તથા દંભ, લોભ, અનૃત વગેરે દોષો ભક્તિમાં જેઓ બાળક છે તેમનેજ પ્રતિબન્ધક છે. માટે તેમના નિરોધ માટે આ પ્રતિબન્ધો ભગવાન્ દૂર કરે છે.

---

×જૂઓ "ત્રિવિધ નામાવલી" **बकोदंभरुपः यस्यतुण्डौ लोभानृतरूपौ।** પૃ. ૨૧.

## પ્રકરણ ૭ મું.

### શ્રીકૃષ્ણે કરેલો અઘાસુરનો વધ.



નિત્ય નિયમ પ્રમાણે ગોપમંડળી સાથે **શ્રીકૃષ્ણ** તથા **બલદેવ** અસંખ્યાત વાછરડાં તથા ગાયોને લઈને, વૃન્દાવનમાં ચારતા ચારતા અનેક સ્થળે વિહાર કરતા હતા. વનનાં ફુલ, પત્ર, ગુચ્છ, પુષ્પ, મયૂરપિચ્છ વગેરેને એકત્ર કરીને તેમના અલંકારો તે બનાવતા હતા. કોઇ વેણુ વગાડતા, તો કોઈ ભમરાઓ સાથે ગાતા હતા અને કોઇ કોયલની સાથે ટૌકારા કરતા હતા. કોઈ પક્ષીઓ પછવાડે દોડતા, કોઇ હંસોની ગતિનું અનુકરણ કરતા, કોઇ બકની સાથે બેશતા અને કોઇ મયૂર સાથે નૃત્ય કરતા, કોઇ વળી કપિ યૂથની સાથે વૃક્ષ ઉપર ચઢી જતા. આવા ગોપબાળકોની સાથે **શ્રીકૃષ્ણ** અને **બળદેવ** પણ:વિવિધ ક્રીડા કરતા હતા. તેવામાં **કંસે** મોકલેલો **પૂતનાનો** ન્હાનો:ભાઈ **અઘાસુર** ત્યાં આવી પહોંચ્યો. તે વિશાળકાય અને વિચિત્ર રૂપવાળો હતો. એક યોજન તો લાંબો હતો. મુખ ગુફાના જેવું હતું. નીચલો હોઠ ધરતી પર હતો. ઉપલો હોઠ વાદળને અડકતો. દાઢો પર્વતના શિખરો જેવી, મુખની અંદરનો ભાગ અંધકાર જેવો. મુખમાંથી જે શ્વાસ નીકળતો હતો તે કઠોર પવન જેવો જણાતો હતો. તેનાં નેત્રોમાંથી **દાવાનળ** સમાન અગ્નિજ્વાલા નીકળતી. આ અજગર, વિહારકરતી ગોપ

મંડળીની મધ્યમાં શ્રીકૃષ્ણ અને બળદેવને જોઇને વિચાર કર્યો " અરે આ કૃષ્ણ એજ છે કે જેણે મારા બે ભાઇઓને મારી નાખ્યા છે. તો આ પ્રસંગે મારે તે વેર લેવુંજ જોઈએ " આમ વિચાર કરીને તે બાળકોની સમીપ થોભી ગયો. આ પ્રાણીને જોઇને બાળકો ભયમાં પડી ગયા. તેમને તો તે પ્રાણી છે એમ ખબર પડી નહિ, પણ એક પર્વત જણાયો. તેનો ઉપરનો હોઠ મેઘસમ, નીચેનો હોઠ તટ સમાન, દાઢો શિખર તુલ્ય, જણાયાં. તેથી તેને પર્વત ધારીને તેઓ બધા એકદમ તેના ખુલ્લા મુખમાં પેશવા લાગ્યા. શ્રીકૃષ્ણ તો તે પ્રાણી કોણ છે તે સારી પેઠે જાણતા હતા તેથી તેમણે તે બધાને અટકાવ્યા છતાં પણ તેઓ અટક્યા નહિ, અને જોતજોતાંમાં તે અજગરના પેટમાં ઉતરી પડ્યા. શ્રીકૃષ્ણ આ બાળકોનું સાહસ જોઇને વિચારવા લાગ્યાઃ—અરે આ મુર્ખ બાળકોને શું કહેવું ? તેઓ જાણુતા નથી કે આતો કંસે મોકલેલો દુષ્ટ અઘાસુર છે. હવે મારે તેમને શી રીતે બચાવવા ? " શ્રીકૃષ્ણે તેમને બચાવવાને પોતે તેનામાં પણ પ્રવેશ કર્યો, કારણ કે તેમાં પ્રવેશ કર્યા વગર જો તેને પ્રહાર કરે તો તે બાળકો બચે નહિ. માટે પોતે તેના મુખમાં પ્રવેશ કરીને વૃદ્ધિ પામવા લાગ્યા. આથી અજગર અકળાવા લાગ્યો. તેણે મુખ બંધ કરવા પ્રયત્ન કર્યો પણ તેમ કરી શકાયું નહિ. તેનું ગળું રુંધાઈ ગયું. શ્વાસ અટકી ગયો. આથી અન્તે તેનો પ્રાણ બ્રહ્મરંધ્રમાં થઇને બહાર નીકળતાંની સાથે યમપૂરનો માર્ગ તેણે પકડ્યો. શ્રીકૃષ્ણ તથા અન્ય ગોપાલો આનન્દથી કલ્લોલ કરતા કરતા શ્રીયમુનાના તટ ઉપર આવ્યા.

શ્રીમદ્ ભાગવતના અધ્યાય ૧૨, ૧૩ અને ૧૪ માં જે શ્રીકૃષ્ણની લીલાઓનું વર્ણન કર્યું છે તેમાં વલ્લભાચાર્યજીની સુબોધિની પ્રમાણે શબ્દ તથા અર્થની વિરૂદ્ધતા આવે છે. ( शब्दार्थसंगतीनां हि स्पष्टा तत्र विरुद्धता ) તેથી તે અધ્યાયોને ક્ષેપક માનેલા છે. વળી તેમાં આવેલી કથા પદ્મપુરાણની છે, શ્રીમદ્ ભાગવતની નથી. માટે અહિંઆં તે ત્રણ પ્રકરણોનો વિષય છોડી દેવામાં આવ્યો છે. એટલે હવે પછીનું વર્ણન મૂળ ભાગવત દશમ સ્કંધના ૨૧ મા અધ્યાયથી ગણવાનું છે.

---

## તામસ પ્રમેયલીલા.

(ભા. અ. ૧૨ થી ૧૮ (૨૧).)

તામસ પ્રકરણની પ્રમાણ લીલામાં વ્રજસ્થ ભક્તોના સ્નેહનું કથન કર્યું હતું. ત્યાર પછીથી તે સ્નેહ-ભાવ પછીની આસક્તિ અવસ્થાનું નિરૂપણ કરે છે.

પ્રમાણલીલામાં યશોદા અને નંદજીના નિરોધનું વર્ણન છે. તે વિભાગમાં જે લીલાઓ કરી તે યશોદા અને નંદજીના નિરોધ માટે છે. તે લીલાઓ દ્વારા તેમનાં ચિત્તને ભગવાને લૌકિક કાર્યોમાંથી ખેંચી લઇને પોતાના તરફ ખેંચ્યાં. અહિંઆ હવે વ્રજની અન્ય સ્ત્રીઓ તથા ગોપીઓના નિરોધ માટે લીલા કરવામાં

આવે છે. પ્રમાણમાં વાત્સલ્યભાવ છે, અહિંઆં સખ્ય ભાવ છે. ભાવના પણ ઉત્તમોત્તમ, ઉત્તમ, મધ્યમ અને ન્યૂન એવા વિભાગ છે. ફલપ્રકરણમાં વ્રજસીમન્તિની સાથે કરેલી લીલામાં જે ભાવ છે તે ઉત્તમોત્તમ છે. ચીરહરણ લીલાનો ભાવ ઉત્તમ છે. તે વ્યસન તથા સાધન પ્રકરણ કહેવાય છે. વેણુવાદન લીલાનો ભાવ મધ્યમ છે. તે પ્રકરણ આસક્તિ તથા પ્રમેય પ્રકરણ કહેવાય છે. આ ભાવોની સરખામણીમાં પ્રમાણ પ્રકરણની લીલાનો ભાવ ન્યૂન છે. તે સ્નેહ પ્રકરણ કહેવાય છે, ભાવની દૃષ્ટિએ આ ભેદો છે. પ્રભુને પુત્રભાવે ભજવા એ ન્યૂનભાવ છે જ્યારે વ્રજસીમન્તિનીઓની માફક પ્રભુને પતિભાવથી ભજવા તે ઉત્તમોત્તમ ભાવ છે. આ પ્રકરણનો ભાવ મધ્યમ હોવાથી તે મધ્યમ પ્રકરણ પણ કહેવાય છે. આના સાત અધ્યાયોનો બોધ નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| અ. ૧૨ | દેહાધ્યાસ નિવૃત્તિ. |
| ,, ૧૩ | ઇન્દ્રિયાધ્યાસ ,, |
| ,, ૧૪ | પ્રાણાધ્યાસ ,, |
| ,, ૧૫ | અંતઃકરણાધ્યાસ ,, |
| ,, ૧૬ | સ્વરૂપ વિસ્મૃતિ ,, |
| ,, ૧૭-૧૮ | સ્નેહાધિક્ય |

## પ્રકરણ ૮ મું.

## તાલવનમાં ધેનુકાસુરનો વધ.



વૃન્દાવની અંદર તાલવ નામનું એક મોટું ઘનઘોર વન હતું. આમાં નાના પ્રકારના વનફલ તથા પુષ્પો હતાં. તેમ જૂદી જૂદી જાતનાં પક્ષીઓ તથા પ્રશુઓ ક્રીડા કરતાં હતાં.

એક દિવસ **શ્રીકૃષ્ણ** અને **બળભદ્ર**ના સખા **શ્રીદામા** તથા **સુબલ** તથા **સ્તોકકૃષ્ણાદિક** શ્રીકૃષ્ણ અને બળદેવને આ પમાણે કહેવા લાગ્યા “ હે **બળભદ્ર** અને **શ્રીકૃષ્ણ** ! તમે આ વૃન્દાવનમાં તથા તેની પાસેના પ્રદેશને અનેક રાક્ષસોનો વધ કરીને ભયમુક્ત બનાવ્યા છે. પણ અહિંથી ઘણીજ નજીક એક તાલવ વન છે. તે ઘનઘોર અને મોટું વન છે. ત્યાં એક દુરાત્મા **ધેનુકાસુર** નામનો દૈત્ય ગધેડાનું રૂપ લઇને રહે છે અને ત્યાંના પશુ, પક્ષી તથા મનુષ્યને હેરાન કરે છે. આથી કોઇપણ મનુષ્ય તેના ભયથી તે વનમાં જતું નથી. તે વન અનેક સુગન્ધી પુષ્પો તથા સુરસ ફ્લોવાળા પાદપોથી અલંકૃત થયેલું છે. તમારી ઇચ્છા હોય તો આપણે બધા ત્યાં જઈએ ” આ પ્રમાણે મિત્રોનાં વચન શ્રવણ કરીને તેમનું પ્રિય કરવાની ઇચ્છાવાળા **શ્રીકૃષ્ણે** અને **બળભદ્રે** અન્ય ગોપો સાથે તે તાલવ વનમાં પ્રવેશ કર્યો. બળભદ્ર તે વનનાં વૃક્ષોની શાખાઓને હાથથી ઝાલીને તેનાં ફળ નીચે પાડવા લાગ્યા. આથી ફળોના નીચે પડવાનો

અવાજ સાંભળીને તે **ધેનુકાસુર** ત્યાં આવી પહોંચ્યો; અને ક્રોધયુક્ત થઇને **બળદેવ** ઉપર પગના પ્રહાર કરવા લાગ્યો બળભદ્રનાં નયન આથી રોષથી રક્ત થઈ ગયાં, અને તેમણે તે અસુરને પગથી પકડીને એક તાલવૃક્ષના મૂળ સાથે બહુજ જોરથી પછાડયો, અને અલ્પ સમયમાં તેની ફુંક નીકળી ગઇ, અને ભૂમિ ઉપર ઢળી પડયો. તેની સાથે તે તાલવૃક્ષ પણ પડયું. એક વૃક્ષના આઘાતથી બીજુ, બીજાની સાથે ત્રીજું, એમ અનેક વૃક્ષો પણ એક બીજાના આઘાતને લીધે નીચે પડયાં. આ બાબતની ખબર અન્ય ગોપોને પડી. તેવામાં **શ્રીકૃષ્ણ** એ સ્થાનમાં આવી પહોચ્યા. ગોપોને તો તે જોઇને ઘણુંજ આશ્ચર્ય થયું. શ્રીકૃષ્ણ તો માત્ર હસવાજ લાગ્યા. પછી ત્યાં તે અસુરનાં સંબન્ધી બીજાં ગધેડાં આવ્યાં પણ તે તમામની એજ દશા તે બન્ને ભાઇઓએ કરી. પછીથી તે આખી મંડળી તે વનમાંથી પાછી ફરી. ગોકુળમાં આ વૃત્તાન્ત જતાં, ઘણી ગોપીઓ ભેગી થઇને ઉત્કંઠાથી **શ્રીકૃષ્ણ**ને જોવાને આવી. પુત્ર તરફ પ્રીતિવાળી **યશોદા** તથા **રોહિણી**એ પણ બહુજ પ્રેમ પૂર્વક બાળકોનો સત્કાર કર્યો. તેમને સ્નાન અને મર્દનાદિક કરાવ્યાં અને તેમના શ્રમની નિવૃત્તિ કરી. પછી સુંદર વસ્ત્ર પરિધાન કરીને, માલા તથા ચંદન ધારણ કરીને, માતાઓએ તૈયાર કરેલાં સ્વાદુ ભોજન લઈને શયનમાં પોઢી ગયા.

**રાગ ભૈરવ.**

સખા કહન લાગે હરિસોં [1]તબ
ચલો તાલવનકો જૈયે [2]અબ

---

૧. ત્યારે. ૨. હમણાં.

તા બનમેં ફલ બહુહ [3]સુહાયે
[4]વૈસે હમ કબહું નહિ ખાએ
અસુર ધેનુક તહાઁ હૈ [5]રખવારી
ચલો કહેં હંસિ બલિ [6]બનવારી,
વિહંસન હરિસંગ ચલે [7]ગુઆલા
નાચત ગાવત ગુણ ગોપાલા
[8]સોયો હુતો અસુર તરુછાયા
[9]સુનત શોર તરુતે ઉઠિ [10]ધાયા
હળધરકો દેખે તિન આવત
યે દોઉ બલકર જોર ચલાવત
પકરિ બાઁહ બલભદ્ર ફિરાયો
મારિ તારિ તરુમાહિં [11]ગિરાયો
ઔર બહુત તાકો [12]પરિવારો
હરિહલધર તિનસબકો મારો
ગ્વાલન વનફલ રુચિસોં ખાએ
બહુરો વૃન્દાવનહિં સિધાએ
હરિહલધર છબિ વરણિ ન જાઇ
**સૂરદાસ** ઇહ લીલા ગાઇ

**(સાર)—ધેનકાસુરને શ્રીવલ્લભાચાર્ય દેહાધ્યાસ** તરીકે ઓળખાવે છે. "તત્ત્વદીપ નિબંધ"માં અવિદ્યા જેને લીધે જીવ સંસારમાં બંધાય છે તેનાં પાંચ રૂપ કહ્યાં છેઃ—

---

૩. શોભે ૪. એવાં ફળ અમે કોઇ દિવસ ખાધાં નથી ૫. રક્ષણ કરનાર ૬ વનમાળી—કૃષ્ણ. ૭. ગોવાળીઆ ૮. ધેનુકઅસુર વૃક્ષની છાયામાં સૂતો હતો ૯ અવાજ સાંભળીને ૧૦. દોડયો ૧૧ નાખ્યો. ૧૨ પરિવાર—છોકરાં વગેરે ૧૩. રુચિ પ્રમાણે, ઇચ્છાનુસાર.

स्वरूपाज्ञानमेकं हि पर्व देहेंद्रियासवः ।
अन्तःकरणमेषां हि चतुर्धाध्यास उच्यते ॥
पंचपर्वा त्वविद्येयं यद्बद्धो याति संसृतिम् ।

અહિંઆં કહે છે કે અવિદ્યા જીવને સંસારના બંધનમાં નાખે છે. એને લીધે જીવમાં સાંસારિક પદાર્થોમાં મમતા થાય છે તથા રાગ દ્વેષ રહે છે. અમુક વસ્તુઓ તથા માણસાં મારાં છે. અને અમુક મારાં શત્રુઓ છે આવી લાગણી મનુષ્યોને જે થાય છે તેનું કારણ અવિદ્યા છે. અને જ્યાં સુધી આ અવિદ્યાનો નાશ ન થાય ત્યાં સુધી જીવનો સંસાર ટળતો નથી. આ અવિદ્યા પાંચ રીતે જીવને સંસારના બંધનમાં નાખે છેઃ—સ્વરૂપવિસ્મૃતિ, દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ અને અન્તઃકરણાધ્યાસ. આ પાંચે પ્રકારના અધ્યાસોનાં આ અને હવે પછીનાં ચાર પ્રકરણોમાં જૂદી જૂદી રીતે વર્ણન કર્યું છે અને ભાગવતકાર એમ જણાવે છે કે ભક્તોના એ પાંચે પ્રકારના અધ્યાસ ભગવાને દૂર કર્યા હતા. અવિદ્યા જીવને ભગવાન સંબંધીનો કોઈપણ વિચાર થવા દેતી નથી. તેથી તેને તો તદ્દન દાબી દેવી જોઇએ. અવિદ્યાને દાબવી એટલે તેનાં તમામ પર્વોનો પણ નાશ કરવો જોઇએ. આ પાંચ પર્વો તે અવિદ્યાની પાંખો છે. અને તે પાંચ પાંખોથી આ અવિદ્યારૂપી પક્ષી ઉડે છે. એની એક એક પાંખમાં એટલી તાકાત છે કે જેને તેનો પ્રહાર થાય તે ગમે તો મોટો વિરક્ત હોય કે સંન્યાસી હોય તો પણ તેને સંસારના ખાડામાં નાખી દે છે તેથી તે અવિદ્યાને યુક્તિથી પકડીને હણવી જોઇએ. તેને હણવાને માટે તેની એક એક પાંખ છેદી નાખવી જોઇએ. કારણ કે તેનું સર્વ બળ તેની પાંખોમાં છે. જ્યાં સુધી તે પાંખોનો ઉચ્છેદ કર્યો નથી ત્યાં સુધી તેને હણવા માટે ગમે તેટલા ઉપાયો કરવામાં આવે પણ તે વ્યર્થ છે.

નિરોધના માર્ગમાં અવિદ્યારૂપી એક મોટી પર્વતની માળા છે. તે પર્વતમાળાનાં પાંચ—દેહાધ્યાસ વગેરે શિખરો છે. પ્રભુના ધામમાં

જનારને આ પર્વતમાળા અને તેનાં પાંચ શિખરો અવશ્ય ઓળં-ગવાં જોઇએ. જેને પ્રભુમાં શ્રદ્ધા છે અને જે પ્રભુમાં ભક્તિવાળો છે તેજ એ પર્વતમાળાને ઓળંગી શકે છે. બીજાઓ તો ઉપર ચઢતાં ચઢતાં નીચે ગબડી પડીને ગતિ કરવામાં પણ અસમર્થ નીવડે છે. નિરોધની અંદર અંતરાયરૂપ અવિદ્યા છે. તે અવિદ્યાનો નાશ પૂતનાવધદ્વારા કર્યો. પણ અવિદ્યાની પાંખો દેહાધ્યાસ વગેરે જ્યાં સુધી છેદાયા નથી ત્યાં સુધી અવિદ્યા સંપૂર્ણ નાશ પામતી નથી. માટે તેના પાંચ પર્વોને પણ દૂર કરવા જોઇએ તે હવે કહેવામાં આવે છે. તેમાં અહિંઆં પ્રથમ દેહાધ્યાસની નિવૃત્તિ કરી છે. **ધેનુકાસુર એટલે દેહાધ્યાસ.** દેહનું ખોટું અભિમાન. જે લોકોને દેહાધ્યાસ હોય છે તેઓ પોતાની જાતને બીજાઓ કરતાં બળીઆ તથા મોટા માને છે. તેમનામાં અભિમાન બહુ હોય છે. તેઓ ગર્વમાં છકી ગયેલા હોય છે. ગરિબોને તથા સારા પુરૂષોને પીડા કરે છે. વિના કારણે બીજા-ઓના ઉપર ત્રાસ અને જુલ્મ વર્તાવે છે. આ રીતનો દેહાધ્યાસ એ અવિદ્યાનું એક રૂપ છે. માટે દેહાધ્યાસને દૂર થવો જોઇએ.

આ દેહાધ્યાસવાળા પોતાના દેહનેજ આત્મા માને છે. દેહથી પર બીજો કોઇ આત્મા નથી એવું તે કહે છે. તેઓ હાલના નસ્તિકો તથા જડવાદીઓ જેવા હોય છે. તેઓ એમ માને છે કે ઇશ્વર જેવું કોઇ નથી. પોતે જે કંઇ કર્મ કરે છે તેનું ફળ પર દુનિઆમાં અગર હવે પછીની જીંદગીમાં ભોગવવાનાં નથી. માટે આ દુનિઆમાં દરેક મોઝશોખ માણવા, અને વૈભવમાં રહેવું. આ પ્રમાણે માનીને તેઓ યથેચ્છ રીતે વર્તે છે. તેઓ સઘળા પદાર્થોને પોતાના દેહના પોષણ માટેજ ઉપયોગમાં લે છે, બીજાઓને તેમનો ઉપયોગ કરવાનો હક્ક નથી એમ તેઓ માને છે. આવા દેહાધ્યાસવાળા માણસનું જીવન અતિસ્વાર્થી કૃપણ અને પરોપકાર રહિત હોય છે. તેઓ એટલા બધા નીચ હોય છે કે જે વસ્તુઓ પોતાના ઉપયોગની ના હોય તેનો પણ ઉપયોગ બીજાને કરવા દેતા નથી. આવા લોકો

સમાજમાં તથા દેશમાં ગેરલાભજ કરે છે. તેઓ ખરેખર સમાજને બોજા રૂપ હોય છે. આ પુરૂષોનું આવું વર્તન તે તેમનામાં રહેલી અવિદ્યાને લીધે છે. જ્યાં સુધી તે અવિદ્યા દૂર ન થાય ત્યાં સુધી તેઓ સુધરી શકે નહિ તેમજ વસ્તુસ્થિતિ સમજી શકે નહિ. નિરોધ માર્ગના પ્રવાસીઓ—ભક્તિમાર્ગમાં જેઓ સ્થિત છે તેમનામાં અલ્પ પણ દેહાધ્યાસ હોય તો તેમનો એકદમ અધઃપાત કરે છે. જેમ સો મણ દુધના કઢામાં અલ્પ વિષ બિન્દુ પડયું હોય તેથી બધું દુધ ખરાબ થાય છે તેજ પ્રમાણે ભક્તમાં ગમે તેટલો પ્રભુ માટેનો ભાવ હોય પણ જો તેમાં દેહાધ્યાસ હોય તો તે તમામ પ્રેમ ભાવને ખરાબ કરી નાખે છે. માટે આ દેહાધ્યાસની નિવૃત્તિ થવીજ જોઇએ. આ બોધનું સૂચન ધેનુકાસુરના વધદ્વારા દર્શાવવામાં આવ્યું છે. તેટલા માટે " ત્રિવિધ નામાવળી " ની ટીકામાં કહે છેઃ—**धेनुको देहाध्यासरूपःइति तत्खण्डनेन व्रजस्थानां स दोष एव दूरीकृत इत्यर्थः ॥** ધેનુકાસુર એટલે દેહાધ્યાસ. તે તાડના વનમાં રહેતો હતો. તાડનાં વૃક્ષો માદક ફળવાળાં હોય છે. તે ફળ ચાખનારને મદ થાય છે. આથી મદ ઉત્પન્ન કરનાર એવા સ્થાનમાં ધેનુકાસુર રહેતો હતો એમ અહિંઆં કહ્યું છે. તેને " રાસભ " કહેવાનું કારણ કે તે અધમમાં અધમ મનાય છે. એટલે દેહાધ્યાસથી ઉત્પન્ન થતો આસુરીભાવ બહુજ અધમ છે. એમ જણાવે છે.



## પ્રકરણ ૯ મું.

### કાલીય મર્દન તથા દાવાગ્નિનું પાન.



ઉપરના બનાવ પછી શ્રીકૃષ્ણ અને બલદેવની કીર્તિ સર્વત્ર પ્રસરી ગઇ. સૌ કોઇ તેમના વીરત્વ અને પરાક્રમની પ્રશંસા કરતા હતા. હવે તેઓ નિર્ભય થઇને વૃન્દાવનના તમામ વિભાગમાં બીજા ગોપ બાળકો સાથે ફરવા જતા હતા. પણ તેમની સ્નેહાળુ જનની આથી હૃદયમાં સંતાપ કરતી. જ્યારે જ્યારે બાળકો બહાર જતા ત્યારે ત્યારે તેમને ઘણી ચિંતા થતી કે "મારા સુકુમાર બાળકોનું શું થશે ?" કેટલીક વખત તો તે પોતાના બાળકોની પાસે પ્રતિજ્ઞા લેવડાવતાં કે હવેથી તેઓ ઘોર વનમાં દૂર સુધી પ્રવેશ નહિ કરે. પણ વૃન્દાવનનું અનુપમ સૌન્દર્ય જોવાની ઇચ્છા માતાની પાસે લીધેલી પ્રતિજ્ઞાને અટકાવતી હતી. તેઓ વનમાં નૂતન નૂતન સ્થાનોમાં સંચરણ કરતા. પુષ્પભારથી લચી પડેલાં વૃક્ષોની શ્રી, નાનાવિધ પક્ષિઓના કલરવ, સ્વચ્છ સલિલવાળાં સરોવરની શોભા, મૃગશાવકોનાં યથેચ્છ રમણો, સૌરભથી મત્ત બનેલા ભ્રમરોના મધુર ગુંજન, પરભૃતના અવ્યક્ત કલરવ વગેરેથી આકર્ષાઇને તેઓ દિવસનો ઘણો ભાગ આ સુંદર વનની ભૂમિમાંજ ગાળતા. કેટલીક વખત અન્ય ગોપ બાળકની મંડળીથી દૂર એકલા નીકળી પડીને શ્રીકૃષ્ણ એકલા કોઇ નિર્જન સ્થાનમાં બેશીને રંગબેરંગી

પુષ્પોથી સુશોભિત બનેલી વનસ્પતીના સૌન્દર્યનું નેત્રથી પાન કરવા શ્રીયમુનાના ઉપકણ્ઠ ઉપર બેશતા, અને વેણુથી મધુર સ્વરોની ધારા પ્રકટ કરીને તે નિસ્તબ્ધ વન-સ્થળીને મુખરિત બનાવતા.

વૃન્દાવનની ભૂમિને પ્લાવિત કરનાર શ્રીયમુનાજીના જળમાં એક ***કાલીય** નામનો પ્રચણ્ડ સર્પ પોતાની પત્ની-ઓ સર્પિણી સહિત રહેતો હતો. તે પક્ષિઓના રાજા ગરુડથી ભયગ્રસ્ત થઈને અહિં રહેતો હતો. આ **કાલીય** સર્પના વિષથી યમુનાનું જળ પણ વિષયુક્ત થઇ ગયું હતું.

એક દિવસ ઉન્હાળાનો પ્રચણ્ડ ભાનુ તપી રહ્યો હતો. પવનની લૂ પણ સખ્ત હતી. તે સમયે **શ્રીકૃષ્ણ** તથા **બલદેવ** ગોપબાળકો સાથે ગાયોને ચારતા હતા. ગોપ અને ગાયો તૃષાથી અત્યન્ત પીડાવા લાગ્યાં. આથી તૃષા છીપાવ-વાને માટે ગોપો ગાયોને લઈને યમુનાના તટ આગળ આવ્યા અને તેના જલમાં પ્રવેશ કરીને પોતે જલ પીધું તથા ગાયોને પાયું. **શ્રીકૃષ્ણ** તથા **બલરામ** સિવાયનાં તમામે જલ પીધું. જલ પીને કિનારા ઉપર પાછા ફરતાંની સાથે તે તમામ બેહોશ થઇ ગયા અને જોતજોતામાં વિષને લીધે

---

*એવું કહેવામાં આવે છે કે ગરુડ સર્પજાતિના શત્રુ હોવાથી, જે કોઇ સાપ તેની નજરે પડતો તે તમામને તે ખાઇ જતો. આથી ભય પામેલા સર્પોએ તેની સાથે સન્ધિ કરવા માંડી. મુખ્ય ગણાતા બાર સર્પોએ સન્ધિ કરી લીધી. તે સન્ધિ મુજબ તે ગરુડને એક સર્પ તેમણે બલિદાનમાં આપવા કાલીય નાગે એ શરત ન સ્વીકારી તેથી તે બન્નેનું યુદ્ધ થયું. છેવટે ગરુડથી સહીસલામત રહેવાને પોતા-ના પરિવાર સાથે તે યમુનાના આશ્રયે આવીને રહ્યો.

મૂર્છાને વશ થઈ ગયા. આ જોતાંની સાથે **બળરામ** અત્યન્ત વિસ્મિત થયા પણ **શ્રીકૃષ્ણ** તો તેનું કારણ સમજી ગયા. તેથી તેમણે પોતાની સંજીવની દૃષ્ટિથી તે મૂર્છિત થઈને પડેલા ગોપબાળકો તથા પશુઓમાં જીવનનો સંચાર કર્યો. પછીથી યમુનાને **કાલીયનાગ**ને દૂર કરીને નિર્વિષ કરવાની યોજના વિચારવા લાગ્યા. વિચાર કરતાં એક યોજના સૂઝી આવી. તેથી પોતે યમુનાના તટ ઉપર એક વિશાળ કદમ્બનું વૃક્ષ હતું તેના ઉપર ચઢી ગયા. અને એકદમ ત્યાંથી યમુનાના જલમાં કૂદકો માર્યો.

ગોપ બાળકોએ હાહાકાર કરી મૂકયો. તેઓ વિલાપ કરવા લાગ્યા કે “ અરેરે ! હવે **શ્રીકૃષ્ણ**નું શું થશે? **કાલીયનાગ**ના વિષથી તેમનો પ્રાણ જરૂર ચાલ્યો જશે. અમે હવે તેમને શી રીતે બચાવીએ ? તેમની માતા તથા પિતા અમને પૂછશે કે અમારા કૃષ્ણ ક્યાં ? તો અમે તેમને શો ઉત્તર આપીશું ? આવા આવા વિચાર કરીને તેમાંના કેટલાક રડવા લાગ્યા.

આ સમયે વૃન્દાવનમાં ભૂકમ્પ જણાવા લાગ્યો. તેને લીધે ગોપ તથા ગાયો તથા અન્ય વૃક્ષો તમામ કંપિત થવા લાગ્યાં. આથી **નન્દ** અને **યશોદા**ને પોતાના બાળકોની ઘણીજ ચિન્તા થવા લાગી. તેઓ વ્યાકુલ થઇને તેમની શોધ કરવાને વનમાં ઉતાવળાં દોડયાં. તેમને દોડતાં જોઇને અન્ય ગોપગોપીઓ પણ ઉતાવળી ઉતાવળી ત્યાં આવી પહોંચી. **શ્રીકૃષ્ણ**, **બલરામ** તથા અન્ય ગોપ બાળકોને શોધતાં શોધતાં તેઓ યમુનાના તટ પાસે આવી પહોંચ્યાં. ત્યાં

આવતાંની સાથે ગોપ મંડળીનાં મુખ કરમાઈ ગયેલાં તથા અશ્રુથી પ્લાવિત બનેલાં જોઇને તેમણે અમંગલ વૃત્તાન્તની કલ્પના કરી. પછી બધી હકિકત જાણતાં **યશોદા** તો વજ્રાહત વૃક્ષની માફક ભૂમિ ઉપર ઢળી પડયાં. **નંદ** તથા અન્ય સાથે આવેલાં ગોપીઓ પણ "હાય કૃષ્ણ! હાય કૃષ્ણ! કહી છાતીફાટ રુદન કરવા લાગ્યાં. પણ **બલરામ**ને તો **શ્રીકૃષ્ણ**ના બળમાં અત્યન્ત વિશ્વાસ હતો તેથી તેમણે બધાંને શાન્ત કર્યાં અને કહ્યું કે "**શ્રીકૃષ્ણ** માટે તમારામાં સહજ પ્રીતિ છે તેથી તમે આ પ્રમાણે કલ્પાંત કરો તે સ્વાભાવિક છે. પણ મારી ખાત્રી છે કે **શ્રીકૃષ્ણ** અલ્પ સમયમાં આપણી પાસે આવશે. તેમણે યમુનામાં જે કૂદકો માર્યો છે તે હેતુ-પૂર્વક છે. માટે વૃથા ધીરજ ખોઇ બેશો નહિ" આ પ્રમાણે સાન્તવન મળતાં તમામને ધીરજ આવી, અને **શ્રીકૃષ્ણ**ની રાહ જોતાં યમુનાના ઉપકણ્ઠ ઉપર જલપ્રતિ એક દૃષ્ટિથી જોઇ રહ્યાં.

આ સમયે **શ્રીકૃષ્ણ** તો **કાલીયસર્પ**ની પાસે જઈ પહોં-ચ્યા હતા. સર્પે તેમને જોઇને તેમના શરીરની આજુબાજુ લપટાઇ ગયો, અને પોતાના દાંતથી દંશ દેવા લાગ્યો. પણ **શ્રીકૃષ્ણ** તેને જલની બહાર લાવવાને માટે યુક્તિ કરતા પોતાના શરીરનું રક્ષણ કરવા લાગ્યા. આખરે **શ્રી-કૃષ્ણે** શ્વાસ લઇને પોતાના શરીરને એટલું બધું ફુલાવ્યું કે, શરીરની આસપાસ વીંટાયલા નાગની તમામ નસો ઢીલી થઇ ગઇ. તેથી તે **શ્રીકૃષ્ણ**ના શરીરમાંથી છૂટો થઇને દૂર ઉભો, અને ત્યાં રહ્યો રહ્યો ક્રોધમાં આવીને વિષની જ્વાલા-

ગ્નિ તેમના તરફ વર્ષાવવા લાગ્યો. અને ફરીથી **શ્રીકૃષ્ણને** દંશ દેવાના પ્રયત્નો કરવા લાગ્યો. **શ્રીકૃષ્ણ** પણ ધીમે ધીમે તેને થકવવા લાગ્યા. કેટલોક વખત આમ ચાલ્યું. પછી **કાલીય** અત્યન્ત થાકી ગયો, એટલે **શ્રીકૃષ્ણ** હળવે રહીને તેની ‡ફેણ ઉપર ચઢી ગયા અને પછી ત્યાં હસતા હસતા નૃત્ય કરવા લાગ્યા. **શ્રીકૃષ્ણના** ભારથી નાગ ઘણોજ આકુળ વ્યાકુળ થઈ ગયો. તેના શરીરના સાંધા ઢીલા થવા લાગ્યા. તેના મસ્તકની મણિઓ નીચે પડવા માંડી. નાસિકામાંથી રુધિરની ધારાઓ વહેવા લાગી. છેવટે વિવશ થઈને **શ્રીકૃષ્ણની** દયા યાચી તથા વશ્યતા સ્વીકારી. આ વખતે નાગપત્નીઓ તથા તેમનાં બાળકો પણ **શ્રીકૃષ્ણે** પાસે આવીને ઘણાજ વિનીત ભાવથી **શ્રીકૃષ્ણની** પ્રાર્થના કરવા લાગ્યાં. **શ્રીકૃષ્ણે** મનોરથ સિદ્ધ થયો જાણીને તે નાગ ઉપર દયા વશાવી. તેને કહ્યું "હે કાલીય! હું તને છૂટો કરવાને તૈયાર છું, પણ જો તું મારી શરત સ્વીકારે તોજ. તે શરત એ છે કે તારે આ સ્થાન છોડીને અન્યત્ર વાસો કરવો. તેં અહિંઆં ઘણાં પશુ, પક્ષિઓ વગેરેના પ્રાણ લીધા છે. તો તેને માટે તને શાસન કરવું જ જોઇએ. તે શાસન કરવાનેજ હું તારી પાસે આવ્યો હતો. હું તારો પ્રાણ લેવા માગતો નથી, પણ તારામાં રહેલા વિષને દૂર કરવા માગું છું. કારણ કે તારૂં વિષજ ઘણાંના પ્રાણત્યાગનું કારણ થઇ પડયું છે, હવે તું સીધો થઇ ગયો છું. માટે હું તને જીવતો જવા દઉં છું. પણ જો તારે જીવતા રહેવું હોય તો આ સ્થાન ત્યજીને

‡ભાગવતમાં કાલીયની હઝાર ફેણો છે એમ લખ્યું છે અને "વિષ્ણુપુરાણ"માં પાંચ બતાવી છે. "હરિવંશ"માં ત્રણ ફેણો કહી છે.

એકદમ અન્યત્ર ચાલ્યો જા ” **કાલીયે** આ શબ્દ શ્રવણ કરતાં, પોતાને નવીન જીવન પ્રાપ્ત થયેલું જાણીને શ્રીકૃષ્ણનો આભાર માનવાને પ્રાર્થના કરવા લાગ્યો અને શ્રીકૃષ્ણની શરતને પોતે કબૂલ કરે છે એમ જણાવ્યુ. પછીથી શ્રીકૃષ્ણની પૂજા કરીને તે નાગ પત્નીઓ તથા બચ્ચાંને લઇને રમણ દ્વીપમાં રહેવાને ચાલી નીકળ્યો.

**શ્રીકૃષ્ણ** પણ હવે જલની બહાર કિનારા તરફ પાછા વળ્યા. તટ નજીક આવતાં પોતાનાં માતા, પિતા તથા ગોપીઓને ઉભેલાં જોઇને ભાવથી ઉતાવળા ઉતાવળા તેમની પાસે જઇને છે બધાંને ભેટી પડયા. પોતાના બાલ સખાઓને પણ હસતા હસતા મળ્યા. એકત્ર થયેલી સમસ્ત મંડળીમાં આનન્દ આનન્દ થઈ રહ્યો. પછીથી બધાં એ ગોકુલ તરફ જવાને વિચાર કર્યો. પણ સાંઝ પડી ગયેલી હતી, તથા ગોપ, ગાયો તથા વાછરડાં દિવસના થાકથી થાકી ગયેલાં હોવાથી આખી રાત વનમાંજ ગાળવાનો બધાંએ નિશ્ચય કર્યો. આ નિશ્ચય કરીને બધાં ત્યાં સૂઇ ગયાં. રાત્રિનો કેટલોક સમય વ્યતીત થયો તેવામાં અચાનક ગ્રીષ્મ ઋતુને લીધે વનમાં ઉત્પન્ન થયેલો દાવાગ્નિ સૂતેલાં બાળકોને ઘેરીને બાળવા લાગ્યો. આ અગ્નિના તાપથી તે સૂતેલાં એકદમ જાગી ઉઠયાં અને શ્રીકૃષ્ણનાં પરાક્રમ તેમને વિદિત હોવાથી તેમની સહાય યાચી. તેઓ **શ્રીકૃષ્ણ** પાસે આવીને વીનવવા લાગ્યા—“ હે **શ્રીકૃષ્ણ** ! આ દવાગ્નિમાંથી અમને બધાંઓને બચાવો. તમે અમારૂં રક્ષણ કરતા આવ્યા છો તો અત્યારે પણ આ સંકટમાંથી બચાવો. અમે તમારા છીએ તો અમને

ખાસ બચાવો.'' **શ્રીકૃષ્ણે** તે બધાઓના આર્તનાદ શ્રવણ કરીને તે દાવાગ્નિ તરફ દૃષ્ટિપાત નાંખતાં એકાએક તે શમી ગયો. બીજે દિવસે **શ્રીકૃષ્ણ, બળરામ** તથા ગોપમંડળી વ્રજભૂમિ તરફ પાછી વળી.

**રહસ્ય**—જ્ઞાનમાર્ગમાં તેમજ ભક્તિમાર્ગમાં આગળ વધવાને ચિત્તની શુદ્ધિ અવશ્ય જોઇએ. જ્ઞાનમાર્ગમાં ચિત્તશુદ્ધિ માટે શ્રવણ, મનન અને નિદિધ્યાસન એમ ક્રમ દર્શાવ્યો છે. ભક્તિમાર્ગમાં શ્રવણ, કીર્તન અને સ્મરણનો ક્રમ છે. અર્થાત્ ભગવાનની કથા તથા ગુણોનું શ્રવણ કર્યા પછી પોતે તેનું કીર્તન કરવું અને એકાન્તમાં હોઇએ ત્યારે તેનું સ્મરણ કરવું. આમ કરવાથી ભગવાન્ તરફ ચિત્ત એકાગ્ર થાય છે. ભગવાનના ગુણોનું શ્રવણ કરવાથી તેમના ગુણો કર્ણમાં થઇને હૃદયમાં ઉતરી જાય છે, અને ત્યાં જે પાપ તથા તેમના અંકુરો હોય તે બળીને ભસ્મ થઈ જાય છે. આ પાપ જે શ્રવણથી બળીને ભસ્મ થઇ જાય છે તે કીર્તન વખતે બહાર નીકળી જાય છે. અર્થાત્ હૃદયની અંદર જે કંઇ કચરો હતો તે બધો બહાર નીકળી જઇને તે તદ્દન ચોકખું થાય છે. આ પ્રમાણે હૃદયરૂપી ભૂમિ પવિત્ર ચોકખી—થતાં તેમાં ભગવાનના ગુણોની છાપ સ્મરણ દ્વારા પાડી શકાય છે. આ શ્રવણ, કીર્તન અને સ્મરણને ઘણા કાળ સુધી ચાલુ રાખવાથી ચિત્ત શુદ્ધ થાય છે અને ભગવાન હૃદયમાં બિરાજી શકે છે. આ શ્રવણાદિમાં આસક્તિ થવી તે ઇન્દ્રિયો ઉપર આધાર રાખે છે. ઇન્દ્રિયો ભક્તને વશ હોય તોજ ભગવાનની કથા વગેરેમાં ચિત્ત ચોટે છે અને શ્રવણાદિ બની આવે છે. માટે પ્રથમ તો તે ઇન્દ્રિયો ભક્તને વશ થવી જોઇએ. પણ ઇન્દ્રિયોને વશ કરવી તે સાધારણ વાત નથી. ઇન્દ્રિયો ભલભલા ઋષિ મુનિઓને પણ નીચે ફેંકી દે છે. જેમ દેહનો અધ્યાસ જીવને સંસારમાં પાડે છે તેમ ઇન્દ્રિયાધ્યાસ પણ તેને સંસારમાં નાખે છે. એ ઇન્દ્રિયના અધ્યાસની નિવૃત્તિ કેવી રીતે કરવી તે હકિકત કાલીયના

વિમર્દનથી જણાવી છે. **કાલીયસર્પ એટલે ઇન્દ્રિયાધ્યાસ** તેનું વિમર્દન એટલે ઇન્દ્રિયોનો નિગ્રહ. ઇન્દ્રિયોનો અધ્યાસ હોવો તે પણ એક જાતની અવિદ્યા છે. ઇન્દ્રિયોના અધ્યાસથી માણસ નહિ કરવાનાં કામ કરે છે. તે અનીતિને રસ્તે ચઢી જાય છે. પારકી સ્ત્રીઓ ઉપર કુદષ્ટિ કરે છે. નેત્ર નહિ જોવાના પદાર્થ જુએ છે. જીવ્હા નહિ ખાવા જેવા પદાર્થો ખાય છે. અને અનેક પ્રકારના સ્વાદમાં લોભાય છે. નાસિકા પણ નહિ સુંઘવા જેવી વસ્તુઓ તરફ ખેંચાય છે. હાથ અને પગ પણ નહિ કરવા જેવાં કર્મો કરે છે. નિરાધાર અને નબળાં શરીરવાળાઓને સહાય કરવાને બદલે તેમને પીડા આપે છે. મદ્યપાનાદિ વ્યસનમાં આસક્ત બને છે. તામસ અને માદક પદાર્થો ખાય છે વસ્તુઓના બાહ્ય રૂપરંગથી મોહાય છે અને અનેક કામ, ક્રોધ, મદ, મોહ અને લોભની જાળમાં ફસાય છે. કાલીયનાગ તે આવા પ્રકારનો ઇન્દ્રિયાધ્યાસ હતો. જેમ સર્પ જેને ડસે છે તે એકદમ મરણતુલ્ય દશામાં આવી પડે છે તેમ જેને ઇન્દ્રિય રૂપી સર્પ ડસે છે તે પણ મરણ તુલ્ય બને છે. તેનો આત્મા લગભગ લય પામે છે. જેમ સર્પનું વિષ ડંખ લાગતાંની સાથે શરીરના તમામ અવયવોમાં વ્યાપી જાય છે તેમ ઇંદ્રિયોનો ડંશ પણ એવો છે કે તે પણ જીવને મૂર્ચ્છામાં નાખી દે છે. તેને તેનું ભાન ભૂલાવી દે છે. તે જાણે આંધળો હોય તેવો થઇ જાય છે. પોતે શું કરે છે અને તેનું શું પરિણામ આવશે એનું કશું પણ તેને ભાન રહેતું નથી. આ ઇન્દ્રિયોનું ઝેર એટલું છે કે જેઓ તેના સંપર્કમાં આવ્યા ન હોય તેવા માણસો પણ ઇન્દ્રિયોને વશ થયેલા પુરૂષોની નિકટ જાય. તો પણ તેઓને સંગદોષથી ઇન્દ્રિયનું વિષ ચઢે છે. અર્થાત્ જે પુરૂષો જાતે સંયતેન્દ્રિય હોય છતાં જો તેઓ અસંયતેન્દ્રિય પુરૂષોના સંગમાં ભળેલા હોય તો પણ ઇન્દ્રિયોના વિષની અસર તેમની ઉપર થાય છે; આ અર્થ જણાવવાને ભા. ૨૦-૧૩ (૧૬) ૫ માં કહે છે કે જ્યાં એ કાલીય રહેતો હતો તે યમુનાના કિનારા પાસે જનાર પ્રાણીઓ પણ મૂર્ચ્છા ખાઇને તરફડતાં હતાં. આ કાલીયને

ચણ્ડ વેગવાળો કહ્યો છે. કારણ કે તેનું વિષ એવું છે કે તેને વ્યાપતાં વાર લાગતી નથી. એકદમ તે વ્યાપી જાય છે. એટલે તેને એક ક્ષણની પણ વાર લાગતી નથી. સામાન્ય સર્પનું વિષ એકદમ ચઢતું નથી પણ ધીમે ધીમે ચઢે છે. પણ ઇન્દ્રિયરૂપી સર્પ એવો છે કે તેમાં એક સેકન્ડ જેટલો પણ કાલનો વિલમ્બ લાગતો નથી. તેને ડંખ લાગ્યો કે તુર્તજ તેનું વિષ બધે ફેલાઈ જાય છે આથી એક વખત જો વિષ વ્યાપ્યું હોય તો પછી તેને અટકાવવાનું કામ બહુજ કઠિન હોય છે.

આ કાલીયસર્પ યમુનામાં આવીને વસ્યો હતો. યમુના એ યમની ભગિની છે. અને યમ તે મૃત્યુલોકના દેવતા છે. આથી એમ સૂચવે છે કે જે કોઈ આ કાલીય સર્પના ઝપાટામાં આવશે તે એકદમ મરણને વશ થશે. સાધારણ સર્પના ડંખમાંથી માણસ મરણને શરણ થાય છે, જ્યારે અહિંઆં ઇન્દ્રિયરૂપી સર્પના ડંખથી આધિભૌતિક મરણ નહિ પણ આધ્યાત્મિક મરણ એટલે અજ્ઞાનની અનિવૃત્તિ અને આધિદૈહિક મૃત્યુને શરણ થાય છે. આધ્યાત્મિક મરણ એટલે અજ્ઞાનની અનિવૃત્તિ અને આધિદૈવિક મૃત્યુ એટલે ભક્તિમય જીવનમાંથી અધઃપાત. ભા. ૧૦–૧૬ (૧૬) ૭ માં કહે છે કે આ કાલીયનાગ જ્યાં રહેતો હતો તે ધ્રો જાણે દોડતો હોય તેમ જણાતો તેની ચારે કોર સો સો ધનુષ સુધી તેનું પાણી ફેલાતું. આ વર્ણનથી ઇન્દ્રિયોના વિષયની ત્વરિત ગતિ સૂચવાય છે. આ નાગને અહિંઆં ૧૦૦ માથાવાળો કહ્યો છે. સો શબ્દ "અસંખ્ય" ના અર્થમાં છે. અર્થાત્ ઇન્દ્રિયનો અધ્યાસ અસંખ્ય રીતે જીવને બાધા કરે છે. તેને ભાગવતમાં તેનું આયુષ્ય ક્ષીણ હોવા છતાં પણ ફરતો વર્ણવેલો છે. આ ઉપરથી એમ સૂચવાય છે કે ઇન્દ્રિયાધ્યાસ ફક્ત યુવકોને બાધિત કરે છે એમ નહિ પણ મરણને કિનારા ઉપર ઉભેલા પુરુષોને પણ બાધિત કરે છે. વૃદ્ધ પુરૂષની ઇન્દ્રિયો વૃદ્ધ થતી નથી. એ તો જેમ અગ્નિમાં ઘી હોમવાથી ધૂમાડો નીકળેજ જાય છે તેમ વૃદ્ધાવસ્થામાં પણ ઇન્દ્રિયોના વિષયોને

વળગી રહેનારની ઇન્દ્રિયો પણ સતેજ થતી જાય છે. આને માટે યયાતિ રાજાનું દૃષ્ટાન્ત છે. યયાતિ રાજા ઘરડો થયો તો પણ તેની સંસાર ભોગવવાની ઇચ્છા નાશ પામી નહિ. તેથી પોતાના છોકરા સાથે પોતાની વૃદ્ધાવસ્થા બદલવાને તૈયાર થયો. આ ઇન્દ્રિયરૂપી વિષયોને મારી નાખવાથી કાર્યસિદ્ધિ થતી નથી. પણ જેને લીધે તેનું વિષ છે તેનેજ માત્ર દૂર કરવું જોઇએ. માટે શ્રીકૃષ્ણે તેને મારી નહિ નાખતાં તેના માથા ઉપર પોતાનું ચરણ મૂકીને નીચું નમાવી દીધું અને તેમાંથી વિષ બહાર કાઢી નાખ્યું અને પછી તેને જીવતો રહેવા દીધો. તેજ પ્રમાણે ઇન્દ્રિયો જાતે ખરાબ નથી પણ તેમનામાં રહેલા વિષને લીધે તે ખરાબ મનાય છે. આ વિષથી તેમને દૂર રાખવામાં આવે તો ઇન્દ્રિયો બાધક નથી. તે વિષ દૂર કરવાને તેમના વિષયને ફેરવી નાખવા જોઇએ અર્થાત્ લૌકિક વિષયો તરફ ઇન્દ્રિયો વળેલી હોય તો ત્યાંથી તેમને પાછી ખેંચી લાવીને ભગવાન્ તરફ વાળવી જોઇએ. આ પ્રકારે ભગવાન તરફ વાળવાથી ઇન્દ્રિયોના વ્યાપારો હોવા છતાં તે હાનિકર્તા નથી. ઉલટી આ રીતે ભગવાન્ તરફ વળેલી ઇન્દ્રિયો નિરોધ પ્રાપ્તિમાં સહાયક થાય છે. માટેજ ભગવાને કાલીયનાગનો વધ કર્યો નથી પણ ફક્ત તેનું મર્દન કર્યું છે. તેને નાથ્યો છે. અર્થાત્ તેની અંદર રહેલા વિષને દૂર કરીને તેને જીવતો રહેવા દીધો છે. ઇન્દ્રિયો ઉપર બળાત્કાર કરવાથી અગર દબાણ ચલાવવાથી વશ થતી નથી. પણ યુક્તિથી શરણે લેવાથી વશ થાય છે. તેને જે પદાર્થ તરફ રુચિ હોય તેમાંથી યુક્તિથી તેને ખેંચીને ભગવાન તરફ વાળીને સંતોપવાથી ઇન્દ્રિયો આત્માની પ્રગતિમાં ઘણુંજ કરી શકે છે. અર્થાત્ **ઇન્દ્રિયનો વિનિગ્રહ અગર રોધ તે તેમના ઉપર દબાણ ચલાવવાથી સિદ્ધ થતો નથી પણ તેમનો ભગવાનના કાર્યમાં વિનિયોગ કરવાથી થાય છે.** આ અર્થનું સૂચન કાલીયના વિમર્દનથી સૂચવ્યું છે.

કાલીયદમનનું રહસ્ય સમજાવતાં શ્રીવલ્લભાચાર્યજી નીચે પ્રમાણેની કારિકાઓ યોજે છે.

कालीय इन्द्रियाण्याहुर्विषयास्तद्विषं मतम् ।
ततः सर्वविनाशः स्यादित्यंते मरणाभिधा ।
ततश्चेज्जीविताः सर्वे पुनर्देहान्तरस्थितिः ।
इन्द्रियाणि समस्तानां मृत्यवः समुदाहृताः ॥
त एव विषपूर्णानि कालीयस्य शिरांसि हि ।

"કાલીયને ઇન્દ્રિય કહેવામાં આવે છે, અને ઇન્દ્રિયોના વિષયને કાલીયનાગનું વિષ માનવામાં આવે છે. એ ઇન્દ્રિયો અને વિષયના સંબંધથી સર્વનાશ પામે છે.

એટલા માટે આ અધ્યાયમાં ગોવાળોને મરણ થયાનું કહેવાય છે. તેઓ મરણ પછીથી જીવે તો પછી તેમની મરણ પછીની (મૃત્યુના ભય વગરની) સ્થિતિ થાય છે.

ઇન્દ્રિયો એ સર્વના મૃત્યુરૂપ છે. એ મૃત્યુરૂપી ઇન્દ્રિયો વિષપૂર્ણ કાલીયનાગનાં મસ્તકો છે.

**કાલીયનાગ એટલે ઇન્દ્રિયાધ્યાસ અને તેનું વિમર્દન એટલે તે અધ્યાસની નિવૃત્તિ.** ઇન્દ્રિયાધ્યાસ પણ અવિદ્યાનું અંગ છે, માટે નિરોધ સિદ્ધિમાં તેની પણ નિવૃત્તિ થવી જોઇએ. એ અર્થ કાલીયદમનથી સૂચવ્યો છે, અર્થાત્ કાલીય સર્પને મારી નહિ નાખતાં યુક્તિથી ભગવાને તેને નાથ્યો અને તેમાંનું વિષ દૂર કર્યું તેમ ભક્તે પણ ઇન્દ્રિયો ઉપર બળાત્કાર નહિ કરતાં યુક્તિથી ઇન્દ્રિયોને જીતી લેવી જોઇએ. એજ આ લીલાનું રહસ્ય છે. આ પછીથી દવાગ્નિનું પાન કરીને **પ્રાણાધ્યાસ**ની નિવૃત્તિ સૂચવે છે.

## પ્રકરણ ૧૦ મું.

### બળરામે કરેલો પ્રલંબાસુરનો વધ.



શ્રીકૃષ્ણ અને **બળરામ** ગોપોની સાથે ગાયો ચારવા જતાહતા. ગોવાળીઆઓ ગ્રીષ્મ ઋતુની કઠોરતાને વસંતની આહ્લાદકતા સમાન માનવા લાગ્યા. તેમને તે ઋતુના ઉગ્રભાનુનો તાપ પણ શિતલ જણાવા લાગ્યો. આ ઋતુનાં કલ્હાર, કમળ તથા ઉત્પલની શોભાથી જલાશયો પણ તેમને સ્નિગ્ધ લાગતાં. પુષ્પની સંપત્તિવાળું વન નાનાવિધ પશુ તથા પક્ષિઓના શબ્દો, મયૂરનાં નર્તન, ભ્રમરોનાં ગુંજન, કોયલ તથા સારસના કલરવો, પણ આ ઋતુની ઉગ્રતા તથા તાપને ઘડી ભર ભૂલાવી દેતા. આવી ઋતુમાં પણ ગોપ બાળકો **શ્રીકૃષ્ણ** અને **બળરામ** સાથે વનમાં હમેશાં જતા અને ત્યાં જૂદી જૂદી જાતની ક્રીડાઓ કરતા. ઘડીકમાં નાચતા, તો ઘડીકમાં ગાતા. કોઈ વખત **શ્રીકૃષ્ણ** નાચતા અને બીજાઓ હાથમાં તળાં અને શીંગડીઓ વગાડતા, કેટલાક “ વાહ વાહ ” કહેતા. કોઇ વખતે ભેગા થઇને બધા રમતા.

એક દિવસે આ બધા ગોવાળીઆઓ રમત રમતા હતા. આ વખતે એક **પ્રલંબાસુર** નામનો દૈત્ય ગોવાળીઆનું રૂપ લઈને તેમને હરી જવાને આવ્યો. **શ્રીકૃષ્ણ** આ વાત જાણી ગયા. પણ તેમણે તો રમવાનું જારી રાખ્યું. આ રમનારાઓની બે પાર્ટીઓ થઇ હતી. એક ટોળીના નાયક

**શ્રીકૃષ્ણ** થયા, બીજાના **બળરામ** થયા. આ રમતમાં એવી શરત હતી કે જે જીતે તેઓ હારનારના માથા ઉપર બેશે અને તેઓ તેમને ઉપાડે. **બલરામ**ની ટોળી જીતી. આથી **શ્રીકૃષ્ણ**ની ટોળીને તે બધાને માથે ઉપાડવાનું આવ્યું. **શ્રીકૃષ્ણ** પોતે એક **બળરામ**ની ટોળીના:એક **શ્રીદામા** નામના ગોપને ઉપાડવા લાગ્યા. **ભદ્રસેન** નામના ગોપે **વૃષભ**ને ઉપાડયો, અને **પ્રલંબાસુરે બળદેવ**ને ઉપાડયો. **પ્રલંબાસુરે** જાણ્યું કે આ વખત ઠીક આવ્યો છે, માટે હું **બળરામ**ને ઘણે દૂર ઉપાડી જાઉં એમ વિચારીને **શ્રીકૃષ્ણ**ની નઝર ચૂકાવતો ઉતાવળો ચાલવા લાગ્યો, અને ઘણે દૂર આગળ ચાલી નીકળ્યો. પછી તે થાકી જવાથી **બળરામ**ને નીચે ઉતાર્યા, અને તેણે પોતાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. આ જોતાં **બળરામ** કંઈક ત્રાસ પામ્યા, પણ તુર્તજ સ્મૃતિ આવતાં હિંમત રાખીને **બળરામે** ક્રોધથી મજબૂત મૂઠીનો પ્રહાર તેના મસ્તકમાં માર્યો. પ્રહાર વાગતાંની સાથે તેનું માથું ફુટી ગયું અને તેમાંથી રુધિર વહેવા લાગ્યું. અને તુર્તજ યમપુરીમાં ચાલી ગયો. પછીથી **બળરામ**:શોધતા શોધતા ગોવાળીઆઓ પાસે આવ્યા. તેમને બધી હકિકત કહેતાં તેઓ બધા આશ્ચર્યમાં ડૂબી ગયા અને **બળરામ**ની પ્રશંસા કરવા લાગ્યા.

એક વખતે બધા ગોપ બાળકો રમતમાં ગુંથાયા હતા તેવે વખતે ગાયો તથા વાછરડાં તે વનમાં ચરતાં ચરતાં દૂર જતાં રહ્યાં. બધાઓએ તેમને આમ તેમ શોધવા માંડી પણ પત્તો લાગ્યો નહિ. ગોપ બાળકો તો આક્રન્દ કરવા લાગ્યા કે "અરેરે અમારૂં ગોધન જતું રહ્યું. હવે શી રીતે અમે આજીવિકા ચલાવીશું ? પછી તેઓ **શ્રીકૃષ્ણ** અને **બળદેવ**ની

સાથે ગાયોનાં પગલાં જોતા જોતા ઘણે દૂર સુધી તેમની તપાસ કરવા લાગ્યા. આખરે મુંજ વનમાંથી તેમનો પત્તો લાગ્યો. **શ્રીકૃષ્ણે** મેઘનાદ સમાન વાણીથી તે ગાયોના ટોળાને પોતાની તરફ બોલાવતાં તે બધી એકદમ આવીને તમામ ગોવાળીઆઓની આજુબાજુ વીંટાઇ ગઇ. આ સમયે દૈવ-વશાત્ એવું બન્યું કે એક ભયંકર અગ્નિ પ્રચણ્ડ જ્વાલા અને તણખાઓથી વૃક્ષાદિ તથા પશુ વગેરેને બાળી દેતો દેખાયો. પવનનું જોર પણ ઘણું હતું. તેથી તે અગ્નિ સત્વર ચોપાસ પ્રસરવા લાગ્યો. આ દાવાગ્નિને જોઇને ગોવા-ળીઆઓ તથા ગાયો ભયગ્રસ્ત થઇ ગયાં, અને આવા સંજોગોમાં **શ્રીકૃષ્ણ** સિવાય બીજું કોઇ તેમને બચાવે એમ નથી તેમ ધારીને ગોપબાળકો **શ્રીકૃષ્ણની** સામે ઉભા રહીને પ્રાર્થના કરવા લાગ્યા.

"હે **શ્રીકૃષ્ણ**! આ સમયે તમેજ અમારૂં શરણ છો. આપે અમને ઘણાં સંકટોમાંથી ઉગાર્યા છે તેમ આ સંકટમાંથી પણ ઉગારો! હે પ્રભુ! આ ગાયોની કેવી દયામણી સ્થિતિ થઇ છે તે જુઓ. આપની અમીદૃષ્ટિથી આ દવાગ્નિને જો શાન્ત નહિ કરો તો જોત જોતાંમાં અમે બધા તથા આ ગાયો તથા વાછરડાં બળીને ભસ્મ થઇ જશે." **શ્રીકૃષ્ણે** તેમની પ્રાર્થના શ્રવણ કરીને તેમને આશ્વાસન આપ્યું કે "હે ગોપો! બિલ્કુલ મૂંઝાશો નહિ. હું તમને બધાંને બચાવી લઉં છું" એવું અભય વચન આપીને તેમને બધાંઓને આંખો મીંચવાનું કહ્યું. તે પ્રમાણે આં મીચતાં, **શ્રીકૃષ્ણ** પોતાના મુખ વડે તે ભયંકર દાવાનળ પી ગયા અને જોત જોતામાં તે અગ્નિ શાન્ત થઇ ગયો. ગોપોએ આંખો ઉગાડીને

જોયું તો દવાનળનું નામ કે નિશાન જણાયું નહિ. જાણે તે સ્વપ્ન હોય તેમ તે દેખાયું. તેઓ બધા આશ્ચર્યમાં મગ્ન થઇ ગયા. પછી ગોપ બાળકો, ગાયો તથા વાછરડાં સહિત **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ** વનમાંથી પાછા ફર્યા, અને સાયંકાળે **શ્રીગોકુળ**માં પાછા પધાર્યા.

## રાગ ભૈરવી.

એક દિવસ પ્રલંબ દાવકો લીન્હોં કંસ બુલાઇ,
કહ્યો જાઇ મારો નંદ ઢોટા દેહૌં બહુત બડાઇ.
તેહિ કહિકે આયો બ્રજ ભીતર કરત બડો ઉતપાત,
નરનારી દેખત સબ ડરપે કીન્હો હૃદય સંતાપ.
હરિ તાકો દૈ સૈન બુલાયો મોયે કાહેન આવત,
તબ વહ દોઉ હાથ ઉઠાયે આયો હરિ દેખે ધાવત.
હરિ દોઉ હાથ પકરિ કૈ તાકે દૂર ફટકારી,
ગિરો ધરણિ પર અતિ વિહ્વલ હોઇ રહ્યો ન દેહ સંભારી.
બહુરો ઉઠયો સંભારી અસુર વહ ધાયો નિજ મુખ બાઇ,
દેખી ભયાનક રૂપ અસુરકી સુરનર ગએ ડરાઇ.
ચહુંધા ફેરિ અસુર ધરિ પટકયો શબ્દ ઉઠયો આઘાત,
ચોંકિ પરયો કંસાસુર સુનિકે ભીતર ચહ્યો હહરાત.
પુષ્પવૃષ્ટિ કરિ દેવન મિલિ આનંદ મોહ બડાઇ,
વ્રજજન નંદ યશોદા હરષિત સૂર સુમંગલ ગાઇ.

**રહસ્ય**—જેમ ધેનુકાસુર એ દેહાધ્યાસનું રૂપ છે. અને કાલીય સર્પ એ ઇન્દ્રિયાધ્યાસનું રૂપ છે તેમ **પ્રલમ્બાસુર એ અન્તઃકરણાધ્યાસ** છે. લંબ એટલે લાંબો, અને પ્રલમ્બ એટલે ઘણોજ લાંબો. ધાર્યા કરતાં પણ ઘણોજ મોટો વિસ્તારવાળો, અર્થાત્ ઘણા તખત

સુધી ચાલનાર એવો દોષ. આ દોષ તે અંતઃકરણનો દોષ છે, દેહના તથા ઇન્દ્રિયોના દોષો કરતાં આ દોષને દૂર કરવો ઘણો મુશ્કેલ છે. માટે આ પ્રકારના આસુરી ભાવને પ્રલંબાસુર કહેવામાં આવે છે. આ દોષ મુક્તિમાં પણ અન્તરાયરૂપ નીવડે છે. ઠેઠ મુક્તિની દશા સુધી તેની નિવૃત્તિ દુષ્કર છે. મોટા મોટા ઋષિઓ, મુનિઓ, અને તપસ્વીઓને પણ છેલ્લી ઘડીએ તે ચ્યુત કરે છે. આ દોષ પણ ભક્તિ માર્ગમાં મહાન્ અનર્થ કરનાર છે માટે તેને પણ દૂર કરવો જોઇએ તે જણાવવાને શ્રીકૃષ્ણ, બળદેવ દ્વારા પ્રલમ્બાસુરનો વધ કરાવે છે. શ્રીવલ્લભાચાર્યજી "સુબોધિની"માં આ પ્રકરણના અન્તે લખે છે— **एवमन्तःकरणदोषः परिहृतस्तैश्चानुमोदितो देवैश्च ॥** આ રીતે અન્તઃકરણના દોષનો પરિત્યાગ કર્યો અને તે ગોપો તથા દેવોએ પણ તેને અનુમોદન આપ્યું.)

**દાવાગ્નિ એ સ્વરૂપ વિસ્મૃતિ** છે. જીવનું અજ્ઞાન જેથી કરીને પોતે હરિનો અંશ છે તે ભૂલી જાય છે તે અહિંઆં દાવાગ્નિ કહ્યો છે. જેમ અગ્નિ તમામ વસ્તુનો નાશ કરે છે તેમ સ્વરૂપની વિસ્મૃતિ થતાં જીવનો નાશ થાય છે. શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતમત પ્રમાણે જીવ ભગવાનનો અંશ છે. ફક્ત તેનામાં ભગવાનનો આનન્દાંશ ગુપ્ત છે. ભગવાનની ઇચ્છાથી ભગવાને રસક્રીડા કરવાની ખાતર આ જગત્માં પોતાના અંશને સર્જ્યો. તે જીવમાં ભગવાનના સત્ અને ચિત્ ધર્મો પ્રકટ છે અને આનન્દ ધર્મ ગુપ્ત છે. વળી જીવ તે અણુ છે, વ્યાપક નથી, ફક્ત બ્રાહ્મી દશામાં વ્યાપકતા તે પ્રાપ્ત કરે છે. તે હૃદય પ્રદેશમાં સ્થિત છે. જેમ ચન્દન શરીરના કોઇ પણ ભાગને લગાડેલું હોય, અને ભલે તે અલ્પ જેટલું હોય તો પણ જેમ આખા દેહ વિભાગમાં પ્રસરી જાય છે તેમ જીવનું ચૈતન્ય આખા શરીરમાં વ્યાપે છે. તે જીવ ભગવાનનો અંશ છે, અને તે અંશી ભગવાન્ સાથેના સંબન્ધને મેળવી શકે છે જ્યાં સુધી જીવને, પોતે કોણ છે ? પોતાનું સ્વરૂપ શું છે ? પોતે શાથી જીવરૂપને પ્રાપ્ત થયો ? જીવ તરીકે તેને શો અનુભવ છે ? અને પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરવાને શું કર-

વાનું છે ? તેનું જ્યાં સુધી જ્ઞાન ન થાય ત્યાં સુધી ભક્તિના અન્તરાયો દૂર થતા નથી. માટે તે જ્ઞાનમાં પ્રતિબન્ધક ત્યજવાં જોઇએ. અહિંઆં તે જ્ઞાનમાં પ્રતિબન્ધક સ્વરૂપ વિસ્મૃતિની કેવી રીતે નિવૃત્તિ કરવી તે શ્રીકૃષ્ણે દાવાનલના પાનથી જણાવ્યું છે.

સુબોધિનીમાં આ માટે નીચેની કારિકા છેઃ—

अज्ञानात्मा ह्यात्मदोषो दवाग्निस्तन्निवारणम् ।

षोडशे प्रोच्यते सम्यङ् निरोधः सेत्स्यते ततः ॥

દાવાગ્નિ એટલે અજ્ઞાનરૂપ આત્મ દોષ તેનું નિવારણ ૧૬મા અધ્યાયમાં કહેવાય છે. કારણકે તેથી નિરોધની બરાબર સિદ્ધિ થઇ શકશે. ”

આ પ્રકારે અવિદ્યાનાં પાંચ અવયવોનું જૂદી જૂદી રીતે નિરૂપણ કરીને, તેમની નિવૃત્તિ જણાવી છે. અવિદ્યાનાં પાંચ અંગોની નિવૃત્તિ થતાં, અવિદ્યા સંપૂર્ણ દૂર થવાથી વિદ્યાનો ઉદય સહજ રીતે થઇ શકે છે.

અને હવે પછીનાં પ્રકરણોમાં જીવની નિરોધ સિદ્ધિમાં વિદ્યાની ઉપયોગિતા પણ છે તે જણાવે છે.



# પ્રકરણ ૧૧ મું.

## વેણુગીત.



ર્ષા ઋતુ પસાર થઇ અને શરદ્ ઋતુ બેઠી. આ ઋતુમાં વૃન્દાવનની શોભા અવર્ણનીય હતી. વર્ષા ઋતુનાં ઉભરાયલાં જળ હવે સ્વચ્છ બન્યાં, જલાશયો તથા સરોવરો કમલશ્રીથી શોભાયમાન લાગતાં હતાં. વાયુ પણ અનેક પુષ્પોના સૌરભને આજુબાજુએ પસારતો હતો. વનરાજીઓ પણ કુસુમિત બનેલી હતી, અને તેની શ્રીથી ભ્રમરગણ મદોમન્ત બનેલા હતા.

આવી શરદ્ ઋતુના રમણીય કાલમાં શ્રીકૃષ્ણ વૃન્દાવનમાં પ્રવેશ કરીને ગાયોને ચારતાં ચારતાં વેણુનું કૂજન કરવા લાગ્યા. ઉત્તમાંગ ઉપર મયૂર પિચ્છનો મુકુટ, કાનમાં કર્ણિકારનાં પુષ્પો, દેહ ઉપર કનકવત્ કપિશ પીતાંબર વસ્ત્ર, ગ્રીવા ઉપર વૈજયન્તી માલા. ધારણ કરીને નટની માફક સુન્દર દીશતા શ્રીકૃષ્ણે વેણુને પોતાના હાથમાં લઇને પછી તેનાં રન્ધ્રોમાં અધર સુધા પુરીને વૃન્દાવનના સમસ્ત પ્રાન્તોમાં તે સુધા રસનું સિંચન કર્યું. આ વેણુનો સ્વર ગૃહકાર્યમાં રોકાયલાં વ્રજસ્થ ગોપીઓના કર્ણદ્વારમાં પહોંચી ગયો, અને તે પહોંચતાંની સાથે તેઓ આપસ આપસ શ્રીકૃષ્ણના મનોહર રૂપ તથા મધુર વેણુની સુધાનું ગુણગાન કરવા લાગ્યાં. આંબાનાં કુંપળીઆં, મયૂર પિચ્છ,

પુષ્પ ગુચ્છ, ઉત્પલ અને કમલની માળાઓથી શ્રીકૃષ્ણ એવા શોભતા હતા કે જાણે રંગભૂમિ ઉપર ઉત્તમ નર ન હોય. તે વેણુના રન્ધ્રોમાંથી નીકળેલી સુધા તે વનનાં તમામ સ્થાવર અને જંગમ પદાર્થોને રસથી પલાવિત કરવા લાગી. નદીઓમાં પણ જાણે કમલ રૂપી રોમાંચ ખડાં થયાં. વૃક્ષો તો અત્યન્ત આનન્દમાં આવી જઇને મકરન્દ:ધારારૂપી અશ્રુઓ વહેવડાવવા લાગ્યાં. મયૂર પણ રવ સાંભળતાંની સાથે ચકિત થઇને શ્રીકૃષ્ણને, મંદગર્જન કરનાર નીલમેઘ કલ્પીને નૃત્ય કરવા લાગ્યો, અને આ સમયે પર્વતના શિખર ઉપર વાસ કરીને રહેતાં અન્ય પક્ષીઓએ પણ અન્ય ક્રીડાઓ છોડી દીધી. મૃગલીઓ પણ શ્રીકૃષ્ણ એજ કૃષ્ણસાર (કાળીએર મૃગ) ધારીને એક દૃષ્ટિથી તેમના તરફ જોઇ રહી. આ સમયે જેમ જેમ વેણુનો રવ વધતો ગયો તેમ તેમ હવે તે ઉર્ધ્વ દિશામાં આકાશ તરફ પણ વૃદ્ધિ પામવા લાગ્યો; અને તેથી વિમાનમાં બેશીને જનારી દેવાંગનાઓ આ વિચિત્ર વેણુનો નાદ શ્રવણ કરતાંની સાથે પોતાના પતિઓના ખોળામાં બેશવા છતાં, કામદેવથી વ્યાકુળ થઇને મોહ પામી ગયાં. અરે ગાયો પણ ખડ વગેરે ખાવાનું છોડી દઇને એક મીટથી કર્ણરૂપી પુટથી સુધારસનું પાન કરવા લાગ્યાં. વાછરડાંઓ પણ સ્તનપાન કરતાં કરતાં ઘુંટડાઓ અડધા મોઢામાં રાખીને વેણુ રસના શ્રવણમાં તત્પર દીશવા લાગ્યાં. વનનાં પક્ષીઓ પણ મુનિઓની માફક વૃક્ષ શાખાઓ ઉપર બેશીને, તેના પલ્લવોને વળગી રહીને, આંખો મીચીને તથા કૂજનાદિનો ત્યાગ કરીને વેણુ વગાડતા શ્રીકૃષ્ણનુંજ હૃદયમાં ધ્યાન કરવા લાગ્યાં.

કેવલ સચેતન પ્રાણીઓ ઉપર વેણુ રવની અસર હતી એટલુંજ નહિ પણ જડ પદાર્થો પણ કમ્પ વગેરે અનુભવવા લાગ્યાં. નદીઓમાં પાણી પણ થોભી ગયાં. મોઝાંઓ પણ શાન્ત થઈ ગયાં; એટલુંજ નહિ પણ સુધાથી કામ ભાવવાળાં થઇને તરંગરૂપી હસ્તથી શ્રીકૃષ્ણના ચરણારવિન્દ આગળ કમળનું અર્પણ કરવાને તથા આલિંગન કરવાને ઇચ્છતાં હોય તેમ તેમની સ્થિતિ જણાવવા લાગી. મેઘ પણ, પ્રેમથી વૃદ્ધિ પામી, જલરૂપી પુષ્પધારાઓ શ્રીકૃષ્ણને અભિનંદન આપવા વર્ષાવવા લાગ્યો. તથા તેમની ઉપર છાયા કરવા લાગ્યો. ગોવર્ધન પર્વત પણ તૃણાદિક રૂપે, ભક્તની માફક, વેણુની સુધાને લીધે, રોમાંચોદ્‌ગમનો અનુભવ કરવા લાગ્યો; તેમ પોતાનાં મધુર અને સ્વચ્છ જલ, ઘાસ રૂપી શય્યા, કન્દર તથા કન્દ મૂલ વગેરેથી તેમનો સત્કાર કરવા લાગ્યો. આ રીતે શ્રીકૃષ્ણની વેણુના મનોહર નાદથી સ્થાવર સત્ત્વો જંગમ સમાન, અને જંગમ સત્ત્વો સ્થાવર સમાન દીસ્યાં.

વ્રજમાં રહે રહે ગોપીઓ આ શ્રીકૃષ્ણના વેણુ નાદથી એટલાં બધાં વિવશ થઇ ગયાં હતાં કે આપસ આપસમાં વાત કરતાં તેઓ મૂર્છિત થઈ જતાં, તેમ તેનું વર્ણન કરવાને અશક્ત નીવડયાં.

આવી રીતે શ્રીકૃષ્ણ શરદ્ ઋતુમાં વૃન્દાવનની ભૂમિમાં શ્રીયમુનાજીની નજીક વૃક્ષ નીચે ઉભા રહીને વેણુનો નાદ કરીને, તે નાદમાંથી ઉત્પન્ન થતી મધુર સુધારસથી આખા વિશ્વને ભરી દેતા.

**રહસ્ય**—આ પ્રકરણમાં કરેલું વર્ણન ભાગવતમાં વેણુગીતને નામે ઓળખાય છે. વેણુ ગીત એટલે ભગવાને વેણુ વગાડી તે સમયે તેની સુધાથી આકૃષ્ટ થયેલાં ગોપીઓએ જે ભગવાનનું સ્તવન કર્યું તે. આનું રહસ્ય શ્રીવલ્લભાચાર્યે પોતાની કારિકાઓમાં જણાવ્યું છે. દશમસ્કંધની તમામ લીલાઓ ભક્તના નિરોધ માટે છે તે આપણે ઉપર જણાવ્યું તેમ આ પણ નિરોધ માટે છે. વેણુ શબ્દમાં **व+इ+अणु** એવા ત્રણ શબ્દો છે. **व** એટલે બ્રહ્માનું સુખ બ્રહ્માનન્દનું સુખ અને **इ** એટલે કામનું સુખ, આ બન્ને પ્રકારનાં સુખ જેની આગળ તુચ્છ છે તેવું, અર્થાત્ ભક્તિનું સુખજ એવું છે કે જે બ્રહ્માનન્દ તેમજ કામના સુખને તુચ્છ કરે છે. પ્રેમલક્ષણા ભક્તિથી ભક્તને જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખમાં વિષયની કોઇ પણ ગન્ધ સરખી નથી, એટલુંજ નહિ પણ આ સુખ જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચેલા જ્ઞાનીઓને જે બ્રહ્માનન્દ નામનું સુખ મળે છે તેના કરતાં અધિક છે. બ્રહ્માનન્દનું સુખ એટલે બ્રહ્મમાં લય પામવું તે. વસ્તુતઃ તે આનન્દ અગર સુખજ નથી. કારણકે જીવ જો બ્રહ્મમાં લય પામે તો પછી બ્રહ્માનન્દજ હોઇ શકે નહિ, તેથી માયાવાદીઓ માને છે તે પ્રમાણેનું સુખ અહિંઆં બ્રહ્માનન્દ સમજવાનું નથી. અહિંઆં બ્રહ્મના માહાત્મ્ય જ્ઞાન પછીથી જે સાયુજ્યરૂપી મોક્ષનું સુખ મળે છે તે અર્થમાં બ્રહ્માનન્દ સમજવો. પ્રભુના ખરા ભકતો તો આ સુખની પણ વાંછના કરતા નથી. તેમને તો આ સુખ પણ તુચ્છ લાગે છે. તેથી આમના કરતાં પણ અધિક સુખ તેઓ ઇચ્છે છે. આ અધિક સુખ પ્રેમલક્ષણા ભક્તિથી મળે છે. તો આવા સુખની ઇચ્છાવાળા ભકતોને પ્રભુ વેણુના કૂજનદ્વારા જણાવે છે કે જે સુખ આગળ કામનું સુખ અગર બ્રહ્માનન્દનું સુખ પણ તુચ્છ છે. તે સુખને પ્રાપ્ત કરવું હોય તો પ્રેમભક્તિરૂપી સુખ પ્રાપ્ત કરો. વેણુ એ પ્રેમભક્તિનું સ્વરૂપ છે. તેનાં સાત રન્ધ્રો છે; અને તે સાત રન્ધ્રવાળી વેણુને ભગવાન્ પોતાના હસ્તમાં રાખીને તેમાંથી રવ કાઢે છે.

ભગવાનમાં ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એવા ૭ ધર્મો છે, અને આ ૭ ધર્મો જેમનામાં છે તેવા ધર્મી કહેતાં અક્ષર અન્તર્યામિ તરીકે ઓળખાતા બ્રહ્મ છે પણ આ સાત છિદ્રોવાળી વેણુને પોતાના હસ્તમાં ધારણ કરીને ભગવાન એમ દર્શાવે છે કે ૭ ધર્મો અને ધર્મી તરીકે ઓળખાતું પોતાનું જે સ્વરૂપ છે તેનાથી પણ પરાત્પર અગણિતાનન્દ સ્વરૂપ એ પોતાનું છે. તે સ્વરૂપને પ્રાપ્ત કરવા માટે તો પ્રેમભક્તિનો માર્ગજ ઈષ્ટ છે. પ્રેમભક્તિનું સૂચન કરવાને તમામ રન્ધ્રોમાં સુધારસ પૂરવાને માટે વેણુને પોતાના અધર ઉપર મૂકીને પછી તેમાંથી નાદ કાઢે છે. અધરમાંથી સુધારસ વેણુમાં પૂરીને એમ જણાવ્યું કે જે ભક્તિથી ઉપર જણાવેલું પરમફલ પ્રાપ્ત થવાનું છે. તે ભક્તિ તે મુખની ભક્તિ છે, ચરણની નહિ. ભક્તિના પણ શીતલ ભક્તિ અને તાપાત્મક ભક્તિ એવા બે પ્રકાર છે. ચરણની ભક્તિ એ શીતલ ભક્તિ છે, અર્થાત્ તે ભક્તિમાં હાસ્યભાવ છે પણ પ્રભુ માટે જે ભાવ જોઇએ તે તેમાં હોતો નથી. મુખભક્તિ તે તાપાત્મક ભક્તિ કહેવાય છે. તેમાં ભક્તને પ્રભુના વિરહથી અત્યન્ત તાપ થાય છે અને તે વિરહાગ્નિમાં તેનું હૃદય પ્રભુ વગર ઝૂરી મરે છે. આ ભક્તિદ્વારાજ તે પરમ ફલ પ્રાપ્ત થાય છે. પ્રભુભક્તે તો એ ભક્તિના રસથી જ ભગવાનના ૭ ધર્મો તથા ધર્મી સ્વરૂપને ભીંજાવવાં જોઇએ. આ અર્થનો બોધ કરવાને ભગવાને વેણુનું કૂજન કરેલું છે.×

---

×જૂઓ શ્રીહરિરાયજી કૃત " ભક્તિ દ્વૈવિધ્યનિરૂપણ "

भक्तिर्द्विधा पदांभोजवदनांबुजभेदतः ।
प्रथमा शीतला भक्तिर्यतः श्रवणकीर्तनात् ॥१॥

\+ + + +

तत्रैव मुखसंबन्धः सुलभा नारदादिषु ।
द्वितीया दुर्लभा यस्मादधरामृतसेवनात् ॥२॥

\+ + + +

वेणुनादैरिव स्वीयान्पाययित्वाऽधरामृतम् ।
मुखारविंदरूपां तां भक्तिभावात्मिकां ददौ ॥३॥

આ વેણુ ગીતમાં એકંદરે ૨૦ શ્લોકો છે. તેમાંના પ્રથમ પાંચ શ્લોકથી વિદ્યાનું નિરૂપણ કરવામાં આવે છે. પ્રેમભક્તિનું સુખ મેળવવાને પણ રસાત્મક ભગવાનના સ્વરૂપને પ્રથમ જાણવું જોઇએ. કારણકે જ્યાં સુધી ભક્ત તે સ્વરૂપને બરાબર સમજી શકતો નથી ત્યાં સુધી તે સ્વરૂપ તેમના હૃદયમાં બરાબર આરૂઢ થતું નથી. માટે તે સ્વરૂપના જ્ઞાનની આવશ્યકતા છે આનું નામ બ્રહ્મની વિદ્યા કહેવાય છે. આ બ્રહ્મનું સ્વરૂપ પાંચ રીતે સમજી શકાય છે. તે પાંચ પ્રકારને વિદ્યાનાં પાંચ પર્વ કહે છે. આ પર્વો તે—વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ, અને ભક્તિ છે.[1]

શ્રુતિ પણ કહે છે કે વિદ્યાથીજ અમૃતનું પાન થાય છે.[2] આથી પણ સિદ્ધ છે કે બ્રહ્મવિદ્યા વગર ભગવત્પ્રાપ્તિ નથી. માટે આ પાંચ પર્વવાળી વિદ્યા પ્રાપ્ત કરવાને પ્રથમના પાંચ શ્લોકો વેણુગીતમાં છે. અહિંઆં ભાવાત્મક પ્રભુની પ્રાપ્તિ અલૌકિક રીતે મેળવવી જોઇએ. જ્યારે ભગવાન્ સિવાયની તમામ વસ્તુઓમાંથી પ્રેમ ઉઠી જાય ત્યારે સમજવું કે વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. ભગવાન્ તે પૂર્ણ પુરૂષોત્તમ અને રસરૂપ છે એમ સમજવું. તેનું નામ સાંખ્ય છે. ચિત્તને કેવલ પ્રભુમાં જ રોકવું તેનું નામ યોગ છે. ભગવાનના વિરહમાં પરમકલેશનો અનુભવ કરવો તેનું નામ તપ છે; અને મોક્ષ સુધીના તમામ પદાર્થોનો ત્યાગ કરી દેવો અને રસમય પ્રભુમાંજ આસક્તિ રાખવી તેનું નામજ ભક્તિ છે. આ પાંચ પર્વવાળી વિદ્યા પ્રાપ્ત થાય તોજ રસાત્મક બ્રહ્મનું સ્વરૂપ બરાબર સમજાય છે. તેટલા માટે પાંચ પર્વવાળી વિદ્યાનું જ્ઞાન કરાવવાને પ્રથમ પાંચ શ્લોક આપ્યા છે. પણ આ વિદ્યા વેદમાં છે તે પ્રમાણેની નથી પણ અલૌકિક રૂપ છે તેમ જણાવવાને તેના ક્રમમાં વિપરીતતા છે. અર્થાત્ ક્રમ પ્રમાણે પ્રથમના પાંચપર્વવાળી વિદ્યાના પાંચ શ્લોકો પૂરા થયા પછી બ્રહ્મનું સ્વરૂપ જણાવનાર છટ્ઠો શ્લોક છે. બ્રહ્મનું સ્વરૂપ

---

૧. જૂઓ તત્ત્વદીપનિબંધ ( શાસ્ત્રાર્થ પ્રકરણ ) ૪૮–૪૯.

૨. विद्ययामृतमश्नुते.

જણાવનાર શ્લોક પાંચમો છે, અને પાંચમો શ્લોક છઠ્ઠો આવે છે. આ રીતે આ વિદ્યા પણ અલૌકિક છે એમ સૂચન કરે છે. આ વિદ્યાથી જે બ્રહ્મને પ્રાપ્ત કરવાના છે તે કેવા છે તેનું વર્ણન એક શ્લોકથી કરે છે. તે શ્લોક પ્રમાણે પ્રભુનું સ્વરૂપ તદ્દન ભાવાત્મક –રસાત્મક છે. રસાત્મક કહેતાં શૃંગાર, હાસ્ય, વીર વગેરે નાટ્યશાસ્ત્રમાં વર્ણવેલા તમામ રસરૂપ છે. પણ તમામ રસોનો રાજા શૃંગારરસ મનાય છે. આથી શૃંગાર રસરૂપ એજ પ્રભુનું મુખ્ય સ્વરૂપ અહિંઆં વર્ણવ્યું છે. આ પ્રભુ પોતાની લીલા અનેક રૂપે કરે છે માટે તેમણે વેણુનાદ વખતે વિચિત્ર વેષ ધારણ કરેલો હતો એમ કહે છે. શૃંગારરસના પણ બે પ્રકાર છે એક ધર્મી તરીકે અને બીજો કેવલ હોય છે. કેવલ રસ નાટકમાં નટના વિષે જોવામાં આવે છે. તેનાથી અનુભાવાદિ હોતા નથી. પણ ધર્મ સહિત રસ તો ભોગ માટે છે. અને તે વર સમાન છે. માટે ભગવાનને ઉભયરૂપે અહિંઆં વર્ણવ્યા છે. પણ આ રસાત્મક કેવલ અગર ધર્મસહિત હોય તેટલાથીજ પરમ સુખ પ્રાપ્ત થતું નથી. તે રસનો ઉદ્‌બોધ થવો જોઇએ. તે બહિ:પ્રકટ થવો જોઇએ. બહિ:પ્રકટ થાય તોજ તે સુખનો અનુભવ થાય છે. માટે અહિંઆં શ્રીકૃષ્ણે વેણુવાદન સમયે મયૂરપિચ્છને ધારણ કર્યાં હતાં એમ કહે છે. જેમ મયૂરપિચ્છ મસ્તક ઉપર બિરાજે છે ત્યારે જોઇ શકાય છે, અને તે મસ્તકને શોભાવે છે, તેમ રસાત્મક સ્વરૂપ પણ જો પ્રકટ થાય તોજ તે ભક્તિને શોભાવનાર છે. આટલાથીજ પરમસુખ નથી. તે રસ એટલો બધો પ્રકટ થવો જોઇએ કે જેમ સમુદ્રમાં તરંગો ઉછળતાં તમામ સ્થળે જળ ભરાઇ જાય છે, તેમ આ ભક્તિરસ પણ ઉભરાઇ જવો જોઇએ. તે ઉચ્છલિત થવો જોઇએ. આ સૂચન કરવાને શ્રીકૃષ્ણે કર્ણમાં કર્ણિકાર પુષ્પ ધારણ કર્યાં હતાં એમ કહે છે; આમ છતાં તે રસ હમેશાં ગુપ્ત રાખવો જોઇએ કારણકે પ્રભુનું સ્વરૂપ ભાવાત્મક છે, અને હૃદયમાં ધારણ કરવાનું છે, તેથી તેને ગુપ્ત રાખવું જોઇએ. તેનું સૂચન કરવાને શ્રીકૃષ્ણે પીતાંબર ધારણ કર્યું છે. આવી રીતે પરમ રસાત્મક

બ્રહ્મના સ્વરૂપનું વર્ણન કરીને પછીના સાતમા શ્લોકથી તે સ્વરૂપને વિશેષ રીતે સમજાવે છે. શ્લોક ૭ અને ૮માં રસરૂપ બ્રહ્મનું ધર્મી રસરૂપ અને કેવલ રસરૂપ વર્ણવે છે. આ ઉભય રસાત્મક સ્વરૂપમાં ધર્મી સ્વરૂપજ ફલરૂપ છે એમ જણાવે છે. શ્લોક ૯માં વેણુનાદનું સામાન્ય વર્ણન કરે છે, અને શ્લોક ૧૦ માં વૃન્દાવનમાં શ્રીકૃષ્ણે જે પ્રવેશ કર્યો તે જણાવે છે અર્થાત્ શ્લોક ૭ અને ૮માં જે રસાત્મક સ્વરૂપનું બે રીતે વર્ણન કર્યું તેની પ્રાપ્તિ સામાન્યતઃ વેણુથી —ભક્તિથીજ કરાય છે એમ જણાવીને તે ભક્તિમાં પ્રવેશ કેવી રીતે થઈ શકે તેટલા માટે શ્લોક ૧૦માં વૃન્દાવનમાં શ્રીકૃષ્ણનો પ્રવેશ વર્ણવ્યો છે. **વૃન્દાનો અર્થ ભક્તિ** છે. આથી વૃન્દાવનમાં પ્રવેશ એટલે ભક્તિના પ્રદેશમાં પ્રવેશ છે. આ પ્રદેશમાં પ્રવેશ કરનારનું જીવન ઘણુંજ ઉચ્ચ અને દેદીપ્યમાન બને છે. તેનાથીજ જીવન ખરેખરૂં કીર્તિવાળું થાય છે. પછીથી શ્લોક ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫ અને ૧૬માં વેણુનાં ૭ રન્ધ્રો અર્થાત્ ભગવાનના ૭ ધર્મો ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્યનું નિરૂપણ કર્યું છે. અને શ્લોક ૧૭ તથા ૧૮માં બે પ્રકારના રસાત્મક સ્વરૂપને પ્રાપ્ત કરાવનાર બે પ્રકારની ભક્તિ વર્ણવી/છે. શ્લોક ૧૯માં પરાત્પર બ્રહ્મ—લોક વેદાતીતનું વર્ણન કર્યું છે, અને શ્લોક ૨૦માં ઉપસંહાર છે.

બીજી રીતે કહીએ તો પ્રથમ પાંચ શ્લોકથી વિદ્યાદાન, છઠ્ઠામાં બ્રહ્મના સ્વરૂપનું વર્ણન, સાતથી ઓગણીશ સુધી (તેરશ્લોકમાં) આસક્તિનું વર્ણન છે અને શ્લોક વીશમાં ઉપસંહાર કરે છે. અહિંઆં ભક્તોની પ્રભુ માટેની આસક્તિનુંજ વર્ણન છે. આગળ ઉપર યુગલ ગીતમાં આનો આજ વિષય આવે છે. પણ ત્યાં ભક્તોની વ્યસન દશા વર્ણવી છે. માટે આ વેણુગીત અને યુગલ ગીતમાં એટલો ફેર છે. અહિંઆં ભક્તોનો પ્રભુ માટેનો પ્રેમ કલિકારૂપ (ફુલની કળી સમાન) છે અને ત્યાં તે કળી ખીલીને ફુલરૂપ થાય છે. એ દશાનું સૂચન કરવાને આગળ ઉપર એ વર્ણન પુનઃ ત્યાં આવશે.

શ્લોક ૭થી ૧૯ સુધી આ ગીતમાં ૧૩ શ્લોક છે તેનું કારણુ અહિંઆં વર્ણન કરાતા પુરુષોત્તમ તે કાલાધિક છે એમ જણાવે છે અર્થાત્ આ રસાત્મક પુરુષોત્તમ (સચ્ચિદાનંદાત્મક) નહિ પણ તેનાથી એ પર નિર્ગુણ અગણિતાનન્દરૂપ છે. આવા પ્રભુ કાલથી અધિક છે. સામાન્ય રીતે કાલ દ્વાદશ અંગવાળો ગણાય છે. જેમ પુરૂષોત્તમ માસ બાર માસ કરતાં અધિક મનાય છે તેમ આ પુરુષોત્તમ સ્વરૂપ બીજા સ્વરૂપો કરતાં અધિક છે તેવું સૂચન કરવાને તેર શ્લોકથી વર્ણન કર્યું છે.



## પ્રકરણ ૧૨ મું.

### શ્રીકૃષ્ણે ગોપ કન્યાઓનાં વસ્ત્રોનું કરેલું હરણ.




જમાંથી શરદ્ ઋતુ ઉતરી ગઇ અને હેમન્તનો પ્રવેશ થયો. માગસર માસનો સમય હતો. આ સમયે **નંદરાય**ના વ્રજની કુમારિકાઓ ફક્ત હવિષ્ય અન્નનું સેવન કરીને **કાત્યાયની**નું વ્રત કરતાં હતાં. એક દિવસે પ્રભાતનો સૂર્ય નભાંગણમાંથી અંધકારને બાળ કિરણોથી અજવાળી રહ્યો હતો, ત્યારે તેઓ બધાં વહેલાં શય્યાનો ત્યાગ કરી **કાલિન્દી**ના તટ તરફ સ્નાન કરવાને ગયાં. પ્રથમ જળમાં ડુબકી મારીને બહાર નીકળ્યાં અને તટની વાલુકા ઉપર બેશીને સિકતાની દેવી માટે પ્રતિકૃતિ બનાવીને સુગન્ધી ચંદન, પુષ્પ, બળિ, ધૂપ, દીપ વગેરે અનેક પ્રકારનાં નૈવેદ્ય, પ્રવાલ, ફલ તથા તણ્ડુલથી (ચોખાથી) દેવનું પૂજન કરવા લાગ્યાં અને પ્રાર્થના કરવા લાગ્યાં. "હે દેવી **કાત્યાયની**! હે અધીશ્વરિ, મહામાયે! શ્રીનંદ ગોપસુત **શ્રીકૃષ્ણ**ને પતિ તરીકે આપો. અમે દરેક તમને નમન કરીએ છીએ." આ રીતે દરરોજ પ્રાર્થના કરતાં એક માસ સુધી વ્રત કર્યું.

એક દિવસે એવું બન્યું કે તેઓ બધાં દરરોજના નિયમ પ્રમાણે કાત્યાયની વ્રત કરવાને માટે યમુનાસ્નાન કરવા ગયાં. ત્યાં તટ ઉપર પ્રથમ પોતાનાં વસ્ત્રો કાઢીને મુકયાં અને પછી બધાં ન્હાવાને જળમાં ગયાં. એટલામાં **શ્રીકૃષ્ણ** મિત્રો સાથે ત્યાં આવી પહોંચ્યા. તેમણે તુર્તજ તે

તમામ વસ્ત્રો પોતાના હાથમાં લીધાં અને કદમ્બના વૃક્ષ ઉપર હસતા હસતા ચઢી ગયા. કુમારિકાઓને ખબર પડી કે **શ્રીકૃષ્ણ** તેમનાં વસ્ત્રો લઇ ગયા છે. એટલે તેઓ **શ્રીકૃષ્ણને** વિનવવા લાગ્યાં "હે **શ્રીકૃષ્ણ**!" આ પ્રમાણે અમારાં વસ્ત્રો લઇ જાઓ છો તે ઠીક નથી. અમારે તે સિવાય પહેરવાનાં બીજાં વસ્ત્રો નથી. તેમ અમારે માટે લજ્જા એજ ભૂષણ ગણાય છે તો અમે નગ્ન શી રીતે બહાર નીકળીએ ?" પણ **શ્રીકૃષ્ણે** કહ્યું "જો તમારે વસ્ત્રો જોઇતાં હોય તો જળમાંથી બહાર નીકળીને લઇ જાવ." ત્યારે કુમારિકાઓએ ફરીથી કહ્યું "હે નંદરાયના પુત્ર! આ પ્રમાણે અમારી હાંસી કરો તે ઠીક કહેવાય નહિ. અમે જલમાં ઠંડીથી ધ્રૂજીએ છીએ. તો અમારાં વસ્ત્રો મૂકી દો."

**શ્રીકૃષ્ણે** પ્રત્યુત્તર વાળ્યો–"હું કોઇ દિવસ અસત્ય બોલ્યો નથી, તેથી તમને સાચું કહું છું કે તમારે વસ્ત્રો જોઇતાં હોય તો જાતે આવીને લઈ જાઓ. અહિંઆં આ ગોપબાળકો પણ મારા સાચાપણાની સાક્ષી પૂરશે."

જ્યારે **શ્રીકૃષ્ણ** એકના બે થયા નહિ ત્યારે આખરે થાકીને કુમારિકાઓ ધ્રૂજતી ધ્રૂજતી નગ્ન છતાં જળાશયમાંથી બહાર નીકળ્યાં. એટલે **શ્રીકૃષ્ણે** પણ વધુ હઠ નહિ કરતાં તે વસ્ત્રો તેમને આપી દીધાં અને **શ્રીકૃષ્ણે** તેમને જણાવ્યું કે–"હે કુમારિકાઓ! તમે મને પતિ તરીકે મેળવવાને વ્રત કરો છો તે તમારો મનોરથ કંઈક અંશે સિદ્ધ થશે. હાલમાં તો તમે વ્રજમાં જાવ. તમારી ખાતર મેં અમૂક રાત્રીઓ નક્કી કરી રાખી છે. તે સમયે તમે રમણનો

આનંદ લઇ શકશો." શ્રીકૃષ્ણનાં મધુર શબ્દોથી શાન્ત હૃદયવાળાં કુમારિકાઓ વ્રજ તરફ પાછાં ફર્યાં.

### રાગ ધનાશ્રી.

૧

વ્રજ બનિતા રવિકા કર જોરે,
શીતભીત નહિં કરતી છહોં ઋતુ ત્રિવિધ કાલ યમુનાજલ બોરે.
ગૌરીપતિ પૂજતિ તપ સાધતિ કરતિ રહતિ નિત નેમ,
ભોગ રહિત નિશિ જાગિ ચતુર્દશિ યશુમતિ સુતકે પ્રેમ,
હમકો દેહુ કૃષ્ણ પતિ ઇશ્વર ઔર નહીં મન આન.
મનસા વચસા કર્મણા હમરે સૂર શ્યામકો ધ્યાન,

૨

નીકે તપ કિયો તનુગારિ,
આપું દેખત કદમ પર ચઢિ માનિ લઇએ મુરારિ.
વર્ષ ભરિ વ્રત નેમ સંયમ શ્રમકિયો મોહિં કાજ,
કૈસેહુ મોહિ ભજે કોઉ મોહિ બિરદકી લાજ.
ધન્ય વ્રત ઇન કિયો પૂરણ શીત તપનિ નિવારિ,
કામ આતુર ભજેં મોકોં નવતરુનિ બ્રજનારિ.
કૃપાનાથ કૃપાલુ મય તબ જાનિ જનકી પીર,
સૂર પ્રભુ અનુમાન કીન્હો હરૈં ઇનકો ચીર.

**રહસ્ય**— શ્રીકૃષ્ણના જીવનના આ પ્રસંગને આપણે કંઇક સાવધાનતાથી વાંચવાનો છે. આ પ્રસંગથી જેઓ ભાગવતનું રહસ્ય સમજતા નથી તેઓ શ્રીકૃષ્ણના જીવનને કલંકિત કરે છે, પણ સુબોધિનીની દૃષ્ટિથી આપણે આ પ્રસંગને તપાસીશું તો તેમાં કાંઇ પણ અનીતિ જેવું તત્ત્વ નથી. બાબૂ બંકિમચંદ્રે આ લીલાને સમજાવવામાં પ્રથમ પ્રામાણિક પ્રયત્ન કર્યો છે પણ ઉપસંહાર કરતી વખતે

પોતાનું નિશાન ચૂકી ગયા હોય એમ જણાય છે; કારણ કે આ સંબન્ધી પણ પોતે એવું માનતા જણાય છે કે આ પ્રસંગ પણ પુરાણ લખનારની કલ્પનાએ ઉપજાવી કાઢેલો છે. બાબા પ્રેમાનન્દ ભારતી કંઇક અંશે તે લીલા સમજી શકયા છે, તેમ શ્રીકૃષ્ણને પ્રેમ સ્વરૂપ તરીકે સારી રીતે પોતાના "પ્રેમસ્વરૂપ કૃષ્ણ"માં સમજાવે છે.

રસેશ શ્રીકૃષ્ણની આ લીલા આગળ ઉપર કરવામાં આવતી રાસલીલા સાથે સંકળાયલી છે. ભક્તિની દૃષ્ટિએ આ લીલા શુદ્ધ અને ઉત્તમ ભાવની છે પણ પ્રથમ વ્યાવહારિક દૃષ્ટિએ આ લીલામાં કોઇપણ અનુચિત તત્ત્વ નથી તેમ આપણે ભાગવતકારના શબ્દોમાં સમજાવી શકીશું. તેને માટે નીચેના મુદ્દાઓ બસ થશે.

(૧) અહિંઆં જલમાં ન્હાનાર બાલાઓ તે તદ્દન કુમારિકાઓ હતાં. તેમનું વય ઘણું જ ન્હાનું હતું. તેમના શરીરના અવયવો પણ પૂરા ખીલેલા નહોતા. ભાગવત ૧૦–૧૯–૧માં× તેમને માટે नन्दव्रजकुमारिकाः શબ્દો છે. શ્લોક ૪, ૫ અને ૨૮ માં 'કુમારિકા' શબ્દ છે. આ ઉપરથી તેમની વય સંબન્ધી કોઇપણ સંશય નથી. શ્રીકૃષ્ણનું વય પણ પાંચ વર્ષનું હતું. તે હજુ બાલક જ હતા. આથી આટલી વયનાં બાળકો તથા બાળકીઓ ભેગાં નગ્ન હશે છે તથા રમે છે, તેમાં કોઈપણ સુધારક અનીતિ જેવું જોતો નથી. ઉલટું અત્યારના શિક્ષણ શાસ્ત્રમાં જેઓ Co-educationist છે અર્થાત્ સહ શિક્ષણની હિમાયત કરે છે તેમનો તો એવો મત છે કે સ્ત્રીઓ તથા પુરુષોને સાથેજ શિક્ષણ આપવું જોઇએ. તેઓ સાથે હરે, ફરે, તથા શિક્ષણ લે તો તેથી પુરુષ તથા સ્ત્રીઓમાં જે એક બીજા તરફ વિકારો ઉત્પન્ન થાય છે તે ઉત્પન્ન થશે નહિ. વિકારની

× અહિંઆં સુબોધિની પ્રમાણે ૧૯ મો અધ્યાય છે; સાધારણ ભાગવતના ક્રમમાં તે અધ્યાય ૨૨ મો છે.

ઉત્પત્તિ અતડાપણામાં છે. માટે ન્હાનપણથી જ છોકરા તથા છોકરીઓને ભેગાં રમવા દેવાં. સુપ્રજન શાસ્ત્ર Eugenics નો પણ એજ નિયમ છે કે પુરુષ અને સ્ત્રીઓના ભાવની નિર્મળતા માટે તેઓને બચપણથીજ કોઇપણ જાતની શરમ અગર સંકોચ વગર ખેલવા દેવાં જોઇએ. આધુનિક સમયમાં કેટલાક સુધારકોએ આ વિચારનો પ્રચાર કરવાને મંડળીઓ સ્થાપી છે. આથી ન્હાનાં બાળકો તથા બાળકીઓ ભેગાં હરે ફરે તથા ક્રીડા વગેરે કરે તે નિર્દોષજ હોય છે. શ્રીકૃષ્ણ અને કુમારિકાઓની અહિંઆં વર્ણવેલી લીલા આવા પ્રકારની હોવાથી નિર્દુષ્ટ છે. હાલમાં જર્મની જેવા દેશોમાં પણ પુખ્ત વયના પુરુષ અને સ્ત્રીઓ અમૂક વિસ્તારવાળા પ્રદેશમાં નગ્ન ફરે છે તો આ બાળકીઓ તથા બાળકો આવા પ્રકારની લીલા કરે તેમાં દોષ જેવું કંઇપણ છે જ નહિ. આજકાલની સુધરેલા દેશની ચિત્રકળા નગ્ન ચિત્રો તરફ વધારે ઢળી છે. તેઓ નગ્ન ચિત્રોને ઉત્તમ માને છે. તેમને મન નગ્નતા એજ કુદરતીપણું છે, તેજ ખરૂં સૌન્દર્ય છે. તેજ સત્ય છે. સત્યનું આલેખન એજ કળાનો ઉદ્દેશ છે. તેથી તે સિદ્ધ કરવાને ચિત્રકળા નગ્નચિત્રો તરફ હવે પશ્ચિમ દેશમાં વળી છે.*

(૨) કુમારિકાઓ તે નન્દરાયના ઘરમાં જ રહેતી હતી. નંદરાયજીએ તેમને પ્રાપ્ત કરેલાં હતાં. તેથી નંદના પુત્ર શ્રીકૃષ્ણ તથા તે કુમારિકાઓ ભેગાં રમે, ખેલે તેમાં અનીતિ જેવું શું છે? ભા. ૧૦-૧૯-૧ માં તે કુમારિકાઓને માટે "નન્દ વ્રજ કુમારિકા" શબ્દ વાપરેલો છે આથી તે નન્દરાયના ઘરમાંજ રહેતાં હતાં.

(૩) તેઓ કાત્યાયનીનું વ્રત કરીને શ્રીકૃષ્ણને જ પોતાનો પતિ માગતાં હતાં, ભા. ૧૦-૧૯-૪ માં તેઓ નન્દ ગોપના સુતને પતિ તરીકે યાચે છે. પછીના શ્લોકમાં પણ નંદસુત એજ

* જૂઓ આના અનુસંધાનમાં આ પ્રકરણ ઉપરનો ટિપ્પણ વિભાગ.

તેમનો પતિ થાય એમ ઇચ્છે છે. ( भूयान्नन्दसुतः पतिः ) શ્લોક ૨૫ માં પણ શ્રીકૃષ્ણ પોતે તેમને જણાવે છે કે "હે કુમારિકાઓ તમારો શો સંકલ્પ છે એ હું જાણું છું. તમારો મારે માટેનો જે પ્રેમ છે, તે પ્રેમને હું અનુમોદન આપું છું. તેથી આગળ ઉપર તે પ્રેમની હું પૂર્તિ કરીશ." આ શબ્દોથી પણ સ્પષ્ટ જણાય છે કે તે કુમારિકાઓ શ્રીકૃષ્ણને જ પતિ તરીકે પ્રાપ્ત કરવાને વ્રત કરતાં હતાં. તેથી તેમને તેમના વ્રતનું ફલ પ્રાપ્ત થશે એવું સૂચન કરવાને પોતે ત્યાં આવીને તેમનાં વસ્ત્રો લઇ લે તો તેથી અનુચિતપણું કયાં છે ? તેમાં કયા સમાજશાસ્ત્રનો ભંગ થાય છે ? જે કુમારિકાઓ અમુક વરને મેળવવાને ઇચ્છતાં હોય તેનો પ્રેમ પ્રાપ્ત કરવાને અમૂક છૂટ લે તો તેમાં કયી પ્રથાનો ભંગ સુજ્ઞ પુરુષોને જણાય છે ? હાલના સુધરેલા જમાનામાં સ્નેહલગ્નની ભાવનાઓ જન્મી છે ત્યાં લગ્ન પહેલાં સંવનન આવશ્યક મનાય છે. આ દૃષ્ટિએ વસ્ત્રહરણ લીલા સંવનન રૂપે લેખી શકાય. અલબત, પાછળથી આ કુમારિકાના દેહનું લગ્ન શ્રીકૃષ્ણ સાથે થયું નથી, પણ આત્માનું તો થયું છે. (જુઓ ભા. ૧૦–૨૬–૮)*

(૪) કિનારા ઉપર વસ્ત્રો મૂકીને સ્ત્રીઓએ ન્હાવું તે સ્ત્રીઓ માટે અનુચિત છે. આ કુમારિકાઓ ભવિષ્યની સ્ત્રીઓ હોવાથી કિનારા ઉપર વસ્ત્રો મૂકીને નાગાં નહાય તે ઇચ્છવા-જોગ નથી માટે તેમની તે ટેવ સુધારવાને માટે શ્રીકૃષ્ણે તેમનાં વસ્ત્રો લઇ લીધાં. અર્થાત્ આ રીતે તેમને ધડો બેસાડયો કે નગ્ન ન્હાવું નહિ. એ રીતે જોતાં આ લીલામાં દોષ નથી.

(૫) એક બીજી દૃષ્ટિએ પણ આમાં અનીતિ જેવું નથી. ધર્મશાસ્ત્રનો નિયમ છે કે જ્યારે પુરુષ અગર સ્ત્રીઓએ વ્રત કરેલું હોય

* મૂળનો અધ્યાય ૨૯ મો.

ત્યારે નગ્ન સ્થિતિમાં જળમાં ન્હાવું નહિ. તેમ કરવાથી જલ દેવતાનું અપમાન થાય છે. કુમારિઓએ કાત્યાયનીનું વ્રત કરેલું હતું છતાં જળમાં નગ્ન ન્હાતાં હતાં આથી તેમણે જળ દેવતાનો અપરાધ કર્યો હતો. આ અપરાધ માટે ધર્મ શાસ્ત્ર પ્રમાણે શાસન કરવા, શ્રીકૃષ્ણ જે ધર્મના રક્ષક છે તથા ધર્મના જાણનાર છે તેમણે આ પ્રમાણે લીલા કરી. આ અધ્યાયના શ્લોક ૧૫ માં શ્રીકૃષ્ણ માટે "ધર્મજ્ઞ" શબ્દનો પ્રયોગ છે. તેથી ધર્મ મર્યાદાનું રક્ષણ કરવા આ પ્રકારે તેમનાં વસ્ત્રો લઇ લીધાં. આ જળદેવતાનો અપરાધ કરનાર કુમારિકા હતાં, જો તેઓ પુખ્ત ઉમરનાં હોત તો તેમને કોઈ બીજી રીતે શાસન કરત, પણ તેઓ બાલવયનાં હતાં, તથા હેતુ-પૂર્વક આ દોષ નહોતો તેથી તેમના દોષને સુકોમળતાથી દૂર કર્યો.

(૬) હવે ઉપરની દલીલોમાં વધારે મજબૂત દલીલ જે ખાસ સમજવા જેવી છે તે આ છે. તે દલીલ શ્રીસુબોધિની ટીકામાં શ્રીવલ્લભાચાર્યજીએ સમજાવેલી છે. તે ટીકા પ્રમાણે આ પ્રસંગને આપણે અલૌકિક દૃષ્ટિથી-ભકિતની દૃષ્ટિથી અવલોક-વાની છે. શ્રીકૃષ્ણ તે ભગવાન્ છે. તે ભાગવતના અનેક શ્લોકમાં જણાવેલું છે. આ અધ્યાયના શ્લોક ૮ માં શ્રીકૃષ્ણ તે યોગીઓમાં મહાન્ ગણાતા યોગીઓ તેમના પણ ઇશ્વર છે એમ કહીને, તે કેવલ યોગેશ્વરેશ્વર જ નહિ પણ ભગવાન્ છે એમ કહે છે. શ્લોક ૧૮, ૨૧, ૨૪, ૨૮ તેમ ૨૯ માં શ્રીકૃષ્ણને માટે "ભગવાન્" શબ્દ છે. અહિંઆં આપણે શ્રીકૃષ્ણ માટે પ્રયોજાયેલા "યોગેશ્વરેશ્વર" તથા "ભગવાન્" શબ્દનો સહજ વિચાર કરીએ.

પતંજલિના યોગશાસ્ત્રમાં ચિત્તવૃત્તિઓનો રોધ તેનું નામ યોગ કહ્યું છે. યોગનો અર્થ જોડાણ થાય છે. સંસારના પદાર્થોમાંથી ચિત્તને

ખેંચી લઇને પરમાત્મામાં તેને કેમ જોડવું તેનો ઉપાય તે યોગ છે. યોગવિદ્યામાં નિપુણતા પ્રાપ્ત કરનારને અમૂક પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આ સિદ્ધિઓ આઠ છે (૧) અણિમા–પરમાણુ જેટલા ન્હાના થવાની શક્તિ (૨) મહિમા-મોટા થવાની શક્તિ (૩) લઘિમા–યથેચ્છ રીતે હલકા થવાની શક્તિ (૪) પ્રાપ્તિ–ઇન્દ્રિયોના અધિષ્ટાતા દેવોની સત્તા ધારણ કરવાની શક્તિ (૫) પ્રાકામ્ય-દશ્ય અથવા અદશ્ય સર્વ વિષયો જોવા તથા ભોગવવાની શક્તિ (૬) ઇશિતા–દૈવી ઇચ્છા શક્તિઓ ઉપર તેમજ હલકા પ્રકારની કોઇપણ શક્તિઓ ઉપર સત્તા ચલાવવાની શક્તિ (૭) વશિતા–વિષયોથી નિઃસ્પૃહી થવાની શક્તિ અને (૮) કામાવરૂપ્યતા સર્વ કામનાઓ તૃપ્ત કરવાની શક્તિ. આ આઠ પ્રકારની શક્તિઓ યોગી મેળવી શકે પણ તે યોગી છે એ કયારે જણાય કે જ્યારે પોતાની ઇન્દ્રિયો ઉપર તેનો કાબૂ સંપૂર્ણ બન્યો હોય ત્યારે. જો ઇન્દ્રિયોથી અલ્પ પણ ચિત્તની ચંચલતા તથા વિવશતા બને તો તે યોગી હજુ કાચો છે એમ માનવું. શ્રીકૃષ્ણ ફક્ત યોગી નથી, તેમ યોગીશ્વરજ નથી, પણ યોગીશ્વરોના પણ ઈશ્વર છે એમ ભાગવતકારો માને છે. તો શ્રીકૃષ્ણની ઇન્દ્રિયો કોઇપણ કામપદાર્થ તરફ નજ દોડે. વળી આ યોગીશ્વરના પણ ઇશ્વર શ્રીકૃષ્ણ તે મનુષ્ય કોટિના નથી તેમ જણાવવાને ભાગવતકાર તેમને માટે " ભગવાન્ " શબ્દનો પ્રયોગ કરે છે. ભગવાન્ શબ્દમાં મૂળ શબ્દ " ભગ " છે અને તેને वत् પ્રત્યય લગાડયો છે. ભગ એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એટલા ધર્મો. આ તમામ ધર્મો જેને સિદ્ધ થયા હોય તે ભગવાન્ કહી શકાય. મનુષ્ય લોકોમાં કોઈ માણસમાં આ છ ધર્મો તો શું પણ તેમાંનો એકાદ ધર્મ સંપૂર્ણ ખીલેલો નથી. દુનિઆમાં સંપૂર્ણ ઐશ્વર્યવાળો, વીર્યવાળો, યશવાળો, અથવા શ્રીવાળો ભાગ્યેજ મળી આવશે. શ્રીકૃષ્ણમાં આ તમામ ધર્મો હતા. તેમનામાં બીજા ધર્મો સાથે પ્રસ્તુત લીલા કરતી વખતે જ્ઞાન અને વૈરાગ્ય ધર્મો પણ હતા, તેથી કામ ઉત્પન્ન કરે–ચિત્તમા વિકૃતિ થાય એવી કોઈ પણ લીલા તે નજ કરે.

(૭) વળી જો આ લીલામાં કોઈ નીતિના કાનૂનનો ભંગ થતો હોય તો શુકદેવજી જેવા જે જન્મથીજ સંન્યાસી છે અને જેમનો વૈરાગ્ય વ્યાસજી કરતાં પણ અધિક છે, કારણ કે જ્યારે શુકદેવજીની શોધમાં વ્યાસજી તેમને શોધવાને માટે નીકળ્યા ત્યારે તેમને જોઇને સરોવરમાં સ્નાન કરતી સ્ત્રીઓએ લજ્જાથી પોતાનાં મુખ નીચાં કર્યાં હતાં. આ શુકદેવજી જેવા પરમ વૈરાગ્યવાળા અને સંન્યાસી જનમેજયને અનીતિના વિષયની કથા કહેજ નહિ.

(૮) તેમ શ્રોતા જનમેજય જ્યારે મૃત્યુની રાહ જોતો, એકાન્ત અરણ્યમાં, દુનિઆનાં તમામ સુખોનો ત્યાગ કરીને આ કથાના શ્રવણમાં તલ્લીન છે તે કદી પણ અનીતિના વિષયવાળી કથા શ્રવણ કરવા તરફ અભિરૂચિ દર્શાવે નહિ.

(૯) તો પછી શ્રીકૃષ્ણે વસ્ત્રો હરી લીધાં તેમાં કંઇ રહસ્ય છે ? હા. શ્રીકૃષ્ણ એટલે પરબ્રહ્મ. આ પરબ્રહ્મ એટલે રસરૂપ પ્રેમ. દુનિઆમાં જેટલા પ્રેમ છે તે તમામ પ્રેમસ્વરૂપ રસેશ શ્રીકૃષ્ણની એક માત્રા સમાન છે. આવા પ્રેમસ્વરૂપ પરબ્રહ્મને પ્રેમથીજ મેળવી શકાય છે. તે બુદ્ધિથી ગ્રાહ્ય નથી. માત્ર હૃદયથી પહોચી શકાય છે. તે સ્વરૂપને જે જે પ્રાર્થનાઓ, જપ મંત્રો કે સમર્પણો કરવામાં આવે તે સાચી લાગણી વગર પહોંચી શકતાં નથી. ભક્તના હૃદયરૂપી સારંગીમાંથી નીકળતા પ્રેમરૂપી રવનેજ આ પ્રભુ સાંભળે છે, આ રસેશ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ તરફ જૂદી જૂદી રીતે પ્રેમ દર્શાવે છે. આ પ્રેમનું નામજ ભક્તિ છે. એ ભક્તિમાં કોઇ પણ સ્વાર્થ ન હોવો જોઇએ. તે દાસ્ય ભાવવાળી અર્થાત્ દાસ અને શેઠ વચ્ચે જેવો સંબન્ધ છે એવી હોઇ શકે. અગર વાત્સલ્ય ભાવવાળી ભક્તિ પિતા અને પુત્ર વચ્ચે હોય છે તેવો હોઇ શકે. સખ્યભાવવાળી ભક્તિ મિત્રો વચ્ચે હોય તેવી હોઇ શકે. મધુર

ભાવવાળી અર્થાત્ પત્ની–પતિ વચ્ચે જેવો સંબન્ધ છે તેવી. તેમ માશુક આશકના ભાવવાળી છે. અર્થાત્ ભગવાન્ એ પ્રભુ (શેઠ) હોય અને ભક્ત તેમના દાસ હોય તે રીતે ભક્તિ થઇ શકે. જેમ દાસ પોતાના શેઠની સેવા કરે છે તેમ પ્રભુની સેવા કરવાને તે ભક્ત ઉલટવાળો હોય. અથવા તો પ્રભુ પિતા અગર પુત્ર માનીને ભક્ત પોતે પુત્ર અગર પિતારૂપ બને, અને પોતાનો પ્રેમ પ્રભુ તરફ દર્શાવે. અથવા જેમ મિત્રો એક બીજા તરફ સ્નેહથી વર્તે છે તેમ પ્રભુ તરફ પોતાનો સ્નેહ દર્શાવે છે. આ બધા સ્નેહના પ્રકાર છે. તેમાં ભાવનું ચઢતા ઉતરતા-પણું છે. આ પ્રેમ કરતાં પતિ–પત્ની વચ્ચેના પ્રેમનો ભાવ ચઢીઆતો છે. આ પ્રમાણે પ્રભુને પતિ અગર આશક અને ભક્તો પત્ની અથવા માશૂક હોય તેમ પોતાનો પ્રેમ દેખાડે છે. જ્યારે કેટલાકો પ્રભુને તેથી ઉલટું માશૂક સમજે છે અને પોતે આશક હોય તેવો પ્રેમ દેખાડે છે. આ છેલ્લા બે જાતના પ્રેમો બીજા કરતાં ચઢીઆતા છે, કારણ કે તે પ્રેમમાં કોઇ પણ સંકોચ હોતો નથી. પતિ અને પત્નીના પ્રેમ વચ્ચે કોઇ પણ અન્તરાય નાખી શકતું નથી. તેઓ એક બીજાના તરફના પ્રેમરસમાં એટલાં મગ્ન થયેલાં હોય છે કે તેમને કોઇ છૂટા પાડી શકતા નથી. તે પ્રેમમાં નથી લોકલજ્જા કે વેદની મર્યાદા; તેમ નથી તેમાં કોઇ પણ મલિનતા. ભગવાનને માશૂક ભાવથી ભજવામાં જો કે પ્રેમની સર્વોત્કૃષ્ટતા છે, પણ જે ભક્ત પ્રભુને તે પ્રેમથી ભજે છે તેના હૃદયમાં તો પ્રભુની માશૂક તરીકેનો ભાવ ભરેલો હોય તોજ તે હૃદય તે પ્રેમનો આનંદ પ્રાપ્ત કરી શકે. માટે ભગવાન્ એ પતિ છે અને ભક્તો તે ભગવાનની પત્નીઓ છે એમ સમજીને ભક્તોએ પ્રભુને ભજવા જોઇએ. આ ભાવ અનન્ય હોવો જોઇએ. જેમ સતી સ્ત્રી પોતાના પતિને અનન્ય પ્રેમથી ચાહે છે, તેમ

ભક્તે પ્રભુને ચહાવા જોઇએ. આ પ્રેમનું નામ તે પ્રેમલક્ષણા ભક્તિ છે. કુમારિકાઓ આવાં પ્રેમલક્ષણા ભક્તિવાળા ભક્તો હતા. તેમની સ્ત્રી–કુમારિકા તરીકે કલ્પના કરવાનું કારણ એ છે કે પ્રભુ **ભક્તો પ્રભુને સ્ત્રીના જેવા પ્રેમથી જો ચહાય તોજ પ્રભુને પ્રાપ્ત કરી શકે.** અર્થાત્ તેમને સ્ત્રીદેહધારણ કરનાર તરીકે નહિ પણ સ્ત્રીભાવ યુક્તા સમજવાનાં છે. તેઓ પ્રેમ-લક્ષણા ભક્તિમાં હજુ કુમારિકા હતાં, સ્ત્રી નહિ. કુમારિકા જ્યારે વરને પરણે ત્યારે તે સ્ત્રી થાય છે. તેમાં આ ભક્તોમાં પ્રેમભક્તિ હતી પણ હજુ તેમને વર–પ્રભુને વરવાના બાકી હતા–પ્રાપ્ત કરવાના હતા. માટે તેમને "કુમારિકાઓ" જણાવી છે. પ્રભુને પ્રાપ્ત કરવાને માટે હૃદયના ભાવ શુદ્ધ થવાની જરૂર છે. જો અલ્પ પણ હૃદયમાં વિકાર રહી જાય તો તેથી પ્રભુ સંમુખ થવાનું નથી, માટે તેઓ અહિંઆં યમુના જળમાં સ્નાન કરવા પ્રવેશ કરે છે. યમુના એ જળનો પ્રવાહ નહિ પણ રસનો પ્રવાહ છે. અર્થાત્ પ્રેમભક્તિના રસ પ્રવાહમાં પ્રવેશ કરતી વખતે તો પોતાનાં વસ્ત્રો તટ ઉપર કાઢી નાખે છે, અર્થાત્ લોકલજ્જા તથા વેદલજ્જાનો ત્યાગ કરે છે, પણ શુદ્ધ થયા પછીથી તે ધારણ કરવાની ઇચ્છા રાખે છે.

વસ્ત્ર એ એક પ્રકારનું આવરણ છે. તેનું બીજું નામ માયા પણ કહી શકાય. તે સત્ય વસ્તુનું ગોપન કરે છે. જ્યાં સુધી આ વસ્ત્રરૂપી આવરણ હોય ત્યાં સુધી વસ્તુ તેના શુદ્ધ સ્વરૂપમાં જોઇ શકાતી નથી. રસ માર્ગમાં પ્રવેશ કરનારે લોકલજ્જા વેદ મર્યાદા વગેરે સર્વનો ત્યાગ કરવો જોઈએ. રસમાં પ્રવેશ કરતી વખતે આ ભક્તોએ લોકલજ્જાદિનો વસ્ત્રરૂપે ત્યાગ કર્યો, પણ ભક્તિ રસથી શુદ્ધ થયા પછીથી તેનું પરિધાન કરવાની ઇચ્છા રાખતા હતા. માટે તે ભક્તોનું પ્રિય કરવાની ઇચ્છાવાળા પ્રભુએ પ્રેમભક્તિમાં મગ્ન બનેલા-ઓએ લજ્જા યા વેદ મર્યાદાને આડે લાવવી નહિ એવું જણાવવાને

વસ્ત્ર લઈ લીધાં. અર્થાત્ જો **ભક્તિમાં ઉપાધિ હોય તો તે ઉત્તમ ભક્તિ નથી.** ઉત્તમ ભક્તિમાં ઉપાધિ હોય જ નહિ. વસ્ત્રરૂપી ઉપાધિનો ત્યાગ ભક્તને માટે આવશ્યક છે. આ ઉપાધિનો ત્યાગ ભગવાન્ ભક્તો ઉપર કૃપા કરીને તેની પાસે કરાવડાવે છે. પ્રભુએ જાણ્યું કે આ ભક્તો મને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અહિંઆં આવ્યા છે; તેથી તેમને ઉપાધિમાંથી મુક્ત કરવાં જોઇએ. ભક્તની ઉપાધિ દૂર કરવાને તેમનાં વસ્ત્રો શ્રીકૃષ્ણ લેઇ લેછે. આથી એમ જણાવે છે કે જો પ્રભુ ભક્તો પ્રભુને જ ચહાતા હોય, પ્રભુ માટે ખરેખર પ્રેમ ભક્તિમાં મગ્ન હોય તો તેમણે કોઇ પણ ઉપાધિ રાખવી જોઇએ નહિ. પ્રભુ માટેના તે પ્રેમને ગુપ્ત રાખવાને કોઇ પણ આચ્છાદાનની જરૂર નથી. પણ જ્યાં સુધી પ્રપંચમાં રહીને ભક્તિ કરવી હોય ત્યાં સુધી પ્રભુ માટેનો પ્રેમ ગુપ્ત રાખવાની જરૂર છે. તેને આચ્છાદનની જરૂર છે. આટલા માટેજ કુમારિકાઓ જ્યારે યમુનામાંથી બહાર નીકળ્યાં ત્યારે શ્રીકૃષ્ણે તેમનાં વસ્ત્રો પાછાં આપ્યાં છે.

વસ્ત્રહરણ લીલાનું રહસ્ય ઉપર પ્રમાણે છે. જેઓ ભક્તિની દૃષ્ટિથી ભાગવતકારની ભાષા વાંચતા નથી, તેઓ આ વર્ણનથી ભડકે છે. પણ જેની આંખમાં કમળો હોય તે બધું પીળું દેખે છે તેમ આ વાંચકોની દૃષ્ટિ વિકારોપહત હોવાથી આમાં પણ વિકાર જુએ છે. પણ આ નીતિનાં પૂતળાંઓ એટલુંજ ખરેખર સમજતા હોત કે શ્રીકૃષ્ણ એક મનુષ્ય નથી પણ ખરેખર ભગવાન છે તો તેમણે જે જૂઠાણું અને કલંકના કાદવ ચૂંથ્યા છે તેવું કરત નહિ. શ્રીકૃષ્ણ વિષેનાં કેટલાંક ચિત્રમાં આ પ્રસંગનાં ચિત્રોમાં કુમારિકાઓને પ્રૌઢ સ્ત્રીઓ તરીકે, ખીલેલા સ્તનાદિ અવયવોવાળી ચિત્રી છે. પણ આ ચિત્રો ભાગવતના વર્ણનને અનુસરતાં નથી. એ તદ્દન ખોટાં છે. જો એવાં ચિત્રો ઉપરથી શ્રીકૃષ્ણની વસ્ત્રહરણ લીલા માટે મૂર્ખ લોકો કોઇ પણ પ્રલાપ કરતા હોય તો તેમને ઉત્તર આપવાની જરૂર નથી.

પણ શ્રીકૃષ્ણને પરમતત્ત્વ માનનારા વૈષ્ણવોએ તે લીલાનું રહસ્ય શું છે તે ઉપર પ્રમાણે સમજવું જોઇએ. રાસલીલાના પ્રસંગમાં આ વિષે વધારે સ્ફુટ વિચાર આવશે.×



× આ પ્રકરણમાં જે લીલા વર્ણવે છે તે શ્રીકૃષ્ણે પોતાની છ વર્ષની વયમાં કરેલી છે તેને માટે "સિદ્ધાન્ત પ્રદીપ" નામની ટીકાના લખનાર "શુકદેવ" નીચે પ્રમાણે કહે છે. J.

कन्यावस्त्रापहारादिलीला षड्वार्षिको हरिः
हेमन्ते कृतवान्भूयः सप्तवर्षः

શ્રીમદ્ ભાગવતના અધ્યાય ૨૩ (૨૬) ના ગોવર્ધનોદ્ધરણ લીલાના પ્રસંગમાં તે લીલા સાત વર્ષે કરેલી જણાવી છે. क्व सप्तहायनो बालः क्व महाद्रिविधारणम् (ક્યાં આ સાત વર્ષનો બાળક અને ક્યાં મોટા પર્વતને ધારણ કરવું) એ વાક્યમાં એ વાત સ્પષ્ટ છે, અર્થાત્ ગોવર્ધનધરણની લીલા જે આ પુસ્તકના હવે પછીના પ્રકરણ ૧૩ માં કહેવામાં આવશે તે સાત વર્ષની વયે કરેલી છે. આ વસ્ત્રાહરણાદિલીલા ગોવર્ધનોદ્ધરણ લીલા પૂર્વે એક વર્ષ પહેલાં થયેલી હોવી જોઇએ.

## પ્રકરણ ૧૩ મું.

## બ્રાહ્મણ પત્નીઓએ શ્રીકૃષ્ણને કરાવેલું ભોજન.



વસ્ત્રાહરણ લીલા પછી એક વખતે **શ્રીકૃષ્ણ** અને **બળદેવ** ગોપબાળકો સાથે વનમાં ફરતા હતા તે સમયે તે ગોપબાળકોને ક્ષુધા અત્યન્ત પીડવા લાગી. તઓ **બળદેવ** અને **શ્રીકૃષ્ણ** પાસે આવીને તેમને કહેવા લાગ્યા, "હે **બળદેવ** અને હે **શ્રીકૃષ્ણ** ! અમને આજે ભૂખ બહુ લાગી છે તો કોઇ પણ રીતે ખાવાનું મેળવી આપો તો સારૂં." તેમની દીન વાણી સાંભળીને **શ્રીકૃષ્ણે** વિચાર કરીને કહ્યું "હે ગોવાળીઆઓ! તમે આટલા બધા ઉતાવળા થાવ નહિ. આ અરણ્યમાં કેટલાક બ્રાહ્મણો કેટલાક વખતથી સ્વર્ગ પ્રાપ્ત કરવાની ઈચ્છાથી એક અંગીરસ નામનો સત્ર કરે છે તો તમારામાંના બે ત્રણ ત્યાં જાવ અને મારૂં નામ લઇને તેમની પાસેથી ખોરાક માગી લાવો. તેઓ તમને ભોજન આપશે." ગોવાળીઆઓ તો "બહુસારૂં" એમ કહીને ત્યાંથી ચાલ્યા. તેઓ યજ્ઞ ભૂમિ પાસે આવ્યા, અને **શ્રીકૃષ્ણે** કહ્યા પ્રમાણે બ્રાહ્મણો પાસે અન્ન માટે માગણી કરી, પણ તેમણે તે ઉપર ધ્યાન આપ્યુંજ નહિ. આથી નિરાશ થઇને તે ગોવાળીઆઓ **શ્રીકૃષ્ણ** પાસે ફરીથી આવ્યા. **શ્રીકૃષ્ણે** તેમને નિરાશ નહિ થતાં ફરીથી તેમની પત્નીઓ પાસે જઇને અનાજ માગવાને તેમને જણાવ્યું. "હે ગોવાળીઆઓ! હું જાણું છું કે બ્રાહ્મણોએ તમને ના

પાડી તેથી તમે નિરાશ થઇ ગયા છો. વળી તમે ભૂખ તથા થાકથી બહૂજ કંટાળી ગયા છો. છતાં પણ હું તમને કહું છું કે એક વખત તમે જઈ આવો: તે બ્રાહ્મણોની સ્ત્રીઓ સાધ્વી છે. તથા તે દયાળુ છે. તેથી તેમના પતિઓની માફક તમારી માગણી તરફ દુર્લક્ષ નહિ રહે." આથી ઉત્સાહ પુન: મેળવતા તેઓ યજ્ઞભૂમિ તરફ ફરીથી વળ્યા અને બ્રાહ્મણોની સ્ત્રીઓની પાસે જઇને **શ્રીકૃષ્ણ**ના નામથી માગણી કરી. આ સ્ત્રીઓ **શ્રીકૃષ્ણ**ને ઓળખતાં હતાં તથા તે તરફ ભાવવાળાં હતાં, એટલે જૂદા જૂદા પ્રકારની ભોજનની સામગ્રી સિદ્ધ કરીને તે ગોવાળીઆઓની સાથે જ્યાં **શ્રીકૃષ્ણ** હતા તે સ્થાનમાં આવી પહોંચી. **શ્રીકૃષ્ણ** તથા **બલદેવ**ને વંદન તથા આલિંગન કરીને તે અનાજ સઘળાંને પીરસ્યું તથા તેમની ક્ષુધાને શાન્ત કરી. પછીથી **શ્રીકૃષ્ણ**ની અનુજ્ઞા મળતાં તેઓ પોતપોતાના સ્થાનક તરફ પાછી વળી. જ્યારે તેમના પતિઓને આ બાબતની ખબર પડી, ત્યારે તેમને ખરેખર પસ્તાવો થયો. તેઓ **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ**નાં દર્શન કરવાની આકાંક્ષાવાળા થયા પણ **કંસ**ની બીકને લીધે કંઇ પણ કરી શક્યા નહિ.

**રહસ્ય**—આ પ્રકરણનું રહસ્ય એજ છે કે વૈદિક જ્ઞાન તથા કર્મ, ભગવાન સાથેનો જ્યાંસુધી સંબન્ધ ન થાય ત્યાંસુધી તે સત્વ-શોધક બનતાં નથી. અહિંઆં શરૂઆતમાં કહે છે કે ગોપ બાળકોને ભૂખ લાગી હતી; તેથી તેઓ અન્ન માટે શ્રીકૃષ્ણ પાસે આવ્યા. **ગોપબાળકો એટલે ભકતો, અને અન્ન કહેતાં પ્રસાદ અર્થાત્ ભગવાનની કૃપા. આ કૃપાની તેમને ભૂખ હતી.** ભગવત્કૃપા માટે તેઓ તલસતા હતા. આ ભગવાનની કૃપા મેળવવાને તેઓ

પાત્ર છે કે નહિ તેની પરીક્ષા કરવા શ્રીકૃષ્ણે તેમને યજ્ઞ ભૂમિમાં મોકલ્યા; પણ ત્યાંથી તેમને બ્રાહ્મણો પાસેથી અન્ન મળ્યું નહિ. અર્થાત્ કર્મદ્વારા ભગવાનની કૃપા થતી નથી તે જણાવ્યું. કર્મ અગર યજ્ઞ વગેરે કરનારા સ્વર્ગાદિ લોકને મેળવે છે પણ ભગવત્કૃપા મેળવી શકતા નથી. તે કૃપા તો ભક્તિદ્વારાજ ઉતરે છે, માટે **બ્રાહ્મણપત્ની (ભક્તિ)** તરફથી મળેલું **અન્ન (કૃપા)** ગોપબાળકોને આપીને તેમની ભૂખ (જીજ્ઞાસા) તૃપ્ત કરી.

વળી આમાં એવું પણ જણાવે છે કે કેવળ કર્મ અગર જ્ઞાન ભગવાન્ સાથે સંબન્ધ કરાવતું નથી. કેવળ યજ્ઞ કર્મમાં અનુરક્ત થયેલા બ્રાહ્મણો જેમને ભક્તિનો પાશ સરખો પણ નહોતો તેમની આગળ ગોવાળીઆઓએ આવીને શ્રીકૃષ્ણનો પરિચય કરાવ્યો છતાં તેમણે હકીકત માની નહિ. કેવળ કર્મમાર્ગીને ભક્તો આવીને બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન કરાવે તો પણ તેઓ તે બ્રહ્મ તરફ ખેંચાતા નથી. તેમને તો કર્મ માર્ગજ સુખરૂપ જણાય છે. પણ બ્રાહ્મણ પત્નીઓમાં વિશેષ રીતે ભક્તિ હતી. તેથી ભક્ત ગોવાળીઆ તેમની પાસે આવીને જ્યારે શ્રીકૃષ્ણ વિષેની હકીકત કહેવા લાગ્યા, કે તુર્તજ તેઓ શ્રીકૃષ્ણનાં દર્શન કરવાને દોડતાં ગયાં. અર્થાત્ જો ભક્તિ મિશ્રિત કર્મ કરનાર હોય, અને તેમને પ્રભુના સંગી ખરા ભક્તોનો સંસર્ગ થાય તો તેમનું જીવન એકદમ પલટાઇ જાય છે, તેઓ ભક્તિમાર્ગમાં સત્વર આગળ વધે છે, અને પ્રભુને પ્રાપ્ત કરે છે.



## પ્રકરણ ૧૪ મું.

### ઇન્દ્રમાનમર્દન અને ગોવર્ધન ઉદ્ધરણ.



દરરોજ જૂદી જૂદી અલૌકિક લીલાઓ કરતાં શ્રીકૃષ્ણનો બાલ્યકાળ વ્રજમાં વ્યતીત થયો અને હવે કિશોરાવસ્થામાં પ્રવેશ કર્યો, હવે બાલ્યકાલની સ્વાભાવિક ચપલતાને બદલે શ્રીકૃષ્ણમાં ગંભીરતા જણાવા લાગી. વ્રજવાસીઓ ઉપર તેમનો પ્રભાવ સંપૂર્ણ પડતો હતો. વ્રજમાં કોઈ પણ કાર્ય કરવાનું હોય ત્યારે શ્રીકૃષ્ણની સંમતિ લઇને કરતા.

વ્રજના ગોપોમાં એવો રિવાજ હતો કે દર વર્ષાઋતુના અન્તમાં ઇન્દ્ર દેવને પ્રસન્ન કરવાને માટે એક મહાન યજ્ઞોત્સવ કરતા હતા. એક વખત વ્રજમાં આ યજ્ઞ માટેની તૈયારીઓ મોટા પાયા પર ચાલી રહી હતી. શ્રીકૃષ્ણે આ બધું જોયું. પોતાને જણાયું કે આ ગોપો મારા કરતાં અધિક વ્યક્તિ ઇન્દ્રને ઘણા સામર્થ્યવાળી માને છે, તેથી તેઓ આમ કરે છે, માટે તેમની આ પ્રથા ભૂલાડવી જોઇએ, એવા ઇરાદાથી તે ગોપના રાજા મનાતા પોતાના પિતાની પાસે જઇને પૂછવા લાગ્યા, "હે પિતા! તમે આ બધું શું કરો છો? કોને પ્રસન્ન કરવાને આ યજ્ઞની આવડી મોટી તૈયારી કરો છો? અને તેમ કરવાથી શો લાભ છે?"

નંદજીએ શ્રીકૃષ્ણના પ્રશ્નો સાંભળીને તેમને ઉત્તર આપ્યો, "હે ભાઇ શ્રીકૃષ્ણ! અમે શું કરીએ છીએ તેની

તમને હજુ ખબર નથી. અમે બધા ગોવાળીઆઓ દર વર્ષે ઇન્દ્ર દેવને માટે એક મહાન્ યજ્ઞ કરીએ છીએ. તેવો યજ્ઞ આ વર્ષે પણ કરવાનો છે, તેટલા માટે તેની તૈયારીઓ ચાલે છે." ઇન્દ્ર રાજા તે દેવોનો રાજા છે. તેઓ દર વર્ષે વર્ષા ઋતુમાં વૃષ્ટિ આપે છે, અને પૃથ્વી ઉપર અન્ન પકવે છે. જો ઇન્દ્ર રાજાને આપણે પ્રસન્ન રાખીએ તો તે મનુષ્યો ઉપર અનુગ્રહ કરીને જોઇતો વર્ષાદ આપે અને તેથી જોઇતું ધાન્ય પાકે. પણ જો તેમને પ્રસન્ન કરવામાં ન આવે તો કંઇ પણ અત્ર પાકે નહિ. અન્ન ન પાકે તો લોક ભૂખે મરે, ફક્ત મનુષ્યો નહિ, પણ પશુ પક્ષીઓ વગેરે તમામ તરફડીને મરી જાય, વૃક્ષ વગેરે પણ ચીમળાઇને સુકાઈ જાય. માટે ઇન્દ્ર દેવને પ્રસન્ન કરવા જોઇએ."

પિતાનાં વચન સાંભળીને ઇન્દ્ર દેવને ક્રોધયુક્ત કરવાના ઇરાદાથી **શ્રીકૃષ્ણ** પુનઃ બોલ્યા "હે પિતાશ્રી! તમે એટલું પણ જાણતા નથી કે સંસારમાં સુખદુઃખનું કર્તૃ તે કર્મજ છે. મનુષ્ય જેવું કર્મ કરે તેવું ફળ પામે છે. સારાં કર્મનું ફળ સુખ હોય છે, અને ખરાબ કર્મોનું દુઃખ છે. આ કર્મનું શાસન તમામ ઉપર છે. પ્રકૃતિ ઉપર પણ તેની આણ છે. વૃષ્ટિ થવી, તથા અનાજ વગેરે પાકવું તે બધું કર્મ ઉપર આધાર રાખે છે, તો તેમાં ઇન્દ્રને શું લેવાદેવા છે? તેમાં ઇન્દ્રનો ઉત્સવ કરવાનું કંઇ પ્રયોજન? એના કરતાં તો આ પર્વત જે આપણા બધાનું રક્ષણ કરી રહ્યો છે, જેની તળેટીમાં ઉગેલાં વૃક્ષોના ફળોથી તથા તૃણાદિથી આપણું તેમજ પશુ વગેરેનું પોષણ થાય છે, જેની કન્દરાઓ આપણા બધાનું જ્યારે વનમાં આપણે જઇએ છીએ ત્યારે

તાપ તથા ઠંડકમાં રક્ષણ કરે છે, તેનું પૂજન શા માટે કરતા નથી? હું તો એમજ કહીશ કે ઇન્દ્રનું પૂજન કરવું મૂકી દો અને આ ગોવર્ધન પર્વતનું પૂજન કરવાનું શરૂ કરો."

**શ્રીકૃષ્ણ**નાં આ વચનો સાંભળીને ગોવાળીઆઓ તો તેમનાં વખાણ કરવા મંડી ગયા અને **શ્રીકૃષ્ણ**ના જણાવવા પ્રમાણે ઇન્દ્રની પૂજા કરવાનું છોડી દઇને **ગોવર્ધન** પર્વતની પૂજાની તૈયારીઓ કરવા લાગ્યા. તેઓ બધા પર્વતની તળેટીમાં એકઠા થયા. ત્યાં યજ્ઞ કર્યો. બ્રાહ્મણોને દાન આપ્યાં, અને પર્વતની આજૂબાજૂએ પ્રદક્ષિણાઓ ફર્યાં, તેમજ બ્રહ્મભોજન લેવડાવીને પોતે પણ ભોજન કર્યું.

ગોવાળીઆઓનું આવું વર્તન જોઈને ઇન્દ્રને ખૂબ ક્રોધ ચઢયો. પોતાનું અપમાન થયેલું માનીને તેણે વ્રજનો જલથી પ્રલય કરવાનો નિશ્ચય કર્યો. એકદમ જોત જોતામાં ઘોર ભયાનક મેઘો આકાશમાં કડક દઇને ચઢી આવ્યા, અને એકદમ ધોધવાર વૃષ્ટીની ઝડીઓ વર્ષવા લાગી. વીજળીઓ ઝબકવા લાગી, મનુષ્ય, પશુઓ તથા પક્ષીઓને કમ્પાયમાન કરે એવી મેઘ ગર્જનાઓ સંભળાવા લાગી. તીવ્ર પવનોના સુસવાટાથી વૃક્ષો તથા મકાનો પણ નીચે ગરવા લાગ્યાં. નદીઓમાં, સરોવરોમાં, માર્ગમાં સમુદ્રની માફક પાણી ઉછળવા લાગ્યાં. અને તેમાં વૃક્ષો, પશુઓ વગેરે તણાવા લાગ્યાં. આવો દૈવી કોપ જોઇને વ્રજના ગોવાળીઆઓ ગભરાવા લાગ્યા. તેઓ સમજ્યા કે **ઈન્દ્ર**નું અપમાન કરવાનું આ પરિણામ આવ્યું છે. તેથી તેઓ બધા

ધ્રૂજતા ધ્રૂજતા **શ્રીકૃષ્ણ** પાસે આવ્યા અને **શ્રીકૃષ્ણ**ને વિનંતિ કરવા લાગ્યા. "હે **શ્રીકૃષ્ણ**! તમારા કહેવા પ્રમાણે અમે **ઈન્દ્ર**નો યજ્ઞોત્સવ કર્યો તેને લીધે આ ઇન્દ્ર અમારા ઉપર કુપિત થયા છે. માટે હવે તમે અમને બચાવવાનો ઉપાય દેખાડો."

**શ્રીકૃષ્ણે** જવાબ આપ્યો "હે ગોવાળીઆઓ! તમે ગભરાવો નહિ. મારા કહેવાથી તમે જે કર્યું છે તે બરાબર છે. હું તમારૂં રક્ષણ કરવાને સમર્થ છું. તે **ઇન્દ્ર**નો ગર્વ હું હમણાંજ ઉતારૂં છું. તમે બધાઓ ગાયો વગેરે લઈને પર્વતની કન્દરામાં પેશી જાવ. હું મારી આંગળી ઉપર પર્વતને અધર રાખું છું. અને તેથી તમારા ઉપર વષાદનું ફોરૂં સરખું પણ પડશે નહિ. તેમ મારી આંગળી ઉપરથી પર્વત પડી જશે એવી ભીતિ પણ તમે રાખશો નહિ. **શ્રીકૃષ્ણે** આશ્વાસન આપવાથી તેમણે બધાએ **શ્રીકૃષ્ણ**ના કહેવા પ્રમાણે કર્યું અને **શ્રીકૃષ્ણે** પોતાની ટચલી આંગળી ઉપર પર્વતને ઉભો રાખ્યો. **ઈન્દ્ર** પણ ખૂબ કોપમાં આવીને મેઘની ગર્જનાઓ કરતો ધોધમાર વર્ષાદ પાડયોજ જતો હતો. લાગ લાગટ સાત દિવસ સુધી ગોવાળીઆઓ ઉપર વૈર લેવાને તેણે આમ કર્યું પણ **શ્રીકૃષ્ણે** તેમના ઉપર પર્વતનું છત્ર ધર્યું એટલે એક ટીપું સરખું પણ પડયું નહિ. આથી ઇન્દ્રનો મદ ઉતરી ગયો. તેનું બળ હવે ધીમું પડયું. છેવટે પોતાના પ્રયત્નમાં તદ્દન મન્દ પડી ગયો. જ્યારે જોત જોતામાં આકાશ મેઘરહિત સ્વચ્છ થયું, નદીઓનાં પૂર પણ ઉતરી ગયાં, અને પવનના વેગો પણ શાન્ત થઇ ગયા એટલે **શ્રીકૃષ્ણે** ગોવાળીઆઓને કહ્યું કે "હે ગોવાળીઆઓ! હવે તમારા ભયનું કારણ દૂર થયું છે. જે **ઇન્દ્ર**થી તમે

ડરતા હતા, તે ઇન્દ્રે હતાશ થઇને વર્ષવાનું છોડી દીધું છે. માટે હવે તમે નિરાંતે પોતપોતાના ઘરોમાં જઇ શકો છો. ગોપોને નવું જીવન મળ્યું હોય તેમ હર્ષમાં આવીને **શ્રીકૃષ્ણ**ને ભેટવા લાગ્યા અને પછી વ્રજમાં પાછા ફર્યા. **નંદજી, યશોદા, રોહિણી** તથા બીજાં ગોપ–ગોપીઓ **શ્રીકૃષ્ણ**ના અદ્દભૂત પરાક્રમોનાં વખાણ કરવા લાગ્યા, અને ગર્ગાચાર્યના શબ્દો ખરા પડયા છે એમ કહેવા લાગ્યા.

આ પછીથી મદરહિત બનેલો **ઇન્દ્ર** પણ **શ્રીકૃષ્ણ** પાસે આવીને ક્ષમા માગવા લાગ્યો. **શ્રીકૃષ્ણે** તેને ક્ષમા આપી. પછીથી વ્રજના દેવ તરીકે તેણે **શ્રીકૃષ્ણ**નો અભિષેક કર્યો.

ત્યાર પછી એક વખતે તે **એકાદશી**ના ઉપવાસ પછીથી બારસને દિવસે સ્નાન કરવાને ઘણા વહેલા **નંદરાય** કાલિન્દીના જલમાં પેઠા. આ રીતે રાત્રિના વખત જળમાં પેઠેલા જોઇને, શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી વરુણ દેવના અનુચરો તેમને **પકડી**ને વરુણ દેવ પાસે લઇ ગયા. આ બાબતની ખબર ગોવાળીઆઓએ **શ્રીકૃષ્ણ**ને કહી. તેથી પોતાના પિતાને છોડાવવાને પોતે વરુણ લોકમાં ગયા. વરુણ તો **શ્રીકૃષ્ણ**ને જોઇને એકદમ તેમને શરણે આવ્યો, અને **શ્રીકૃષ્ણ** તરફ કરેલા અપરાધની ક્ષમા માગી. **શ્રીકૃષ્ણે** આ રીતે **નંદરાય**ને **વરુણ**ના પક્ષમાંથી છોડાવ્યા.

**રહસ્ય**—આ પ્રકરણમાં કરેલી લીલાઓના નીચે પ્રમાણે હેતુઓ છેઃ—

(૧) જો કે અગ્નિ, ઇન્દ્ર, વગેરે દેવતાઓ તે શ્રીકૃષ્ણની જૂદી જૂદી વિભૂતિઓ છે તે પણ પૂર્ણ દેવતા તરીકે તો રસાત્મક શ્રીકૃષ્ણ છે, માટે શ્રીકૃષ્ણને–પૂર્ણ સ્વરૂપને છોડીને વિભૂતિરૂપને પ્રસન્ન કરવાથી પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત થતું નથી.

(૨) ભગવાનની પ્રસન્નતા મેળવવાને યજ્ઞાદિ ક્રિયાઓ નિરર્થક છે. કોઇ પણ સાધનના બળથી પ્રભુ રીઝી શકતા નથી. યજ્ઞાદિ સાધનો કરતાં દીનતાપૂર્વક પ્રભુના શરણનું ફલ અધિક છે.

(૩) ઇન્દ્રને મદ થયેલો હતો તેથી તેનો મદ ઉતારવાને શ્રીકૃષ્ણે આ લીલા કરી છે. અર્થાત્ કેટલાક ભક્તોમાં જો મદ હોય તો તે મદ ભક્તિમાર્ગમાં વિક્ષેપ કરનાર છે માટે ભગવાન્ તેમના મદને હરી લઇને તેમને નિરોધના માર્ગમાં બચાવી લેછે.

(૪) જીવોને સુખ અને દુઃખ આપનાર પ્રભુ છે છતાં તેમને વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય લાગતાં નથી. કારણકે આ સુખ અને દુઃખ આપવામાં ભગવાન્ જીવોના કર્મોની અપેક્ષા રાખે છે. તેમણે સારાં કર્મો કર્યાં હોય તો તેના બદલામાં સારૂં ફળ આપે છે, અને ખોટાં કર્મ કર્યા હોય તો તેના બદલામાં ખરાબ ફળ–દુઃખાદિ આપે છે. આ રીતે જીવના કર્મની અપેક્ષાએ સુખ દુઃખ જીવોને પ્રાપ્ત થાય છે. વસ્તુતઃ તો સર્વ પ્રભુની લીલા હોવાથી તેમાં સુખ દુઃખ જેવું કંઈ પણ નથી. એ પ્રમાણે અહિંઆં જણાવ્યું છે.×

(૫) ગોવર્ધન પર્વતના ઉદ્ધરણથી એવું જણાવે છે કે ચૈતન્યશાલી જીવ ગમે તેટલો ઇન્દ્ર જેવો મોટી પદવી ધરાવતો હોય–સ્વર્ગના દેવોના રાજા તરીકે મોટી પ્રતિષ્ઠા તેણે મેળવી હોય તો પણ જો તેણે દીનતા પૂર્વક પ્રભુનું શરણ ન સ્વીકાર્યું હોય અને મદયુક્ત બનેલો હોય તો તેવા ચૈતન્યશાલી કરતાં પત્થર

---

× જૂઓ બ્ર. સૂ. ૨–૧–૩૪ તથા ૨–૧–૩૫ તથા તત્વદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણકારિકા.

आत्मसृष्टेर्न वैषम्यं नैर्घृण्यं चापि विद्यते ।
पक्षांतरेपि कर्म स्यान्नियतं तत्पुनर्बृहत् ॥

જેવો જડ જેને કંઈ પણ જ્ઞાન નથી તે વધારે સારો છે. માટે દરેક ભકતે જ્ઞાન કરતાં દીનતાનો ગુણ મેળવવો જોઇએ.

(૬) શ્રીકૃષ્ણે ઇન્દ્રની પૂજા નહિ કરવાની અને ગોવર્ધન પર્વતની પૂજા કરવાનું કહ્યું તેનું કારણ ઉપર જણાવ્યું છે. ઇન્દ્રદેવ—જ્ઞાનના પ્રકાશવાળાઓનો પણ રાજા હતો. બહુજ જ્ઞાની હતો છતાં પણ તેનામાં મદરૂપી દોષ હતો પણ ગોવર્ધન તે પર્વત જડ—જ્ઞાન રહિત હોવા છતાં તેનામાં મદરૂપી દોષ નહોતો. આથી તે ભકત કોટિમાં મૂકાય છે. આ જડ પર્વતને જ્ઞાનનું અભિમાન નથી. ઉલટો તે પોતાની તળેટીમાં ઉગેલાં પુષ્પો તથા ફળાદિ, તેમજ છાયા વગેરે આપીને પ્રભુનું સેવન કરે છે. આ કારણથી એવા જ્ઞાનરહિત જડ જેવા પણ ભકતો મદમાં છકેલા જ્ઞાનીઓ કરતાં પ્રભુને વધારે પ્રિય છે. માટે ગોવર્ધન પર્વતની પૂજા કરવાનું ગોવાલીઆઓને જણાવે છે—અર્થાત્ ભક્તિનું તેમણે અનુકરણ કરવું અને ઇન્દ્રના જેવા મદનો ત્યાગ કરવો એમ સૂચવે છે.

(૭) પ્રભુ ભકતોને કોઇ પણ દેવો સતાવી શકતા નથી, કારણકે પ્રભુ પોતાના ભક્તનું અહર્નિશ રક્ષણ કરવાને તૈયાર છે.

(૮) નંદરાયને વરુણ લોકમાં બચાવવાની જે લીલા કરી છે તેમાં નીચેનો સિદ્ધાન્ત જણાવ્યો છે.

(क) પુષ્ટિ અને મર્યાદા માર્ગોમાંથી જેઓ મર્યાદા માર્ગ પ્રમાણે ધર્માચરણ કરતા હોય તેમણે શાસ્ત્રની આજ્ઞાનું પાલન કરવું જોઇએ. તેમાં જે ફલ મળે છે તે શાસ્ત્રની આજ્ઞાના આચરણ પ્રમાણે છે. અમુક વિધિ પ્રમાણે અમૂક કરવામાં આવે તો તેનું ફળ અમૂક મળે છે, અને જો તે વિધિને દૂર રાખવામાં આવે તો ઉલટું તેની શિક્ષા સહન કરવી પડે છે.

વ્રત, જપ, વગેરે સાધનો તે મર્યાદા માર્ગમાં છે આ સાધનોનું સેવન શાસ્ત્ર પ્રમાણે કરવું જોઇએ. નંદરાયે વ્રત કર્યું પણ બીજે દિવસે પારણાં વહેલાં કરવાને (ભૂખ બહુ લાગેલી તેથી) મધ્યરાત્રિએ નદીમાં સ્નાન કરવાને પેઠા. એવા વિચારથી કે નદીમાં નાહીને તુર્તજ ભોજન કરીને ઉપવાસ તોડું. આમ કરવામાં તેમણે શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું. તેથી તેમને દંડ આપવાને વરૂણના અનુચરો વરુણ લોકમાં લઇ ગયા.

(ख) પુષ્ટિમાર્ગ તો પ્રભુના અનુગ્રહનો માર્ગ છે. તેમાં કોઇ પણ બાહ્ય સાધન જ હોતાં નથી. પ્રભુનું શરણ એજ સાધન છે. આથી વ્રતાદિ પણ તેમને માટે આવશ્યક નહિ જેવાં હોવાથી, શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન થાય તો પ્રેમી ભક્તોને તેની શિક્ષા સહન કરવી પડતી નથી.



## પ્રકરણ ૧૫ મું.

## શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે કરેલી રાસલીલા.

### ગોકુળમાં હવે શરદ ઋતુનું આગમન થયું.



એક શરદ ઋતુની રળિઆમણી રાત્રિએ ચંદ્રની જ્યોત્સ્ના નભોમંડળને તેજ પુંજથી ધવલિત કરતી હતી. ત્યારે **શ્રીકૃષ્ણને** રાસલીલા કરવાની ઈચ્છા થઇ. પોતે વ્રજનાં કુમારિકાઓને જે વચન આપેલું તે સાંભળી આવ્યું. આથી રાસરમણ માટે સંકલ્પ કર્યો. આ વખતે માલ્લકાના પુષ્પની સૌરભ આજુબાજુએ સર્વત્ર વ્યાપી રહી હતી. **શ્રીયમુનાના** પ્રવાહમાં તથા તટ ઉપર અનેકવિધ પુષ્પો શોભી રહ્યાં હતાં. તટ ઉપર સુંદર રેતીમાં જ્યોત્સ્નાનું નૃત્ય પણ વિલસી રહ્યું હતું. આજુબાજુએ સંપૂર્ણ શાન્તિ ફેલાયલી હતી. આકાશમાં લક્ષ્મીના મુખના જેવા અને નવકુંકુમની માફક અરુણ ચંદ્રને જોઇને તથા તેનાં કિરણો વનમાં લતા વૃક્ષાદિ ઉપર પથરાયલાં નિહાળીને રમણ કરવાને આ અવસર સુંદર છે એમ નિશ્ચય થતાં પોતે યોગમાયાને પોતાની સહાયક તરીકે બોલાવી. પછીથી બંશીથી તેમણે બહુજ સુંદર અને આકર્ષક પૂજન કર્યું. આ ગીતની મધુર સુધા વ્રજમાં રહેલાં ગોપીજનના કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ પામી અને તેમનો પણ પહેલેથી નિશ્ચિત કરાયેલો રાસરમણ માટેનો સંકલ્પ સતેજ થયો. આ સમયે કોઇ દોહતાં હતાં, તો કોઇ ઘરમાં

બૂજો કાઢતાં હતાં, કોઇ લીંપતાં હતાં, કોઇ અંજન આંજતાં હતાં, કોઇએ ચૂલા ઉપર દુધની તપેલીઓ મૂકેલી હતી. આમ અનેક પ્રકારનાં ગૃહકામમાં તેઓ રોકાયલાં હતા. પણ વેણુનો રવ સાંભળતાંની સાથે પ્રભુનો સંકલ્પ જાણી ગયાં. અને તુર્તજ કામ કામની જગ્યાએ રહેવા દઇને પ્રભુ પાસે જવાને તૈયારી કરવા લાગ્યાં. આ સમયે જવાની તૈયારીમાં એટલાં બધાં ઉત્સુક હતાં કે તેમને તેમનાં વસ્ત્રો વગેરે પહેરવાનું પણ પૂરૂં ભાન રહ્યું નહિ અલંકારોમાં પણ પગના અલંકારો હાથે પહેર્યા અને હાથના પગે નાખ્યા. આમ સંભ્રમપૂર્વક વેષ પરિધાન કરીને **યમુનાજી**ના તટ તરફ જ્યાં **શ્રીકૃષ્ણ** ઉભા ઉભા બંશી બજાવે છે ત્યાં તેઓ જઇ પહોંચ્યાં. પણ તે ગોપીઓ તેમના પતિ તથા પિતા વગેરેના ભયથી બહાર નીકળી શક્યાં નહિ. તેમને વિરહનો એટલો બધો ઉત્કટ તાપ લાગ્યો કે તેઓએ તે વિરહના અગ્નિના તાપમાં પોતાના દેહને ભસ્મીભૂત કરી નાખ્યો. અન્ય ગોપીજન **શ્રીકૃષ્ણ**ની પાસે આવીને ઉભાં એટલે શ્રીકૃષ્ણે સ્મિતપૂર્વક તેમને કહ્યું-અરે ગોપીઓ તમે અહિંઆં આવ્યાં છો તે માટે હું તમારૂં સ્વાગત કરૂં છું? પણ ભલા આવી ભયંકર રાત્રિએ તમારા જેવાં અબળાઓને પતિ, પિતા તથા પુત્રોનો ત્યાગ કરીને આવવું તે શોભે ? વળી તમારૂં કર્તવ્ય તો એજ છે કે તમારે તમારા પતિ વગેરેની સેવા કરવી જોઇએ. માટે આ સ્થાનમાંથી તમે સત્વર પાછાં જાવ. તમને તમારા માતાપિતા ઘર આગળ નહિ જોવાથી ખાસ શોધશે અને જો તમારો પત્તો નહિ લાગે તો તેઓ શોક કરશે. તમારી જો વન જોવાની ઇચ્છા હોય તો

તમે હવે તે જોયું છે, માટે આ તમારી ઇચ્છા પૂર્ણ થયેલી હોવાથી તમારે તમારાં ઘર તરફ પાછા જવું જોઇએ. **શ્રીકૃષ્ણ**નાં આવાં વચનો સાંભળીને તે ગોપીઓ હતાશ થયાં. તેમના સંકલ્પો ચૂર્ણિત થયા. તેમના મુખ ઉપર વિષાદની છાયા પથરાઇ. તેમના અધરોષ્ટની રક્તિમા પણ ઉડી ગઈ. તેમણે વિચાર કર્યો કે **શ્રીકૃષ્ણ** ખરેખર આપણને અહિંઆં બોલાવીને આપણો ઉપહાસ તો કરેજ નહિ. પણ છતાં આપના પ્રેમની કસોટી કરવાને માટે આ પ્રમાણે તેઓ આપણને પ્રશ્ન કરે છે. માટે તેમને આપણે ઉત્તર આપવો જોઇએ. એમ મન સાથે વિચારીને તેમણે **શ્રીકૃષ્ણ**ને ઉત્તર વાળ્યો—"હે **શ્રીકૃષ્ણ** ! આ રીતે અમારો ઉપહાસ કરો તે અમને યોગ્ય નથી. આ રાત્રિ ઘોર અને ભયાનક છે તો અમારે અહિંઆં રહવું જોઇએ નહિ પણ વ્રજમાં પાછા જવું જોઇએ એમ આપ કહો છો પણ આપજ વિચાર કરો કે આવી ભયાનક રાત્રિઓમાં અબળાઓ શી રીતે પાછાં વ્રજમાં ફરી શકે ? માટે આજની રાત્રિએ તો અહિંજ રહેવું જોઇએ. રાત્રે વનમાં થઈને પાછા ફરતાં હિંસ્ર પશુઓનો ભય નડે. વળી સ્ત્રીઓથી એકલાં પાછાં જવાય નહિ. માટે અમે અત્યારે તો આપની પાસેજ રહેવાનાં. વળી આપે એમ કહ્યું કે "પતિ, પિતાઓ વગેરેને છોડીને અમે આવ્યાં તે ઠીક કર્યું નથી." પણ આપ આમ કહીને અમારા પ્રેમની કસોટી કરવા માગો છો એમજ અમે માનીએ છીએ. કારણ કે આપજ સર્વ પ્રાણીઓના પિતા છો, તથા પતિ છો. જેઓ જે ભાવથી આપને ભજે તે ભાવે આપ તેમને મળો છો. અમે સારી પેઠે સમજીએ છીએ કે આપ નંદ યશોદાના પુત્ર નથી. પણ

અખિલ ભુવનોના સ્રષ્ટા તથા નિયામક છો. અમે આપને ભગવાનજ જાણીએ છીએ. અને તેમ જાણીનેજ આપની પાસે અમે આવ્યાં છીએ. તમેજ અમારા ખરા પતિ તથા પિતા વગેરે છો અને લૌકિક તો નશ્વર છે. પણ આપજ સનાતન કાળ માટે સ્થિત રહો છો. કારણ કે આપ કાળના પણ કાળ છો, માટે અમે તો આપની સાથે રાસરમણની ઇચ્છા પૂર્ણ કરવાનાં. અમને કોઇ પણ લૌકિક કામ વાસનાઓની ઇચ્છા નથી. અમે સર્વ વિષયોનો ત્યાગ કરીને આપની પાસે આવ્યાં છે. મોટા મોટા તપસ્વીઓ, યોગીઓ તથા જ્ઞાનીઓને પણ આપ દુર્લભ છો. તે અમને આજે પ્રાપ્ત થયા છો તો પછી અમે આપનો ત્યાગ કેવી રીતે કરીએ." આમ બોલીને તેઓ શાન્ત થયાં. **શ્રીકૃષ્ણને** તેમના પ્રેમની કસોટી કરવી હતી. તે કસોટી કરી લાધી પછી તેમની સાથે રમણ કરવા માંડયું. તે ગોપીઓ વર્તુલાકારમાં યમુનાના તટ ઉપર ઉભાં રહ્યાં અને જેમ ચંદ્ર તારામંડળની મધ્યમાં શોભે તેમ પોતે શોભવા લાગ્યા. અને નૃત્ય કરવા માંડયું. આ સમયે યમુનાનાં શિતલ જલમાંથી મન્દ મન્દ સુગન્ધી પવન વાવા લાગ્યો. નૃત્ય અને ગીતયુક્ત રમણ કેટલોક સમય ચાલ્યું એટલામાં તે ગોપીઓને સૌભગમદ થયો. તેઓ એમ માનવા લાગ્યા કે અહો અમારા જેવાં કોઈ પણ મોટાં નથી. અમારૂં ભાગ્ય કેવું છે કે **શ્રીકૃષ્ણ** પણ અમને અધીન થઇને અમારી સાથે ક્રીડા કરી રહ્યા છે." **શ્રીકૃષ્ણે** પણ ગોપીઓના હૃદયનો આ અહંભાવ જાણી લીધો તેથી પોતે ત્યાં તે મંડળમાંથી એક ગોપીની સાથે અંતર્હિત થયા.

૨.

શ્રીકૃષ્ણને નહિ જોતાં તેઓ એકદમ વ્યાકુળ થઈ ગયાં. જેમ હાથિણીઓના ટોળામાંથી હાથી છુટો પડે ત્યારે હાથિણીની જે દશા થાય તે દશા આ ગોપીઓની થઈ. તેઓએ શ્રીકૃષ્ણને શોધી કાઢવાને પ્રયત્ન કરવા માંડ્યા. વનની અંદર ઉન્મત્તની માફક ગાતાં ગાતાં એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરવા માંડયું. પ્રથમ તો આજુબાજુએ આવેલી અનેક પ્રકારની વનસ્પતિને પૂછવા માંડયું. હે પીંપળા હે વડ, હે ન્યગ્રોધ તમે પ્રેમ, હાસ્ય, અને અવલોકનથી અમારૂં મન હરી લેનાર શ્રીકૃષ્ણને જોયા છે? જોયા હોય તો અમને કહેશો કે તે ક્યાં અમને મળી શકશે? હે કુરબક! અશોક! નાગ! ચમ્પક! અમારા દર્પને હરનાર. બળદેવના ન્હાનાભાઈ શ્રીકૃષ્ણને અહિં થઈને પસાર થતાં જોયા છે? હે કલ્યાણિ તુલસિ! તું ગોવિન્દના ચરણમાંજ પ્રીતિવાળી છું; તો તને ખબર હશે કે અમારા પ્રિય શ્રીકૃષ્ણ ક્યાં ગયા છે? અરે માલતી, મલ્લિકા, જાૂઇ અને બીજી લતાઓ! તમે અમને ખબર આપશો કે પોતાના કરસ્પર્શથી તમને પ્રસન્ન કરનાર અમારા પ્રય માધવ ક્યાં છે? હે આમ્ર, રાયણ, જાંબુ અને બિલ્વ! બકુલ અને બીજાં વૃક્ષો. જે પારકાંઓનું કલ્યાણ કરવાને માટેજ યમુનાના તટ ઉપર જીવો છો, તે તમે આ શ્રીકૃષ્ણની ભાળ આપી શકશો? આ પ્રમાણે વનસ્પતીને પૂછવા છતાં કંઈ પણ ખબર મળી નહિ એટલે તેઓએ પૃથ્વીને પૂછયું–હે પૃથ્વી! તેં જાણે ઘણુંજ તપ કર્યું હોય એમ જણાય છે કે જેથી આજે તારાં રોમાંચ કેશવના ચરણ કમળના સ્પર્શને લીધે આ-

## श्रीस्वामिनीजी विप्रयोग अवस्थामां (राधाविरह.)



Phoenix P. Works.

નંદિત થયાં હોય એમ તું દીસે છે. તો તું અમને શ્રીકૃષ્ણની ખબર આપીશ ?" પછીથી પ્રાણીઓને પૂછે છે. "હે હરિણ પત્ની ! શ્રીકૃષ્ણના જેવાં તારાં નયન લાંબાં જણાય છે તેથી તથા આ સ્થળમાં શ્રીકૃષ્ણના કુંદ પુષ્પની માળાનો સુગંધ અહિંઆં આવે છે તેથી એમ જણાય છે કે શ્રીકૃષ્ણ આ સ્થળમાં થઈને પસાર થયા હશે, અને તેં તેમને જોયા હશે ?" આ પ્રમાણે ઉન્મત્તની માફક રહી સ્થાવર તથા જંગમ સત્વાને પ્રશ્ન પૂછતાં પૂછતાં વનમાં શ્રીકૃષ્ણની શોધ કરવા લાગ્યાં, છતાં શ્રીકૃષ્ણની ભાળ મળી નહિ આથી તેઓએ નિરાશ થઈને શોધ કરવાનું છોડી દીધું. તેઓએ હવે શ્રીકૃષ્ણે જે જે લીલાઓ કરી હતી તેનું અનુકરણ કરવા માંડયું. એક પછી એક જૂદી જૂદી લીલાઓ કરવા લાગ્યાં. પ્રથમ એક ગોપી પૂતના થઈ અને બીજી શ્રીકૃષ્ણ બની અને તે પૂતના બનેલીને ધાવવા લાગી અને પછી તેના પ્રાણને શોષવા લાગી. પછી એક ગોપી બાળક બની અને બીજી શકટ બની અને તેને બાળક બનેલીએ પાટુ માર્યું વળી એક ગોપી ગોપ બની અને બીજી શ્રીકૃષ્ણ બનેલીને ઉપાડી ગઈ. બે ગોપીઓ શ્રીકૃષ્ણ અને બળરામ બન્યાં અને બીજીઓ ગોપ બન્યાં અને પછી જૂદી જૂદી રમત રમવા લાગ્યાં. વળી કોઈ વાછરડારૂપ થઈ તો કોઈ બકરૂપ બની, આમ જૂદા જૂદા રૂપે તે ગોપીઓએ શ્રીકૃષ્ણની લીલાઓનું અનુકરણ કરવા માંડયું. આમ છતાં પણ શ્રીકૃષ્ણને તે પ્રકટ નીરખી શકયાં નહિ. આથી તેઓએ પ્રથમની માફક શોધ કરવાનું જારી રાખ્યું. થોડેક દૂર ગયાં એટલે માર્ગમાં બે વ્યક્તિઓનાં ભેગાં પગલાંની હાર જોઈ. તે

પગલાંને નિહાળતાં એમાં **શ્રીકૃષ્ણના** ચરણના ચિન્હો જણાયાં. તે ઉપરથી તેમણે જાણ્યું કે **શ્રીકૃષ્ણ** આ માર્ગે થઇને જરૂર પસાર થયા હશે. તે રસ્તે આગળ જતાં તેમણે એક તેમનાથી પ્રથમથી વિખૂટી પડેલી ગોપીને કલ્પાંત કરતાં જોઇ. તેને આ દશામાં જોઇને અન્ય ગોપીઓએ પૂછ્યું "હે સખી ! શા માટે તું આ પ્રમાણે આક્રન્દ કરે છે ? " તે ઉપરથી તેણે પોતાની બધી હકીકત કહી. તેણે કહ્યું કે હું **શ્રીકૃષ્ણની** સાથે જવાને માટે તમારાથી વિખૂટી પડી હતી. તમારાથી જૂદી પડ્યા પછી મને પણ મારા ભાગ્યનો બહુજ ગર્વ થયો. હું એમ માનવા લાગી કે અહો મેં કેવા **શ્રીકૃષ્ણને** વશ કરી લીધા છે ! કારણકે શ્રી-કૃષ્ણ હું કહું તે પ્રમાણે મારૂં કાર્ય કરે છે." આમ ગર્વમાં મેં એક વખત **શ્રીકૃષ્ણને** કહ્યું કે મારી ઇચ્છા તમારા સ્કંધ ઉપર બેસવાની છે તો મને તમારા સ્કંધ ઉપર બેસાડો. **શ્રીકૃષ્ણે** કહ્યું "સારૂં" પછીથી તો મને બેસાડવાને માટે ઉંચી કરતાં તે એકદમ અદ્રશ્ય થઇ ગયા. હવે હું પણ તમારી માફક **શ્રીકૃષ્ણને** અહિંઆં શોધું છું. પેલી ગો-પીઓને પોતાનું દુઃખ કહેવા લાગ્યાં. બધાંનું એકજ પ્રકા-રનું દુઃખ છે એમ જાણીને હવે તેમણે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં. છેવટે એમ જાણ્યું કે **શ્રીકૃષ્ણને** શો-ધવાના તમામ ઉપાયો નિષ્ફળ નીવડ્યા છે. આ વનના તમામ ભાગમાં આપણે ફરી વળ્યાં છીએ. તેનાં વૃક્ષો લતાઓ તથા તમામ પ્રાણીઓને આપણે પૂછી વળ્યાં છીએ. છતાં આપણને પત્તો નથી. વનમાં ફરી ફરીને આપણે તદ્દન થાકી ગયાં છીએ, તો હવે આપણે યમુનાના તટની

વાલુકામાં બેશીને તેમનાં ગુણગાન ગાઈએ. તે સિવાય બીજો કોઇ પણ ઉપાય નથી. આમ નિશ્ચય કરીને તેઓ શ્રીકૃષ્ણ વિષેનુ ગીત ગાવા લાગ્યાં.

૩.

યમુનાના તટ ઉપર એક ચિત્તથી બેઠેલી ગોપીઓએ હવે **શ્રીકૃષ્ણ**ના ગુણગાનનું ગીત ગાવા માંડયું. ગીત જેમ જેમ વધતું ગયું તેમ તેમ ધ્વનિઓ રાત્રિના પ્રકાશમાં ભળી ગયા અને અનહદ શાન્તિની રમણીયતામાં વધારો કરવા લાગ્યા. તે ગીત નીચે પ્રમાણે સુક્ત કણ્ઠે વાધવા લાગ્યું:—

"હે દયિત! આપના જન્મથી જે વ્રજમાં લક્ષ્મી સદા વાસો કરે છે તેની શોભા અધિકતર દીપે છે. હે પ્રિય! અમે આપનાં દર્શનની આશાએ જ જીવન ટકાવી રાખ્યું છે. તો સત્વર દર્શન આપીને કૃતાર્થ કરો.

"આપે વ્રજવાસીઓનું અનેક પ્રકારે કલ્યાણ કર્યું છે. તેમને વિષ, જલ, સર્પ, રાક્ષસ, અગ્નિ વગેરેના ભયમાંથી બચાવ્યા છે. દરેક ભયમાંથી બચાવવાને આપ તૈયાર છો.

"આપ ફક્ત યશોદાના પુત્ર નથી, પણ તમામ દેહીઓના અન્તર્યામી પણ છો. બ્રહ્માની પ્રાર્થનાથી આપ યાદવોના કુલમાં વિશ્વનું રક્ષણ કરવાને આપ પ્રકટ થયા છો.

"આપના ચરણનો આશ્રય કરનારને સંસારનો ભય રહેતો નથી. તે દરેક રીતે નિર્ભય બને છે. વળી આપનું કમળના જેવું મુખ આપના ભક્તોના કામનો નાશ કરનારૂં છે તો તેનાં દર્શન અમને આપો."

" આપનું કથામૃત સંતપ્ત થયેલાંઓનું જીવન ટકાવનાર છે. તે પાપનું હરનાર છે. કાનને પ્રિય છે. જ્ઞાનીઓ તથા ભક્તો તેનો બહુ પ્રકારે પ્રશંસા કરે છે.

* * * *

" જ્યારે આપ દિવસે અરણ્યમાં ફરતા હો છો ત્યારે એક ક્ષણ પણ અમને સો વર્ષો જેટલી લાગે છે. ખરેખર આપના દર્શન વગર અમને બિલકૂલ ચેન પડતું નથી. તે સમયે અમારી આંખની પાંપણો બનાવનાર બ્રહ્માને પણ અમે શત્રુ ગણીએ છીએ.

" હે અચ્યુત ! અમે અમારા પતિઓ, પુત્રો, કુટુમ્બીજનો, બંધુઓ વગેરેનો ત્યાગ કરીને અહિંઆ આવ્યાં છીએ. અમે આપના ગીતથી મોહિત થઇને ઘરમાંથી નીકળ્યાં હતાં. તો આવી રાત્રિના વખતે આપ અમારો ત્યાગ કરો તે ઇષ્ટ નથી. ? !

" આપનું પ્રાકટ્ય વ્રજનાં તમામ જનનું રક્ષણ કરવાને છે તે ઉઘાડી વાત છે. તો પછી અમારૂં આપ કેમ રક્ષણ કરતા નથી ? "

૪.

ઉપર પ્રમાણે ગીત ગાતાં ગાતાં તેઓ દૈન્યભાવથી રુદન કરવા લાગ્યાં. નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી; કણ્ઠ પણ ગદ્ગદિત થઇ ગયો, અને વધારે ગાઇ શકાયું નહિ. **શ્રીકૃષ્ણ** જે અદૃશ્ય રહીને આ સઘળું જોતા હતા, તેમણે વિચાર્યું કે હવે આમના દર્પ અને માનનું પૂર્ણ ખણ્ડન થયું છે. તેઓ હવે દીનતાવાળાં થયાં છે.

॥ श्रीकृष्णनी रासलीला ॥



તો હવે વધુ વખત અદૃશ્ય રહેવું તે યોગ્ય નથી. કારણકે તેમ કરવાથી તેમના પ્રાણનો તેઓ ત્યાગ કરશે. આમ વિચારીને એકદમ પોતે પ્રત્યક્ષ થયા. ખીલેલા કમળના જેવા હસતા મુખવાળા, પીતામ્બર વસ્ત્ર ધારણ કરેલા, માળાથી શોભતા, અને રૂપરૂપના મણિ એવા **શ્રીકૃષ્ણને** નિહાળીને જાણે તેમનો પ્રાણ ફરીથી તેમને પ્રાપ્ત થયો હોય તેમ તેઓ એકદમ ઉભાં થઇ ગયાં. તેમનાં નયનમાં પ્રસન્નતા છવાઈ. કોઇએ આનંદમાં આવીને **શ્રીકૃષ્ણના** હસ્તને પકડયો. કોઈ તેમના ચરણને છાતી ઉપર મૂકવા લાગ્યાં. કોઇ નયનનાં બાણ તેમના તરફ ફેંકવા લાગ્યાં. અને તેમના મુખનું સૌન્દર્ય કેટલીક વાર સુધી એક મીટથી પીવા લાગ્યાં. કોઇના દેહમાં **શ્રીકૃષ્ણ** દર્શનનો આનન્દ એટલો બધો વ્યાપી ગયો કે તે રોમાંચોદ્‌ગમ અનુભવવા: લાગ્યાં. તે બધાંઓ **શ્રીકૃષ્ણની** આજુબાજુ વીંટાઈ ગયાં. પછીથી તેમને લેઇને **શ્રીકૃષ્ણ** કાલિન્દીના તટમાં જ્યાં આગળ કુન્દ અને મન્દાર પુષ્પના સૌરભથી યુક્ત પવન વાતો હતો અને જ્યાં ભ્રમરો ગુંજારવ કરી રહ્યા હતા તે સ્થાનમાં પ્રવેશ કર્યો. અહિંઆં શરદ્‌ઋતુના ચંદ્રનાં કિરણોના તેજથી રાત્રિનો અંધકાર તદ્દન દૂર થયો હતો. યમુનાના જલનાં મોઝાંઓ તટની રેતી ઉપર પથરાતાં હતાં. પ્રકૃતિ પણ અત્યન્ત રમણીય લાગતી હતી. આ સંસ્થાનું પરમ સૌન્દર્ય નિહાળીને તે ગોપીઓના હૃદયના રોગો નિવૃત્ત થયા. તેઓએ પોતાના કુકુમથી રંગાયલાં વસ્ત્રો રેતી ઉપર પાથર્યા, અને **શ્રીકૃષ્ણને** તેની ઉપર બેસાડયા. પોતે પણ નીચે બેઠા. પછીથી **શ્રીકૃષ્ણ**

સાથે ગોષ્ટી વિનોદ કરવા લાગ્યા. કોઈ **શ્રીકૃષ્ણ** ઉપર ક્રોધ કરવા લાગ્યાં. કોઈ તેમને ઠપકો દેવા લાગ્યાં. **શ્રીકૃષ્ણે** તેમના મનનું સમાધાન કરીને પછીથી રાસક્રીડાના શરૂઆત કરી. બબ્બે ગોપીઓમાં એક એક પોતાનું સ્વરૂપ **શ્રીકૃષ્ણે** પ્રકટ કર્યું અને પછી રાસનો આરમ્ભ થયો. આ સમયે આકાશમાં સેંકડો દેવતાઓનાં વિમાનો રાસલીલા જોવાને એકઠાં થયાં. તેઓએ દુન્દુભિઓ વગાડયાં. તથા પુષ્પની વૃષ્ટિ કરવા માંડી. ગન્ધર્વોએ પણ **શ્રીકૃષ્ણને** અભિનન્દન આપવાને સંગીત ચલાવ્યું. રાસમણ્ડલમાં વલય, નૂપુર કિંકણીઓ (ઘુઘરીઓ) નો મોટો અવાજ થયો. હારમાં મણિઓની વચ્ચે મરકત શોભે છે તેમ ગોપીઓની મધ્યમાં **શ્રીકૃષ્ણ** શોભવા લાગ્યા. ગોપીઓ પણ પગના ઠમકારાથી ભ્રૂવિલાસ, તથા સ્મિતથી તેમજ લોલકુણ્ડળ અને ગણ્ડથી મેઘચક્રમાં વિદ્યુતની માફક શોભવા લાગ્યાં. રાસના આનન્દમાં તેમના દેહમાં પ્રસ્વેદ સ્રવ્યો. માથામાં અંબોડાની ગાંઠો છુટી ગઇ. કોઇ **શ્રીકૃષ્ણના** સ્વર સાથે પોતાનો સ્વર મેળવીને ગાવા લાગી. કોઇને **શ્રીકૃષ્ણે** તેના સંગીતની તારીફ કરવાને “શાબાશ, શાબાશ” કહીને ઉંચી કરી. કોઇ થાકેલીએ **શ્રીકૃષ્ણના** હાથને પકડીને પોતાના ખભા ઉપર મૂકયો. કોઇ હર્ષમાં આવીને **શ્રીકૃષ્ણના** હસ્તને ચુંબન કરવા લાગી. આ રીતે તેઓ નૃત્ય અને ગાનમાં મગ્ન બની ગયાં. કૃષ્ણની આ ક્રીડા જોઇને આકાશમાં એકઠાં થયેલાં દેવની સ્ત્રીઓ મૂર્ચ્છિત થઇ ગયાં. ચંદ્ર પણ તારાગણ સહિત વિસ્મય પામ્યો. જ્યારે તે બધાં થાકી ગયાં ત્યારે કરુણા લાવીને **શ્રીકૃષ્ણે** પોતાના કોમળ હસ્તથી તેમના શરીર ઉપરનાં

પ્રસ્વેદનાં બિન્દુઓ લૂછી નાંખ્યાં. પછીથી તે બધાઓને સાથે લઈને જલમાં પ્રવેશ કર્યો અને ત્યાં વિહાર કર્યો. ત્યાંથી બહાર નીકળીને યમુનાના તટ પ્રદેશમાં મદઝરતા હાથી જેમ હાથિણીઓ સાથે ફરે તેમ **શ્રીકૃષ્ણ** ફર્યા. આ પ્રમાણે રાત્રિનો કાળ પૂર્ણ થતા સુધી તેઓએ ક્રીડા કરી, પછી સ્હવાર થતાં **શ્રીકૃષ્ણની** રજાથી તે ગોપી પોતપોતાના સ્થાન તરફ પાછાં વળ્યાં.

**(રહસ્ય)**—આ પ્રકરણમાં જણાવેલી લીલા ભાગવતમાં રાસ-પંચાધ્યાયીના નામથી ઓળખાય છે. આ લીલામાં શૃંગાર રસની પરિભાષા છે તેથી કેટલાક સુધારકો ભડકે છે. તેઓ આ લીલા ઉપરથી એવું અનુમાન કાઢે છે કે શ્રીકૃષ્ણ એક કામી હતા. પણ આ વિષયને કંઈક વસ્ત્રહરણ લીલામાં સમજાવ્યો છે. શ્રીકૃષ્ણ એ શ્રુતિ પ્રતિપાદ્ય રસાત્મક પરબ્રહ્મ છે અને ગોપીજન તે નિર્ગુણ ભક્તો છે. એ વસ્તુ જો બરાબર સમજવામાં આવે તો આ શૃંગાર-રસની પરિભાષા એકદમ સ્પષ્ટ થશે. માટે પ્રથમ અહિંઆં કયો ગૂઢ અર્થ વ્યાપેલો છે તે પ્રકટ કરવાની જરૂર છે. તે પ્રથમ નીચે પ્રમાણે આપીશું.

આ અધ્યાયના પ્રારંભે શુકદેવજી કહે છે; શરદ્ઋતુમાં મલ્લિકાના પુષ્પોથી સુશોભિત બનેલી રાત્રીમાં પ્રભુએ ગોપીઓની સાથે રમણ કરવાની ઇચ્છા કરી. અહિંઆં પ્રથમ જણાવવું જોઇએ કે આ રાસલીલામાં જે ગોપીજનો છે તે "તામસ" ભક્તો છે. તામસ એટલે નિઃસાધન. આથી તે અન્ય ભક્તોમાં ઉત્તમ છે. તેમનો નિરોધ કરીને પોતાની લીલા તેમની આગળ પ્રકટ કરવાને પ્રભુએ ઇચ્છા કરી. પરમકાષ્ઠાપન્ન તત્ત્વ કૃષ્ણ તે આનંદ સ્વરૂપ છે, રસાત્મક છે અને તેમની શક્તિ તે સ્વામિનીઓ છે. રાસેશ્વરી રાધા તે સિદ્ધિ શક્તિ છે, અને ગોપીજનો તે સામર્થ્યરૂપ શક્તિ છે. આ

સ્વશક્તિ રૂપ અગર ભક્તોને સ્વલીલા પ્રેક્ષણાર્થ પ્રભુએ ઇચ્છા કરી. પ્રભુના સ્મરણની લીલા તે પ્રકાશનો પુંજ જેમાં પથરાયલો છે તેવા કાળમાંજ થઇ શકે. તેથી અહિંઆં ચંદ્રપ્રકાશથી સુશોભિત તથા શિતલ શરદ્ઋતુમાં ભગવાને રમણની ઇચ્છા કરી એમ કહ્યું છે. બ્રહ્મના પ્રકાશમાં–જ્ઞાનની જ્યોતિમાં વિચરનાર ભક્તજ આ લીલાનો પાત્ર બને છે. અર્થાત્ શુચિ અને ઉજ્જવળ બનેલા જીવનમાં જ્યારે જ્ઞાન રૂપી ઈન્દુ પ્રકાશ સિંચે અને પોતાના શિતલ કિરણોથી ભક્તના આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક તાપની નિવૃત્તિ કરે તોજ આનંદાત્મક પ્રભુનું રમણ સંભવી શકે. માટે તે સમયે ઇન્દુ પણ વ્યોમમાં દેખાયો, અને સ્વકિરણોથી અંધકારને દૂર કર્યો. અજ્ઞાન તથા દુઃખાદિની નિવૃત્તિ થઇને જીવન જ્ઞાનના પ્રકાશથી ઉજ્જવળ તથા શિતળ તેમજ રમણીય બને તોજ તે ભક્ત ભક્તિ જીવનની ઉચ્ચકક્ષાએ પહોંચી શકે છે. પ્રભુએ રમણની ઇચ્છા થતાં પોતે ભક્તોને પોતાના પ્રતિ આકર્ષવાને ગાન કર્યું. શ્રુતિ કહે છે કે **नायमात्मा प्रवचनेन लभ्यः न मेधया बहुना श्रुतेन यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥** આત્મા પ્રવચનથી, બહુ બુદ્ધિથી તેમ જ્ઞાનથી પ્રાપ્ત થતો નથી, પણ જેમનું વર્ણન કરવાની તે ઇચ્છા કરે છે તેનાથી એ પ્રાપ્ત થાય છે. તે વચન અનુસાર પ્રભુને વરણનાં પાત્ર બનેલા આ ગોપીજનને (પરમ ભક્તને) સ્વપ્રાપ્તિ તથા રમણનું સુખ આપવાને પોતેજ ઇચ્છા કરી; અને પોતેજ તેમને આકર્ષ્યાં, એ જાતે સાધનો કરીને પ્રભુ પાસે આવ્યાં નથી. પણ પ્રભુનાં દોર્યાં ત્યાં આવે છે. પછીથી રમણની ઇચ્છા પાર પાડવાને પ્રથમ તેમણે વેણુથી નાદ કર્યો. વેણુથી નાદ કરવાનું પ્રયોજન એ છે કે વેણુ શબ્દ વિશેષ ભાવસૂચક છે. એ શબ્દ એટલું જણાવે છે કે જેનાથી અમૃતનું સુખ તથા કામનું પણ સુખ ન્યૂન હોય તે વેણુ કહેવાય છે. ( **व**=અમૃત **इ**=કામ+**अणु**=ન્યૂન ) અર્થાત્ આ ગોપીજનને જ્ઞાનના પરિપાક રૂપી અમૃત તથા કામના સુખ કરતાં પણ અધિક

સુખ આપવાની પોતાની ઇચ્છા છે, માટે લૌકિક વૈદિક સર્વ સુખનો ત્યાગ કરાવીને તેમને એ સુખના ભોક્તા બનાવવાને વેણુનાદ કર્યો. વેણુનાં સાત રન્ધ્રોમાં પોતે નાદ ભર્યો, તેમાં પોતાની દિવ્ય સુધા ભરી ભગવાનના છ ધર્મો તથા, ધર્મી સ્વરૂપે પોતે એમ સાતના સૂચક રૂપ એ છિદ્રોમાં સુધા ભરીને (નાદ મૂકીને) એવું સૂચવ્યું કે તે પરમ સુખની પ્રાપ્તિ ષડ્ ધર્મ યુક્ત ધર્મી પ્રભુથીજ થઇ શકે છે, અન્ય કોઇ એ સુખ આપી શકતું નથી. આ વસ્તુનું જ્ઞાન કરાવવાને પ્રભુએ નાદ કર્યો; એ નાદના સ્વરો ગોકુળમાં ગૃહકાર્યમાં વ્યગ્ર થયેલાં ગોપીઓએ શ્રવણ કર્યો. અર્થાત્ સંસારના વિવિધ કાર્યોમાં મગ્ન થવા છતાં, પણ પ્રભુની કૃપાથીજ પરમસુખ પ્રાપ્ત થાય છે, અને તે પ્રભુથીજ મળી શકે છે. એવું જ્ઞાન તેમને થયું. અત્યાર સુધી જો કે તેમનું જીવન ભક્તિમયજ હતું, અને તેમનાં ચિત્ત તથા ઇન્દ્રિયોના વ્યાપારો પ્રભુ પ્રીત્યર્થ હતા છતાં કાપટયથી પણ સંસારનાં કાર્યો તે કરતાં હતાં. પણ જ્યાં આ વિષયનું તેમને જ્ઞાન થયું, વેણુનાદ શ્રવણ કર્યો કે તુર્તજ સંસાર તેમને નીરસ અને લુખો લાગ્યો. સંસાર સાથે થોડો ઘણો પણ જે સંબંધ હતો. તે છોડી દીધો અને પ્રભુ તરફ દોડયાં. તેઓ એકદમ શ્રીયમુનાજીના તટ ઉપર જ્યાં કૃષ્ણ ઉભા હતા ત્યાં સત્વર ગયાં. યમુનાજી એ સરિતા છે, પણ તે સ્થુલ સરિતા નહિ, પણ અલૌકિક રસની પ્રત્યક્ષ પ્રવાહમાં વહેતી તરંગિણી છે. તેના તટ ઉપર સદાનંદ સ્વરૂપ કૃષ્ણ ઉભા હતા તે સ્થાનમાં આવ્યાં પણ આવા ભકતોને એકદમ પ્રભુ પોતાના રસ સ્વરૂપની પ્રાપ્તિ કરાવે તો તે ભકતો દિઙ્મૂઢ થઈ જાય, તથા ત્યાં રસાભાસ થાય; કારણ કે કોટિકંદર્પલાવણ્ય, સહસ્ત્રસૂર્ય સમ પ્રભાવાળા પરબ્રહ્મની આગળ જીવ ઉભો રહે તો તેની સ્થિતિજ ત્યાં સંભવી શકતી નથી. વળી તેમને નિરોધ શું છે તેનું પણ વિશેષ જ્ઞાન કરાવવું હતું, તેથી પ્રભુ આ ભકતોને તેમની પાસે ખેંચાઇને ઉભા નહિ રહેતાં સંસારમાં પાછા ફરવાને સમજાવે છે. ભકતોએ એકદમ સંસા-

રનો ત્યાગ કરવો એ વાસ્તવિક નથી; પણ આ ગોપીઓ પરમભક્ત હતાં, તેમણે તો સંસારનો ત્યાગ ક્યારનોએ મનથી કર્યો હતો; અત્યાર સુધી માત્ર કાપટયથી તેનું નિર્વહન કરતાં હતાં, પણ હવે જ્યારે ભક્તિનું–પ્રેમભક્તિનું પરમજ્ઞાન પ્રભુ કૃપાથી તેમનામાં ઉતર્યું એટલે તેમણે તે સંસારનો સદંતર નાશ કરવાની ઇચ્છાથી, પ્રભુના તે શબ્દોથી વિલોભાયાં નહિ અર્થાત્ તેઓ પુનઃ સંસારમાં પ્રવેશ કરવાને નાખૂશ થયાં. ભગવાને જ્યારે એમની દૃઢ પ્રતિજ્ઞા જાણી લીધી ત્યારે તેમની સાથે પ્રથમ સામાન્ય રમણ કર્યું. આ દશામાં ભક્તો પ્રભુની સામાન્ય લીલાનાજ અધિકારી બને છે. પ્રભુ પોતાની વિશેષ લીલા હજુ પણ દર્શાવતા નથી. તેને માટે તે ભક્તનું જીવન એથી પણ વધારે ઉન્નત જોઇએ. એ લીલાનાં પણ તેમને અધિકારી બનાવવાને પ્રભુ તે સમયે થોડો વખત તેમનાથી અંતર્ધાન થયા. રસસ્વરૂપ પ્રભૂની પ્રાપ્તિ એકદમ થતી નથી, તેની પ્રાપ્તિ પ્રેમથી થાય છેપ્રેમની સ્નેહ, આસક્તિ, વ્યસન અને તન્મયતા એ ચાર દશાઓ છે; તેમાંથી સ્નેહ તથા આસક્તિ જો કે પ્રભુના રસ સ્વરૂપને ભક્ત સમજે છે છતાં પણ જે સાક્ષાત્ આનંદની સ્ફુર્તિ થવી જોઇએ તે એ સ્થિતિમાં નથી. તે તો વિયોગમાંજ સંભવી શકે; માટે આ વિયોગ રસની સ્ફૂર્તિ ગોપીજનમાં બરાબર થાય તેટલા માટે પ્રભુ તેમનાથી અલ્પ સમય અંતર્ધાન થયા. પોતે એક ગોપીને સ્વામિની સાથે લઇને અંતર્ધાન થાય છે, એકલા નહિ. આ સ્વામીની તે એમની મુખ્ય શક્તિ છે અર્થાત્ રસ સ્વરૂપ ભગવાનની (બ્રહ્મની) સિદ્ધિ શક્તિ તે આ સ્વામિની છે. જો તે સિદ્ધિ શક્તિને પોતાની સાથે ન રાખે તો પ્રભુની રસાત્મકતાની પણ સિદ્ધિ બને નહિ.

પ્રભુ પોતાના ભક્ત ગોપીજનથી અંતર્ધાન થયા. પણ ભગવાન્ તો સર્વત્ર વ્યાપક રૂપે છે, પણ આનન્દસ્વરૂપે ભાવાત્મક સ્વરૂપે શ્રી

ગોપીજનના હૃદયમાં પ્રત્યક્ષ થવા જોઈએ. તે માટે શ્રીગોપીજનને હજુ પણ ઉચ્ચતર ભૂમિકા ઉપર આરૂઢ થવાની જરૂર છે. આથી પ્રભુ તેમનાથી અંતર્ધાન થયા. કેવલ તે ભકતોમાંથી–અગર તે શકિત રૂપ ગોપીજનમાંથી મુખ્ય શક્તિ જે પોતાની અંતરંગ અને સિદ્ધિ રૂપ છે, અને તેથીજ તે પ્રભુનાં હૃદયપ્રાણેશ્વરી અગર રસેશ્વરી તરીકે ઓળખાય છે; તેમની સાથે અન્ય સામર્થ્યશકિતરૂપ ગોપીજનોથી પોતે છૂટા પડયા. સિદ્ધિયુકત રસાત્મક સ્વરૂપની ગેરહાજરીમાં સામર્થ્ય શક્તિઓની શી સ્થિતિ થાય છે, તે જોવાને પ્રભુએ તક સાધી. જો કે ગોપીજનમાં અત્યાર સુધી રસનો બાહ્ય અનુભવ થયો હતો, પણ તેનો આન્તર અનુભવ કરવાની ખાસ આવશ્યકતા હતી, આ અનુભવ વિપ્રયોગ દશામાંજ થઇ શકે; આથી આ અધ્યાયથી એ લીલા શરૂ થાય છે તે રસનો પરિપાક ગોપીગીતના અંતમાં થાય છે; એ થતાંની સાથેજ પ્રભુએ આ શકિતઓનું વૈકલ્ય ઇત્યાદિ અવલોકીને તેમનામાં નવજીવનનો સંચાર કરવાને પ્રકટ થયા. પ્રથમ તેમને પ્રભુનાં દર્શન થયાં, પણ તુર્તજ અંતર્ધાન થતાં દર્શન ન થયાં એટલે જેમ હાથિણી હાથીને નહિ જોવાથી સંતાપ કરે એવો સંતાપ કરવા લાગ્યાં. મૂલ રસાત્મક સ્વરૂપ સિવાય તેની સામર્થ્ય શકિતઓ રહી શકેજ નહિ. મૂળ રસાત્મક સ્વરૂપ તે આધાર છે, અને આ શક્તિઓ આધેય છે. આધાર વગર આધેય રહી શકેજ નહિ. પાત્ર વગર જેટલું અસ્તિત્વ તેમાં જણાય નહિ. માટે આ આધારરૂપ બ્રહ્મ –પ્રભુ અંતર્ધાન થતાં તેમની શકિતઓ પણ સંકોચ પામે એ સ્વાભાવિક છે. આથી તે પ્રભુનો પત્તો મેળવવાને પ્રથમ તેમણે તેમનું અન્વેષણ કરવા માંડયું, તેમને તે સમયે એવું જ્ઞાન ન રહ્યું કે પ્રભુ તો ભાવાત્મક સ્વરૂપે હૃદયમાં બિરાજે છે; તેથી તે પ્રભુનું બહારથી અન્વેષણ કરવા લાગ્યા. ઉન્મત્તની માફક પ્રથમ અશ્વત્થ, પ્લક્ષ ન્યગ્રોધ, કુરબક, અશોક, નાગ, પુંનાગ, ચમ્પક, ઇત્યાદિ વૃક્ષોને પ્રભુ માટેની ખબર પૂછવા લાગ્યાં. આ વૃક્ષો મૂઢ છે છતાં પણ તે વૈષ્ણવો

છે તેથી તેઓજ વિષ્ણુની ગતિ જાણી શકે. બીજા ગમે તેટલા નિપુણ હોય છતાં જો અવૈષ્ણવ હોય તો વિષ્ણુની ગતિ જાણી શકતા નથી. ભગવાન્ એ વિષ્ણુ છે અને તેમના સંબંધવાળા વૈષ્ણવ કહેવાય છે. વૃક્ષો નિર્દોષ છે, રાગદ્વેષથી મુક્ત છે; દરેકના ઉપર ઉપકાર કરે છે, તે નીચી ભૂમિમાંથી આકાશ તરફ ઉર્ધ્વ ગતિ કરે છે; તે શીત, તથા ઉષ્ણતા સહન કરે છે; વૈષ્ણવોનું જીવન પણ એવા પ્રકારનું હોય છે. તેઓ નિર્દોષ હોય છે, રાગદ્વેષથી મુક્ત હોય છે; દરેકનું કલ્યાણ કરે છે, તથા જીવનની નીચી ભૂમિકામાંથી ભક્તિની ઉચ્ચ ભૂમિકામાં ગમન કરે છે, તેમજ સંસારમાં રહીને આધિ, વ્યાધિ તથા ઉપાધિ તેમજ આધિભૌતિક આધ્યાત્મિક તથા આધિદૈવિક દુઃખો સહન કરે છે. વૃક્ષોના જીવનમાં અને વૈષ્ણવના જીવનમાં આ રીતનું સામ્ય છે; તેવા ભક્તોદ્વારાજ પ્રભુ વિષેની ભાળ મળી શકે. એજ આપણને પ્રભુની ભાળ મેળવી આપે. આથી ગોપીજનો પ્રથમ તેમને પ્રભુ વિષે પૂછે છે. પણ પ્રભુના માર્ગમાં–ભક્તિના (પ્રેમ લક્ષણા ભક્તિના) માર્ગમાં બીજાના ઉપદેશથી કંઇ પ્રભુપ્રાપ્તિ કરી શકાતી નથી; વળી જેમને પ્રભુનાં દર્શન થયાં હોય તેઓ બીજાને કંઇ કહે પણ નહિ. આથી તે વૃક્ષો તરફથી કંઇ પણ ઉત્તર તેમને મળતો નથી. પછીથી તુલસી, માલતી, મલ્લિકા, જૂઇ વગેરે લતાઓને પૂછે છે. ત્યાંથી પણ તેમને ઉત્તર મળતો નથી. વનસ્પતિમાં તુલસી પવિત્ર છે; તેનાં પર્ણ પ્રભુના ચરણકમળ આગળ ધરાય છે. અર્થાત્ તે પ્રભુની વધારે નિકટ રહેનાર હોવાથી પ્રભુની ખબર તેજ આપી શકે, એમ સમજીને તેમણે તુલસીને પૂછ્યું તો પણ ત્યાંથીએ તેઓ નિરાશ થયાં. આ રીતે અન્વેષણ કરતાં કરતાં વૃક્ષો તથા લતાઓ તરફથી કંઇ પણ પ્રવૃત્તિ ન મળી. તોપણ આગળ ચાલતાં પ્રભુકૃપાથી તે સ્થિતિમાં તેમને પ્રભુની ચરણપંક્તિનું દર્શન થયું. જ્યારે ભક્તો આ રીતે પ્રભુની શોધમાં ખંતથી મંડ્યા રહે છે, તો વિશેષ નહિ તો તેઓ સ્વતઃ પ્રભુપ્રાપ્તિનો માર્ગ જાણી શકે છે. આ પ્રભુપ્રાપ્તિની

માર્ગસૂચક પદવીને તેમણે જોઈ. ચરણની પંક્તિ પૃથ્વી ઉપર હોય છે. પૃથ્વી એ વિશ્વંભરા કહેવાય છે. આખા જગતનો ભાર સહન કરે છે તથા ક્ષમાશીલ છે; આવી શાન્ત પૃથ્વી તે શાન્તિનું રૂપક છે. પ્રભુપ્રાપ્તિનો માર્ગ શાન્તિમાં છે. સંસારના ધાંધળીઆ જીવનમાં એ માર્ગ શોધવો કઠિન છે; શાન્તિરૂપ ક્ષિતિને પ્રભુની ખબર પૂછી. ત્યાંથી પણ પ્રત્યુત્તર ન મળ્યો. કેવલ શાન્તિજ પ્રભુનું જ્ઞાન કરાવી શકે એમ નથી; છતાં પ્રભુપ્રાપ્તિનો માર્ગ તેમાંથી જડે છે. વૃક્ષો, લતાઓ તથા પૃથ્વી એ સ્થાવર છે; સ્થાવર અને જંગમ સત્ત્વોમાં ભેદ એવો છે કે સ્થાવરમાં હૃદયની લાગણીઓ, તથા ચૈતન્ય વગેરે હોતાં નથી. આથી પ્રેમમાર્ગનાં પ્રવાસીઓને તો તેવાં સત્ત્વોને પૂછવાથી કંઇ પણ અર્થ નથી. અન્ય રીતે કહીએ તો સ્થાવર સત્ત્વો કેવલ જ્ઞાનાત્મક છે. જ્ઞાનથી હૃદયમાં બિરાજતા બ્રહ્મની ઓળખાણજ થઇ શકે. આથી ગોપીઓએ હવે જંગમ સત્ત્વોની પાસેથી પ્રભુ વિષેની ભાળ મેળવવા માંડી. પ્રથમ મૃગલીને પુછ્યું. મૃગલી એ મૃગની પત્ની છે. આથી તે પતિના વિરહમાં પત્નીને શી વેદના થતી હશે તે સારી પેઠે જાણી શકે છે. આ ગોપીજનો પરમભકતો પ્રભુના વિરહથી અત્યન્ત વેદનાને પામ્યા છે. આવી વેદના સમયે જે પોતાનું હોય તેજ આશ્વાસન આપી શકે છે. મૃગલીને ગોપીઓ "સખી" કહી બોલાવે છે; કારણ કે તેમનું વર્તન કૃષ્ણ પ્રતિ સમાન છે. તેઓ જેમ કૃષ્ણમાં આસકત છે તેમ મૃગલી પણ કૃષ્ણ મૃગમાં આસકત છે; આ રીતે તેમની વચ્ચે સમાનતા હોવાથી તેમના આવા દુઃખના સમયે આશ્વાસન મળે એ સ્વાભાવિક છે એમ એમણે ધાર્યું હતું. પણ ત્યાંથીએ પ્રત્યુત્તર ન મળ્યો. કારણ કે તે હૃદયમાં બિરાજતા પ્રભુની આન્તર શોધ કરવાને બદલે બાહ્ય શોધ કરતાં હતાં. આ રીતે જ્યારે બાહ્ય અન્વેષણ સાધનથી પ્રભુ પ્રાપ્ત ન થયા ત્યારે પ્રયત્ન કરવાનો છોડી દીધો. પ્રભુને કોઇ પણ રીતે પ્રાપ્ત તો કરવાજ હતા. આથી પ્રભુની જૂદી

જૂદી લીલાનું અનુકરણ કરવા માંડ્યું. અનુકરણથી તેમના ચિત્તનું અનુસંધાન પ્રભુમાં વિશેષ થયું. તેથી જોકે પ્રભુ પ્રાપ્તિ હજુ થઈ નથી. તો પણ તે પ્રાપ્તિનો માર્ગ વધારે તેજસ્વી અને ઉજ્જવલ દેખાવા લાગ્યો. તેમણે હવે પરમાત્માનાં "પદ" વધારે સ્પષ્ટ રીતે અવલોકયાં. તેથી માર્ગ આગળ વધતાં પ્રભુ વિષેનું જ્ઞાન તથા પરિચય કંઇક વિશેષ જણાવા લાગ્યું. પ્રભુની ચરણાકૃતિ સાથે અન્ય, મુખ્યા સ્વામિનીની ચરણાકૃતિ દેખાઈ. સિદ્ધિ શક્તિ વગર રસની સિદ્ધિ પ્રત્યક્ષ થઈ શકેજ નહિ. ઘટપટાદિ સિદ્ધ હોય તોજ તે પ્રત્યક્ષ કરી શકાય. માટે તે શક્તિની સાહાય્યથી તેઓ રસાત્મક પ્રભુના ધામમાં ગતિ કરી શકશે અને તેમને પુનઃ પ્રાપ્ત કરી શકશે એવું આશ્વાસન મળ્યું. પણ એ ચરણાકૃતિની પાછળ પાછળ ચાલ્યાં; એટલે માર્ગમાં તૃણાંકુરથી તે ઢંકાઈ જતી જણાઈ—અર્થાત્ રસમાર્ગમાં પણ મણિમય ઉજ્જવલ પંથ જડે છતાં પણ તેમાં એ વિઘ્નો તો હોય છે, તેથી તેમનાં રેખાદર્શન ઝાંખાં થવા લાગ્યાં. પછીથી પ્રભુ તેમનામાં પ્રેમ રાખનારને કેવા વશ થઇ જાય છે તેનું જ્ઞાન એમને થયું. કારણ કે જે સ્વામિની સાથે પોતે ગમન કર્યું હતું તેના કેશને શોભાવવાને પોતે પુષ્પો વગેરે ચુંટયાં હતાં. આ ઉપરથી તેમણે વિચાર્યું કે જ્યાં સુધી આવો પ્રબળ પ્રેમ થાય નહિ ત્યાં સુધી પ્રભુનો સાક્ષાત્કાર દુર્લભ છે, આથી એવો પ્રેમ પ્રાપ્ત કરવા લાગ્યાં, તે સ્થિતિમાં ખૂદ સ્વામિનીજી—સિદ્ધિ શક્તિ તેમની પાસે પ્રકટ થયાં અને પ્રભુ સાથે તેઓ કેવી રીતે અન્યથી છૂટાં પડીને ચાલી નીકળ્યાં હતાં, અને પોતાના માનભાવથી પ્રભુને વશ કર્યા હતા છતાં પોતાના દૌરાત્મ્ય ભાવથી પ્રભુના અનુગ્રહને અપાત્ર બન્યાં હતાં એ કહી બતલાવે છે. સિદ્ધિ શક્તિનો હવે પુનઃ સંયોગ થાય છે. સિદ્ધિ શક્તિ અને અને સામર્થ્ય રૂપા શક્તિઓ (ગોપિકાઓ) વનમાં દૂર સુધી પ્રભુનું અન્વેષણ કરવાનું છોડી દઇને સાધનનો ત્યાગ કરીને પુનઃ શ્રીયમુનાજીના તટ ઉપર ગયાં—સાક્ષાત્ શુચિ અને પુનિ

રસપ્રવાહ પાસે આવીને ઉભાં રહ્યાં—પોતામાં રહેલા રસને સામર્થ્યથી અને સિદ્ધિથી પ્રવાહિત કરતાં રસાત્મક બ્રહ્મ એકદમ ત્યાં પધારશે, માટે તદર્થે ત્યાં ગયાં અને પોતાનાં મન, વાણી, ક્રિયા, આત્મા અને ગુણો સર્વ કંઇ પ્રભુમાં જોડાયાં અને સર્વાત્મભાવે ગાન કરવા માંડયું. કેવલ ભકિતની દૃષ્ટિએ આનું તાત્પર્ય એટલુંજ છે કે અન્વેષણ તથા લીલાઅનુકરણ વગેરે પછી ગુણગાન એ ભકતને પ્રભુની વધારે નિકટ લાવનાર છે; પણ ગુનગાનમાં સંસારની તદ્દન વિસ્મૃતિ થવી જોઇએ એટલુંજ નહિ પણ ઇન્દ્રિયો મન, આત્મા વગેરેનું અનુસંધાન પ્રભુમાં થવું જોઇએ; આ ગોપીજનોએ તે પ્રમાણે કર્યું.

ગુણગાનથી તેમનો ભાવ વધતો ગયો. હૃદય પણ હવે-તદ્દન ચોકખું થઇ ગયું. મદ તથા માન પણ દૂર થયાં અને દીનતા પ્રવેશતી ગઇ. જેમ જેમ દીનતા વધતી ગઈ તેમ તેમ પોતાના દોષો સ્ફુરતા ગયા અને પોતાની નિઃસાધન દશાનું ભાન થયું. ભગવાન અભિમાનીઓથી દૂર નાશે છે. ગમે તેવા જ્ઞાની કે ભકતો હોય પણ જો તેમનામાં દીનતા ન હોય અને સાધનોના બળ ઉપર ઝઝૂમતા હોય તો પ્રભુ તેમને પ્રાપ્ત થઇ શકતા નથી. માટે જ્યારે આ ગોપીઓને નિઃસાધનતાનું ભાન થયું અને દૈન્ય સ્ફુર્યું અને સર્વાત્મભાવથી પ્રભુને શરણે ગયાં ત્યારે પ્રભુ તેમની આગળ પ્રકટ થયા અને પછી તેમની સાથે રાસલીલા કરી.

હવે અહિંઆં વપરાયલી શૃંગાર રસની ભાષા વિષે આપણે સહજ વિચાર કરીએ. એ ભાષા વિષે કંઇપણ કહેતાં પહેલાં અહિંઆં કોના વિષે આ ભાષા યોજાયલી છે તે નક્કી કરવું જોઇએ. તે જો લૌકિક કામી પુરુષને માટે હોય તો ખરેખર આપણે તેનાથી દૂર રહેવું જોઇએ. પણ આ કોઈ કામી પુરુષને માટેની ભાષા નથી. ભાગવતની રાસપંચાધ્યાયીમાં જે કંઈ વર્ણન કરવામાં આવ્યું છે તે શ્રીકૃષ્ણની લીલા વિષે છે અને શ્રીકૃષ્ણ માટે આપણે પ્રથમ જણાવ્યું કે તે શ્રીકૃષ્ણ એટલે ઉપનિષદ્‌ની શ્રુતિઓમાં જેને આપણે પરમ તત્ત્વ

તરીકે ઓળખીએ છીએ તે રસરૂપ નિર્ગુણ બ્રહ્મ છે. શ્રુતિ કહે છે કે જે એ રસ સ્વરૂપને પ્રાપ્ત થાય છે તે આનંદી થાય છે. બ્રહ્મ એ રસ રૂપ હોવાથી તમામ પ્રકારના રસ રૂપ છે. નાટયશાસ્ત્રમાં શૃંગાર વીર, કરુણ વગેરે આઠ પ્રકારના રસ કહ્યા છે. તે તમામ રસોમાં શૃંગાર રસને રસનો રાજા કહ્યો છે. કારણ કે તે રસમાં સઘળા રસો મળે છે. शृंगारे सर्वे रसा संत्रालिताः स्युः એમ ભરત મુનિનું વાક્ય છે. શૃંગાર રસનો વર્ણ સ્યામ કહ્યો છે માટે શ્રીકૃષ્ણ પણ શ્યામ વર્ણના છે. વળી નાટયશાસ્ત્રમાં તેના અધિષ્ઠાતા દેવ વિષ્ણુ કહ્યા છે માટે ખરો શ્રંગાર રસ તે શ્રીકૃષ્ણને વિષેજ હોઇ શકે. શ્રીકૃષ્ણ સિવાયના બીજા માટે શૃંગાર રસનું વર્ણન તે રસનો આભાસ છે, ખરો રસ નથી એમ ભક્તિ સંપ્રદાયના આચાર્યો માને છે. વસ્તુતઃ ભક્તિ રસ અને શૃંગાર રસમાં ભેદ જ નથી. એ ભક્તિ બે પ્રકારની છે—શીતલ ભક્તિ અને ઉત્કટ ભક્તિ. ઉત્કટ ભક્તિમાં સર્વ જાતના ભાવો જાગ્રત્ થાય છે અને હૃદયમાં જૂદી જૂદી વિક્રિયાઓ થાય છે. તે ઉત્કટ ભકિત અને શૃંગાર રસમાં કોઇપણ ફેરજ નથી. લૌકિક કામશાસ્ત્ર વગેરેનું પ્રયોજન વાત્સ્યાયન જેવા મુનિ પરમાત્મા તરફ પોતાની રતિને વાળવાનું કહે છે, અને તેમાં જ તે શાસ્ત્રની ઉપયોગિતા છે. નહિ તો જીતેન્દ્રિય મુનિઓની પ્રવૃત્તિ એવા શાસ્ત્ર તરફ વળે જ નહિ. શાણ્ડિલ્યના ભકિતસૂત્રમાં ભકિતની વ્યાખ્યા सा परानुरक्तिरीश्वरे એવી રીતની આપવામાં આવે છે. અર્થાત્ ઇશ્વરના તરફ એક ક્ષણ માટે પણ ખણ્ડિત ન થાય તેવા પ્રકારની પરમ રતિ તેનું નામ ભકિત છે. આ લક્ષણ પ્રમાણે ભકિતનો સ્થાયી ભાવ રતિ છે એટલે શૃંગાર રસમાં જેમ રતિ છે તેમ ભકિતમાં પણ રતિ આવે છે. અર્થાત્ ભકિતરસ અને શૃંગાર રસમાં કોઇપણ જાતનો ભેદ નથી. પણ આ શૃંગારરસ પ્રભુ તરફ જ હોવો જોઇએ તેવા પ્રકારનો ન હોય તો તે શૃંગારાભાસ છે. ભકિત સંપ્રદાયોમાં પ્રભુ તે રસ સ્વરૂપ હોવાથી અને તે રસ સ્વરૂપની પ્રાપ્તિ પ્રેમલક્ષણા ભકિતથી

થતી હોવાથી પ્રભુ માટેનો પ્રેમ જ્યારે બહાર પ્રકટ થાય છે ત્યારે અનેક પ્રકારના ભાવની વિક્રિયાઓ હૃદય અનુભવે છે. શાણ્ડિલ્ય ભક્તિસૂત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે જ્યારે પ્રભુ માટેનો ઉત્કટ ભાવ પ્રકટ થાય છે ત્યારે હૃદય ભાવની વિક્રિયાઓ અનુભવે તે સહજ છે. હૃદયમાં વિકલતા થવી, પ્રભુના વિયોગમાં અશ્રુધારા વહેવી, મુખ ઉપર વિષાદતા છવાવી, રોમાંચ ખડાં થવાં વગેરે સહજ થાય છે. એ વિક્રિયા થાય ત્યારે જ હૃદય પ્રભુના પ્રેમથી ખરેખર પૂર્ણ છે એમ સમજાય. જો હૃદયની એકને એક સ્થિતિ હોય તો તે હૃદય જડ જેવું જણાય છે. એટલે હૃદયમાં ભાવ વિક્રિયા થવીજ જોઇએ. આ બધી સ્થિતિઓનું વર્ણન અહિંઆં કરવામાં આવ્યું છે. ભક્ત હૃદયના તમામ ભાવના ઉછાળા અહિંઆં વર્ણવામાં આવ્યા છે. આવાં વર્ણનો લૌકિક નાયક અને નાયિકા વિષેના પ્રેમ વર્ણનમાં જોવામાં આવે છે, પણ તે વર્ણનો શૃંગારનાં નથી પણ તેનો આભાસ છે. છતાં કાવ્ય પ્રકાશ વગેરે ગ્રંથોમાં લૌકિક નાયક નાયિકાના વિષે જ તે શૃંગારને ઘટાવવામાં આવે છે. માટે તેનાથી આ ભક્તિશૃંગારનું વૈલક્ષણ્ય સમજાવવાને આનું નામ "મધુરરસ" એમ રાખવામાં આવે છે.

બીજું શ્રીકૃષ્ણ સાક્ષાત્ ભગવાન્ હતા તે આ રાસપંચાધ્યાયીના નીચેના શ્લોકો ઉપરથી આપણે સમજી શકીએ છીએ.

રાસના પ્રારંભના શ્લોકમાં ભા. ૧૦–૨૬–(૨૯) ૧ માં "ભગવાન્" શબ્દનો પ્રયોગ છે. ૧૦–૨૬(૨૯)–૮ માં ગોપીઓનાં ચિત્ત ગોવિન્દ (ભગવાનથી) હરાયલાં હતાં એમ જણાવ્યું છે. આજ અધ્યાયના શ્લોક ૧૧ માં કહે છે કે જે ગોપીઓ પોતાના પતિ વગેરેનાં બંધનમાં હતાં તે પણ ધ્યાનથી શ્રીકૃષ્ણ પાસે ગયાં. શ્લોક ૧૫ માં તેમને માટે "અજ" તથા "યોગેશ્વરેશ્વર" શબ્દનો પ્રયોગ કર્યો છે. શ્લોક ૨૮ માં શ્રીકૃષ્ણના શબ્દોને ગોવિન્દના શબ્દો-ભગવાનના શબ્દો તરીકે શુક જણાવે છે. શ્લો. ૩૧ માં "વિભુ" શબ્દથી

શ્રીકૃષ્ણનું સંબોધન કર્યું છે. તથા શ્લોક ૩૨ માં પ્રાણીઓના બન્ધુ અને આત્મા તેમને જણાવ્યા છે. શ્લો. ૩૩ માં તો તે પરમેશ્વર છે એમ ગોપીઓ કહે છે. શ્લો. ૪૮ માં તે આત્મારામ છે એમ કહ્યું છે. પછીના અધ્યાયમાં એટલે ૨૭ (૩૦) માં પણ પ્રથમ શ્લોકમાં શ્રીકૃષ્ણ અંતર્ધાન થયા ત્યાં પણ ભગવાન્ અન્તર્ધાન થયા એમ કહેવામાં આવ્યું છે. અધ્યાય ૨૮ (૩૧) ના શ્લોક ૪ માં અખિલ દેહીઓના અન્તર્યામી શ્રીકૃષ્ણ છે એમ જણાવ્યું છે.

ભાગવતકારની ભાષામાં અનેક પ્રમાણો આપી શકાય કે ભાગવતકાર જેનું વર્ણન કરે છે તે રસાત્મક ભગવાનનું વર્ણન કરે છે.

આટલું લક્ષમાં રાખીને જો આખી રાસ પંચાધ્યાયીની લીલા વાંચવામાં આવે તો તેમાં કામ જેવું કંઇપણ છે નહિ. તેને માટે નિચેનાં પ્રમાણો આપણે આપીશું.

(૧) ગોપીઓ તે પરમ ભક્ત હતાં તેમને કોઇ લૌકિક કામની પૂર્તિનો મનોરથ નહોતો. તેઓ શ્રીકૃષ્ણ એજ પરમાત્મા છે એમ સમજતા હતા. તે સર્વ વિષયોનો ત્યાગ કરીનેજ શ્રીકૃષ્ણ પાસે ગયા હતા. સર્વ વિષયોનો ત્યાગ કર્યો એટલે કામ વાસનાનો પણ ત્યાગ કર્યો હતો. જુઓ ભા. ૧૦–૨૬(૨૯)–૩૧.

(૨) લૌકિક કામીઓની બાબતમાં એવું જોવામાં આવે છે કે અમુક કામીની અમુક કામિની માટે કામ હોય પણ એકનો અનેક કામિનીઓ તરફ સાથે લાગો હોય જ નહિ. વળી ધારો કે અનેક કામિનીઓ માટે હોય તો પણ તે તમામની આગળ પોતાના કામને પ્રકટ કરી શકતો નથી તેમ તે કામિનીઓ બધી એકઠી થઇને સામટી કામી પુરુષ પાસે પોતાના કામની પૂર્તિ માટે યાચના કરતાં નથી. અહિંઆં તો અનેક ગોપીઓ સાથે લાગી શ્રીકૃષ્ણ પાસે આવે છે અને રાસ રમણ માટે ઇચ્છા કરે છે. જો તેમનામાં લૌકિક કામ હોત તો તેઓ

પોતપોતાનો કામ બીજાથી છૂપો રાખત તથા બીજાંઓ તરફ ઈર્ષા રાખત; પણ એ પ્રમાણે અહિંઆં આપણે તેમની બાબતમાં જોતાં નથી. તેમનામાં અહિંઆં કામ નથી.

(૩) કામનું પરિણામ પ્રજોત્પત્તિ હોય, પણ તેવું અહિંઆં નથી.

(૪) શ્રીકૃષ્ણ માટે "પુરુષભૂષણ" વૃજિનાર્દન (પાપનાશક), ધર્મવિદ્ તથા 'અચ્યુત' એવાં વિશેષણો વપરાયાં છે. જુઓ ૧૦-૨૩ (૨૯)-૩૮, ૧૦-૨૪ (૨૫)-૩૨ અને ૧૦-૨૭ (૩૦)-૭. જો શ્રીકૃષ્ણનું કામી તરીકે વર્ણન કરવાનું હોત તો ઉપર પ્રમાણે વિશેષણો શ્રીકૃષ્ણ માટે ભાગવતકાર યોજત નહિ.

(૫) વળી અહિંઆં રમણ કર્યું રેમે એટલુંજ કહ્યું છે. રમણ કરવું એટલે ખેલવું, નાચવું તથા ગાવું એજ હાલમાં સુધરેલા દેશોમાં સારાં સારાં સ્ત્રી-પુરૂષો પણ ભેગાં મળીને નાચે છે તથા ગાય છે. તેમાં કંઇપણ અનુચિતપણું કોઇને જણાતું નથી તો શ્રીકૃષ્ણનું ગોપીઓ સાથેનું આ પ્રકરણનું રમણ તે પણ અનુચિત નથી.

(૬) ગોપીઓને તેમના પતિઓએ તેમની પાસેજ બેઠેલાં નિહાળ્યાં હતાં, તેથી તેમને કૃષ્ણ ઉપર અસૂયા (અદેખાઇ) થઇ નહોતી.

(૭) શ્રીકૃષ્ણની વય પૂરી બાર વર્ષની પણ નહોતી. આટલી વયે કોઇ પણ બાળક કામમાં સમજતો નથી. ગોપીઓનું વય અને કૃષ્ણનું વય જોતાં તેમની વચ્ચે કામની સંભાવનાજ નથી.

(૮) ભા. ૧૦-૩૩ (૩૪)-૧૯માં કહે છે કે શ્રીકૃષ્ણનું આ રમણ જોઇને દેવોની સ્ત્રીઓ પણ મૂર્ચ્છા પામી. કામભાવવાળી સ્ત્રીઓનું કોઇ કામીની સાથે રમણ હોય તો દેવતાઓ તેમની સ્ત્રીઓને લઇને રમણ કરવા જાય નહિ. તેમ તેઓ પુષ્પની વૃષ્ટિઓ પણ કરે નહિ; તેમ ગંધર્વો ગાન ગાઇને તેમને વધાવે પણ નહિ.

(૯) રાસપંચાધ્યાયીના અન્તમાં કહે છે કે કોઈ આ લીલાનું શ્રવણ કરશે તેના હૃદયના રોગો દૂર થઇ જશે. કામીપુરુષના કામનું જો અહિંઆં વર્ણન હોત તો આ પ્રમાણેની ફલશ્રુતિ કહત નહિ.

(૧૦) આ કથાના કહેનાર શુકદેવજીએ ગર્ભથી સંન્યાસ લીધેલો હતો. તેઓ જીતેન્દ્રિય હતા અને સંસારથી તદ્દન અલગ રહ્યા હતા. તો તે કામી પુરુષની કથા કહેવામાં લલચાય એ સંભવિત છે?

(૧૧) વળી આ કથાનો શ્રોતા રાજા તે પણ મરણના ભયથી ત્રસ્ત થયેલો છે. તો તે મરણના ભય વખતે કામીપુરુષોની કથા સાંભળેજ નહિ.

(૧૨) વળી આ રાસપંચાધ્યાયીના ૨૯ (૩૨)મા અધ્યાયમાં રાજાએ પોતેજ આ વિશેની શંકા શુકદેવજીને કરી છે. તેના ઉત્તરમાં શુકદેવજી કહે છે કે શ્રીકૃષ્ણ એ ભગવાનજ છે, અને તેમણે જે લીલા કરી છે તે સત્ય છે. તેમાં અનીતિ કે લૌકિક કામ નથી. વળી ત્યાં કહે છે કે ભગવાન જીવો ઉપર અનુગ્રહ કરવાને માટે માનુષ દેહ ધારણ કરે છે અને જૂદી જૂદી ક્રીડાઓ કરે છે.

ઉપરની દલીલો ઉપરથી જોઇ શકાશે કે રાસના વર્ણનમાં કામ જેવું કંઈ પણ નથી. શ્રીવલ્લભાચાર્યજીના મતે આ લીલાનું પ્રયોજન નિર્ગુણ ભક્તોને ભજનાનંદનું દાન કરવાનોજ છે તેથી પોતે કારિકામાં જણાવે છે કે—

ब्रह्मानन्दात्समुद्धृत्य भजनानन्दयोजने ।
लीला या युज्यते सम्यक् सा तुर्ये विनिरूप्यते ॥

અર્થાત્ જેઓ બ્રહ્માનન્દરૂપી હ્રદમાં મગ્ન બનેલાં છે તેમનો તેમાંથી ઉદ્ધાર કરીને ભજનાનંદનું ફલ આપવાને આ લીલા

શ્રીકૃષ્ણે કરી છે. ટુંકમાં બ્રહ્માનન્દ કરતાં પણ અધિક ભજનાનંદનું ફલ ઉત્તમ અધિકારીઓને આપવાને માટેજ રાસની લીલા ભગવાને કરી છે

રાસનો અર્થ રસનો સમૂહ. રસના ઢગલાને ઢગલા. અર્થાત્ જેમાં રસની અઢળક રેલ ઉછળી રહી હોય તેવા પ્રકારનું પ્રભુનું ભક્તની સાથે ક્રીડન. આવા પ્રકારની લીલાનું ફળ ઉત્કટ પ્રેમભક્તિની પરાકાષ્ટામાંજ હોઇ શકે છે. ગોપીજન એવા પ્રકારનાં ભક્તો હતાં. તેથી ભગવાન્ તેમને તેવા પ્રકારના રસનો સાક્ષાત્કાર કરાવવાને તેમની સાથે ક્રીડન કરે છે. આ રીતે શ્રીવલ્લભાચાર્ય રાસક્રીડાનું રહસ્ય ટુંકમાં સમજાવે છે.

આના અનુસંધાનમાં રાસલીલાની નિર્દુષ્ટતાવાળું પ્રથમ વિભાગનું પ્રકરણ વાંચવું. તે વાંચતાં રાસલીલામાં ઉત્તમમાં ઉત્તમ પ્રકારનો વિશુદ્ધ રસ વ્યાપેલો છે તે સમજાશે.

સમાજશાસ્ત્રની દષ્ટિએ સમાજની ઉન્નતિ કરનાર ત્રણ પ્રકારનાં બળ છે—નીતિવિષયક (Ethical), બુદ્ધિવિષયક (Intellectual), અને સૌન્દર્યવિષયક (Aesthetic) તેમાં નીતિવિષયક બળ સમાજને અમુક નિયમમાં રાખે છે. તેની મર્યાદાની અવધ આંકે છે. ધારાઓ તથા કાયદાઓ એ બધાં નીતિવિષયક બળો છે. બુદ્ધિવિષયક બળો તેને પ્રગતિના પન્થે દોરે છે. સમાજ કયી પ્રવૃત્તિઓ સેવવાથી પોતાનું શ્રેય સાધી શકશે તે બુદ્ધિથી નક્કી કરી શકે છે. વિજ્ઞાનની શોધો, તત્ત્વજ્ઞાનનાં રહસ્યો વગેરે બુદ્ધિનું બળ છે પણ સૌન્દર્યવિષયક બળ તેને શોભા આપે છે. કાવ્ય, લલિતકળાઓ વગેરે સૌન્દર્ય વિષયક બળ છે. નીતિ તે સમાજની ઇમારતનો પાયો છે, બુદ્ધિ તે પાયા ઉપર ટકનારી ઇમારત છે અને સૌન્દર્યભાવના તે ઇમારતની અંદરની શોભા છે. જેમ સમાજની સ્થિતિ, વિકાસ તથા શોભાને માટે નીતિ, બુદ્ધિ (જ્ઞાન) અને સૌન્દર્યભાવનાની જરૂર છે તેમ વ્યક્તિના આત્માના વિકાસની બાબતમાં પણ આ સત્ય લાગૂ પડે છે. નીતિ આત્માને સંસારની કામાદિક એષણાઓ તથા પ્રલોભનોમાં ખરડાતાં અટકાવે છે. બુદ્ધિ (જ્ઞાન) તેને સદસદ્‌નો વિવેક કરીને સંસારના નશ્વર પદાર્થોમાંથી

દૂર રહીને સત્વના કર્તા પરમાત્માની સાથે સંબન્ધ જોડવાનું સૂચવે છે અને સૌન્દર્યભાવના તે આત્માને સુન્દર બનાવે છે. સૌન્દર્યભાવના એટલે પ્રેમ સુંદર વસ્તુઓ બીજી વસ્તુઓની સરખામણીએ ચઢીઆતી છે. તેમને જોવાનું દરેકને મન થાય છે. એક સુંદર પુષ્પને ખીલેલું જોઇને અગર સુન્દર ચન્દ્રોદયને નિહાળીને કોનું હૃદય આનંદનો અનુભવ કરતું નથી? સુન્દરતા તરફ સર્વનું આકર્ષણ સહજ છે. સુન્દરતાજ સર્વત્ર પૂજાય છે તો પછી જે આત્માઓ "સુન્દર" નહિ પણ "સુન્દરતમ" છે તેઓ તો ઉત્તમ હોય તેમાં શું નવાઈ? **ગોપીઓ એટલે સુન્દરતમ આત્માઓ.** તે આત્માઓ પરમાત્માની સાથે સંબન્ધ મેળવવાને પ્રેમભક્તિમાં એટલા બધા મસ્ત બની ગયા હતા કે ખૂદ પરમાત્માજ તેમની પાસે અને તેમને આનંદના સંદોહરૂપ રાસનું સુખ આપ્યું. અર્થાત્ પરમોત્કૃષ્ટ સૌન્દર્યની પ્રાપ્તિ થતાં હૃદય કેવા પરમ આહ્‌લાદ અનુભવે છે તેનુંજ વર્ણન રાસપંચાધ્યાયીમાં કર્યું છે.

આથી બાબા પ્રેમાનન્દ ભારતી આ પ્રસંગનું વર્ણન કરતાં પોતાના Shee Krishna, the 'Lord of Love. નામના પુસ્તકના પૃ. ૧૧૧માં નીચે પ્રમાણે લખે છે.

And in that mighty dance a flood of spirituality went forth that took from the heart of man. the bosom of earth the sins with which they were burdened withal. And men's hearts were won by the force of that Love and were led to the door of that sacred abode, where only the loving may go.

આનો નિષ્કર્ષ એટલોજ છે કે રાસરમણમાં એવા પ્રકારનો આધ્યાત્મિક પ્રવાહ વહ્યો કે જેથી મનુષ્યના હૃદયનાં તેમજ સમસ્ત પૃથ્વી ઉપરનાં તમામ પાપ તેમાં તણાઇ ગયાં. અર્થાત્ રાસલીલા તે પાપોનું નિવારણ કરીને હૃદયને શુદ્ધ કરનાર તથા પરમાત્માનું દર્શન કરાવનારી લીલા છે.



# રાસ વિષેનાં કેટલાંક પદ્યો.

૧

વિશદ[૧] કદમ સઘન વૃન્દાવન, રચ્યો રાસ તરણિ[૨] તનયા તટ;
શરદ નિશા ઉડુપતિ[૩] ઉજિયારી, પૂર્યો નાદ મુરલી નાગર નટ.
શ્રવણ સુની ચલત વ્રજ સુંદરી, સજી શૃંગાર પહેરે ભૂષણ પટ[૪];
અતિ ઉલ્લાસ કુમુદિની મન પ્રફુલ્લિત, નિરખ લાલ ઠાડે બંસીબટ.
મંડલમાંધ નાચત પિય પ્યારી, ગાવત સ્વર ટોડી તાન વિકટ;
દાસ સખી દેખત નયનન ભર, વાર ફેર ડારેં કોટિ મદન ભટ.

૨

નર્તત ગોપાળલાલ તરણિ તનયા તીરે,
યુવતી જન સંગ લીયે, મન્મથ મન કર્ષ[૫] કીયે;
અંગ અંગ સુખદ કીયેં રાજત બલ વીરે. ૧
લાવણ્યનિધિ ગુણ આગર કોકકલા ગુણ સાગર,
ત્રિવિધ તાપ હરત શીતલ સમીરે[૬],
આશકરન પ્રભુ મોહન નાગર ગુણનિધાન સંગીત સાગર;
રીઝવત વ્રજ વધુ નાગર ફરકત પટપીરે[૭]. ૨

૩

કોટિ કંદર્પનો દર્પ હરવા પ્રભુ ભૂતલ ભોગીનું રૂપ લીધું.
કામિની કેલ કીધી કલિકાલમાં અબલા જનને અભયદાન કીધું;
ચાર જુગમાંહી મુક્તિ નહીં નારીને જગતમાંહે એવું શાસ્ત્ર બોલે,

---

૧ સ્વચ્છ. ૨ શ્રી યમુનાજી. ૩ ચંદ્ર. ૪ વસ્ત્ર. ૫ આકર્ષણ.
૬ પવન. ૭ પ્રીતીથી.

અધમ ઉદ્ધારવા પ્રગટિયા શ્રીહરિ એવું જાણે હરિ આય કેડે.
એ રસ ગાયો શુકદેવજી અનુભવી નાથ લક્ષ્મીતણો હાથ ઓઢે;
સારમાં સાર શૃંગારરસ કીધલો એવું જાણી જે કો ગાન કરશે;
તે તણા ચરણની રેણુમાં નરસૈયા રંક સરખા કંઈ કોટિ તરશે.

૪

ચંદ ગોવિંદ ગોપી તારા ગણ, બને રાસમેં બનવારી;
મુખ પ્રતાપ રંજતિ વૃન્દાવન, નવલ યુવતિ તન સુખકારી.
કમલ નયન કમનીય[૮] મનોહર, મનહરની ગોકુલ નારી;
હસ્ત કમલપર ગલિત કુસુમ દલ, નૃત્ય માન પ્રીતમ પ્યારી.
રસમય રાસ રસિકની ભામિની, અતિ રસાલ બને બિહારિ,
કૃષ્ણદાસ પ્રભુ રસિક શિરોમણિ, રસિકરાય ગિરિવરધારી.

૫

અદ્દભૂત નટ ભેખ ધરે નાચત ગિરિધરન લાલ,
ઉઘટત સંગીત તત થેઇ થેઇ થેઇ તાધે;
લેત ઉરપ માન લાગ ડાટ સુઘર તાન,
આન આન ગુણ ગનનનનનન ગતિ બંધાન સાધે. ૧
શરદ નિસા પૂનમચંદ ત્રિવિધ વાયુ વહત મંદ,
ખગ[૯] મૃગ દ્રુમ વેલી પત્ર પત્ર રટત રાધે રાધે;
યુવતી મંડલ સમૂહ રાગ અતિ કૌતુહલ,
રામકૃષ્ણ હિત દામોદર ચરન અંબુજ[૧૦] આરાધે. ૨

---

૮ સુંદર. ૯ પક્ષી. ૧૦ કમળ.

## પ્રકરણ ૧૬ મું.

### નંદરાયનું અજગરથી રક્ષણ અને શંખચૂડનો વધ.



એક દિવસ ગોપો ગોકુળ પાસેના અંબિકા વનમાં પોતાના દેવની યાત્રા કરવાને બળદનાં ગાડાં જોડીને ચાલ્યા. ત્યાં સરસ્વતીમાં સ્નાન કરીને સદાશિવ તથા દેવી અંબિકાની પૂજા કરી તથા વિપ્રોને ગો, સુવર્ણ, વસ્ત્ર આપ્યાં તેમ અન્નનું ભોજન કરાવ્યું. પછીથી બધાઓ સૂઇ ગયા. જ્યારે તેઓ નિદ્રામાં હતા ત્યારે અચાનક એક અજગર ત્યાં દેખાયો, અને તેણે સૂતેલા **નંદરાયને** ગળવા માંડયું. **નંદરાયે** બુમો પાડવા માંડી. આથી ગોપબાળકો જાગી ઉઠયા અને બળતાં લાકડાં લઇને **નંદરાયને** છોડાવવા આવ્યા, પણ તે અજગર કેમે કર્યો છૂટે નહિ. પણ જ્યારે **શ્રીકૃષ્ણ** ત્યાં આવ્યા એટલે તેમના ચરણના સ્પર્શથી **તેણે નંદરાયને** ગળવાનું છોડી દીધું અને તુર્તજ બધાંના દેખતાં વિદ્યાધરનું સ્વરૂપ પ્રાપ્ત કરીને **શ્રીકૃષ્ણની** સ્તુતિ કરવા લાગ્યા.

આ અજગર પૂર્વ જન્મમાં એક વિદ્યાધર હતો. તેનું નામ **સુદર્શન** હતું. તેને પોતાની લક્ષ્મી તથા રૂપનું ઘણુંજ અભિમાન થયું હતું. તેણે એક વખતે અંગિરાના કુળના ઋષિઓના રૂપનો ઉપહાસ કરેલો તેથી તે ઋષિઓએ

એને શાપ આપ્યો હતો. પણ **શ્રીકૃષ્ણ**ના ચરણનો સ્પર્શ થતાં તે શાપની નિવૃત્તિ થઇ અને તે મોક્ષને પામ્યો.

**સુદર્શન** વિદાય લઇને ત્યાંથી ગયો એટલે **નંદરાય** પણ કષ્ટમાંથી બચ્યા. તેમને **શ્રીકૃષ્ણ** માટે ઘણું માન ઉત્પન્ન થયું.

× × × × ×

આ ગોવાળીઆઓએ ઘણી રાત્રિઓ વનમાં ગાળી. એક રાત્રિએ જ્યારે ચંદ્ર તારાઓ સહિત આકાશમાં શોભતો હતો, મલ્લિકાનાં પુષ્પોથી ભ્રમરો મદોન્મત્ત થઇને ભ્રમણ કરતા હતા; અને કુમુદોમાંથી આવતો મધુર અનિલ વાતો હતો, ત્યારે **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ** બહુજ સુન્દર આલાપથી મધુર ગીત ગાવા લાગ્યા એને તેની રસધારા ત્યાં વહેવડાવવા લાગ્યા. આ સમયે ગોપ બાળકો સાથે તેમની સ્ત્રીઓ પણ ત્યાં હતી. તેઓ આ ગીતની મધુરિમાથી એટલાં બધાં આસક્ત થઇ ગયાં હતાં કે તેમને તેમના દેહનું પણ ભાન રહ્યું નહિ. આ સમયે **શંખચૂડ** નામનો કુબેરનો અનુચર ત્યાં આવી ચઢયો. તેણે તે સ્ત્રીઓને ગીતની મૂર્ચ્છામાં પડેલી જોઇને, એકદમ ઉપાડી જવા ચાલ્યો. ગોપીઓને જ્યારે ખબર પડી કે આ કોઇક તેમને ઉપાડી જાય છે એટલે તેમણે મોટેથી રડતાં રડતાં બૂમ પાડવા માંડી કે "હે **શ્રીકૃષ્ણ**! હે **બળદેવ**! અમને બચાવો, અમને બચાવો." બધા ગોપો તો ભયભીત થઇ ગયા. શું કરવું તેની તેમને કંઇપણ સમઝણ પડી નહિ. પણ **શ્રીકૃષ્ણ** અને **બળદેવ** **શંખચૂડ**ની પછવાડે દોડયા, આથી તેણે મરણના

ભયથી બચવાને તે સ્ત્રીઓને છોડી દીધી અને એકદમ નાસવા લાગ્યો. પણ **શ્રીકૃષ્ણે** તેનો કેડો લીધો. એ જ્યાં જ્યાં દોડવા લાગ્યો ત્યાં ત્યાં **શ્રીકૃષ્ણ બળદેવને** સ્ત્રીઓની પાસે રાખીને તેની પાછળ દોડયા. છેવટે તેને પકડયો અને તેને નીચે ફેંકી દઈને તેના માથાનો મણિ પોતે લેઇ લીધો, અને તુર્તજ પાછા વળ્યા, અને પોતાના મોટાભાઈને તે મણિ આપ્યો. પછીથી બધાં જ્યાં ગોપબાળકો બેઠા હતા ત્યાં પહોચ્યા. ગોવાળીઆતો સ્ત્રીઓને પાછી આવેલી જોઇને તથા **શ્રીકૃષ્ણ** અને **બળદેવને** વ્યથા રહિત જોઇને ઘણોજ આનંદ પામ્યા.

## અધ્યાય સારસંચય.

આ પ્રકરણમાં નીચેનો બોધ સમાયલો છે.

(૧) અન્યાશ્રય ભક્તને માટે મહાબાધક છે. જેઓને ભગવાનનું શરણ છે તેઓ અન્યાશ્રય કરે તો તેમનામાં ભગવાન માટે ભાવ સ્ફુરતો નથી, તેમજ સેવામાર્ગનું સુખ મેળવી શકતો નથી. અન્યાશ્રય કરનારનો ભાવ પુંશ્ચલીના ભાવ જેવો છે. પુંશ્ચલીનો ભાવ તે વસ્તુતઃ ભાવ નથી, એટલે તે ભાવજન્ય સુખ નથી. એ સ્નેહ વસ્તુ શું છે તે સમજી શકતી નથી. તે ભાવમાં અસ્થિરતા છે, ચંચળતા છે, અને અનિત્યતા તથા પારતન્ત્ર્ય છે. અવ્યભિચારિણી ભક્તિભાવવાળી પત્નીના ભાવમાં જે નિઃસીમતા, વિશાળતા અને મધુરતા છે તે તેમાં નથી. ભકતોએ સ્વપત્નીના જેવો ભાવ રાખવો જોઇએ. માટે જ શ્રીગુંસાઇજી એક સ્થળે કહે જે કે "અન્યના સંબન્ધની ગન્ધ માત્ર પણ શ્રીવાને બાધા કરનાર છે." માટે ભક્તિમાર્ગના પ્રવાસીઓએ તો અન્યાશ્રયથી ખાસ ચેતતા રહેવું જોઇએ. અન્યાશ્રય એ નિરોધના બીજને ભસ્મ કરી નાંખે છે; તેને કદી પણ બહાર ફુટવા અગર વધવા દેતો જ નથી.

(૨) આ અધ્યાયમાં કહેલી લીલા પ્રમાણમિશ્રિત પ્રમેયની છે. રાસપંચાધ્યાયીમાં પ્રમેયની લીલા હતી. શુદ્ધ પુષ્ટિની હતી. અહિંઆં મર્યાદાથી મિશ્રિત પુષ્ટિની છે. પુષ્ટિની મુખ્ય છે અને મર્યાદાની ગૌણ છે. મર્યાદા માર્ગવાળાંને અન્યાશ્રયને દોષ હોય છે. આ લીલા દોષ-યુક્ત હોવાથી "શંખચૂડનો વધ" અહિંઆ વર્ણનનો વિષય છે. આ લીલા પ્રમાણરૂપ—બળભદ્ર અને પ્રમેયરૂપ કૃષ્ણે કરેલી છે. બળભદ્ર એ મર્યાદા અને કૃષ્ણ એ પુષ્ટિલીલાના કરતા છે, પણ પુષ્ટિલીલા એ મુખ્ય છે અને મર્યાદા ગૌણ છે, માટે નંદજીને થયેલા અન્યાશ્રય દોષમાંથી કૃષ્ણે મુકત કર્યા, એ વાત પ્રથમ કહી છે. અને શંખચૂડને વધ કરવામાં બળદેવજીની લીલા પછીથી વર્ણવી છે.

(૩) પુષ્ટિમાર્ગમાં સેવા એ પ્રભુને પ્રસન્ન કરવા માટે છે, અને તે ભાવ પ્રધાન છે. મર્યાદામાં પૂજા, દાન, વ્રત, તીર્થયાત્રા વગેરે પૂજા માર્ગનાં અંગ મનાય છે. પુષ્ટિ—પ્રેમ માર્ગમાં પ્રભુની સેવાનુંજ સુખ ભકતે ફળ તરીકે મેળવવાનું છે. સેવા એ સાધન તથા સાધ્ય ફલ ઉભય રૂપે છે પણ પૂજામાર્ગમાં પૂજાસાધનથી પોતાની કામના-ઓની સિદ્ધિ એ ફળ તરીકે મેળવાય છે. પ્રભુનું સુખ જોવાતું નથી. એટલે જે હૃદયની વિશાળતા અને નિઃસ્વાર્થતા સેવા માર્ગમાં છે. તેની સર્વાંશે ઉણપ પૂજા માર્ગમાં જોવાય છે. આથી પૂજામાર્ગ માત્ર યાંત્રિક ક્રિયાવત્ બની ક્રિયાવત્ બની જાય છે. ભકતનું હૃદય પ્રેમથી ભીંજાઇ શકતું નથી.

(૪) પૂજામાર્ગ એ મર્યાદામાર્ગ હોવાથી તેમાં મર્યાદાના સર્વ વિધિ નિષેધ પાળવા પડે છે. વેદ માગે જે પ્રણાલિકા દેખાડી હોય તેવું અક્ષરશઃ પાલન થવું જોઇએ. આ વિધિનો અલ્પ પણ વ્યુત્ક્રમ, પૂજા કરનારને દંડને પાત્ર બનાવે છે. તીર્થયાત્રામાં ઉપવાસ કરેલો છતાં નંદરાયજીએ ઉપવાસ દિને જાગરણ કરવું જોઇએ, તેના નિયમનું ઉલ્લંઘન કર્યું તેથી તેનો દંડ તેમને ભોગવવો જ જોઇએ. એ વ્યુત્ક્રમ

પરિણામ તરીકેજ સર્પના ભોગ તેમને થવું પડ્યું. મર્યાદા માર્ગનો તેમણે આશ્રય લીધો તો પછી મર્યાદાની વિધિને તેમણે અનુસરવું જોઇએ, પણ તે પ્રમાણે અનુસર્યા નહિ, આથીજ શિક્ષાનું પરિણામ તેમની બાબતમાં ઉદ્ભવ્યું. પુષ્ટિભક્તે મર્યાદાનો આશ્રય કરતાં બહુજ સાચવવાનું છે.

(૫) અજગર–સર્પ તે કાળનું રૂપ પણ લેવાય. ભક્તિવિમુખને કાળ ગળે છે જ. જેનું જીવન પ્રભુભક્તિથી વિમુખ બન્યું છે, તેને કાળ કેમ કરીને ઝંપવા દે? તેના જીવનની રમ્યતા, તથા સુંદરતા તેને દેખાતી નથી. તેનો આનંદ તિરોભૂત થાય છે. તે જીવનમાં અંધકાર વ્યાપી જાય છે, અને દરેક રીતે નિરાશા અને દુઃખથી તે ઘેરાય છે. પ્રભુનો આશ્રય છોડીને મર્યાદાના પાશમાં પડતાં નંદજીનું જીવન દુઃખમય થાય એમાં શું આશ્ચર્ય ? અજગર-કાળ એકાએક તેમને ગળે જ એ સ્વાભાવિક છે.

(૬) અન્યાશ્રયના સંકટમાંથી રક્ષણ મેલવતા પહેલાં સાધનોની વિફળતા જાણીને નિઃસાધનમય બનાય તો જ પ્રભુ તેમને સહાયક થઇ શકે ને જ્યાં સુધી ઇતર સાધનોની અપેક્ષા રહે ત્યાં સુધી પ્રભુ દૂર જ રહે છે.

(૭) પ્રભુ કરવાને, નહિ કરવાને અને અન્યથા કરવાને સમર્થ છે તો પોતાના ચરણસ્પર્શના માહાત્મ્યથી જ મહા અજગરના પંજામાંથી નંદજીને બચાવે જ. બીજા ગોપો બળતાં લાકડાંથી મારવા છતાં અજગરે નંદજીને મુક્ત કર્યા નહિ, પણ પ્રભુએ તો કેવલ ચરણસ્પર્શ કરીને પોતાના પ્રમેયબળનું માહાત્મ્ય દર્શાવ્યું. પ્રમેયબળ આગળ સર્વ બળ તુચ્છ નીવડે છે.

(૮) ચરણ સ્પર્શનું માહાત્મ્ય એવું છે કે તે અધમ યોનિનો ત્યાગ તથા અન્ય જન્મના દોષોનું નિવારણ કરાવીને ઉત્તમ યોનિ

પ્રાપ્ત કરાવનાર છે, લૌકિક દેહનો ત્યાગ કરાવીને તેને ભગવદીય બનાવવાનું અદ્ભુત સામર્થ્ય ચરણસ્પર્શમાં છે.

(૯) જે ભગવદીય બને છે, જેના જીવનમાં લૌકિકતા મટીને નૂતનતા ઉતરે છે—ઐહિક જીવનનો પલટો થઇને અલૌકિક દેહનું સંપાદન થાય છે તેનું બાહ્ય તેમ આન્તરજીવન પ્રકાશમય હોય છે. બાહ્યશુદ્ધિ સાથે હૃદયની શુદ્ધિ સર્વાંગે વ્યાપે છે. ભગવદીયતાનું ખાસ લક્ષણ બાહ્ય તથા આન્તર દીપ્તિમત્તતા ( પ્રકાશ હોવાપણું ) છેઃ તે પ્રકાશ—જ્ઞાન અને પવિત્રતામાં ફેલાય છે.

(૧૦) ગમે તેટલી લક્ષ્મી પ્રાપ્ત થઇ હોય, ગમે તેવું રૂપ મળ્યું હોય, અથવા ગમે તેટલો વૈભવ મળ્યો હોય તોપણ સાધુ પુરુષોની અવગણના કરવી એ મોટામાં મોટો અનર્થ છે. સાધુ પુરુષોની અવગણના કરનાર નિન્દનીય બને છે. તેનો આ લોક તથા પરલોક ઉભય વણસે છે.

(૧૧) મોટાઓનો—ઉદાત્ત ચરિત્રવાળા સાધુ પુરુષોનો શાપ પણ અનુગ્રહ માટે જ છે, માટે તે શાપથી પસ્તાવો કરવો નહિ; તથા સાધુપુરુષોને વિષે ખોટા તર્કો બાંધવા નહિ.

(૧૨) જે પુરુષ એકવખત પણ શુદ્ધ અંતઃકરણથી પ્રભુને શરણ જાય છે, તેના સર્વ ભય દૂર થાય છે. અરે બ્રહ્મદણ્ડ જેવું શાસન પણ હટી જાય છે. જો નામ ગ્રહણથી આવું ફલ ઉપજે છે તોપછી ચરણ સ્પર્શથી શું ફલ નહિ થતું હોય ?

(૧૩) શંખચૂડ એ મોહનું રૂપ કહી શકાય. મોહ વસ્તુ જ અનીતિને પોષનાર છે તથા માણસને અધમતામાં ખેંચી જાય છે. પુરુષો અને સ્ત્રીઓની વચ્ચે વિક્ષેપ કરનાર મોહ છે. જો મોહ દૂર કરવામાં આવે તો પુરુષોને સ્ત્રીઓના સાહચર્યમાં કોઇપણ દોષ જણાશે નહિ. સ્ત્રી પુરુષમાં ભેદ ઉત્પન્ન કરનાર પર્વતસમ મોહ જ ખાડો

છે માટે એ મોહના પર્વતને તોડવો જોઇએ. એ પર્વતને તોડવો એ બહુ મુશ્કેલ છે; પણ પ્રભુ સર્વ કંઇ કરી શકે એમ છે તેથી તેમણે તેને અહિંઆં (શંખચૂડના વધમાં) દૂર કર્યો. પ્રભુ સ્ત્રીઓના સમૂહમાં બળદેવ સહિત ગાન કરતા હતા, તે ગાનમાંથી મોહનું દૂષણ ઉદ્દ્ભવ્યું, આ દૂષણનો જો ત્યાગ કરવામાં ન આવે તો તે અનેક અનર્થ ઉત્પન્ન કરે. માટે ક્રિયાશક્તિરૂપ બળભદ્ર અને જ્ઞાન શક્તિરૂપ કૃષ્ણે તે મોહાત્મક શંખચૂડને દૂર કર્યો.

(૧૪) શંખચૂડનું બધું બળ તેના મણિને લીધે છે. તે મણિ લઇ લેવામાં આવે તો જ તે નિસ્તેજ, માનહીન થાય. તેમ થવાથી તેનું બળ કશા પણ ખપનું રહે નહિ, તેથી જ શંખચૂડના શિરનું રત્ન લેવાને કૃષ્ણ ઇચ્છા કરે છે. શંખચૂડને "મોહરૂપ" સમજતાં, તેના માથાનો મણિ એટલે મોહનો વિલોભન કરવાનો ગુણ સમજવાનો છે. આથી વિલોભનને લીધે મોહ અનર્થ કરનાર થાય છે, એવો અર્થબોધ સ્પષ્ટ સમજાય છે.

(૧૫) જ્ઞાનથી તે મોહ હણાય છે, માટે જ્ઞાનશક્તિરૂપ કૃષ્ણ અહિંઆં શંખચુડની પાછળ દોડે છે, અને ક્રિયાશક્તિરૂપ બળદેવ તે સ્ત્રીઓનું રક્ષણ કરે છે. જ્ઞાનશક્તિરૂપ કૃષ્ણે મોહમાંથી તેના વિલોભન ગુણને દૂર કર્યો અને પોતાની ક્રિયાશક્તિવાળા રૂપને ( બલભદ્રને ) આપ્યો. અર્થાત મોહ વગેરેનું નિવેદન તથા વિનિયોગ ભગવાન્ માટે જ થવો જોઇએ એવું સૂચન કર્યું.

શ્રીવલ્લભાચાર્ય આ પ્રકરણની લીલાનો વિશેષ અર્થ નીચે પ્રમાણે વ્યક્ત કરે છે.

एवं रूपप्रपञ्चस्य पञ्चधा रसवर्णनम् ।
निरूप्य नामलीलातो रसार्थमिदमुच्यते ॥ १ ॥
एवमद्भुतभक्तास्तु यद्यन्यं समुपासते ।
दुःखभाजो भवन्त्येव मुच्यन्ते हरिणैव तु ॥ २ ॥

एकात्रिंशे सर्वभावान्निवृत्तानां तु पूर्ववत् ।
गानेन रमणं चक्रे प्रमाणानन्दसिद्धये ॥ ३ ॥
बलभद्रेण सहितो वेदरूपेण सर्वथा ।
तद्दोषं नाशयामास हरिरित्युच्यते स्फुटम् ॥ ४ ॥

**ભાવાર્થ**—આ રીતે ૩૫ પ્રપંચનું પાંચ રીતે રસ વર્ણન ભક્તોમાં સ્વરૂપાનંદના વિસ્તાર માટે કર્યું. અને હવે નામલીલાથી રસને માટે આ કહેવાય છે. આ રીતે જેમનો ઉદ્ધાર કર્યો છે એવા ભક્તો જો અન્યની ઉપાસના કરે તો તે દુઃખના ભોક્તા થાય છેજ, પણ હરિજ તેમને મુક્ત કરે છે. એ વસ્તુ ૩૧ મા અધ્યાયમાં જણાવી છે. વળી અહિંઆં પૂર્વની માફક સર્વભાવથી નિવૃત્ત થયેલાંના પ્રમાણાનંદની સિદ્ધિ માટે ગાનથી રમણ કર્યું. વેદરૂપી બલભદ્રની સાથે રમણ કર્યું અને હરિએ તેમના દોષનું નિવારણ કર્યું એ હકિકત સ્ફુટ રીતે કહેવાય છે.

આ અધ્યાયથી આ તામસ ફલપ્રકરણમાં જણાવવાની નામલીલા શરૂ થાય છે. પ્રથમ ભાગની કારિકામાં જણાવ્યું હતું કે ભગવાને નિરોધની સિદ્ધિ માટે વ્રજસ્થોની સાથે બે પ્રકારની લીલા કરી હતી. એક રૂપલીલા અને બીજી નામલીલા. રૂપલીલાનો વિષય રાસપંચાધ્યાયી હતો. અર્થાત્ ૧–૫ અધ્યાયમાં સમાપ્ત થયો. તેમાં ભગવાને રમણ કરવાની ઈચ્છાથી વ્રજાંગનાઓને ગૃહમાંથી કેવી રીતે આકર્ષ્યાં. તથા પોતે કેવી રીતે અંતર્હિત થયા શ્રી ગોપીજનની પરમ આર્તિ જાણીને પાછા કેવી રીતે પ્રકટ થયા અને રાસરમણનું સુખ આપ્યું એ સર્વ બાબત ત્યાં જણાવી છે. હવેથી નામલીલાનો પ્રારંભ આ અધ્યાયમાં કર્યો છે; અને તેની સમાપ્તિ યુગલગીતમાં ( હવે પછીના અધ્યાયમાં ) થશે. રૂપલીલા પોતે આત્મા, પ્રાણ, વાક્, મન અને ઇન્દ્રિયો—એ પાંચથી કરી હતી અને એ રીતે રસનું વર્ણન

અર્થાત્ સ્વરૂપાનન્દનો ભક્તોમાં વિસ્તાર કર્યો. નામલીલાથી પણ રૂપ-લીલાની માફક રસનો અનુભવજ કરવાનો છે. જેમ રૂપલીલા સ્વતંત્ર છે, તેમ નામલીલા પણ સ્વતંત્ર છે. કારણકે તે બ્રહ્મનીજ છે. પણ આ લીલાની સિદ્ધિ માટે અન્યના ભજનની નિવૃત્તિ અવશ્ય થવી જ જોઇએ. જો રસાત્મક સ્વરૂપમાં ચિત્ત લગાડતી વખતે અન્ય દેવતા-સ્વરૂપમાં ભક્તની ઇન્દ્રિયો ખેંચાયલી રહે તો પછી અનુભવ સિદ્ધિ બની શકતી નથી, માટે અન્યનું ભજન દોષરૂપ છે, અને તેથી જ ભક્તોએ સાવધાન રહેવાની ખાસ જરૂર છે એવું જણાવવાને માટે આ પ્રકરણનો આરંભ છે. જે ફક્ત ભગવાનને મૂકીને અન્ય દેવતા-નું આરાધન કરે છે, તેને ભગવાનના મહાત્મ્યનું સંપૂર્ણ જ્ઞાન થતું નથી, અને ભગવાનના માહાત્મ્યજ્ઞાન વગર તેમનામાં ભાવ-ભક્તિ થઇ શકતી નથી તેથી એ માહાત્મ્યજ્ઞાન પણ કરાવવું જ જોઇએ. નન્દરાય તથા અન્ય ગોપો જેમનો ભગવાને ઇન્દ્ર વગેરેના ભજન-માંથી નિવૃત્તિ કરીને ઉદ્ધાર કર્યો તેમનામાં જો અન્ય ભજનની વાસના પુનઃ રહી જાય તો તેઓને પાછા નીચે પડવું પડે માટે તેમને તેમાંથી બચાવી લેવાની ખાસ જરૂર છે.

આ પ્રકરણમાં વર્ણવેલી નામલીલા અને પૂર્વ અધ્યાયની રૂપ-લીલામાં એટલો ભેદ છે કે ત્યાં (રૂપલીલામાં) વૈષ્ણવ તરીકેના ધર્મોનો ત્યાગ લીલાનું અંગ ગણાતું પણ આ નામલીલામાં અન્ય દેવતાના ભજનમાંથી નિવૃત્તિ અંગરૂપ મનાય છે. અહિંઆં શાસ્ત્રોએ દર્શાવેલા વિધિવત્ ભગવદ્ધર્મનો ત્યાગ કરવાનો નથી. વિધિ એ નામલીલાનું અંગ છે. આથી મર્યાદા અને પુષ્ટિ એવા તેના પણ બે ભેદ છે; આ અધ્યાયમાં પ્રથમ મર્યાદામિશ્રિત પુષ્ટિમાર્ગની સરખામણીમાં મર્યાદા માર્ગ દોષરૂપ છે તે જણાવવાને શંખચૂડના વધનો પ્રસંગ પણ આ અધ્યાયમાં છે.



# પ્રકરણ ૧૭ મું.

## ગોપીઓએ કરેલું શ્રીકૃષ્ણનું ગાન.




છલા પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણે **શ્રીકૃષ્ણ** દિવસ થતાં પોતાના સાથી ગોપોને લઇનેગાયો ચરાવવાને વૃન્દાવનમાં જતા અને આખો દિવસ ક્રીડા કરવામાં ગાળતા. સંધ્યા સમય થતાં તે ગોકુલમાં પાછા ફરતા. દિવસે આમ **શ્રીકૃષ્ણ** ગોકુળની બહાર જતા ત્યારે જે ગોપીઓને **શ્રીકૃષ્ણે** રાસ રમાડયાં હતાં, તેઓ તેમના વિરહને સહન નહિ કરી શકવાથી પોતાનું દુઃખ ઓછું કરવાને બધાં એકબીજાની સાથે એકઠાં થઇને નીચે પ્રમાણે **શ્રીકૃષ્ણની** વનની લીલાઓ સંભાળીને ગાતાં હતાં—

"હે ગોપીઓ! જ્યાં વામ બાહુપર વામ કપોલ મૂકનાર, ઉચ્ચગતિ યુક્ત ભ્રૂકુટિવાળા, મુકુન્દ ભગવાન કોમલ અંગુલિઓથી જેમના રન્ધ્રો ઉપર મૂકી છે તેવી અધર ઉપર મૂકીને વેણુને વગાડે છે ત્યારે આકાશમાં વિમાનમાં ફરનાર દેવતાઓની સ્ત્રીઓ સિદ્ધજનની સાથે લજ્જીત થઇને વિસ્મય પામે છે. વળી કામનાં બાણથી તેમનું ચિત્ત એટલું વિવશ થઇ જાય છે કે તેઓ મૂર્ચ્છિત દશાનો અનુભવ કરે છે.

"અરેરે હે અબલાઓ! આ આશ્ચર્યની વાત તો સાંભળો! નંદના પુત્ર **શ્રીકૃષ્ણ**, હાસ જેવા ઉજ્જવલ હારથી સુશોભિત થઇને, વનમાં જ્યારે વેણુ વગાડે છે ત્યારે વ્રજના વૃષભો,

મૃગ તથા ગાયોનાં ચિત્ત વેણુના નાદથી કેવાં વીંધાઇ જાય છે! તેમના દાંતમાં લીધેલા કોળીઆ એમને એમ રહી જાય છે. વેણુનો રવ તેમના કર્ણના છિદ્રમાં પ્રવેશતાંની સાથે તેઓ નિદ્રાને અધીન થઇ જાય છે અને જાણે ચિત્રમાં આલેખેલાં હોય તેમ દેખાય છે.

"વળી જ્યારે **શ્રીકૃષ્ણ** મયૂરપિચ્છ, ગેરુ તથા પલાશનો વેષ પરિધાન કરીને **બળદેવ**ની સાથે વનમાં ફરતાં, ગાયોને બોલાવે છે ત્યારે તેમના મધુર સ્વરથી નદીઓની ગતિ પણ થંભી જાય છે. લતાઓ તથા વૃક્ષો, પુષ્પ અને ફલના ભારથી લચી જઇને પોતાની શાખાઓને નીચે નમાવે છે, અને તેમનામાં જાણે પ્રેમનો રોમાંચ થયો હોય તેમ મધુધારાની વૃષ્ટિ કરે છે. સરોવરનાં સારસ, હંસ વગેરે પક્ષીઓ **શ્રીકૃષ્ણ** પાસે દોડીને આવે છે, અને નેત્રને મીચી તથા મૌન ધારણ કરીને તેમનું સેવન કરે છે. આખું વિશ્વ પણ તે સમયે હર્ષિત થઈ જાય છે કારણ કે **શ્રીકૃષ્ણ**ની વેણુમાંથી નીકળેલી આનંદની ધારા આખા વિશ્વમાં વ્યાપે છે. ઉંચે આકાશમાં મેઘ પણ તે સમયે મન્દ મન્દ ગર્જના કરવા મંડી જાય છે. અને **શ્રીકૃષ્ણ** જાણે પોતાના સુહૃદ્ (મિત્ર) હોય તેમ માનીને જલબિન્દુઓ રૂપી પુષ્પવૃષ્ટિથી તેમને વધાવે છે તથા તેમને છાયા આપે છે. અરે ઈન્દ્ર તથા શિવ જેવાઓનાં મન પણ તે સ્વર સાંભળીને ડોલી જાય છે. જ્યારે તેઓની એવી સ્થિતિ થાય છે તો આપણે તો **શ્રીકૃષ્ણ**ની સાથે રમ્યાં છીએ, ખેલ્યાં છીએ તથા દરેક રીતે તેમનાં પ્રેમનું પાત્ર બનેલાં છીએ, તે આપણો પ્રેમ જાણે છે

અને આપણે તેમનો પ્રેમ જાણીએ છીએ; તો પછી આપણાથી અત્યારે આપણા પ્રભુ **શ્રીકૃષ્ણ**ના વિપ્રયોગનું દુઃખ શી રીતે સહન થાય ?

"અરે હે સખીઓ ! તમે જાણો છો કે હરિણીઓ પણ આપણા પ્રભુના વેણુરવથી એટલાં બધાં મુગ્ધ થઈ ગયા હતાં કે તેમના હરિણોને ( પતિને ) ત્યજીને **શ્રીકૃષ્ણ**ની પાસે જઇને બેઠાં.

"અરે દેવો, ગન્ધર્વો વગેરે પણ તેમની વેણુનો રવ શ્રવણ કરવાને એકત્ર થાય છે. તો એ પ્રભુનો વિયોગ આપણથી શી રીતે સહન થઈ શકે ? શું આપણેજ કમભાગ્ય છીએ કે પ્રભુની સુન્દર વેણુના રવમાંથી નીકળતી સુધારસનું પાન કરવાને અશક્ત નીવડયાં છીએ ? "

આ પ્રમાણે **શ્રીકૃષ્ણ**માંજ પોતાનાં ચિત્ત તથા મન પરોવીને **શ્રીકૃષ્ણ**ની લીલાનું ગાન કરતાં કરતાં તેઓ દિવસનો સમય વ્યતીત કરતાં હતાં.

**(રહસ્ય)**—(૧) વિપ્રયોગ સ્થિતિમાં ચિત્ત પ્રભુની લીલાઓનું ગુણગાન કરવામાં જ મગ્ન થાય છે, અને તેમાં જ એ પોતાનો લય કરી દેછે—સૂક્ષ્મભાવને તે પ્રાપ્ત થાય છે. આ સ્થિતિમાં માનસદુઃખ અતિશય હોય છે, તેથી દિવસો પણ દુઃખમાં નિર્ગમન થાય છે.

(૨) પ્રભુના વિપ્રયોગમાં પ્રભુના ગુણનું ગાન તેજ હૃદયને સાન્તવન આપી શકે છે. જ્યારે ચિત્ત પ્રભુની સન્મુખતાથી દૂર હોય ત્યારે પ્રભુના ગુણગાનમાં જ સમય વ્યતીત કરવો જોઇએ.

(૩) પ્રભુનો વેણુનાદ તે બ્રહ્માનંદનો નાદ છે, અર્થાત્ પ્રભુ વિષેનું જ્ઞાન છે. ભકતોને વિપ્રયોગ દશામાં મૂકીને પ્રભુ શું કરતા હશે વગેરે જ્ઞાનમાં—લીલા સ્મરણમાં સમય ગાળવો જોઇએ.

(૪) જ્યાં સુધી મનની વૃત્તિઓ તથા વિકારોનો નિરોધ ન થાય ત્યાં સુધી પ્રભુપ્રતિ પ્રેમભાવ થતો નથી; શુદ્ધ હૃદયમાં જ પ્રેમ હોય છે; વિકારી હૃદયમાં કામ હોય છે. દેવ સ્ત્રીઓમાં કામ હતો, પ્રેમ નહિ.

(૫) પ્રભુ ભજનના રસનું પરિણામ લૌકિક વ્યાપારની શાન્તિ તથા ક્રિયાની નિવૃત્તિમાં છે. ગાયો વગેરેએ વેણુનાદના શ્રવણથી કવલ વગેરેનો ત્યાગ કર્યો.

(૬) વનલતા તથા તરુઓની માફક હૃદયમાં પ્રેમભાવ થવો જોઈએ. દૈન્ય તથા નમ્રતા આવવાં જોઇએ, તથા બીજાઓની સાથે સંભાષણ વગેરેમાં મધુરતા ભરવી જોઇએ. જેનામાં આટલું સિદ્ધ થયું છે, તેજ ભગવાનના બ્રહ્મનાદનો અધિકારી બન્યો છે.

(૭) સારસ–રસની માફક ચિત્ત ભગવદ્‌ગુણ ગાનમાં વશ થાય અને, નેત્ર પ્રભુ સિવાય અન્ય રૂપથી લલચાય નહિ, તેમજ હરિના સેવનનો જ રસ લાગે તો જ ભગવત્પરાયણતા સમજાય.

(૮) મેઘ સર્વનું કલ્યાણ કરે છે તેમ સર્વનું કલ્યાણ કરવામાં પ્રીતિ થાય એટલું જ નહિ પણ પ્રભુ તરફ સખ્ય તથા આત્મનિવેદન ભાવ દેખાડે તો તે પણ બ્રહ્મનાદનો અધિકારી થાય છે.

(૯) બ્રહ્માદિ દેવો પણ પ્રભુનું માહાત્મ્ય યથાર્થ રીતે સમજી શકતા નથી, તો આપણે શી રીતે સમજી શકીએ ? તો પણ તેમની માફક નમ્રતા રાખવીજ ઇષ્ટ છે.

(૧૦) કૃષ્ણનું લાવણ્ય કોટિકંદર્પતુલ્ય છે. તેમના મનોહર સ્વરૂપના દર્શનથી પ્રેમની દશવિધ અવસ્થાઓનો અનુભવ પ્રભુ ભક્તોને થાયજ. એ સુન્દર મૂર્તિનું ચિન્તન અગર દર્શનનું પરિણામ લૌકિક—મર્યાદા વગેરેનો ત્યાગજ હોઇ શકે.

(૧૧) પ્રભુ એજ પતિ છે તે ભાવ સિદ્ધ થઈ ગૃહાદિની આશાનો ત્યાગ થવામાં ભગવત્પરાયણતા બને છે.

(૧૨) બ્રહ્માનન્દ તથા પ્રેમભક્તિ તેમજ તેથી થતી રસ સાક્ષાત્કારતા પ્રભુ કૃપા હોય તોજ બની શકે છે. આવી કૃપા થવામાં જ પ્રભુની ખરી કીર્તિ છે, પ્રભુ નિજભક્તો ઉપર એવી કૃપા કરે છે એવું વેદાન્ત જણાવે છે, તથા ભગવાનની સ્તુતિ કરે છે.

(૧૩) ભક્તોને ભજનાનંદનું દાન કરવાની પ્રભુ ઇચ્છા કરે છે પોતે આનંદમય હોવાથી પોતાના સુહૃદ (ભક્તોને) સુખ આપે છે. આ સુખ ભજનાનંદનું દાન કરીને આપે છે.

(૧૪) ભગવાનની કૃપા એટલે ભક્તોના તાપની નિવૃત્તિ તથા તેમની પ્રસન્નતા છે. કૃપાનું ફળ મોક્ષ નથી, પણ તેથી એ અધિકાર છે.

(૧૫) પ્રભુમાંજ ચિત્ત, તથા મન રાખીને હમેશાં, પ્રભુની લીલાનું ગાન કરનાર સદાનંદ, રસરૂપ બ્રહ્મ સાથે રમણ કરે છે.

આની ઉપર શ્રીવલ્લભાચાર્યજી નીચે પ્રકારે પોતાની સુબોધિની ટીકામાં કારિકાઓ યોજે છે.

कारिका.

द्वात्रिंशेऽन्तर्गोपिकानां स्वानंदं भगवान् हरिः ।
पूरयामास येनैव पूर्णानन्द इतीर्यते ॥१॥
अन्तःप्रविष्टो भगवान् मुखादुद्धृत्य कर्णयोः ।
पुनर्निवेश्यते सम्यक् तदा भवति सुस्थिरः ॥२॥
शब्दार्थयोर्मुख्यतात्र युग्माः श्लोकास्तऽत्र हि ।
सर्वेषु चैव मासेषु यत्करोत्युच्यते हि तत् ॥३॥
अतोऽत्र मासयुग्मा हि प्रक्रमः फलमेव च ।
आद्यन्ते चापरं युग्मं त्रयोदश भवन्ति तत् ॥४॥

**ભાવાર્થ**—બત્રીસમા અધ્યાયમાં ભગવાન્ હરિએ ગોપીઓના અન્તરમાં સ્વાનન્દ પૂર્યો જેથી પૂર્ણાનન્દ કહેવાય છે. અંદર પ્રવેશ

પામેલા ભગવાન્ મુખમાંથી બહાર પ્રકટ કરીને કર્ણમાં ફરીથી નિવેશન કરે છે ત્યારે જ તે સુસ્થિર થાય છે. અહિંઆં શબ્દ અને અર્થની મુખ્યતા હોવાથી બબ્બે શ્લોકોનાં યુગ્મ લેવાનાં છે. શ્લોકની સંખ્યા સર્વ માસમાં જે કરે તે કહેવાને લીધી છે. માટે આ યુગ્મો માસ પ્રમાણે છે. શરૂઆત અને અન્તના બે શ્લોકોનું યુગ્મ તે તે પ્રકરણ અને ફલ જણાવે છે. એટલે કુલ તેર યુગ્મો છે.

## યુગલ ગીતનો વિષય શો?

આ કારિકાઓમાં શ્રી મહાપ્રભુજીએ સંક્ષેપમાં શ્રીયુગલગીતના વિષયનું નિરૂપણ કર્યું છે. ભગવાને ગોપીઓના હૃદયમાં સ્વઆનન્દ પૂર્યો એટલા માટે પોતે પૂર્ણાનન્દ કહેવાય છે. એ વિષયનું કથન આ અધ્યાયમાં કર્યું છે. જો કે આનંદ સર્વત્ર હૃદયમાં અનુભવાય છે. છતાં બાહ્ય રમણ હોય તો શરીર અને ચેષ્ટાઓનું પ્રાધાન્ય હોવાથી અને સ્વરૂપમૂર્તિ હોવાથી તેનો આનન્દ પણ મૂર્ત છે. તેથી શરીર તથા ઇન્દ્રિયાદિમાં સ્વરૂપથી સ્થાપિત કરેલા આનંદનો મનથી અનુભવ થાય છે. પણ અહિંઆં તો અન્તઃ સંગથી આનન્દ પ્રકટ થાય છે. રમણના **બાહ્ય રમણ** તથા **આન્તર રમણ** એ બે પ્રકારના ભેદ છે. બાહ્ય રમણમાં શરીરની ચેષ્ટાઓ મુખ્ય હોય છે અને તેથી જે આનંદ પ્રકટ થાય છે તેનો અનુભવ મનથીજ કરાય છે. પણ જે ભાવાત્મક સ્વરૂપ હોય છે તેમાં શરીરની ચેષ્ટાઓ નથી તે ભાવરૂપે હૃદયમાં રમણ કરે છે એટલે તેનો અનુભવ હૃદયમાં થાય છે. આ અધ્યાયમાં તે આન્તર રમણ ભગવાને કર્યું અને ગોપિકાઓના હૃદયમાં આનન્દ પૂર્યો. ભગવાન્ શબ્દથી ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય એ ષડ્ગુણયુક્ત ભગવાન સમજવાના છે. તેમને માટે વળી હરિ શબ્દનું વિશેષણ વાપર્યું છે. હરિ એટલે દુઃખના હર્તા. કૃષ્ણ એ ધર્મી છે. તેમના વિરહનું દુઃખ આ વ્રજ-સુન્દરીને થયું છે તે દુઃખના નિવારણ માટે ગુણગાન તેઓ કરે છે. એટલે પ્રભુ તેમના દુઃખનું નિવારણ કરીને આનંદનું દાન કરે છે. માટે

તેમને હરિ કહ્યા છે. અહિંઆં રૂપલીલા તથા નામલીલા ઉભય છે. ભાવાત્મક સ્વરૂપથી આનંદનું દાન કર્યું માટે રૂપલીલા છે; અને ગોપીજન પ્રભુનું ગુણગાન કરે છે માટે તે નામલીલા છે. જેમ પ્રભુનું સ્વરૂપ પૂર્ણાનંદ છે તેમ તેમની નામલીલા પણ પૂર્ણાનંદરૂપ છે. જો કે અહિંઆં પૂર્ણાનંદ સ્વરૂપ પ્રભુ એ ધર્મીરૂપ છે અને ગાન એ ધર્મરૂપ છે છતાં ભાવની સ્થિરતા માટે ગુણગાન છે. એટલે ગુણગાનનો અન્તઃપાત ભાવરૂપમાં છે. ગાન એ ભાવનું કાર્ય છે, અને તે ભગવદ્રુપ હોવાથી ભગવાને આનંદ પૂર્યો એમ કહ્યું છે. એ આનંદનું પૂરણ કેવી રીતે કર્યું તો કહે છે કે હૃદયમાં પ્રવિષ્ટ ગાનદ્વારા મુખમાંથી પ્રકટ થયા અને પછી કર્ણમાં પુનઃ પ્રવેશ કર્યો. આમ થવાથી એ ભાવની સ્થિરતા થઇ. આ ગીતમાં તે આનંદનું પૂરણ કેવી રીતે થયું તે સમજાવવામાં આવ્યું છે.

## "યુગલગીત"નો અર્થ

યુગલ એટલે બે. આમાં બીજા અધ્યાયોની માફક એક શ્લોક આપેલ નથી પણ બબ્બેનાં જોડકાંથી શબ્દ અને અર્થ એમ ઉભયની મુખ્યતા જણાવી છે. શબ્દ એટલે નામલીલા અને અર્થ એટલે રૂપલીલા. એ ઉભયનો સમન્વય આમાં કરેલો છે. પ્રથમ વેણુગીતમાં માત્ર નામ લીલા હતી. ત્યાં કેવલ ભગવાનની વેણુના નાદની સુધાનો જ અનુભવ આ ગોપીઓને હતો; પણ અહિંઆં તો પ્રભુના સ્વરૂપનો પણ અનુભવ છે. આ રીતે એ ઉભયના સમન્વયથી સુધારસનું જ્ઞાપન કરાવવાને બબ્બે શ્લોકોનાં જોડકાં લીધાં છે. જો કે નામ લીલા અને રૂપલીલા એ બે એક બીજાથી ભિન્ન છે તોપણ તેમની એકતા જણાવવાને અહિંઆં બબ્બે શ્લોકોનું એક વાકય કર્યું છે.

## યુગલ ગીતમાં શ્લોકની સંખ્યા.

આ ગીતમાં એકંદરે ૨૬ શ્લોકો છે. તેમાં પ્રથમ અને બીજો શ્લોક જૂદા રાખતાં બાકીના ૨૪ શ્લોકો છે. આ ૨૪ શ્લોકોનાં

યૂથ જોડકાં યુગ્મો થાય છે. વર્ષના મહિના ૧૨ હોવાથી અહિંઆં તેટલાં યુગ્મ લીધાં છે. વર્ષમાં સ્વામિનીઓ સાથે જેટલી લીલા કરે છે તેટલી સર્વ લીલા સ્વામિની ગાય છે. વર્ષના ૧૨ માસમાં જે લીલાઓ કરે છે તેનું વર્ણન બાર યુગ્મોથી કર્યું છે. વર્ણન કરનારાં ગોપીઓ પણ બાર પ્રકારનાં હોય છે. તામસ રાજસ અને સાત્વિકના પણ તામસ રાજસ અને સાત્વિક ભાવના મિશ્રભેદથી નવ પ્રકાર થાય છે અને નિર્ગુણના તામસ, રાજસ અને સાત્વિકના ભેદથી ત્રણ પ્રકાર બને છે. એ રીતે કુલ ૧૨ ભેદો થાય છે. આ બાર યુગ્મોના ૨૪ શ્લોકો થયા. બાકીના બે શ્લોકો રહ્યા. એક શ્લોક અધ્યાયના પ્રારંભમાં છે અને બીજો ઉપસંહારમાં છે. પ્રથમ અધ્યાયમાં પ્રક્રમ કરે છે. બીજો તેનું ફલ જણાવે છે. આ બન્નેનું પણ એક યુગ્મ સમજવાનું છે. આ યુગ્મદ્વારા અધિકમાસ પુરુષોત્તમ માસમાં પ્રભુ જે લીલા કરે છે તેનું ગુણગાન સ્વામિનીઓ કરે છે. આ રીતે કુલ ૧૩ યુગ્મો આ યુગલ ગીતમાં છે.

### સાર.

આ યુગલગીતનો સાર માત્ર એટલોજ છે કે પ્રભુ જ્યારે દિવસે ગાયો વગેરેને ચારવાને માટે વૃંદાવનમાં જાય છે ત્યારે પ્રભુના વિયોગનું દુઃખ ગોપિકાઓથી સહન થતું નથી, એટલે હૃદયના તાપને શાન્ત કરવાને પ્રભુનું ગુણગાન કરે છે. એ ગુણગાનમાં તેઓ એટલાં બધાં લીન થઇ જાય છે કે પ્રભુની જૂદી જૂદી લીલાઓનું ગુણગાન કરતાં તેઓ હૃદયથી સાક્ષાત્કાર પણ કરે છે અને આ રીતે પૂર્ણાનંદ મહારસને હૃદયમાં અનુભવે છે.

વર્ષના દરેક માસમાં પ્રભુએ કરેલી લીલાને તેઓ દરરોજ સાંભળે છે. અર્થાત્ **દરરોજ પોતાનું જીવન પ્રાતઃકાળથી આરંભીને તે સાયં પર્યંત ગૃહકાર્યમાં વ્યગ્ર હોવા છતાં પણ પ્રભુની જ લીલાઓનું અનુસંધાન કરે છે અને રસાત્મક**

**પ્રભુના પૂર્ણાનંદનો સાક્ષાત્કાર કરવાને તે મહારસથી જીવન ભરવાને પ્રભુની તે તે લીલાઓનાં ગુણગાન કરે છે.**

**વિવેચન**—હવે યુગલ ગીતની શરૂઆત થાય છે. કૃષ્ણ જ્યારે વનમાં ગયા તે સમયે ગોપીઓનાં ચિત્ત એકદમ દ્રવી ગયાં અને તેથી તે સ્થિતિમાં શું કરવું એ કંઇપણ તેમને સૂઝ નહિ પડવાથી તેઓ વિકલ થઈ ગયાં. પછીથી કૃષ્ણના વિરહમાં જીવનને ટકાવી રાખવાને તેમની લીલાઓનું અનુસંધાન કરવા મંડયાં. કારણકે વિરહીને પ્રભુના ગુણગાન સિવાય અન્ય કંઇ પણ સુખ આપી શકતું નથી. માટે તે ગુણગાન કરવા લાગ્યાં. આ ગુણગાન પ્રકર્ષ ભાવથી કર્યું છે. સાધારણ રીતે જેમ નવધા ભક્તિમાં કીર્તન ભક્તિ છે અને તેમાં જેમ ગાન કરવામાં આવે છે તેવી રીતનું આ ગાન નથી પણ આ ગાન ફલાત્મક છે. કારણ કે તેથી તેમને પ્રભુની સર્વ લીલાનો સાક્ષાત્કાર થતો હતો અને તે રીતે પ્રભુ તેમની સમીપ હતા. આ ગુણગાન પ્રભુનું નિકટતમ સાન્નિધ્ય કરાવે તેવું અત્યુત્કટ રતિભાવથી ભરેલું હતું. માટે પ્રકર્ષથી ગાન કર્યું એમ કહ્યું છે. એ ગાન કરતી વખતે તેમની ઇન્દ્રિયો વગેરે સર્વે પ્રભુની સન્મુખ હતાં એટલુંજ નહિ પણ પ્રભુમાં જ લીન બનેલાં હતાં. અરે જ્યાં ચિત્ત દ્રવી ગયું હોય તો ત્યાં ઇન્દ્રિયો રહેજ કયાંથી? જલમાં સૈન્ધવ (મીઠું)નો કકડો નાખ્યો હોય અગર તેમાં શર્કરા મિશ્રિત કરી હોય તો તે જેમ અંદર ઓગળી જાય છે તેમ પ્રભુને વનમાં પધારેલા જાણીને તેમનું ચિત્ત પણ ઓગળી ગયું. જળમાં ઓગળી ગયેલો પદાર્થ જેમ આપણે જૂદો ઓળખાવી શકતા નથી તેમ ચિત્તની સ્થિતિ થઇ. જ્યાં ચિત્તની આ પ્રમાણે સ્થિતિ થાય તો પછી ઇન્દ્રિયોનું તો કહેવું જ શું? આ વિરહાવસ્થામાં હૃદયના તાપને બહારથી શાન્ત કરવાને ગુણગાનનું અવલંબન લીધું, અને તેથી મહાકષ્ટે દિવસો ગુજારવા લાગ્યાં.

અહિંઆં વક્તા ગોપીઓ છે. ગોપીજન માટે કેવલ "ગોપી" એવો શબ્દ વાપર્યો છે. તેની પૂર્વે "શ્રી" શબ્દ યોજેલો નથી. તેનું પ્રયોજન એ છે કે એ રીતે રાસમણ્ડળસ્થ જે ગોપીજન છે તેમનો માત્ર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વળી બીજું પણ કારણ એ છે કે "શ્રી" સૌભાગ્યસૂચક છે; પણ આ ગોપીજન અત્યારે વિપ્રયોગ દશાનો અનુભવ કરી રહ્યાં હતાં. માટે તે સ્થિતિમાં તેમનું સૌભાગ્ય સંપૂર્ણ નહોતું એ સૂચવવાને "શ્રી" વિશેષણ વગર કેવલ ગોપીપદનો પ્રયોગ કર્યો છે.

કૃષ્ણપદનો અર્થ સદાનંદ સમજવાનો છે; અને કૃષ્ણલીલા શબ્દથી પણ સદાનંદ પ્રભુની લીલા એમ સમજવું. અર્થાત્ પ્રભુના રસાત્મક સ્વરૂપની લીલાનું ગાન વગેરે કર્યું, પૂર્વ અધ્યાયમાં જે કૃષ્ણ છે તેમ લીલા નહિ, પણ રસાત્મક સ્વરૂપે બીરાજતા રસાનંદ સ્વરૂપની જ લીલાનું. કારણ કે પ્રભુ જેવા રસસ્વરૂપ છે તેમ આ ગોપીજન તેમની રસશક્તિઓ છે. આત્માની સાથે જેમ આત્માની શક્તિઓ સંબંધ ધરાવે છે તેમ રસની સાથે તેની શક્તિઓ સંબંધ ધરાવે છે. જેમ આત્મા વગર શક્તિઓ નકામી થઇ પડે છે તેમ રસના વિયોગમાં તેની શક્તિઓ પણ મન્દ પડી જાય એ સ્વાભાવિક છે. માટે તે શક્તિઓ પોતાનાં વિકાસ માટે રસનો વિયોગ ન બને તે માટે તે રસની લીલાનું અનુસંધાન કરે છે એ આ શ્લોકનું તાત્પર્ય છે.

હરિ દરસનકોં તરસત અખિયાં

ઝુર ઝુર આંખ ઝરોંખન ઝાંકત કર મીડ જૈસે મખિયાં,
બિછરી સ્વરૂપ સુધા નિધિ તે લાગત પલ નહિ પખિયા.
ઉદન સકત ગિરગિર પરત હૈં થાકત ભઇ લખ સખિયાં,
બાર બાર શિર ધુન ધુન બિસરત જૈસેં જલબિન ઝખિયાં.
સૂર સ્વરૂપ વિના ક્યોં જીવેં કાટ કિનારે નખિયાં.

**રાગ સારંગ.**

જા દિન પ્રીત શ્યામકોં કીની
તા દિનતે મેરી અઁખિયનને નેંકહુ નીંદન લીની,

ચટયો રહત ચિત ચાક સદાંઈ યહ વિચાર દિન જાય,
મનમેં રહત ચાહત મિલનકી ઔર ન કછુ સુહાય.
પરમાનંદ પ્રેમકી બાતેં કાહુ સૌ નહિં કહિયે,
જૈસે તૃથા ભૂખ બાલકકી અપને જાયમેં સહિયે.

कारिका

सर्वोत्तम हरेर्लीला वेणुनादपुरःसरा ।
हेतुः सर्वत्र वाच्येर्थे प्रथमेषु निरूप्यते ॥१॥
देवस्त्रियस्तथा गावः सरितः पादपा लताः
पक्षिणश्च तथा मेघा ब्रह्माद्या गोपिकास्तथा ॥२॥
हरिण्यो देवगन्धर्वा द्विधा च भगवान्हरिः ।
उत्तरेषु निरूप्यन्ते रसज्ञा वेणुवादने ॥३॥
जानाति भगवानेव जानात्येव हरिः स्वयम् ।
अतोन्ते भगवानुक्तो वारद्वयमनन्यधीः ॥४॥
अनुभावस्तु नादस्य स्त्रीषु पूर्वमुदीर्यते ।
त्रिविधास्तु ततः पुंसु ब्रह्मा गोपी तथा मृगी ॥५॥
त्रयोऽत्र त्रिविधा प्रोक्ताः प्रकीर्णाः सकलाः ।
सर्व एवानभिज्ञा हि वस्तुसामर्थ्यसंयुताः ॥६॥
एवं वेणुर्द्वादशधा फलतीति निरूपितः

**ભાવાર્થ**—૧ સર્વત્ર વાચ્ય અર્થમાં હરિના સર્વોત્તમ વેણુનાદપૂર્વક લીલા હેતુ છે તેનું પ્રથમ નિરૂપણ કરવામાં આવે છે.

૨–૩ રસજ્ઞ દેવસ્ત્રીઓ, ગાયો, નદીઓ, વૃક્ષો, લતાઓ, પક્ષિઓ, મેઘો, બ્રહ્મા વગેરે ગોપિકા, હરિણીઓ, દેવગન્ધર્વો, અને દ્વિવિધ ભગવાન હરિનું વેણુનાદ પછીના શ્લોકોમાં નિરૂપણ કર્યું છે.

૪ ભગવાનજ જાણે છે, માટે અન્તમાં એ વખત અનન્યધીવાળા ભગવાન કહેવામાં આવ્યા છે.

૫ નાદનો અનુભવ સ્ત્રીઓમાં પ્રથમ જણાવ્યો છે. પછીથી ત્રણ પ્રકારનાં સ્ત્રીઓમાં પછી પુરુષોમાં; તેમજ બ્રહ્મા, ગોપી, તથા મૃગી એ ત્રણ ત્રણ રીતે જણાવ્યા છે, તથા બધા પ્રકીર્ણ સુર પણ કહ્યા છે. વસ્તુના સામર્થ્યથી યુક્ત તે સઘળા અનભિન્ન છે. આ રીતે વેણુ દશ રીતે ફલે છે એવું નિરૂપણ કર્યું છે.

**વિવેચન**—આ કારિકાઓમાં એવું જણાવવામાં આવે છે કે આ યુગલ ગીતનો મુખ્ય વિષય ભગવાનની વેણુનાદની લીલા છે. આ લીલા સર્વ લીલાઓમાં ઉત્તમ છે. આ લીલા ભગવાનના નિર્દોષ ભાવનું કથન કરે છે. માટે તે સર્વથી ઉત્તમ લીલા છે. વેણુને પોતાના હસ્તમાં લઇને નટની માફક નૃત્ય કરીને જે સુધારસને પ્રકટ કરે છે, તેમાં જે રસાસ્વાદન છે, તેમાં જે ભાવની કમનીયતા તથા કોમલતા છે, તે અન્ય લીલામાં નથી. માટે તેને સર્વોત્તમ લીલા કહી છે. વેણુનાદના શ્રવણથી જ કર્ણમાં સુધારસનું સિંચન પ્રવેશ પામે છે. અને તે હૃદય પ્રદેશમાં વધે છે, અને ત્યાંથી સર્વ મલીન વૃત્તિઓ, ભાવો, તથા વિકારોને પોતાના પ્રવાહમાં પ્રસટી જાય છે. આ લીલા સર્વવ્યાપી છે. કારણકે વેણુનાદ એટલે બ્રહ્માનંદનો નાદ છે. અને જેમ બ્રહ્મ સર્વવ્યાપી છે, તેમ તેમનો બ્રહ્માનંદ પણ સર્વવ્યાપી બને છે. દેવતાઓથી માંડીને તે પૃથ્વી ઉપરના ક્ષુદ્ર જંતુઓ તથા વનસ્પતિ તે નાદરસથી વ્યાપ્ત બને છે તે જણાવવાને જૂદાં જૂદાં સત્ત્વો ઉપર તેની શી અસર થઇ તે જણાવવામાં આવે છે. એકંદરે જે જે સત્ત્વો છે તે રાજસ, સાત્ત્વિક અને તામસ એ ત્રણ પ્રકારના છે. તે દરેકના રાજસ, સાત્ત્વિક તથા તામસ ગુણોને લીધે ઉપભેદો બનીને એકંદરે ગુણયુક્ત સત્ત્વોના નવ વિભાગો છે. આ સત્ત્વોમાંથી તેમના વર્ગમાં વિભૂતિરૂપ ઉત્તમ સત્ત્વો લીધાં છે; અને તેમના ઉપર વેણુના નાદની શી અસર થઈ તે જણાવે છે. આ સત્ત્વદ્વારા સમસ્ત

વિશ્વ નાદને વશ થઇ ગયું એટલો અર્થબોધ ફલિત થાય છે. તેમાં દેવસ્ત્રીઓ, ગાયો, તથા નદીઓ એ રાજસ છે. વનલતા, પક્ષીઓ તથા મેઘ સાત્વિક છે. અને બ્રહ્માદિ, ગોપી તથા હરિણી તામસ છે. પ્રથમના રાજસગણમાં દેવસ્ત્રીઓ સજીવની ઉત્તમ યોનિનાં છે. ગાયો મધ્યમ યોનિનાં છે, અને સરિતા એ કનિષ્ટ યોનિનાં પણ નિર્જીવ સત્ત્વો છે. આ સ્ત્રી ગણ ઉપર વેણુનાદની પ્રથમ અસર થઇ એમ કહીને એવું જણાવે છે કે સ્ત્રીઓ—સ્ત્રીઆત્માઓ જ પ્રભુના આત્માને જ જાણી શકે છે. જ્યાંસુધી જીવમાં પુરુષનો ભાવ રહે ત્યાં સુધી બ્રહ્મના આનંદને સમજવો તેના માટે અશક્ય છે. માટે પ્રથમ રાજસ ગણમાં ત્રણે સ્ત્રીલિંગવાચક સત્ત્વોને જે અસર થઈ તે જણાવી. ત્યાર પછી પુલ્લિંગવાચક સાત્વિક ગણ તે આનંદનો અનુભવ ગૌણતાથી જ કરી શકે છે એવું સુચવવાને પાદપ (લતાનો અન્તર્ભાવ પાદપમાં) કર્યો છે. પક્ષી તથા મેઘના ઉપર વેણુનાદની અસર જણાવી છે. ત્યાર પછી ઉત્તમ સત્ત્વોમાં બ્રહ્માદિ દેવતાઓ, પ્રેમલક્ષણા ભક્તિનાં મૂર્તિરૂપ ગોપિકા તથા ભગવત્પરાયણ થયેલાં હરિણીઓની તામસ ગણમાં ગણના કરી છે. અને તેના ઉપર વેણુનાદની અસર જણાવી છે. આ ત્રિવિધ સત્ત્વોએ જ્યારે વેણુનાદનું શ્રવણ કર્યું ત્યારે તેની સુધાના રસને જાણતા થયા અને પછીથી તેને અનુભવવા લાગ્યા. સ્થાયીભાવની અભિવ્યક્તિ થતી વખતે, ઉદ્દીપન વિભાવોથી જ્યારે સ્થાયિ ભાવનુ ઉદ્દીપન થાય છે; ત્યારે શરીરનાં ગાત્રોમાં જે પરિણામ કાર્ય અનુભવાય છે તેને કાવ્યશાસ્ત્રમાં અનુભાવ કહે છે. પ્રભુની વેણુનો નાદ તે ઉદ્દીપન વિભાવ છે. તે શ્રવણ કરતી વખતે તે તે સત્ત્વોની દેહમાં તેમજ ચિત્તમાં વિવિધ અસરો ઉત્પન્ન થઇ. દેવસ્ત્રીઓને મુકુન્દ ભગવાનની વેણુના નાદથી લજ્જા, કામોદ્રેક તથા ચિત્તની અસ્તવ્યસ્તતા જણાઇ. વૃન્દાવનનાં વૃષભો તથા ગાયોના ચિત્તનું હરણ થયું એટલું જ નહિ પણ ક્રિયાનિવૃત્તિ, સ્થિરતા, તથા ચિત્રાલેખનવત્ તેમની સ્થિતિ થઈ

ગઇ. નદીઓની ગતિમાં પણ ભંગ થયો. અને સચેતન પ્રાણીઓ માફક ભગવચ્ચરણરજની સ્પૃહા, તરંગકંપન, તેમજ જલસ્થૈર્ય તેમને જણાવા લાગ્યાં. તરુઓ તથા વનલતાઓ પણ પ્રેમની નિર્ભરતાથી શાખાઓને નમાવા લાગ્યા અને રોમાગ્ર-ચોર્ક્રમનો અનુભવ કરવા લાગ્યાં. એટલું જ નહિ પણ મધુધારાનું વર્ષણ પણ કર્યું સારસ, હંસ, તથા અન્ય પક્ષીઓ પણ ચિત્તની ભગવદ્વશ્યતા, નેત્ર-નિમીલન, માનધારણ તથા હરિસેવનમાં મગ્ન બન્યાં. સર્વનું હિત કરનાર મેઘ પણ ગર્જના કરવા લાગ્યો અને પ્રભુને છાયા આપવા લાગ્યો, એ રીતે પ્રભુપ્રતિ પોતાના સખ્ય તથા આત્મનિવેદનને જણાવવા લાગ્યો. શિવ, બ્રહ્મા તથા શક્ર દેવો પણ તે અલૌકિક નાદની સ્વરજાતિ બરાબર રીતે પિછાની નહિ શકવાથી પ્રભુના માહાત્મ્યનાં યશોગાન કરવા લાગ્યા, અને છેવટે મૂર્છામાં પણ પડી ગયા. સાયંકાળે ગાયો ચારી રહ્યા પછી પ્રભુ જ્યારે પોતાના કર-કમળમાં વેણુને ધારણ કરીને, લલિતગતિએ ગોકુળમાં પાછા પધારતા હતા તે સમયે ગોપીઓ સવિલાસ નેત્રથી સ્તબ્ધ થઇ ગયાં તથા તેમની મર્યાદાનો પણ ભંગ થયો. પ્રભુની મનોહરતા તથા કોટિ કંદર્પ તુલ્ય લાવણ્યથી ગોપીઓ મુગ્ધ બની ગયાં, અને પ્રેમનો વ્યાપાર તેમના ઉપર થવા લાગ્યો. પ્રેમની દશ દશાઓનો અનુભવ પણ તેમને થયો. હરિણીઓ તો કૃષ્ણ એ કૃષ્ણસાર–હરિણ છે એમ પ્રભુને માનીને તેમની પાસે દોડયાં અને વેણુનાદથી મન્ત્ર મુગ્ધ થઇને તેમની નિકટ બેશી રહ્યાં. ગૃહગમનની આશાનો ત્યાગ કરીને ભગવત્પરાયણ થઇને ત્યાં બેઠાં આ રીતે રાજસ, સાત્ત્વિક અને તામસ ભાવથી વેણુનાદની વિવિધ અસર અનુભાવોત્પત્તિદ્વારા વર્ણવી છે; ત્યાર પછીથી ગુણાતીત પ્રકારથી વેણુનાદની અસર જણાવી છે. તેમાં પ્રથમ ભગવાનની સામાન્ય લીલાનું વર્ણન કરે છે. ભગવાન વેણુવાદન ક્રીડા, નૃત્યક્રીડા એટલે પ્રેમભક્તિ અને જલક્રીડા એટલે રસનો સાક્ષાત્કાર આ ત્રણ ક્રીડા કરતી વખતે પ્રભુના સ્વરૂપની કાન્તિ

અવર્ણનીય બને છે. બ્રહ્મજ્ઞાન તથા પ્રેમભક્તિથી થતો રસસાક્ષાત્કાર પ્રભુ અનુગ્રહ કરીને કરાવે તો જ થઇ શકે છે. ભક્તો ઉપર આવી કૃપા કરવામાં જ પ્રભુની કીર્તિ છે. એવો આ શ્લોકનો તાત્પર્ય અર્થ છે, ત્યાર પછી કૃષ્ણનું ચંદ્ર સાથે સાદશ્ય કરીને તે દ્વારા તેમની આનન્દમયતા જણાવી છે. છતાં "દેવકીના પુત્ર" કહીને તેનાથી વૈલક્ષણ્ય ત્યાં છે જ. દિવસનાં તાપની નિવૃત્તિ કરીને રસનું દાન કરવાનું ભગવાન જ જાણે છે ચંદ્ર નહિ એવું આ ઉપરથી તે સૂચવાયું છે. ભજનાનન્દનું દાન પ્રભુ જ કરે છે, આ રીતે ભગવાનના ચરિત્રનું વર્ણન સામાન્ય રીતે કરીને અન્તમાં કૃષ્ણની કૃપાથી ભક્તોના તાપની નિવૃત્તિ તથા પ્રસન્નતા થાય છે એવો અર્થ વિશેષ (વેણુનાદની) લીલાના વર્ણનથી અહિંઆં કરે છે. અર્થાત્ ગુણાતીત રીતે પણ ત્રણ રીતે પ્રભુની લીલાનું વર્ણન કર્યું છે. આ રીતે ઉપરના ગુણોએ કરીને નવ ભેદને છેલ્લા ગુણાતીતના ત્રણ ભેદ મળીને કુલ બાર ભેદો છે. વેણુનાદનું અન્તિમ ફલ પણ રસાત્મક પ્રભુની પ્રાપ્તિ જ કરાવે છે એવો અર્થ ગર્ભિત સૂચવાયો છે.

### શ્લોક ૨ થી ૨૫ સુધી ગુણવિભાગ પ્રમાણે વેણુનાદના વર્ણનનું કોષ્ટક.

| રાજસ સ્ત્રીઓ | સાત્વિક પુરુષો | તામસ | ગુણાતીત |
|---|---|---|---|
| દેવસ્ત્રીઓ ૨-૩ | વનલતા પાદપ (૮-૯) | બ્રહ્માદિદેવ ૧૪-૧૫ | દેવગન્ધર્વ ૨૦-૨૧ |
| ગાયો ૪-૫ | પક્ષીઓ ૧૦-૧૧ | ગોપી ૧૬-૧૭ | ભગવાન ૨૨-૨૩ સામાન્ય લીલાકર્તા |
| નદીઓ ૬-૭ | મેઘ ૧૨-૧૩ | હરિણી ૧૮-૧૯ | હરિ ૨૪-૨૪ વિશેષ લીલાકર્તા |

શ્રીકૃષ્ણનાં ચરિત્રમાં તામસ પ્રકરણ અહિંઆં પૂરૂં થાય છે અને હવે રાજસ પ્રકરણ શરૂ થાય છે. રાજસ પ્રકરણની લીલાઓ ભા. ૩૩ (૩૬) થી ૬૦ (૬૩) સુધી સમજવી. આનાં પણ તામસ પ્રકરણની માફક ચાર પેટા પ્રકરણો છે–પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ. આ દરેકના સાત સાત અધ્યાયો છે. પ્રમાણના ૩૩ (૩૬) –૩૯ (૪૨) સુધી પ્રમેય ૪૦ (૪૩) થી ૪૬ (૪૯) સુધી. સાધન ૪૭ (૫૦) થી ૫૩ (૫૬) સુધી અને ફલના ૫૪ (૫૭) થી ૬૦ (૬૩) સુધી છે. રાજસ પ્રકરણમાં મુખ્યત્વે રાજસ યાદવોનો નિરોધ છે. અર્થાત્ રાજસ ભક્તોનો નિરોધ દર્શાવ્યો છે. તામસ પ્રકરણના યુગલગીત સુધીની લીલાનો હેતુ નિવૃત્તિ છે. અર્થાત્ જીવાત્માએ પરમાત્માને પ્રાપ્ત કરવાને સંસારનો ત્યાગ સંપૂર્ણ રીતે કરવો જોઈએ. અને તે ત્યાગ કરવાને તેમણે શું કરવું તે જણાવ્યું છે. અવિદ્યાથી લેઇને તમામ દોષોનો ત્યાગ થવો જોઈએ એમ ક્રમશઃ જણાવ્યું છે. ભક્તિ એટલે પ્રભુ માટેનો અત્યન્ત પ્રેમ, એ પ્રેમ થતાં પહેલાં ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન આવશ્યક છે નારદ પંચરાત્રમાં આપેલા ભક્તિના લક્ષણ પ્રમાણે શ્રી વલ્લભાચાર્ય તત્ત્વદીપ નિબંધમાં કહે છે કે—

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।

स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥

પરમાત્માના માહાત્મ્યના જ્ઞાનપૂર્વક સર્વથી અધિક અને સુદૃઢ સ્નેહ હોય તેનું નામ ભક્તિ કહેવાય છે. તે ભક્તિથી મોક્ષ છે. બ્રહ્મનું માહાત્મ્ય જ્ઞાન એટલે બ્રહ્મના બ્રહ્મ સ્વરૂપનું જ્ઞાન. સ્વરૂપનું જ્ઞાન થાય તોજ જીવાત્મા પરમાત્માની સાથે પોતાનો પ્રણય કરી શકે.

પણ સ્વરૂપ જ્ઞાન થવાને માટે વિદ્યાની જરૂર છે. વિદ્યા પૂર્વે અવિદ્યાની સંપૂર્ણ નિવૃત્તિ થવી જોઇએ. આથી પ્રથમ પૂતના રૂપ અવિદ્યાને ભક્તે દૂર કરવી જોઇએ તે જણાવવાને તેનો વધ કહેવામાં આવ્યો છે. અવિદ્યાનું બળ ત્રણ રીતે અજમાવાય છે. કાયાથી, વાણીથી અને મનથી. માટે એ ત્રણેનું પણ નિયમન થવું જોઈએ તેટલા માટે શકટાસુર, અને તૃણાવર્તનો નાશ વર્ણવ્યો છે તથા યશોદાના મોહનું નિવારણ જણાવ્યું છે. વળી અવિદ્યાનાં મુખ્ય દોષો લોભ અને મદથી થાય છે તે યમલાર્જુન નામના વૃક્ષના ઉન્મૂલન દ્વારા દર્શાવ્યું.

પછીથી અવિદ્યાનાં પાંચ અંગો દેહાધ્યાસ, ઈન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અંતઃકરણધ્યાસ અને સ્વરૂપ વિસ્મૃતિ–તે દરેક જુદાં જુદાં જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી સંસાર ટળી જતો નથી તે જણાવવાને ધેનુકાસુર, કાલીયમર્દન, પ્રલમ્બાસુર વધ, અને દાવાનલ પાન થી જણાવ્યું. આ રીતે અવિદ્યા તેનાં પાંચ પર્વોથી દૂર થતાં હૃદય શુદ્ધ થાય છે. તે જણાવવાને તુર્તજ ભાગવતમાં વર્ષા અને શરદૃઋતુનું વર્ણન આવે છે. વર્ષાઋતુ તમામ કચરો સાફ કરી દેછે. તેમ અવિદ્યારૂપી કચરો દૂર થયા પછી હૃદય ધોવાય છે અર્થાત્ સાફ થાય છે. અને શરદૃઋતુ જેમ પ્રસન્નતાથી શોભે છે તેમ હૃદયમાં હવે દોષ દૂર થવાથી તથા વિદ્યાનો ઉદય થવાથી શોભે છે. અર્થાત્ હવે વિદ્યાનું વર્ણન કરવામાં આવે છે. વિદ્યાનાં પણ પાંચ પર્વો છે–સાંખ્ય, યોગ, તપ, જ્ઞાન અને વૈરાગ્ય, તે તમામનું એક પછી એક વસ્ત્ર હરણની લીલાથી વર્ણન કરે છે. વિદ્યાનું ફળ મોક્ષ–બ્રહ્માનંદની પ્રાપ્તિ છે. તેથી ગોપબાળકોને તમામને ભગવાને બ્રહ્માનંદ રૂપી હૃદયમાં મગ્ન કરાવ્યાં એવું

કહેવામાં આવ્યું છે. ( જુઓ ભા. ૧. અ. ૨૫ (૨૮). પણ જેઓ ખરા પ્રેમી ભક્તો છે તેમનો પુરુષાર્થ બ્રહ્માનંદમાં મગ્ન થવાનો નથી. તેઓ તો તેથી પણ અધિક ફલની આકાંક્ષા રાખે છે તે ફલ सोऽश्नुते सर्वान्कामन्सह ब्रह्मणा विपश्चिता એ શ્રુતિમાં આપ્યું છે. અર્થાત્ ભક્તનો પરમ પુરુષાર્થ પરત્મામાની સાથે રમણ કરવું અને પોતાના હૃદયના મનોરથો પૂર્ણ કરવા તેટલા માટે રાસક્રીડાના પ્રકરણની શરૂઆત થાય છે. આ તામસ પ્રકરણમાં ( ભા. અ. ૫ થી ૩૨ (૩૫) સુધીની ) વર્ણવેલી તમામ લીલાઓ નિવૃત્તિપરાયણ નિર્ગુણ ભક્તો માટે છે. જેઓ સંસારનો સંપૂર્ણ ત્યાગ કરીને પ્રભુનેજ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે તેમનો નિરોધ કેવી રીતે બને છે તેજ અહિંઆં જણાવે છે. આમાં ટુંકમાં એમ કહેવામાં આવ્યું છે કે જેઓ સંસારથી દૂર રહેવા માગે છે તેમણે અવિદ્યાને પ્રથમ દૂર કરવી, પછી વિદ્યાનું સેવન કરવું. એમ કરવાથી મોક્ષ ફળ મળે છે, પણ જેઓ વિદ્યા સાથે ભગવાનમાં ભકિતવાળા છે તેમને મોક્ષ કરતાં પણ અધિક, ભગવાનની સાથેનું રમણરૂપી ફળ મળે છે.

પણ હવેથી રાજસ ભક્તોનો નિરોધ કેમ થઈ શકે તેટલા માટે શ્રીકૃષ્ણની લીલાઓની શરૂઆત થાય છે. અહિંથી પ્રવૃત્તિ ધર્મનો બોધ શરૂ થાય છે. અર્થાત્ જેઓ સંસારથી દૂર રહીને કેવળ પ્રભુમય જીવન ગાળવાની સ્થિતિએ ન પહોંચ્યા હોય તેવા જીવોએ કેવી રીતે પોતાનો નિરોધ સિદ્ધ કરવો એ વિષે કહેવામાં આવે છે. આવા જીવો ભલે સંસારમાં રહે, તથા તેનાં કાર્યો કરે પણ તે કાર્ય કેવી રીતે કરવાં કે જેથી કરીને

ભગવાન માટેની તેમની ભક્તિમાંથી તેઓ વિમુખ થઇ શકે નહિ. આ વસ્તુ હવે પછી જણાવવાને આ લીલાઓ કરી છે. તામસ પ્રકરણના અન્તમાં શ્રીવલ્લભાધીશ નીચેની કારિકા યોજે છે—

गुणातीतस्वरूपेण तामसत्वाद् व्रजास्थिताः ।
निरुद्धास्तत्त्वसंख्यातैरध्यायैरिति वर्णितम् ॥

વ્રજમાં સ્થિત ભકતો તામસ હોવાથી (તામસ એટલે નિ:સાધન, જ્ઞાન કે કર્મના કોઈ પણ સાધન વગરના પણ ફક્ત પ્રેમવાળા, નિર્ગુણ) ગુણાતીત સ્વરૂપથી તેમનો નિરોધ કરાયો છે. અને તેનું વર્ણન તત્ત્વની સંખ્યા જેટલા અધ્યાયોમાં અર્થાત્ ૨૮ અધ્યાયોમાં કર્યું છે. શુદ્ધાદ્વૈતમાં સાંખ્યોની માફક ૨૫ તત્ત્વો નથી પણ ૨૮ તત્ત્વો છે. અર્થાત્ સાંખ્યોના ૨૫ તત્ત્વ ઉપરાંત કાલ, અક્ષર અને પરબ્રહ્મ એ વિશેષ તત્ત્વો છે. માટે એકંદરે અહિંઆં તેટલી સંખ્યાના- સ સંખ્યાના અધ્યાયો છે.

ત્યારપછી રાજસ લીલા વિષે બોલતાં કહે છે કે વસુદેવના હિત માટે પ્રદ્યુમ્ન રૂપ ભગવાને રાજસ ભકતોના નિરોધ માટે રજોલીલા કરી આ રાજસ ભકતો બે પ્રકારના હતા. શ્રીકૃષ્ણ સાથે (ભગવાન સાથે) સંબન્ધવાળા અને સંબન્ધ વગરના. બન્નેનો નિરોધ અહિંઆં જણાયો છે. તેમાં પણ પ્રથમની માફક ચાર—પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલ એવાં પેટા પ્રકરણો છે. અને કુલે ૨૮ અધ્યાયો છે. ગૃહસ્થાશ્રમમાં રહીને પ્રભુની ભકિત કરવી તે બાબત ઉપર અહિંઆં ભાર મૂકવામાં આવ્યો છે.

## પ્રકરણ ૧૮ મું.

## અરિષ્ટાસુરનો વધ.



એક વખતે વ્રજમાં મોટો કોલાહલ થઇ રહ્યો. કોઈક **અરિષ્ટાસુર** નામનો દૈત્ય બળદનું પ્રચણ્ડ અને ભયાનક રૂપ લેઇને આવ્યો અને તેના અત્યંત કઠોર તથા ખરીઓના અવાજથી પૃથ્વીને ધ્રૂજાવા લાગ્યો. આથી કેટલીક ગાયો અને સ્ત્રીઓના ગર્ભ અચાનક પડી ગયા. એની ખાંધ એટલે મોટી હતી કે તેને પર્વત સમજીને વાદળાંઓ તેની ઉપર બેસતાં. આ બળદને જોઇને વ્રજનાં તમામ જન ત્રાસ પામવા લાગ્યાં. કેટલાંક પશુઓ તો આ ભયમાંથી બચવાને વ્રજની ભૂમિનો ત્યાગ કરીને અન્યત્ર જઇને વસ્યાં. આથી કેટલાંક વ્રજજન **શ્રીકૃષ્ણ**ની પાસે ગયા અને **શ્રીકૃષ્ણ**ને કહેવા લાગ્યા. “હે **શ્રીકૃષ્ણ** અમારા ઉપર જે ભય આવ્યું છે તે આપ જાણો છો તો આપ આ સમયે અમને બચાવો.” **શ્રીકૃષ્ણે** તેમની આર્તસ્થિતિ જોઈને તેમને અભયદાન કર્યું અને કહ્યું “તમે બ્હીશો નહિં હું હમણાંજ તે અસુરને ઠેકાણે કરૂં છું” આમ કહીને જ્યાં તે અસુર હતો ત્યાં દોડી ગયા. **અરિષ્ટાસુરે શ્રીકૃષ્ણ**ને આવતાં જોઇને ક્રોધ કર્યો અને તેમના ઉપર ધસવા લાગ્યો અને પોતાનાં શીંગડાં તેમને મારવા લાગ્યો. પણ **શ્રીકૃષ્ણે** જેમ હાથી સામા હાથીને

હઠાવે તેમ શીંગડાં ઝાલીને તેને એકદમ પાછો હઠાવ્યો. પણ તે ફરીથી તેમના તરફ ધસ્યો આથી **શ્રીકૃષ્ણે** તેને ફરીથી શીંગડાંથી પકડયો. અને બળપૂર્વક ધરતી ઉપર પછાડયો. અને યુક્તિથી તેનું એક શીંગડુ કાઢી લઇને તેનાથીજ તેને માર્યો; એટલે તે તરફડી તરફડીને મરી ગયો. **શ્રીકૃષ્ણના** આ પરાક્રમથી વ્રજનાં તમામ જણ હર્ષના ધ્વનિથી તેમને અભિનન્દન આપવા લાગ્યા. દેવતાઓએ પણ પ્રસન્ન થઇને પુષ્પવૃષ્ટિ કરી. અરિષ્ટાસુરનો વધ થવાથી વ્રજમાં સર્વત્ર ખુશાલી ફેલાઇ; અને સર્વત્ર આનંદ આનંદ છવાઈ રહ્યો.

**(રહસ્ય)** આ પ્રકરણથી ભગવાને રાજસ ભક્તોને જે નિરોધ કરાવ્યો તેનું વર્ણન ચાલે છે. પ્રવૃત્તિમય જીવનમાં અધર્મ તે મહાબાધક છે.

ભગવદ્‌ગીતામાં બે પ્રકારનું જીવન બતાવ્યું છે. નિવૃત્તિમય અને પ્રવૃત્તિમય. ત્યાં પ્રવૃત્તિમય જીવનની પ્રશંસા કરી છે તે શુભ પ્રવૃત્તિમય–ધર્મપરાયણ જીવનની અશુભ પ્રવૃત્તિવાળા જીવનની નહિં તેવું જીવન તો સર્વથા ત્યાજય છે. નિવૃત્તિમય જીવનવાળાઓ સંસારના તમામ કાર્યોમાંથી ફારગ થઈ જાય છે અને ફક્ત જ્ઞાનકે ભક્તિદ્વારા બ્રહ્મ સાથે સંબન્ધ ઇચ્છે છે. પ્રવૃત્તિમય જીવન વાળાઓની પણ જરૂર છે. જો પ્રવૃત્તિનો ઉચ્છેદ કરવામાં આવે તો પછી જગત્‌ની પ્રવૃતિ બનેજ નહિ. બ્રહ્મ ક્રીડા કરવાને માટે જે જગત્ રચ્યું તેનું પ્રયોજન ન રહે. માટે પ્રવૃત્તિની પણ જરૂર છે. પણ તે પ્રવૃતિ નિયમિત હોવી જોઇએ. તે ધર્મને અનુસરીનેજ હોવી જોઇએ. જગત્‌ના જીવો તરફ દયા દર્શાવવી, તમામની તરફ સમાનતાથી વર્તવું, કોઈની સાથે વિરોધ ન કરવો, એ પ્રવૃત્તિમય જીવનમાં ખાસ લક્ષણો છે. અર્થાત્ ધર્મ એજ આ જીવનનું મુખ્ય લક્ષણ છે

જે પ્રવૃત્તિમાં ધર્મ નથી તે ખરી પ્રવૃત્તિજ નથી. અધર્મથી તે પ્રવૃત્તિ નિન્દાય છે, તે પ્રવૃત્તિ કરનારને ચિન્તા તથા ઉદ્વેગના પ્રસંગો મળે છે. અને તેની શાન્તિ હરાઇ જાય છે. આથી તેને કોઇ પ્રકારનું સુખચેન પડતું નથી. માટે સુખરૂપ અને શુભ પ્રવૃત્તિમય જીવન ગાળનારાઓએ અધર્મથી ચેતતા રહેવું જોઇએ. તે અધર્મનો ત્યાગ એ પ્રથમ કર્તવ્ય છે. માટે આ પ્રકરણમાં તે અધર્મને દૂર કરવાને અરિષ્ટાસુરનો વધ વર્ણવ્યો છે. અરિષ્ટાસુર એટલે અધર્મ પાપ છે. ત્રિવિધ નામલીલાની ટીકામાં આને માટે નીચે પ્રમાણે કહે છે.—अधुना राजसप्रकरणे रजोलीलार्थं कर्ममार्गः प्रवृत्तिरूपः स्फुटीकृतः। तत्र लौकिकारिष्टे तत्प्रवृत्तिर्न संभवतीति प्रथमं तदेव नाशितवान्। × × × स्वरूपेणायं वृषभः वस्तुतोरिष्ट इति नाम्ना व्यरिष्टासुरः पापरूपः धर्मप्रतिबन्धकोयं × × शरीरस्थानिष्टे शारीरोधर्मो न कर्तुं शक्य इति तन्नाशे कर्ममार्गे प्रवर्तिष्यत इतिभावः ॥ (पृ. ४४)

**"આ રાજસ પ્રકરણમાં રજોલીલા માટે પ્રવૃત્તિરૂપ કર્મમાર્ગ પ્રકટ કર્યો છે. તેમાં જો લૌકિક અરિષ્ટ હોય તો તે પ્રવૃત્તિ સંભવતી નથી માટે પ્રથમ તેનો નાશ કર્યો. × × × સ્વરૂપે આ વૃષભ બળદ છે. ખરી રીતે તો તે અરિષ્ટનામથી અરિષ્ટાસુર પાપરૂપ ધર્મનો પ્રતિબન્ધક છે. × × જો શરીરનું અનિષ્ટ હોય તો શારીર ધર્મ કરવો શકય નથી. આથી તેનો નાશ થાય તોજ કર્મમાર્ગની પ્રવૃત્તિ થશે એમ ભાવના છે."**

આ ઉપરથો અરિષ્ટાસુર એટલે પાપ-અધર્મ છે અધર્મ એ ધર્મનો વિરોધી છે. ધર્મ એ સાધન છે અને ભક્તિ ફલ છે. ભા. ૧-૨-૮ માં કહે છે કે બરાબર રીતે પુરુષોનો કરાયલો ધર્મ જો ભગવાનમાં રતિ ઉત્પન્ન ન કરે તો તે ધર્મનું ફલ નકામું છે. ધર્મથી ભગવાનને મેળવવાના છે. ધન તથા અર્થ વગેરે લૌકિક સુખના સાધક ધર્મો તે ધર્મો નથી. તેને પરધર્મ કહીને ગીતામાં સ્વધર્મ

કરતાં ઉતરતો અને ભયાવહ કહેલ છે. માટે જે પ્રવૃત્તિમાં ભગવાન તરફ આકર્ષવાનો ધર્મ છે તેજ પ્રવૃત્તિ શુભ છે. આ ધર્મની કલ્પના વૃષભ તરીકે ભા. ૧–૧૭–૩ માં આપવામાં આવી છે. અધર્મ તે ધર્મનો વિરોધી હોવાથી તેને પણ અહિંઆં વૃષભ તરીકે વર્ણવ્યો છે. ધર્મરૂપી વૃષભ શાન્ત છે. પ્રકૃતિનો અને કોઇને પણ હિંસા નહિ કરનારો છે. આ અધર્મરૂપી વૃષભ દુષ્ટ હોવાથી બીજાંઓને હિંસા કરે છે. એની કાયા એટલી ઉંચી છે કે લગભગ આકાશ સુધી તે અડકતી અર્થાત્ જો અધર્મને વખતસર દાબી ન દેવામાં આવે તો તે એટલું બધું પ્રચણ્ડરૂપ ધારણ કરે છે કે આકાશ (અક્ષરબ્રહ્મ) સુધી પણ તે જીવને વિઘ્ન કરતા થઈ પડે છે. તેની ખૂમો એટલી કરાળ હતી કે તેથી મનુષ્યો એકદમ કંપી ઉઠતા અને સ્ત્રીઓના તો ગર્ભો સ્રવી જતા. અર્થાત્ પાપ એવી વસ્તુ છે કે તેના નામ માત્રથી પાપ કર્યું ન હોય પણ પાપ કરવાનો પ્રસંગ આવતાં, મનુષ્ય તે કરવાને લલચાતો હોય ત્યારે તેના તમામ પવિત્ર વિચારો એકદમ ચાલ્યા જાય છે. માટે આ અધર્મનો તે સદંતર નાશ થવો જોઇએ. તેનો નાશ કરવાને યુક્તિથી તેને પકડવો જોઇએ. આથી શ્રીકૃષ્ણ એકદમ તેને પકડતા નથી પણ જ્યારે તેમના ઉપર ધસારો કરે છે ત્યારે પકડે છે. અર્થાત્ જ્યારે અધર્મ તરફ મનની વૃત્તિ વળતી હોય ત્યારે યુક્તિથી તેને તેમાંથી પાછી વાળવી જોઇએ; વળી અધર્મ એવો છે કે જો તેનો નાશ કરવામાં બરાબર સાવધાનતા વાપરવામાં ન આવે તો એકમાંથી અનેક અધર્મો થાય છે; ગ્રીક ગાથાઓમાં Hydra નામના રાક્ષસની કથા આપવામાં આવી છે. તેમાં એમ કહે છે કે તેને જે માથાં હતાં તે એવાં હતાં કે જો કોઈ તેને છેડતું તો તેમાંથી નવે માથાં નવાં ઉત્પન્ન થતાં. હરક્યૂલીસ આ વાત જાણતો હતો. તેથી તેણે તેને મૂળમાંથી બાળી નાંખ્યો. એજ પ્રમાણે જ્યારે આ અરિષ્ટાસુર તેનાં શીંગડાંથી શ્રીકૃષ્ણને પ્રહાર કરવા લાગ્યા ત્યારે શ્રીકૃષ્ણે જાણ્યું કે આનું સર્વ બળ તેનાં શીંગડાંમાં છે. માટે

તે શીંગડાંનો મૂળમાંથી નાશ કરવો જોઇએ, માટે પોતે તે શીંગડાંને પકડીને બહાર કાઢયાં અને પછીથી તેજ શીંગડાંમાંથી પ્રહાર કરીને જમીન ભેગો તેને કર્યો હતો. આથી થોડા સમયમાં બળશૂન્ય બનીને, તરફડી તરફડીને, પોતાની મેળેજ તે મરી ગયો. પાપ પણ એવું છે. એક પાપને અટકાવવા જતાં તેમાંથી અનેક પાપો જન્મે છે. માટે યુક્તિથીજ તેનો નાશ કરવો જોઇએ. પાપનો નાશ કરતા પહેલાં તેનું મૂળ શું છે તે પ્રથમ જાણવું જોઇએ. અમૂક માણસ પાપ કરવાને પ્રેરાય છે તેનું કારણ શું ? તે બરાબર જાણીને પછી તે મૂળને–તે કારણનેજ દૂર કરવું જોઇએ. જો કારણ દૂર થયું તો પાપ પોતાની મેળેજ તરફડી તરફડીને શક્તિ વગરનું બનીને મરી જશે. માટે પ્રવૃત્તિમય જીવનમાં પર્વત જેવો અન્તરાય નાખનાર અધર્મ–પાપને દૂર કરવું જોઇએ. તે વગર રાજસભક્તોની પ્રવૃત્તિ અસંભવિત છે. જો તેમની તે પ્રકારની પ્રવૃત્તિ ન થાય તો પછી તેમનો નિરોધ પણ અશક્ય છે. આ લીલા જણાવવાને માટે અહિંઆં અરિષ્ટાસુરનો વધ કહેવામાં આવ્યો છે.



## પ્રકરણ ૧૯ મું.

### કેશીદાનવ તથા વ્યોમાસુરનો વધ.



અરિષ્ટાસુરના વધની હકિકત **નારદે** **કંસને** કહિ અને તેને જણાવ્યું “હે રાજા! **વસુદેવ** અને **દેવકીના** પુત્ર **શ્રીકૃષ્ણ** તથા **રોહિણીના** પુત્ર **બળદેવ** ગોકુલમાં છે. તેમણે તારા ઘણા રાક્ષસોને મારી નાખ્યા છે. માટે હવે તારે સાવધાન રહેવું જોઇએ.” આથી **કંસ** એકદમ ક્રોધમાં આવ્યો અને **વસુદેવ** તથા **દેવકીને** લોઢાની બેડીઓ પહેરાવીને બંધનમાં નાખ્યાં. પછીથી **શ્રીકૃષ્ણ** તથા **બળદેવને** મારવાને માટે મલ્લોને બોલાવી, અખાડાની યોજનાઓ કરી. વળી તેણે **કેશી** તથા **વ્યોમાસુર** નામના રાક્ષસોને બોલાવીને **કૃષ્ણ** તથા **બળદેવને** મારવાની આજ્ઞા આપી. આથી આ બે રાક્ષસો વ્રજમાં આવ્યા.

**કેશીએ** ઘોડાનું રૂપ લીધું હતું. તેનો વેગ મન જેટલો હતો, તે ખરીઓથી ધરતીને ચીરતો હતો. તેની કેશવાળી આકાશ સુધી પહોંચતી. તેનું મુખ ભયંકર કોતર જેવું હતું. તે વ્રજમાં બધાંને ત્રાસ આપતો આપતો **શ્રીકૃષ્ણ** પાસે આવ્યો. તે મોઢું ફાડીને તેમના તરફ ધસ્યો અને બે પગથી લાત મારી પણ **શ્રીકૃષ્ણે** ચાલાકાથી પોતાના ચરણને પાછા લેઇ લીધા. અને પછી હસતાં હસતાં પોતાના ડાબા

હાથને તેના મોઢામાં ઘાલ્યો. **શ્રીકૃષ્ણના** હસ્તનો સ્પર્શ થતાં તેના તમામ દાંત પડી ગયા. પછીથી **શ્રીકૃષ્ણે** પોતાના હાથને ત્યાં ધીમે ધીમે ખૂબ વધાર્યો આથી હવે તે અકળાવ્યો. તેને પ્રસ્વેદ થવા લાગ્યો. તેનો શ્વાસ રોકાઇ ગયો અને પગ પછાડતાં પછાડતાં આંખો ફાટી ગઈ અને પ્રાણ ત્યાગ કરીને પૃથ્વી ઉપર પડ્યો. કેશીના મરવાથી બધાઓ ખુશી ખુશી થઇ ગયા.

આ પછી એક વખતે **કૃષ્ણ** ગોવાળીઆઓ સાથે ગોવર્ધન પર્વતની ટળેતીમાં જૂદી જૂદી રમતો રમતા હતા. તેવામાં એક પ્રચણ્ડ કાયાવાળો **વ્યોમાસુર** નામનો રાક્ષસ ત્યાં બાળકનું રૂપ લેઇને ઘૂસી ગયો અને તે બાળકો ભેગો રમવા લાગ્યો. આ સમયે આ ગોવાળીઆમાંના કેટલાકો ચોર થતા ને બીજા ઘેટાં થતા, પછીથી ચોર થયેલા ઘેટા બનેલાઓને ઉપાડી જતા. **વ્યોમાસુર** પોતે પણ ચોર બનેલો હોવાથી આ તકનો લાભ લેઇને ઘણાં બાળકોને ચોરી જતો અને પર્વતની ગુફામાં તેમને પૂરતો અને તેના દ્વારને શિલાથી બંધ કરી દેતો હતો. આમ કરતાં કરતાં ફક્ત ચાર પાંચજ ગોવાળીઆઓ બાકી રહ્યા. **શ્રીકૃષ્ણ** આ વસ્તુસ્થિતિ સમજી ગયા. તેથી તેમણે સિંહ જેમ નાહારને પકડે તેમ આ દૈત્યને જોરથી પકડ્યો. આ દૈત્યે પોતાને છોડાવવાને પર્વત જેટલી મોટી કાયા કરી પણ **શ્રીકૃષ્ણના** હાથને તે છોડાવી શક્યો નહિ. **શ્રીકૃષ્ણે** પછી તેને ધરતી ઉપર ફેંક્યો, અને પછીથી તેને ખૂબ માર મારીને મારી નાંખ્યો. તે પછીથી ગુફાના દ્વારની અંદર પૂરેલા ગોવાળો-

આઓને બહાર કાઢયા અને તેમને દુઃખમાંથી કાઢયા. આ પ્રકારે તે વધનો સંહાર કરીને ગોવાળીઆઓ સાથે શ્રીકૃષ્ણ ગોકુળમાં ફરીથી પધાર્યા.

**સાર**—આની પહેલાં અરિષ્ટાસુરના વધની હકિકત કહી હતી. અરિષ્ટાસુર એટલે પાપ, અથવા અધર્મ છે પણ અધર્મનાં ત્રણ રૂપો છે. કાયિક, વાચિક અને માનસિક. અરિષ્ટાસુર તે કાયિક પાપ છે. કાયાથી જે પાપ થતું હોય તો કાયાને તેમાંથી રોકવી જોઇએ, એ અરિષ્ટાસુરના વધથી જણાવ્યું. હવે વાચાથી વાણીથી થતા પાપને તથા મનથી થતા પાપને કેવી રીતે અટકાવવાં તે વિષે અહિંઆં કહેવામાં આવે છે. ઘણા માણસો શરીરથી અધર્મ કરતા નથી, પણ વાણીથી અધર્મ કરે છે કોઇ નિર્દોષની હિંસા તેમને કરાવવી હોય તો, અને તે જાતે કરવાને અસમર્થ હોય તો, તેઓ બીજાની પાસે તેમને વાણીથી પ્રેરીને કરાવે છે આ લોકો તે કાયાથી અધર્મ કરનાર જેટલાજ પોતાના અધર્મ માટે જવાબદાર છે. પ્રવૃત્તિમય ભક્તિમાર્ગમાં આ તથા મનથી કરાતો અધર્મ દૂર કરવા જોઇએ તે વિષે અહિંઆં કહેવામાં આવે છે. વાણીથી થતા અધર્મનું રૂપક ઘોડાની સાથે કર્યું છે. તે વેદમાં વાક્‌ને અશ્વની સાથે સરખાવવામાં આવેલ છે. તેજ રીતે આસુરી વાણીને પણ અહિંઆં ઘોડા તરીકે જણાવેલ છે. વાણીથી બોલાતા દુષ્ટ શબ્દો તે તેની કેશવાળી છે. વાણીનું મૂળ મોઢું છે કારણકે તે મોઢામાં રહે છે. આથી વાણીના દોષને દૂર કરવાને મૂળથીજ તેને દૂર કરવો જોઇએ. માટેજ કૃષ્ણ તે ઘોડાના મોઢામાં પોતાનો હાથ ઘાલીને તેનો શ્વાસ બંધ કરી દે છે. વાણીનાં પાપો દૂર કરવાને માટે આ રીતે તેમને યુક્તિથી તે મૂળમાંથીજ પકડવાં જોઇએ.

વ્યોમાસુર એ મનથી થતો અધર્મ છે. મનથી કરાતું પાપ એકદમ પકડી શકાતું નથી. તે બહુ ગુપ્ત હોય છે. બીજાઓને તેની

ખબર પડતી નથી. માટે વ્યોમાસુર છાનોમાનો ગોવાળીઆનું રૂપ લેઇને તે બાળકો ભેગો ભળી જાય છે અને તેમનાં ઘેટાંને (સુવિચારને) ચોરી જાય છે. મનને વ્યોમાસુર કહેવાનું કારણ એ છે કે મનથી થતો અધર્મ આકાશ જેટલો મોટો છે. આ રીતે કાયિક, વાચિક તથા માનસિક એમ ત્રણ પ્રકારના અધર્મો ટળી જાય તોજ જીવનમાં શુભ પ્રવૃત્તિ બની શકે એવો અર્થબોધ અરિષ્ટાસુર, કેશી અને વ્યોમાસુરના વધથી જણાવ્યો છે.



## પ્રકરણ ૨૦ મું.

### અક્રૂરનું ગોકુળમાં આગમન.




વે કંસે **અક્રૂરને** બોલાવીને **શ્રીકૃષ્ણ** તથા **બળદેવને** તેડી લાવવાને આજ્ઞા કરી. આથી **અક્રૂર** ગોકુળ તરફ રથ લેઇને ચાલ્યા. માર્ગમાં તે વિચાર કરવા લાગ્યા "અહો, મારૂં કેવું મોટું ભાગ્ય છે કે હું **શ્રીકૃષ્ણનાં** દર્શન કરી શકીશ. મારા પૂર્વ જન્મના સુકૃત્યોનું ફળજ આજે મને મળશે. ગોકુળમાં **શ્રીકૃષ્ણનાં** દર્શન થતાં હું તેમના ચરણ કમળને વંદન કરીશ. અને તેઓ પણ મને આલિંગન કરશે." એમ **શ્રીકૃષ્ણનું** ચિન્તન કરતા કરતા તે ગોકુળમાં આવી પહોંચ્યા. આ સમયે સૂર્ય અસ્તાચળ ઉપર ઢળી પડયો. આકાશ ઘેરું થઇ ગયું હતું. આજુબાજુએ ઉડતા પવનથી વ્રજની ભૂમિની રજ ઉડતી હતી. **અક્રૂર** તે રજથી પોતાની કાયાને પવિત્ર કરવાને રથમાંથી ઉતરીને તેમાં ઢળી પડયા. પછી ઉભા થઇને **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ** ક્યાં મળશે એ વિષે ખબર કાઢતાં જાણવામાં આવ્યું કે તેઓ ગાયોના દોહવાના સ્થાનકમાં ગયા છે. તેથી તે ત્યાં ગયા અને તેમનાં દર્શન કર્યાં. આ સમયે **શ્રીકૃષ્ણે** પીતવસ્ત્ર ધારણ કરેલાં હતાં અને **બળદેવે** શ્યામ વસ્ત્ર પહેરેલું હતું. બન્નેનાં ચક્ષુ શરદ્‌ઋતુના કમળ સરખાં શોભતાં હતાં. એકનો વર્ણ શ્યામ હતો અને બીજાનો

શ્વેત હતો અને પોતાની દેદીપ્યમાન કાન્તિથી તથા મન્દ મન્દ ઓષ્ઠ ઉપર સ્ફુરતા સ્મિતથી દિશાના અંધકારને દૂર કરતા હતા. **શ્રીકૃષ્ણ** અને **બળદેવનાં** દર્શન કરીને **અક્રૂરજીને** ઘણીજ તૃપ્તિ થઇ. તેમની ઘણા સમયની આશા પરિપૂર્ણ થયેલી આજે જણાઇ. આંખમાંથી હર્ષનાં અશ્રુઓ પડવા લાગ્યાં, અને ઉત્કંઠાથી એવા રોમાંચોદ્‌ગમ દેહ અનુભવવા લાગ્યો કે તે "હું આપને પ્રણામ કરૂં છું" એટલું પણ નિવેદન કરી શક્યા નહિ. પછીથી પોતે કોણ છે અને શા માટે આવ્યા છે તે બધી હકિકત જણાવી. **શ્રીકૃષ્ણ બળદેવે** હર્ષ ભેર **અક્રૂરને** આલિંગન કર્યું અને ઘર તરફ તેમને હાથથી માન આપીને તેડી ગયા અને આસન વગેરેથી તેમનો સત્કાર કર્યો, **નંદરાયે** પણ ભોજન વગેરેથી તેમનો સારી પેઠે સત્કાર કર્યો.

રાત્રિના સમયે **શ્રીકૃષ્ણે** "તે **કંસ** હવે કેમ ચાલે છે? સગાં સંબન્ધી તરફ તે કેવી રીતે વર્તે છે? તેનાથી એની પ્રજા સંતુષ્ઠ છે કે નહિ?" વગેરે પ્રશ્નનો ઉત્તર **અક્રૂર** પાસેથી મેળવ્યો. **અક્રૂરે** બધી હકિકત વિગતવાર જણાવી. પછીથી તેઓ શયનમાં પોઢી ગયા.

બીજે દિવસ થતાં ગોકુળમાં વાત પસરી ગઇ કે **અક્રૂર, શ્રીકૃષ્ણ** તથા **બળદેવને** તેડવાને માટે આવ્યા છે; **શ્રીકૃષ્ણે** તે માટે સંમતિ પણ આપી છે. આથી આખા ગોકુળમાં ઉદાસીનતા અને ગમગીની ફેલાઇ રહી. ગોપીઓના હૃદયને તો જાણે આ સમાચારથી મોટો આઘાત નડયો. તેઓ નિર્દયદૈવને ઉપાલંભ આપવા લાગ્યાં. તેઓ

મન સાથે કહેવા લાગ્યાં કે હવે અમે અમારા જીવનને શી રીતે ટકાવી શકીશું ? અમારા પ્રાણરૂપ **શ્રીકૃષ્ણ** તો હવે ગોકુળ છોડીને મથુરાં જાય છે, એટલે હવે અમે શી રીતે તેમનાં દર્શન કરીશું ? શ્યામ કેશથી વીંટાએલું સુંદર કપોલવાળું, સુંદર નાસિકાવાળું તથા શોકને દૂર કરનાર ગૂઢ મંદહાસ્ય યુક્ત પ્રભુનું મુખારવિન્દ હવે અમે શી રીતે જોઈ શકીશું ? " આવા વિચાર કરતાં કરતાં તેઓ અનર્ગલ અશ્રુ ઢાળતાં. પછીથી **શ્રીકૃષ્ણ બળદેવ**ની જવાની તૈયારીના સમાચાર મળ્યા. **અક્રૂરે નંદરાય**ના આંગણા આગળ રથ તૈયાર કર્યો. અને **શ્રીકૃષ્ણ બળદેવે** પોતાની બેઠક તેમાં લીધી. તે જોતાંની વેંત, ગોપ તથા ગોપીઓ ત્યાં એકઠાં થઈ ગયાં, પણ **અક્રૂરે** તો રથ હાંકવા માંડયો. રથ ગામ બહાર નીકળ્યો ત્યાં સુધી બધાં સાથે સાથે આવ્યાં. પણ ગોપીઓ તો ત્યાર પછીથી કેટલેક દૂર સુધી ગયાં. **શ્રીકૃષ્ણે** છેવટે તેમને પોતાના મધુર શબ્દોમાં આશ્વાસન આપ્યું. આથી છેવટે તેઓ રુદન કરતાં કરતાં પાછાં ફર્યાં.

રથ યમુનાના તટ પાસે આવ્યો, અને અહિંઆં થોડો સમય થોભાવ્યો. **શ્રીકૃષ્ણ** તથા **બળદેવે** પ્રથમ રથમાંથી ઉતરીને યમુનાના સ્વચ્છ જલમાં સ્નાન કર્યું અને પાછા રથમાં આવીને બેઠા. ત્યાર પછી અક્રૂરે સ્નાન કરવાને યમુનાના જલમાં પ્રવેશ કર્યો. આ સમયે સ્નાન કરતાં કરતાં તેમણે **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ**ને પોતાની પ્રત્યક્ષ જલમાં જોયા. આથી તેમને વિસ્મય થયો કે **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ** તો તટ ઉપર રથમાં બેઠેલા છે અને તે અહિંઆં

શાથી દેખાય છે ? આ શંકા થતાં તે જલમાંથી બહાર નીકળ્યા અને રથ તરફ દૃષ્ટિ નાખી તો તેમા **શ્રીકૃષ્ણ બળદેવને** દીઠા. આ પછી ફરીથી તેમણે જલમાં ડૂબકી મારી. તો તે સમયે પણ પ્રથમ જેવુંજ આશ્ચર્ય જણાયું. આમ વારંવાર ડૂબકી મારતાં રથમાં બેઠેલા **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ**નાં અહિંઆં તેમને દર્શન થયાં. આથી તે હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા "હે દેવોના દેવ, જગત્પતિ, આપ અનેક રૂપવાળા છો. આપે અનેક અવતારો ધારણ કરીને અનેક લીલાઓ કરી છે. આપની શક્તિ અગાધ અને અચિન્ત્ય છે તે મારા જેવો શી રીતે સમજી શકે ? અરેરે ! જેમ મૂર્ખ માણસ તૃણથી આવૃત જલને છોડી દઇને મૃગજલ તરફ દૃષ્ટિ નાખે છે તેમ હું પણ આપને નહિ સમજવાથી, મૂઢની માફક દેહાદિકનાં સુખ તરફ દોડું છું. આજે હે પ્રભો ! હું આપને શરણે આવ્યો છું તો આપ મારો અંગીકાર કરશો. હે હૃષીકેશ ( ઇન્દ્રિયોના સ્વામી ! ) આજે હું આપને નમું છું. માટે આપ મારૂં રક્ષણ કરો. " આ રીતે જ્યારે અક્રૂરજી સ્તુતિ કરતા હતા, ત્યારે **શ્રીકૃષ્ણે** નટની માફક પોતાની માયાને સંકેલી લીધી. અક્રૂર વિસ્મય પામતા પાણીની બહાર નીકળ્યા, અને પછી વસ્ત્ર બદલીને રથ તરફ ગયા.

આ સમયે **શ્રીકૃષ્ણે** તેમને પૂછ્યું:–હે અક્રૂર ! તમારા મુખ ઉપરથી મને એમ લાગે છે કે તમે કંઇ આશ્ચર્ય આજે જોયું છે ?

અક્રૂરે જણાવ્યું "હા. આજે મેં જે આશ્ચર્ય જોયું

છે તે આપજ છો. કારણ કે સર્વાશ્ચર્યોનું મૂળ આપજ છો. આ જગત્‌માં, આકાશમાં અને જળમાં જેટલાં અદ્દભૂતો છે છે તમામ આપનામાંથી છે! આ પ્રમાણે ઉત્તર આપીને રથ ઉપર બેઠા અને પૂર્વવત્ રથને હંકારવા લાગ્યા.

**સાર**—આ પ્રકરણમાં એમ જણાવવામાં આવે છે કે હવે કંસે અક્રૂરને શ્રીકૃષ્ણ બળદેવને મથુરા તેડી લાવવા ગોકુલ મોકલ્યા. ગોકુળ એ દૈવીસંપદ્‌ની ભૂમિ છે અને મથુરાં તે રજોગુણ પ્રધાન ભૂમિ છે. અરિષ્ટાસુર, કેશી તથા વ્યોમ.સુર રૂપી કાયિક, વાચિક, અને માનસિક અધર્મના સંહારનું વૃત્તાન્ત દુષ્ટબુદ્ધિરૂપ કંસે જ્યારે જાણ્યું એટલે હવે તેણે ભેદ યુક્તિથી પ્રવૃત્તિમય જીવનની ( રાજસ ભક્તિની) શુભ પ્રેરણારૂપ અક્રૂરને મોકલે છે. કારણકે કંસ સમજતો હતો કે જો કોઇ અસુરને પોતે મોકલે તો તેનાથી શ્રીકૃષ્ણ કદીપણ મથુરામાં પ્રવેશ કરત નહિ અર્થાત્ દુષ્ટબુદ્ધિ જો આસુરીવૃત્તિથી ભગવાનને રજોભૂમિ તરફ આકર્ષવા માંડે તો આકર્ષાય નહિ, તેથી શુભ પ્રેરણાને દૂત તરીકે મોકલે છે. દુષ્ટ માણસો કેટલીક વખત અમુક વીરપુરુષો જો પોતાના પંઝામાં ન સપડાતા હોય તો તેમને ખેંચવાને માટે આવા છળપ્રપંચ કરે છે તે પ્રમાણે કંસે પણ છળ પ્રપંચ કર્યો.

ત્રિવિધ નામાવલીની ટીકામાં અક્રૂરના આગમન વિષે લખતાં નીચેનો અર્થ પણ કહે છે કે **अतः परं श्रीगोकुले सद्भक्तिः फलरूपा स्थापनीयेत्यक्रूरागमने निरूप्यते હવેથી** શ્રીગોકુલમાં ફલરૂપા માનસી સેવારૂપ સદ્દભક્તિનું સ્થાપન કરવું જોઇએ માટે અક્રૂરનું આગમન કહેવાય છે. શ્રીવલ્લભાચાર્ય પણ આ અધ્યાયની પ્રસ્તાવનામાં કહે છે. **पञ्चत्रिंशे भक्तिमार्गस्थापनाय निरूप्यते । अक्रूरागमन भक्तिः फलं चैवहि मानसम् ॥** આ પાંત્રીશમાં ( જેમાં અક્રૂરના આગમનનું વૃત્તાન્ત કહેલું છે તે ) અધ્યાયમાં ભક્તિમાર્ગના સ્થાપનનું વૃત્તાન્ત

કહેલું છે. અક્રૂરનું આગમન એ ભક્તિ છે અને તેનું ફલ માનસ છે" અર્થાત્ કંસ અક્રૂરને શ્રીકૃષ્ણને ગોકુળમાંથી મથુરામાં લેઇ જવાનું કહે છે. અક્રૂરના આવવાથી શ્રીકૃષ્ણ મથુરામાં પધારે છે. આથી ગોકુલસ્થ વ્રજભકતો જે પ્રભુના સાન્નિધ્યમાં હતા તેઓ હવેથી વિપ્રયોગની દશાના અનુભવમાં મૂકાય છે. વિપ્રયોગની દશા એજ ભક્તિમાર્ગનું ફલ છે તે ફલ માનસ છે કારણકે હવે પ્રભુનાં દર્શન પ્રત્યક્ષ નહિ કરતાં મનથી કરવાનાં રહ્યાં. અક્રૂરનું આગમન તે ગોકુલસ્થ ભકતો માટે ભક્તિ છે અને જ્યારે અક્રૂર ભગવાનને લેઇ જાય છે ત્યારે તેઓ વિપ્રયોગ અવસ્થાનો અનુભવ કરે છે.

આ ઉપરથી અક્રૂર એટલે ભક્તિ અગર ભક્તિની પ્રેરણા એવો અર્થ સમજાય છે. ત્રિવિધનામાવલીમાં આગળ કહે છે કે यद्यप्ययं भक्तप्यस्तथाप्यसुरसंसर्गेण तिरोहितेव भक्तिः स्थिता, पुनः भगवदाभिमुख्ये प्रकटेति । જોકે અક્રૂર ભક્તજ છે તોપણ અસુરના સંસર્ગથી તે ભક્તિ તિરોહિત થયેલી છે પણ ફરીથી ભગવાન તરફ જાય છે ત્યારે તે પ્રકટ થાય છે. કેટલાક પુરુષો ભક્તિપરાયણ જીવન ગાળનારા હોય છે પણ તેમને જો અસુરોનો-દુષ્ટ પુરુષોનો સંસર્ગ થાય તો તેથી કરીને તેમની ભકિત માટેની ઉર્મિઓ દબાઇ જાય છે. કારણકે ભકિતને પણ સંસર્ગની અસર થાય છે માટે ભકતોએ સારા પુરુષોની સોબતમાંજ રહેવું જોઇએ. અક્રૂર ભક્ત હતા પણ કંસના સંસર્ગથી તેમનામાં ભગવાન્ માટેની ભકિત થોડોક વખત છૂપાઇ ગઇ હતી. પણ જ્યારે તેવા પુરુષો-જોકે આસુરભાવની અસર નીચે હોય તો પણ જ્યારે પાછા અસુરથી દૂર થઇને પ્રભુને સંભાળીને પ્રભુમય જીવન ગાળે છે ત્યારે પ્રભુ પાછા તેમના ઉપર અનુગ્રહ કરે છે. આથી તેમની તિરોહિત ભકિત ઉપર રજ ચોટેલી હોય છે તે પાછી દૂર થાય છે અક્રર ( ભકિત ) મથુરામાં ( રજોગુણ ભૂમિમાં ) જ્યા કંસની દુષ્ટબુદ્ધિની સત્તા ચાલતી હતી ત્યાં ભગવાનને ભૂલી જાય તેમાં આશ્ચર્ય નથી. પણ જ્યારે મથુરામાંથી રજોગુણ ભૂમિમાંથી

ગોકુળમાં (દૈવીસંપદ્દની ભૂમિમાં) પ્રવેશ કરે છે ત્યારે શ્રીકૃષ્ણને–પ્રભુને ઓળખે છે, અને પોતાનું અસલ જીવન પાછું પ્રાપ્ત કરે છે. પણ જ્યારે ગોકુળમાંથી મથુરામાં પાછા જાય છે. અર્થાત્ દૈવી ભૂમિમાંથી નિવૃત્તિમય જીવનમાંથી પાછા રજોગુણની ભૂમિમાં–પ્રવૃતિમય જીવનમાં પ્રવેશ કરે છે, ત્યારે ત્યાં કંસની સત્તા હોવાથી, આસુરભાવ, પ્રાધાન્ય હોવાથી પ્રભુ સાથેનો સંબન્ધ ભૂલાઇ જાય છે.

વળી અહિંઆં બીજું પણ એક વાક્ય ત્રિવિધ નામાવલીની ટીકામાં જોવામાં આવે છે. તે આ છેઃ—

**एतावत्पर्यन्तं तामसभाक्तनां निरोधो यथा कर्तुमुचितस्तथा कृतः। इदानीं राजसभक्तानां दुःखदूरीकरणार्थं कृष्णः कालात्मा जातः। बलश्च क्रियाशक्तिप्रधानो जातः॥**

"અત્યાર સુધી તામસ ભકતોનો નિરોધ કરવાને જેમ યોગ્ય હોય તે પ્રમાણે કર્યું છે હવે રાજસભકતોનાં દુઃખ દૂર કરવાને **કૃષ્ણ** કાલરૂપ થયા તથા **બલદેવ** ક્રિયા શક્તિરૂપ થયા તે કહે છે." કંસએ દુષ્ટબુદ્ધિ અથવા મૃત્યુ રૂપ કાલ હતો. તેનો સંહાર કરવાને કાલના પણ કાલ એવા ભગવાને પોતાના રસાત્મક સ્વરૂપને ગોકુળમાંજ રહેવા દઇને પોતે કાલરૂપ નવું સ્વરુપ ધારણ કર્યું. કારણકે તે વગર કંસ વગેરેની આસુરી વૃત્તિઓનો ધ્વંસ થાય એમ નહોતો. બળદેવ તે કાલરૂપ ભગવાનની ક્રિયા શક્તિ છે. તે શક્તિરૂપને પણ પોતાની સાથે રાખ્યું. કૃષ્ણ અને બળદેવ એ બન્ને ભાઇઓ છતાં એકજ રૂપ છે. કૃષ્ણ એ શક્તિમાન્ છે જ્યારે બળદેવ એ શક્તિ છે. શક્તિમાન્ પોતાનું કાર્ય શક્તિથી મુખ્યત્વે કરી બતલાવે છે; માટે બળદેવને મોટાભાઈ કહેલ છે. આ શક્તિરૂપ બળદેવને કાળરૂપ કૃષ્ણ પોતાની પાસે રાખીને આસુર વૃત્તિઓનો સંહાર કરે છે અને રાજસભકતોને નિરોધ કરાવે છે. અસુર ભાવવાળાઓને શ્રીકૃષ્ણ કાળરૂપ જણાય છે; પણ જે ભકતો છે તેમને તો પોતે સદાનંદ રૂપજ છે.

માટે કહે છે—" अत्रकंसादिमारणार्थमपि प्रवेश उच्यते इति तत्रकाल स्वरूपत्वेनैव प्रवेशः । अतःएव संकर्षणसमान्वित इत्युक्तम् । भक्तानामानंद दानार्थं प्रवेशे कृष्णो रतिवर्धकत्वेन राम इत्येव नामोक्तमिति । અહિંઆ કંસાદિના તારણ માટે પણ પ્રવેશ કહેવાય છે માટે ત્યાં કૃષ્ણ કાલરૂપે પ્રવેશે છે. માટેજ સંકર્ષણ (બલદેવ) સહિત પ્રવેશ પામ્યા એમ મૂળમાં કહ્યું છે. વળી ભક્તોને આનન્દ આપવાને માટે પણ પ્રવેશ કહેવાય છે તેથી ત્યાં કૃષ્ણ સદાનંદરૂપ છે અને બળદેવ તે કૃષ્ણમાં રતિ વધારનાર એમ " રામ " શબ્દથી ઓળખાય છે.

અક્રૂર કૃષ્ણ તથા બળદેવને રથમાં બેસાડીને મથુરામાં પ્રવેશ કરાવે છે ત્યાં રથ એટલે ભક્તિ સમજવાની છે. રથના હાંકનાર અક્રૂર તે ભક્ત છે. આ ભક્ત પોતાના ભક્તિરૂપી રથમાં કાલરૂપ (કંસાદિને માટે) તેમજ આનંદરૂપ (ભક્તોને માટે) ધર્મી તથા શક્તિમાન્ ભગવાન્ તથા તેમના ધર્મ અગર શક્તિને તેડી જાય છે. આ ભગવાનના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન અક્રૂર–ભક્તને ત્યારેજ થાય છે કે જ્યારે મથુરામાં પ્રવેશ કરતાં પૂર્વે યમુના જલમાં પોતે સ્નાનથી શુદ્ધ થાય છે. અર્થાત્ જ્યાં સુધી પ્રભુના પ્રેમરૂપી નદીમાં ન્હાઇને સંસારની દુષ્ટબુદ્ધિને દૂર કરવામાં ન આવે ત્યાં સુધી ભગવાનનું સ્વરૂપ સમજાતું નથી. અક્રૂરે તે પ્રેમપ્રવાહમાં પોતાના ચિત્તને શુદ્ધ કર્યું ત્યારેજ તે સ્વરૂપનું જ્ઞાન મેળવી શક્યા.

# પ્રકરણ ૨૧ મું.

## મથુરામાં શ્રીકૃષ્ણનો પ્રવેશ તથા રંગારાનો વધ
## અને
## સુદામા, માળી તેમજ દરજી ઉપર પ્રસન્નતા.



બપોરનો નમતો પહોર થતાં, રથ મથુરા સમીપ આવી પહોંચ્યો. અહિંઆં **શ્રીકૃષ્ણે** અક્રૂરનો હાથ ઝાલીને તેમને કહ્યું: "હે અક્રૂરજી! હવે તમે રથ લેઇને નગરીમાં જાવ. અમે તો અહિંઆં ઉતારો કરીને થોડોક વખત ગાળીશું. પછીથી મથુરામાં પ્રવેશ કરીશું." ત્યારે અક્રૂરજીએ ઉત્તર વાળ્યો "હે પ્રભો! આપ બે બંધુઓ વગર હું નગરીમાં પ્રવેશ નહિ કરૂં. પ્રથમ આપ અમારે ત્યાં પધારો અને મારા ઘરને પવિત્ર કરો. પછી મથુરા નગરીને જોવી હોય તો બેલાશક જોવા જશો." ત્યારે **શ્રીકૃષ્ણે** પ્રત્યુત્તર વાળ્યો "હે અક્રૂરજી હું તમારે ત્યાં જરૂરથી આવીશ પણ જ્યાં સુધી યાદવોના કુળનો દ્રોહ કરનાર **કંસ** મરાયો નથી ત્યાં સુધી હું નહિ આવું. માટે પ્રથમ તેનો સંહાર કરીનેજ અમે બન્ને ભાઇઓ આવીશું. માટે તમે એ વિષે કાંઇપણ શિન્તા રાખશો નહિ." આમ કહેવાથી અક્રૂરજી એકલા મથુરામાં ગયા અને તેમણે પ્રથમ કંશને **શ્રીકૃષ્ણના** આગમનની ખબર આપી. અને પછી પોતાને ઘેર ગયા.

સાયંકાળનો સમય થતાં **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ** નંદાદિક ગોવાળીઆઓની સાથે મથુરા નગરી જોવાને માટે

ગયા. તે નગરીમાં સ્થળે સ્થળે સ્ફાટિકમણિ અને સુવર્ણનાં દ્વાર શોભતાં હતાં. વૈડૂર્યમણિ, હીરા, સ્ફાટિક, નીલમણિ, પરવાળાં, મોતી અને હરિતમણિથી જડેલા ગોખના છિદ્રોમાં છાજલીઓ, વેદીઓ તથા બાંધેલા ભૂમિકામાં બેઠેલાં પારેવાં તેમજ મયૂરને નૃત્ય કરતા જોયા. અનેક પ્રકારના નાટારંગ તથા વિલાસ તેમાં શોભતા હતા. આ પ્રમાણે આ નગરીનો વૈભવ તેમણે જોયો. રસ્તામાં તેમણે એક રંગારા ધોબીને બીજા ધોબીઓ સાથે જોયો અને તેની પાસથી પોતાના માટે ધોએલાં સારાં વસ્રો માગ્યાં. પણ તેણે આપવાની આનાકાની કરી તથા અવગણના કરી એટલે **શ્રીકૃષ્ણે** પોતાના હાથના અગ્રભાગથી તેના શરીર ઉપરથી માથું નીચે ફેંકી દીધું. તેની સાથે બીજા ધોબીઓ હતા. તે આ બનાવ જોઇને વસ્રોના ઢગલા મૂકીને ચાલતા થયા. એટલે **શ્રીકૃષ્ણ** તથા **બળદેવે** પોતાને યોગ્ય લાગે તેવાં વસ્રો લેઈ લીધાં અને પહેરી લીધાં. પછીથી ત્યાં એક દરજીએ તે વસ્રોને બરાબર શોભે તેમ કરી આપ્યાં. આથી તેના ઉપર **શ્રીકૃષ્ણ** પ્રસન્ન થયા અને તેને પોતાના સરખું રૂપ, ઉત્તમ લક્ષ્મી, બળ વગેરે આપ્યું. પછીથી ચાલતાં ચાલતાં એક સુદામા નામના માળીનું મકાન આવ્યું. એટલે તેના ઘરમાં પ્રવેશ કર્યો. માળીએ ઉભા થઇને તે બન્ને ભાઇઓને આસન આપ્યું અને તાંબૂલ તેમજ પુષ્પ વગેરેથી સત્કાર કર્યો. તેની ઉપર પણ પ્રસન્ન થઇને તેની ઇચ્છા પ્રમાણે તેને વર આપી તેના ઉપર અનુગ્રહ કર્યો.

**(રહસ્ય)**—મથુરાની સમીપ આવતાં શ્રીકૃષ્ણ અને બળદેવ રથમાંથી ઉતરી પડે છે અને અક્રૂરને પોતાને ઘેર જવાને માટે કહે છે. અક્રૂર તેમને સાથે તેડી જવા ઇચ્છે છે તોપણ શ્રીકૃષ્ણ એટલોજ

ઉત્તર આપે છે કે જ્યાં સુધી કંસનો ઘાત થયો નથી, ત્યાં સુધી તમારે ત્યાં હું આવીશ નહિ. કંસને હણ્યા પછીથીજ તમારે ઘેર આવીશ. આનો ભાવાર્થ એ છે કે જ્યાં સુધી દુષ્ટબુદ્ધિનો નાશ કર્યો નથી ત્યાંસુધી ભકતની ભક્તિ સ્થિર બની શકે નહિ. અને તેથી ભગવાન માટેનો ભાવ પણ ટકી શકે નહિ. માટે જો તે દુષ્ટબુદ્ધિનો નાશ થાય તો પછીજ ભક્તના હૃદયમાં આનંદસ્વરૂપ પ્રભુ પધારે છે. માટે કૃષ્ણ પ્રથમ કંસને મારીને અક્રૂરને ઘેર પધારવાનું કહે છે. અક્રૂરના ગયા પછીથી કૃષ્ણ મથુરા નગરીનો વૈભવ એકલા જુએ છે, અર્થાત્ પ્રવૃત્તિ રૂપ રજોગુણની ભૂમિ મથુરા કેવી છે તે પોતે નિહાળે છે. જે નગરીમાં દુષ્ટબુદ્ધિની સત્તા ચાલતી હોય ત્યાં સંસારના વૈભવ તથા મોહ હોય એમાં આશ્ચર્ય શું ? દુષ્ટબુદ્ધિથી વશ થયેલા પુરુષો સંસારના મિથ્યા વૈભવ તથા મોહપાશમાં પડી જાય છે. તેનું સૂચન આ વર્ણનમાં કર્યું છે. પછીથી ધોબીની પાસે ધોયેલાં વસ્ત્ર માગ્યાં પણ તે આપવાની તેણે ના પાડી તેથી તેને મારે છે. આમાં આવું સૂચવે છે કે રાજસી ભક્તિમાં પણ પવિત્રતા તથા શુદ્ધિ આવશ્યક છે. જ્યાં સુધી એ પવિત્રતાનો સંચાર તેમાં ન થાય ત્યાં સુધી તે ભક્તિ તેના શુદ્ધ સ્વરૂપમાં શોભતી નથી. માટે તે પવિત્રતા રૂપી વસ્ત્રોનું પરિધાન, ભક્તિને કરાવવું જોઇએ. મનની અપવિત્ર વૃત્તિ જો પવિત્ર ન થાય તો તેને કોઇપણ ઉપાયે દૂર કરવી જોઇએ. માટે ધોબીને અહિંઆં મારે છે. પછીથી દરજી આવીને તે વસ્ત્રોમાંથી બરાબર શોભે તેવાં કપડાં શીવી આપે છે. અર્થાત્ મન પવિત્ર થયા પછીથી તે ભક્તિને યોગ્ય કૃતિ કરે છે. સુદામા માલીને ત્યાં શ્રીકૃષ્ણ જાય છે. તેનો ભાવાર્થ એ છે કે મન પવિત્ર બન્યા પછીથી, યોગ્ય કૃતિ કરવા પ્રેરાય છે, અને આમ વર્તન કરવાથી તે જીવનમાં સુકર્મરૂપી પુષ્પોથી સૌરભ ફેલાવે છે. તેજ જીવનને શોભા આપે છે. માલી જેમ પુષ્પોથી બીજાંઓને સુગન્ધ આપે છે. તેમ પવિત્ર કૃતિ કરનારૂં મન સત્કર્મોની સુગન્ધ ફેલાવે છે અને આ રીતે પોતાની શોભાને દીપાવે છે.

## પ્રકરણ ૨૨ મું.

### શ્રીકૃષ્ણે કુબ્જા ઉપર દેખાડેલી પ્રસન્નતા તથા કુવલયાપીડ હાથીનો વધ.



સુદામા માળીના ઘરથી નીકળીને આગળ જતાં રાજમાર્ગમાં એક સુંદર મુખવાળી યુવાવસ્થાની મધ્યમાં આવેલી **કુબ્જા** સ્ત્રી જેના શરીર ઉપર સુગન્ધી પદાર્થોનું લેપન કર્યું હતું અને જેના હાથમાં ચંદનનું પાત્ર હતું તેને **શ્રીકૃષ્ણ** તથા **બળદેવે** જોઈ, અને તેને **શ્રીકૃષ્ણે** પૂછ્યું "હે સુન્દરિ! તું કોણ છું? અને ક્યાં જાય છે? તારા હાથમાં આ ચંદનનો વાટકો છે તે અમને આપી દે. અમારે તેનો લેપ અમારા શરીર ઉપર કરવો છે?"

તે સુન્દરી બોલી "હું **ત્રિવક્રા** નામની **કંસ**ની દાસી છું. આ **ચંદન** કંસને માટે લેઈ જાઉં છું. તેને લેપન પદાર્થો બહુજ પ્રિય છે. આપને જો આ પસંદ પડતું હોય તો ભલે આપ પણ લો" આ પ્રમાણે બોલતી **શ્રીકૃષ્ણ**નાં રૂપ, સુકુમારતા, રસિકતા, હાસ્ય, અને મધુર પ્રેક્ષણથી મુગ્ધ થયેલ **કુબ્જા**એ જવાબ આપ્યો. પછીથી તે બન્ને ભાઇઓએ તેમાંથી જોઇતું ચંદન લીધું અને તે સ્ત્રી તરફ પોતાની પ્રસન્નતા દેખાડી. તેણે તે ભાઇઓને પોતાને ઘેર લેઇ જવાને ઘણોજ આગ્રહ કર્યો પણ **શ્રીકૃષ્ણે** કહ્યું "જ્યાં સુધી અમારૂં

કાર્ય પૂરૂ થયું નથી ત્યાં સુધી અમે આવીશું નહિ. પછીથી જરૂર તમારે ત્યાં આવીશું " એમ **કુબ્જાને** કહીને ત્યાંથી છૂટા પડયા.

આગળ ચાલતાં તેઓ એક ધનુઃશાળા હતી ત્યાં આવ્યા. ત્યાં **કંસનું** ધનુષ હતું, અને તેના રક્ષકો ચોકી પહેરો રાખતા હતા. **શ્રીકૃષ્ણ** અને **બળરામ** બન્ને જણે ધનુઃશાળામાં પ્રવેશ કર્યો અને બધાંના દેખતાં તેના ટૂકડા કર્યા. ત્યાંના રક્ષકો અને બીજા માણસો તો આ વાત જાણીને વિસ્મય પામ્યા; કારણ કે આવા મોટા ધનુષ્યને આ પ્રમાણે તે સુકોમળ બાળકો ચૂર્ણિત કરે તે અશક્ય હતું. **કંસના** રક્ષકો તો તેના કોપથી ડરતા એકદમ બધા એકઠા થઈ ગયા અને આ બે બાળકોની સામે થયા. પણ આ બે ભાઈઓ બિલ્કૂલ ડર્યા નહિ. તેઓએ ધનુષના ટૂકડા એકઠા કરીને તે લોકોને માર્યા તથા નસાડી મૂક્યા. પછી પોતે ત્યાંથી બહાર નીકળ્યા, અને હવે સૂર્ય આથમી ગયેલો હોવાથી ગામ બહાર જ્યાં પોતે ઉતારો રાખ્યો હતો ત્યાં આવ્યા. **કંસને** આ બધી બાબતની ખબર પડતાં, પોતાના ચાણુર, મુષ્ટિક, વગેરે મલ્લોને આજ્ઞા આપી કે તેમણે હવે મલ્લયુદ્ધ કરવાને તૈયારી કરવી. આથી બીજા દિવસનું પ્રભાત થતાંની સાથે અખાડાની ભૂમિમાં મલ્લયુદ્ધ માટેની તૈયારી થવા લાગી. તૂરી તથા ભેરિના ધ્વનિ સંભળાવા લાગ્યા. આજુબાજુએ પ્રેક્ષકો માટે મંચો ગોઠવી દીધા હતા. અને ત્યાં માલા, પતાકા અને વસ્ત્રનાં તોરણો લટકાવવામાં આવ્યાં હતાં. નગરજનોની ખૂબ ઠઠ જામી

હતી તથા બીજા રાજાઓને પણ નિમંત્રણ કરેલાં તેથી તે બધાઓ મુકરર કરેલા વખતે આવીને ત્યાં બેઠા. વળી નંદ વગેરે ગોવાળીઆઓ પણ અખાડાની રમત જોવાને ત્યાં હાજર હતા.

**શ્રીકૃષ્ણ** તથા બળરામ નગારાંના અવાજ સાંભળીને અખાડા આગળ મલ્લયુદ્ધ જોવાને તથા તેમાં ભાગ લેવાને આવ્યા. ત્યાં દરવાજા પાસે એક મહાવત મોટા હસ્તી ઉપર આરૂઢ થઈને રસ્તામાં વચ્ચોવચ્ચ ઉભો હતો. તે હાથીનું નામ કુવલયાપીડ હતું. **શ્રીકૃષ્ણે** મહાવતને કહ્યું: "અમને જવાનો માર્ગ દે" પણ તેણે તે શબ્દો ગણકાર્યા નહિ એટલુંજ નહિ પણ ઉલટું હાથીને તેમના તરફ ક્રોધ સહિત વાળવા લાગ્યો. આથી તે ભાઈઓને પણ ક્રોધ થયો. હાથીએ દોડીને સુંઢથી **શ્રીકૃષ્ણને** પકડયા પણ **શ્રીકૃષ્ણ** યુક્તિથી તેમાંથી છટકી ગયા. તથા તેને મૂક્કો મારીને તેના ચાર પગની વચ્ચે છૂપાઈ ગયા- પણ હાથીને ખબર પડતાં ફરીથી તેણે **શ્રીકૃષ્ણને** સૂંઢમાં પકડયા. આ વખતે પણ **શ્રીકૃષ્ણ** તેમાંથી છટકી ગયા. પછીથી તે હાથીનું પૂછડું પકડયું અને લીલામાત્રથી પચીશ ધનુષ જેટલે દૂર પાછલા પગે ખેંચ્યો. પછી કેટલીક વાર તેને ગોળ ચક્કર ફેરવ્યો, અને છેવટે પોતે તેની સ્હામે જોઈને હાથથી એવો સખ્ત પ્રહાર કર્યો કે તેની તમરથી તે હાથી જમીન ઉપર નીચે પડી ગયો. વળી ફરીથી તે ઉઠયો ત્યારે **શ્રીકૃષ્ણે** દોડતાં દોડતાં પડી જવાનો ઢોંગ કર્યો. એટલે હાથીએ **શ્રીકૃષ્ણને** પડેલા માનીને પોતાના દાંત તેમની કાયામાં ખોશવા લાગ્યો. પણ **કૃષ્ણ** યુક્તિથી ખશી ગયા. અને

પછીથી તે દોડતા હાથીની સુંઢ પકડીને તેને નીચે પાડી નાંખ્યો. તે નીચે પડયો એટલે બહુ જોરથી તેનો દાંત ખેંચી લીધો, અને તે દાંતેથીજ તેને ખૂબ પ્રહાર કરીને યમને શરણ કર્યો. તે હાથીના રક્ષકોને પણ યોગ્ય શિક્ષા કરીને રંગ મંડપમાં (અખાડામાં) તે બન્ને ભાઇઓ આવ્યા.

કંસને કુવલયાપીડ હાથી મરાયાની ખબર રંગ મંડપમાં થઇ, તેથી તેને બહુજ ઉદ્વેગ થયો; અને તે બે ભાઇઓનો વધ કરવાની યુક્તિઓ વિચારવા લાગ્યો. આ સમયે આ બે ભાઇઓ તે રંગ મંડપમાં નટની પેઠે સુંદર વસ્ત્રોથી સુશોભિત લાગતા હતા. પ્રેક્ષકોમાંનાં તમામનાં નયનો તેમનાં તરફ આકર્ષાતાં હતાં. મલ્લોને આ બે ભાઇઓ વજ્રરૂપે દેખાતા હતા. ઇતર મનુષ્યોને ઉત્તમોત્તમ પુરૂષ તરીકે, સ્ત્રીઓને સાક્ષાત્ કામની મૂર્તિ તરીકે, ગોપોને સ્વજન તરીકે. યોગીઓને પરમાત્મા તરીકે, અને યાદવોને પરમ દૈવતરૂપ દીશતા હતા. લોકો આ બે બાળકોને જોઇને તેમણે ગોકુળમાં કરેલાં પરાક્રમોની વાતો અંદર અંદર કરવા લાગ્યા.

પછીથી કંસે મોકલેલ ચાણુર મલ્લ શ્રીકૃષ્ણ પાસે આવ્યો અને મલ્લયુદ્ધ કરવાને માટે તેણે માગણી કરી. તેણે કહ્યું "શ્રીકૃષ્ણે મારી સાથે મલ્લયુદ્ધ કરવું અને બળરામે મુષ્ટિકની સાથે." શ્રીકૃષ્ણે તેની માગની સ્વીકારી.

**સાર**—આ પ્રકરણમાં શ્રીકૃષ્ણે કુબ્જા ઉપર પોતાની પ્રસન્નતા દેખાડી તે હકિકત કહી છે. કુબ્જા જાતે સુંદર હતી પણ તેના શરીરમાં ઢેકા હતો તેથી તેમાં કદરૂપતા હતી. આથી તેનું નામ

કુબ્જા પડ્યું હતું. વળી તેનું બીજું નામ ત્રિવક્રા હતું કારણ કે તેના શરીરના ત્રણ અંગો ઉત્તમાંગ (મસ્તક) મધ્યભાગ તથા પગનો ભાગ વાંકા હતા. આ **કુબ્જા એ મનની વક્રતાનું રૂપક છે. વક્રદષ્ટિ,** વક્ર કહેતાં વાંકી, વિપરીત દૃષ્ટિ, વિરુદ્ધ રીતે મનનું વર્તવું તથા આચરવું તે વક્રદષ્ટિ કહેવાય છે. આ પણ મનુષ્યમાં મોટો દોષ હોય છે. માણસમાં ગમે તેટલું રૂપ તથા સુન્દરતા હોય તથા જ્ઞાન હોય પણ જો તેના વિચાર તથા વર્તન વાંકા હોય તો તે મોટામાં મોટું દૂષણ છે. વક્રદષ્ટિ તે અધર્મ-પાપ જેવું દૂષણ નથી. અધર્મમાં તો સદ્ધર્મનો અભાવ હોય છે. જ્યારે આમાં તેનો અભાવ નથી, પણ તેને જૂદી રીતે જોવામાં આવે છે. જે રીતે મનુષ્ય તરીકે આપણું લોકમાં, સમાજમાં વર્તન હોવું જોઇએ તેવું વર્તન ન કરે, તેમ ભક્તિમય જીવન માટે જે અનુરૂપ કૃતિ કરવી જોઇએ તે ન કરે પણ તેનાથી વિરુદ્ધ કરવામાં આવે તે વક્રદષ્ટિ કહેવાય છે. આથી ગમે તેટલી માણસમાં બીજી સુન્દરતા હોય તો પણ તે ઢંકાઈ જાય છે એટલું જ નહિ પણ તે સુન્દરતા કદ્રૂપતામાં પલટાઇ જાય છે. માટે કુબ્જા સુન્દર છતાં કદ્રૂપ દેખાતી હતી. બાહ્ય સુન્દરતા તે ખરેખર સુન્દરતા નથી. ખરી સુન્દરતા અને સદ્‌વર્તન પર્યાય માનવામાં આવે છે તેથીજ સૌન્દર્ય એટલે સદ્‌વર્તન (Beauty is goodness) એમ કહેવામાં આવે છે. આ વક્રદષ્ટિ તે દુષ્ટ બુદ્ધિને લીધે જ છે. દુર્બુદ્ધિવાળાઓના સંસર્ગમાં રહેવાથી સારા માણસોની પણ દષ્ટિ તથા વર્તન વિરુદ્ધ જણાય છે. પણ તેવાઓને ભગવાન વિષેનું જ્ઞાન થાય એટલે તે વક્રદૃષ્ટિ આપોઆપ ટળી જાય છે. કુબ્જા એનું નામ ત્રિવક્રા ભાગવતમાં આપ્યું છે. કારણ કે તેનાં ત્રણે અંગો વાંકાં હતાં. વક્રદષ્ટિનાં ત્રણે અંગ વાંકાં હોય છે એટલે મનથી, વાણીથી અને કર્મથી વિરુદ્ધ વર્તન કરે છે. દુષ્ટ બુદ્ધિની અસર મન, વાણી અને કર્મ એ ત્રણે ઉપર થાય છે. અને ત્રણેને વિરુદ્ધ વિપરીત બનાવે છે. કુબ્જા એટલે વક્રતા તથા વક્રદષ્ટિ રૂપી દોષ. આ અર્થ "ત્રિવિધનામાવલી" ની ટીકામાં નીચે

પ્રમાણે જણાવે છે–कुब्जत्वादयो ये भक्तस्य सहजदोषाः × × सा न केवलं कुब्जा किंतु त्रिवक्रा ग्रीवापादमध्यभागेषु ते सर्वे दूरीकृताः न केवलं तावन्मात्रं किन्तु गुणा अपि सर्वे संपादिताः ॥

"કુબ્જાદિ એટલે કુબ્જત્વ (વક્રતા) વગેરે જે ભક્તોમાં **સહજ** દોષો હોય છે તે કેવળ કુબ્જત નથી પણ ત્રિવક્રા છે. ડોક, **પગ** અને મધ્યભાગમાં વાંકી વળેલી છે. એટલે તેના પણ **સર્વ દોષો** દૂર કર્યા. એટલું જ નહિ પણ તેને ગુણનું સંપાદન પણ કરાવ્યું" અર્થાત્ દષ્ટિની વક્રતા દૂર થતાં તે સુરૂપ અને સુન્દર બની જાય છે એ શ્રીકૃષ્ણની કુબ્જા ઉપર થયેલી પ્રસન્નતાના પ્રસંગથી જણાવ્યું છે. રાજસ ભક્તિની પ્રગતિમાં વક્રદષ્ટિ ટળી જઈને સુન્દર દષ્ટિ થતાં અર્થાત્ સદ્ધર્મપરાયણ દષ્ટિ થાય છે. આમ થવાથી હવે દુષ્ટ બુદ્ધિનો અંત નજીક આવ્યો છે તેમ જણાવવાને ધનુશાલામાં પ્રવેશ કરીને પોતે ધનુને ભાગે છે. પણ હજુ મદ નામનો મોટામાં મોટો દોષ હણવાની જરૂર રહે છે. કુવલયાપીડ હાથી તે મદ દોષ રૂપ છે. મદ દોષ એવો છે કે ભક્તોને ઘણી પીડા આપનાર છે. માટે તેનો પણ નાશ અહિંઆં કરે છે.

આ હાથી ઉપર કંસ બેશીને બહાર ફરવા નીકળતો. દુષ્ટ બુદ્ધિનું આસન મદ હોય છે પણ તે હણાતાં તેને હાહાકાર થઇ રહ્યો. હવે દુષ્ટ બુદ્ધિએ પોતાની તમામ આસુરી વૃત્તિઓ એકઠી કરી અને પછી દૈવી સંપદ્ સામે ખૂલ્લે ખૂલ્લું યુદ્ધ જાહેર કર્યું. તે આસુરી વૃત્તિઓ છે, અને રંગ મંડપ તે તેમની સામે યુદ્ધ કરવાની ભૂમિ છે. આ સ્થળે સર્વના કાલરૂપ શ્રીકૃષ્ણ તથા તેમની ક્રિયા શક્તિરૂપ બલરામ પ્રવેશ કરે છે.

અધ્યાય ૩૩ (૩૬) થી ૩૯ (૪૨) સુધી સુબોધિની પ્રમાણે રાજસ લીલાનું વર્ણન કર્યું છે. હવે પછી અધ્યાય ૪૦ (૪૩) થી ૪૬ (૪૯) સુધી પ્રમેય લીલા છે. પ્રમાણ લીલા એટલે શબ્દ લીલા, અને પ્રમેય એટલે અર્થ લીલા. નિરોધ સિદ્ધ થવાને માટે ભગવાનના માહાત્મ્યનું જ્ઞાન રાજસ ભક્તોને કરાવવું જોઇએ કારણ કે તે વગર ભગવાનમાં તેમની આસક્તિ થાય નહિ માટે પ્રમાણલીલા કરી છે. તે વિષે નીચે પ્રમાણે કહે છે.

शब्दस्य हि बलं पूर्णं सप्तभिर्विनिरूपितम् ।
अर्थस्यापि बलं रोधे तावद्भिर्विनिरूप्यते ॥
प्रपञ्चो विस्मृतः सर्वैरुत्सवाद्यैरनेकधा ।
माहात्म्यस्य परिज्ञानात्तदासक्तिर्निरूप्यते ॥

"પહેલાંના સાત અધ્યાયોથી શબ્દ (પ્રમાણ) નું પૂર્ણ બલ જણાવ્યું. પછીથી તેટલા અધ્યાયોથી રોધમાં અર્થનું પણ બલ જણાવ્યું છે. વળી સઘળા ઉત્સવો વગેરેથી અનેક રીતે પ્રપઞ્ચનું વિસ્મરણ થયું અને માહાત્મ્યનું પરિજ્ઞાન થયું. તેથી ભક્તોને આસક્તિ થઇ. આ આસક્તિનું અહિંઆં નિરૂપણ કરવામાં આવે છે.

## પ્રકરણ ૨૩ મું.

### શ્રીકૃષ્ણે મલ્લો તથા કંસનો કરેલો વધ.



ચાણુરની માગણી સ્વીકાર્યા પછી, **શ્રીકૃષ્ણ** તથા **બળરામ** બન્ને ભાઇઓ મલ્લની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયા, અને પછી વસ્ત્રો બદલીને મલ્લો જ્યાં ઉભા હતા ત્યાં ગયા. જોનારાઓમાં આ યુદ્ધ જોવાની બહુઉત્સુકતા જણાતી હતી. કેટલાકો આ બાળકો માટે ચિંતા દેખાડવા લાગ્યા.

હવે મલ્લયુદ્ધ શરૂ થયું. સામસામા હાથથી હાથ અને પગથી પગ મેળવીને જીતવાની ઇચ્છાને લીધે એક બીજાને ખેંચવા લાગ્યા. એક બીજાની ઘુંટણો ઉપર ઘુંટણો, માથા ઉપર માથું તથા છાતી ઉપર છાતી મૂકીને તે પછાડવા લાગ્યા. આમ કેટલોક વખત જૂદી જૂદી રીતે આ કુસ્તી ચાલી. આ સમયે જોનાર સ્ત્રીઓ તે બે ભાઇઓ માટે ભય દેખાડવા લાગ્યાં. કારણ કે રાજાના મલ્લો મોટી ઉમરના અને કુસ્તીના કામમાં વિશારદ હતા અને બે ભાઇઓ તદ્દન શીખાઉ અને ન્હાની વયના તેમને જણાતા હતા. **વાસુદેવ** અને **દેવકી** પણ ત્યાં હતાં. તેમને પણ ભય લાગ્યો. **શ્રીકૃષ્ણે** સઘળાના ભયને જાણી લીધો. તેથી તેમના ભય દૂર કરવાને તથા સંતાપ શમાવવાને આ મલ્લોને મારી નાખવાનો નિશ્ચય કર્યો. હવે તેમણે મુષ્ટિ પ્રહારના દાવ ખેલવા માંડયા. **શ્રીકૃષ્ણ** તથા **બળરામે**

પોતાના હરીફ ચાણુર અને મુષ્ટિક ઉપર એવા પ્રહારો કરવા માંડયા કે તેથી તેમનાં અંગ ભાંગી ગયાં. તેઓ પણ બે ભાઇઓને પ્રહાર કરતા પણ તેમના અંગ ઉપર તેની અસર થતી નહોતી. પછી **શ્રીકૃષ્ણે** ચાણુરને પકડી **કંસના** દેખતાં ચક્કર ચક્કર હાથથી ફેરવ્યો અને નીચે ફેંકયો, એટલે તેજ ક્ષણે તે યમસદનમાં પહોંચી ગયો. તેજ રીતે **બળરામે** મુષ્ટિકની અવસ્થા કરી. આથી **કંસ** ઘણો કચવાયો.

તેણે પછી બાકીના મલ્લોને છોડયા પણ તેમની તેજ દશા આ બે ભાઇઓએ કરી. રંગમંડપમાં બેઠેલા-માંથી **કંસ** સિવાયના બધાઓ આ બે ભાઇઓને તાળીઓના અવાજથી અભિનંદન આપવા લાગ્યા તથા તેમની પ્રંશસા કરવા લાગ્યા. **કંસ** તો આથી ખૂબ અકળાયો અને જેમ ગાંડો થઇ ગયો હોય તેમ આ બાળકોને "મારો, મારો" એમ બકવાટ કરવા લાગ્યો. પણ **શ્રીકૃષ્ણ** તો તે વખતે એકદમ ઉંચા મંચ ઉપર ચઢી ગયા. **કંસ** તો **શ્રીકૃષ્ણને** મૃત્યુવત્ દેખવા લાગ્યો. તેણે હાથમાં તરવાર લીધી અને **કૃષ્ણ** તરફ વળ્યો. કૃષ્ણ એના મનનો સંકલ્પ સમજી ગયા એટલે તે પણ તૈયાર થઈ ગયા. પછી જેવો તે સ્હામો થાય છે તેવોજ **શ્રીકૃષ્ણે** તેને બળાત્કારે પકડયો અને તેના કેસ ઝાલીને તેના માથા ઉપરનો મુકુટ ફેંકી દીધો. અને ઉંચા મંચ ઉપરથી રંગ મંડપની મધ્યમાં કુસ્તી કરવાની જગ્યાએ તેને ફેંકયો. એટલે તેના પ્રાણ ત્યાંને ત્યાંજ નીકળી ગયા. પછીથી સિંહ જેમ મૃત હસ્તીના શવને ખેંચે તેમ **કૃષ્ણ** એના મરેલા શબને જમીન ઉપર

ખેંચવા લાગ્યા. લોકમાં હાહાકાર થઇ ગયો. જોનારાઓ-માંથી બધા આ બાળકોના પરાક્રમની ઉંચે અવાજે પ્રશંસા કરવા લાગ્યા. **કંસ**ને મરેલો જાણીને તેના આઠ ભાઇઓ વૈર લેવાને દોડી આવ્યા. પણ **બળરામે** તે બધાઓને ભોગળથી મારી નાખ્યા. આ વખતે આકાશમાં દુન્દુભિ વાગવા લાગ્યાં. બ્રહ્માદિ દેવો **શ્રીકૃષ્ણ** ઉપર પ્રેમથી પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. **કંસ** અને તેના ભાઇઓ તથા મરી ગયેલા બીજા મલ્લોની પત્નીઓ તથા તેમનાં સગાં સંબંધીઓ છાતી કૂટતાં અને રડતાં રડતાં ત્યાં આવી પહોંચ્યાં. પણ **શ્રીકૃષ્ણે** તેમને યોગ્ય આશ્વાસન આપ્યું. તેથી તેઓ ત્યાંથી પાછાં વળ્યાં. સભા મંડપમાંથી હવે સર્વ લોકો વિખરાવા લાગ્યા. કૃષ્ણે મરી ગયેલાંઓની લૌકિક ક્રિયાઓ કરવાને તેમના સંબંધીઓને કહ્યું. તે પ્રમાણે તે ક્રિયાઓ પણ થઇ. પછીથી તે બે ભાઇઓ પોતાના માતાપિતા પાસે આવ્યા, અને પ્રેમસહિત તેમને પ્રણામ કર્યા. પોતાના બાળકો જોઇને **વસુદેવ** તથા **દેવકી**ને અત્યન્ત આનન્દ થયો. પોતાના પુત્રો જગતના ઇશ્વર છે એમ જાણીને તેમનું આલિંગન કર્યું નહિ પણ હાથ જોડીને ઉભા રહ્યા.

**શ્રીકૃષ્ણે** જાણ્યું કે મને ઇશ્વર જાણીને માતા પિતા મને આલિંગન કરતા નથી. માટે તેમનામાંથી આ મહાત્મ્ય જ્ઞાન દૂર કરવું જોઇએ એમ જાણીને પોતે તેમને કહેવા લાગ્યા. "હે પિતાજી, હે માતા! અમે બે તમારાં બાળકો છીએ. **કંસ**ના ભયથી અમે ગોકુળમાં રહેતા હતા. ત્યાં રહ્યાં રહ્યાં અમને તમારી પાસે આવવાનું ઘણું મન થતું હતું. પણ

તે દુષ્ટ **કંસ** તમને મારી નાખશે એમ જાણીને અમે આવતા નહોતા. અમે **કંસે** તમારા ઉપર ગુજારેલા અત્યાચારની ખૂબ હકીકત સાંભળી હતી. પણ યોગ્ય તકનો લાભ લેવાનેજ અમે ત્યાં રોકાઇ રહ્યા હતા. હવે તક મળતાં અમે અહિંઆ અક્રૂર સાથે આવ્યા અને **કંસનો** વધ કર્યો છે. તેથી તમારા દુ:ખની નિવૃત્તિ થઇ છે. અમે બે ભાઈઓને અત્યાર સુધી માતાપિતાનું સુખ મળ્યું નથી. તેથી હવે તે સુખ તમે અમને આપશો. **શ્રીકૃષ્ણના** આ શબ્દો સાંભળીને માતાપિતાનાં રોમાંચ પુલકિત થયાં. તેમનામાં પુત્રનો સ્નેહભાવ આવ્યો, તેથી તેમણે તે બન્ને પુત્રોને આલિંગન કર્યું. તથા આંખમાંથી હર્ષનાં અશ્રુ પડવા લાગ્યાં.

પછીથી **કંસના** પિતા ઉગ્રસેનનો મથુરા નગરીના રાજા તરીકે અભિષેક કરવામાં આવ્યો. અને બે ભાઇઓ ત્યાંજ રહેવા લાગ્યા. થોડાક વખત પછી ગોકુળમાંથી **નંદરાય** તથા બીજા ગોવાળીઆઓ આ બે ભાઇઓનાં પરાક્રમ સાંભળીને તેમને મળવાને માટે ત્યાં આવ્યા. પછીથી **વસુદેવ દેવકીએ** ગર્ગાચાર્ય પાસે તેમને ઉપનયન સંસ્કાર શાસ્ત્ર વિધિથી કરાવ્યા. પછીથી ઉજ્જૈનમાં સાંદીપનિ નામના બ્રાહ્મણને ત્યાં વિદ્યાભ્યાસ કરવાને પોતે ગયા. ત્યાં તેઓ તમામ પ્રકારનાં શાસ્ત્રો શીખ્યા. તથા છ પ્રકારની રાજનીતિ તેમજ ચોસઠ કળાઓ શીખવાડી. પછી ગુરુના મરી ગયેલા બાળ પુત્રોને ગુરુ દક્ષિણામાં પાછા લાવી આપીને તેમના આશીર્વાદ મેળવીને મથુરામાં પાછા ફર્યા. પ્રજાનાં વૃન્દ તે ભાઈઓને પાછા આવેલા જોઇને ખૂબ રાજી થઇ ગયાં. તે દિવસે તેમણે ઉત્સવ માન્યો.

**સાર**—આ પ્રકરણમાં મલ્લોની સાથે અખાડામાં કૃષ્ણ તથા બળદેવે યુદ્ધ કર્યું અને તેમને માર્યા, પછીથી કંસને પણ માર્યો એ વિષે કહેવામાં આવ્યું છે. ભગવદ્ગીતામાં પણ દૈવીસંપદ અને આસુરી સંપદનું યુદ્ધ વર્ણવ્યું છે. આસુરીસંપદનાગણમાં દુષ્ટબુદ્ધિ તે મુખ્ય છે. તમામ આસુરી વૃત્તિઓને યુદ્ધ કરવાને મોકલે છે પણ તેમનો પરાજય થતાં દુષ્ટબુદ્ધિ જાતે આવે છે. છેવટે તે પણ હણાય છે. તે હણાતાં તમામ દૈવી વૃત્તિઓ પ્રસન્ન થાય છે. દુષ્ટબુદ્ધિની સાથે તેની તમામ આસુરી વૃત્તિઓ દૂર થઇ એટલે હવે નિરોધના પ્રતિબન્ધો દૂર થઇ ગયા પણ પ્રતિબન્ધ દૂર થાય તેટલાથીજ નિરોધ સિદ્ધિ થતી નથી. આથી તો માત્ર પ્રગતિના પન્થનાં નડતરોજ દૂર થયાં છે. પણ તેથી પ્રગતિ સધાતી નથી. તેને માટે શાસ્ત્રોક્ત વિધિ અનુસાર કર્મ કરવાં જોઇએ. અહિંઆં રાજસ ભકતોના ઉદ્ધારની વાત છે એટલે મર્યાદા ભક્તોનીજ, પુષ્ટિભકતોની નહિ. તેથી મર્યાદામાં શાસ્ત્રોક્ત સાધન કરવાનાં હોય છે પુષ્ટિભક્તિમાં સાધનોની આવશ્યકતા નથી. તેથી શ્રીકૃષ્ણ તથા બલરામને ગર્ગાચાર્યે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઉપનયન કરાવ્યાનું કહેવાય છે. શાસ્ત્રોક્ત સાધનો કરવાની સાથે ગુરુની પાસે જઇને ભગવાન્ વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ તે સૂચવવાને માટે શ્રીકૃષ્ણ તથા બળરામ સાંદીપનિ ગુરુ પાસે ગયા એમ કહેવામાં આવે છે. ગુરુ વગર ભક્તિમાર્ગમાં આગળ વધી શકાતું નથી. ગુરુ તરફ પોતાની ભક્તિ એટલી બધી હોવી જોઇએ કે ગુરુ અશક્ય વસ્તુની માગણી કરે તો પણ તે પોતાના ગુરુને માટે મેળવી લાવે, તેમાં બિલ્કુલ આનાકાની ન કરે. આ સિદ્ધાન્ત સૂચવવાને સાંદીપનિના કહેવાથી શ્રીકૃષ્ણ ગુરુદક્ષિણામાં તેના મૃતપુત્રોને સમુદ્રના તળીએથી પાછા લાવી આપે છે. ગુરુભક્તિ સિદ્ધ થતાં ભગવદ્ભક્તિનો ભાવ સત્વર ખીલે છે. આથી શ્રીકૃષ્ણ તથા બળરામ મથુરા પાછા પધારતાં આનંદ આનંદ થઈ રહે છે.

---

# પ્રકરણ ૨૪ મું.

## શ્રીકૃષ્ણે ઉદ્ધવજી સાથે ગોકુલમાં મોકલાવેલો સંદેશો.



શ્રીકૃષ્ણને ગોકુળમાંથી મથુરાં આવ્યે ઘણો સમય થયો તેથી તેમને ચિન્તા થઇ કે ગોકુળમાં રહેતાં પોતાનાં માતાપિતા, અન્ય સખાઓ તથા ગોપીઓ તેમને બહુ સંભારતા હશે, માટે તેમને આશ્વાસન તથા તેમની ખબર કાઢવાને કોઇકને ત્યાં મોકલવા જોઇએ, એમ વિચારીને પોતાના સેવક **ઉદ્ધવજીને** ત્યાં મોકલવાનો નિશ્ચય કર્યો. તેથી તેમને બોલાવીને પોતે કહેવા લાગ્યા.

"હે **ઉદ્ધવ** ! તમે વ્રજમાં જાવ અને અમારાં માબાપને પ્રસન્ન કરો. વળી ગોપીઓનાં મન અમારા વિયોગથી પીડિત થયાં છે. તો તેમને મારા તરફનો સંદેશો આપીને તેમની પીડાને નિવૃત્ત કરો. તે ગોપીઓ રાત દિવસ મારૂંજ ચિન્તન કર્યા કરે છે. તેમના પ્રાણ તથા મન મારામાંજ છે. અને મારે માટે તેમણે પતિ પુત્રાદિકનો ત્યાગ કર્યો છે. અત્યારે તે ગોપીઓ મારા વિરહની વ્યાકુલતાથી મુંઝાઇ રહી છે. જ્યારે અમે મથુરા આવવાની તૈયારી કરતા હતા ત્યારે જ તે ગોપીઓને માથે જાણે કોઇ અસહ્ય દુઃખ આવી પડયું હોય તેમ અત્યંત રૂદન અને કલ્પાંત કરતાં હતાં. પણ પછી જ્યારે અમે થોડા સમયમાં પાછા ફરીશું

એવું વચન આપ્યું ત્યારે જ તે આશાથી જીવિતને ટકાવી શક્યાં છે. તો તમે આજે જઇને તે ગોપીઓને આશ્વાસન આપીને કહેશો કે **શ્રીકૃષ્ણ** તમને ખૂબ યાદ કરે છે." **ઉદ્ધવજીએ** આજ્ઞા માથે ચઢાવી, અને રથમાં બેસીને ગોકુળ તરફ પહોંચ્યા. આ સમયે સૂર્યનારાયણ પશ્ચિમ સમુદ્રમાં સ્નાન કરતા હતા. ગાયો તથા વૃક્ષોના અવાજ સંભળાતા હતા, તથા તેઓ આમ તેમ દોડતાં હતાં. કેટલાક ગોપો વાંસળી બજાવતા હતા. ચારેકોર વનશ્રી અપૂર્વ શોભા આપતી હતી. ત્યાં સર્વત્ર પ્રફુલ્લતા છવાઇ હતી. વિહગ તથા ભ્રમરોના નાનાવિધ ધ્વનિઓ કાને સંભળાતા હતા. હંસ તથા કારંડવ પક્ષીઓથી વ્યાપ્ત થયેલાં કમળનાં વન શોભા આપતાં હતાં. આ સમયે **ઉદ્ધવ નંદરાયને** ત્યાં ગયા. **નંદરાયે** તેમને આલિંગન આપીને પછી સત્કાર કર્યો અને ભોજન કરાવ્યા બાદ **શ્રીકૃષ્ણ** તથા **બળરામના** તેમજ **વસુદેવ દેવકીજી** વગેરેના સમાચાર પૂછ્યા.

કુશળ સમાચાર પૂછતાં પૂછતાં **નંદરાયનો** કંઠ પુત્ર સ્નેહથી ગદ્દગદિત થઇ ગયો, તેમજ શ્વાસ ભરાઈ આવતાં ડુસકાં ખાવા લાગ્યા. તેમને પુત્ર પ્રેમ સાંભળી આવ્યો અને કહેવા લાગ્યા 'હે **ઉદ્ધવ**' ખરેખર હવે અમારા ભાગ્યમાં પુત્રપ્રેમનું સુખ ભોગવવાનું નહિ હોય. શું **શ્રીકૃષ્ણ** અમને, એમની માતાને, સંબંધીઓને, મિત્રોને, ગોવાળીઆઓને, ગાયોને, વૃંદાવનને, ગોવર્ધનપર્વતને, અને આ વ્રજને સંભારે છે? સ્વજનોને જોવા સારૂ **શ્રીકૃષ્ણ** એક વાર પણ અહિંઆં નહિ આવે? તેમની નાસિકા, મંદહાસ્ય તથા નીલોત્પલ નેત્રવાળા પુત્રને અમે ક્યારે દેખીશું? આ

પ્રમાણે **નંદરાય** બોલી રહ્યા એટલે **ઉદ્ધવજીએ** તેમને યોગ્ય શબ્દમાં **શ્રીકૃષ્ણનો** સંદેશો કહી બતાવ્યો અને તેમને આશ્વાસન આપ્યું.

બીજે દિવસ થતાં **ગોપીઓએ નંદરાયના** ઘર આગળ રથ ઉભેલો જોઇને તે કોનો હશે એમ તર્ક વિતર્ક કરવા લાગ્યા. એટલામાંજ ખબર પડી કે તે **ઉદ્ધવજીનો** રથ છે. અને તે **શ્રીકૃષ્ણનો** સંદેશો લઇને મથુરાથી આવ્યા છે. આથી બધાં **નંદરાયના** ઘર આગળ **ઉદ્ધવજીની** આજુબાજુ વીંટાઈ વળ્યાં અને નમન કર્યું. પછી એકાન્ત સ્થળમાં તેમને લઇ જઇને આસન ઉપર બેસાડયા અને પૂછયું કે “ અમારે માટે **શ્રીકૃષ્ણે** કોઇ સંદેશો તમારી સાથે મોકલાવ્યો છે ? તથા **શ્રીકૃષ્ણ** અમને સંભારે છે ? જો સંભારતા હોય તો અમને કહેશો. તમે **શ્રીકૃષ્ણના** પાર્ષદ છો એમ જાણીને અમે તમને પૂછીએ છીએ. અમને એમ લાગે છે કોઇ **શ્રીકૃષ્ણે** પોતાના માતા પિતાની ખબર કાઢવાનેજ તમને અહિંઆં મોકલ્યા છે. આ વ્રજમાં માબાપ સિવાય બીજા કોઇનું ભગવાન સ્મરણ કરતા નહિ હોય. અમને એમ લાગે છે કે ભગવાન્ **શ્રીકૃષ્ણે** પ્રથમ અમારો સ્નેહ સંબંધ બાંધ્યો પણ પાછળથી તરછોડી નાખ્યો છે. હવે તો જેમ પ્રજા અશક્ત રાજાને છોડીદે, ભણી રહેલા શિષ્યો આચાર્યને છોડીદે, ઋત્વિજો દક્ષિણા લીધા પછી યજમાનને છોડીદે, પક્ષીઓ ફળ જતા રહેતાં વૃક્ષને છોડીદે, અતિથિઓ ભોજન કર્યા પછી ગૃહનો ત્યાગ કરે છે, અને મૃગો બળીગયેલા વનને છોડીદે તેમ **શ્રીકૃષ્ણે** પ્રેમવાળાં અમને છોડી દીધાં છે. આ પ્રમાણે

**શ્રીકૃષ્ણને** ઉપાલંભ આપતાં તથા લાજમૂકીને **શ્રીકૃષ્ણની** બાળ તથા કિશોર અવસ્થામાં કરેલી લીલાઓને સંભારતાં સંભારતાં તેઓ રડવા લાગ્યાં. આ સમયે ત્યાં કોઇ ભમરો સ્થાનમાં ઉડતો હતો, તેને જોઇને **શ્રીકૃષ્ણનું** ધ્યાન કરતી એક ગોપીએ તેને **શ્રીકૃષ્ણનો** દૂત ધારીને કહેવા લાગી—હે ભમરા ! હે ધૂતારાના મિત્ર ! તારા સ્વાર્થી ભગવાને અમને પોતાનું મધુર અધરામૃત એકવાર પાઇને પછી ફુલની પેઠે તરછોડી દીધી છે. માટે તું તેમને એટલું કહે જે કે જે પુરુષ દીન ઉપર દયા કરે તેજ મહાત્મા અને મોટી કીર્તિવાળો કહેવાય છે તેમ કાળીયારની સ્ત્રી ભોળી મૃગલીઓ પારધીના ગાયનમાં મુગ્ધ થઇને તેનાં બાણથી ઘવાય છે તેમ અમે પણ ભગવાનનાં બાણથી ઘવાયાં છે. અને તેનીજ પીડા હજુ ભોગવ્યા કરીએ છીએ" આ પ્રમાણે ગોપીઓનો **શ્રીકૃષ્ણ** માટેનો અત્યન્ત પ્રેમ જોઇને ઉદ્ધવજીએ **શ્રીકૃષ્ણના** સંદેશાથી નીચે પ્રમાણે સાંત્વન કર્યું.

" અરે ગોપીઓ, તમારામાં આ મોહ શો ! **શ્રીકૃષ્ણ** ભગવાન છે. પણ ભગવાનની ભક્તિ પ્રાપ્ત કરવાને દાન, તપ, વ્રત, હોમ, જપ, વેદાધ્યયન, નિયમો અને બીજાં પણ અનેક શુભ સાધનો છે. પણ તે બધાં સાધનો કરતાં તમે પ્રેમથી ભગવાનને મળ્યાં છો. હે ગોપીઓ તમને વિરહથી ભગવાનની સાચી ભક્તિ મળી છે. તે ઘણું સારૂં છે. પણ **શ્રીકૃષ્ણે** તમારે માટે આ પ્રમાણે શંદેશો મોકલ્યો છે:—

" હે ગોપીઓ ! તમારે મારો પ્રેમ સંભારીને મુંઝાવું નહિ. કારણ કે હું આકાશ, વાયુ, પૃથ્વી, જલ

અને તેજ તમામમાં વ્યાપેલો છું. સ્થાવર અને જંગમ પદાર્થોમાં કોઈપણ પદાર્થ મારા વગરનું બાકી નથી. જ્યાં જુઓ ત્યાં હું છું. મેં ક્રીડા કરવાને માટે આ જગત્ રચ્યું છે. આ જીવો પણ મારા અંશો છે. સર્વ કંઇ મારીજ લીલા છે. તમારે વિરહથી મુંઝાવું નહિ. હું તમારાથી દૂર નથી, પણ પાસેજ છું. કારણ કે હું સર્વત્ર વ્યાપક છું. માટે તમારે તો ધ્યાનથી મને પ્રત્યક્ષ જોઈ લેવા. વળી હું દૂર હોવું તોજ તમારો પ્રેમ મારે માટે જેટલો હોય તેટલો નજીક હોવું તો ન હોય. પ્રણયીનો એક બીજાથી દૂર રહેવામાં પ્રેમ બહુજ ખીલે છે, અને નજીક રહેવાથી તે કરમાઈ જાય છે. માટે તમારે મારૂં સ્મરણ કર્યા કરવું. તેમ કરવાથી થોડા સમય પછી તમે મને જરૂરથી પામશો.

**ઉદ્ધવજીએ** આ પ્રમાણે સંદેશો સંભળાવ્યો એટલે ગોપીઓએ નીચેનો ઉત્તર મોકલ્યો—હે **ઉદ્ધવ ! શ્રીકૃષ્ણને** કહેજો કે તેમણે કંસાદિકને માર્યા તે સારૂં કર્યું છે, તથા તે પણ આનંદમાં છે એમ જાણીને અમે પણ ખુશી થયાં છીએ. પણ અમને તેમણે મોકલેલા સંદેશાથી સંતોષ નથી. કારણ કે એ ભગવાન છે પણ અમે તેમને વ્યાપક જાણીને ભજતાં નથી. અમને તો એમના વ્યાપક સ્વરૂપમાં પ્રીતિ નથી. અમે તો જે સ્વરૂપે અમને રાસનું સુખ આપ્યું, જે સ્વરૂપ અમારી સાથે મંદ હાસ્ય કરતું હતું, ફરતું હતું, ખેલતું હતું તથા ભેટતું હતું તે સ્વરૂપમાંજ પ્રીતિવાળાં છીએ. અમને તો બળભદ્ર સહિત **શ્રીકૃષ્ણ** જે સ્થાનોમાં ફર્યા હતા એવાં આ નદી, પર્વત અને વનના પ્રદેશો તથા તેમણે બજાવેલી વેણુના શબ્દોનું વારંવાર સ્મરણ થાય છે.

તેમની સુંદરગતિ, ઉદાર હાસ્ય, લીલાપૂર્વક પ્રેક્ષણ તથા મધુર વાણીથી અમારાં ચિત્ત હરાઈ ગયાં છે, માટે અમને તો તેમના વ્યાપક સ્વરૂપમાં કોઇપણ પ્રીતિ નથી. ”

આ પ્રમાણે સંદેશો કહીને પછીથી તેમણે **ઉદ્ધવજીની** પૂજા કરી. અને તેમને જણાવ્યું કે અમને ધ્યાન કે જ્ઞાન કંઇપણ રુચતાં નથી. ભગવાનનો પ્રેમ એજ અમને તો સાંભરે છે. થોડાક સમય પછીથી **ઉદ્ધવજી** સર્વેની વિદાય લઇને મથુરા પાછા વળ્યા. અને **શ્રીકૃષ્ણને** પ્રણામ કરી વ્રજનારીઓના ઉત્કર્ષની વાત કરી બતલાવી તથા ગોપીઓનો સંદેશો કહ્યો. વળી **શ્રીકૃષ્ણે વસુદેવને** તથા **બળભદ્રને** માટે વ્રજમાંથી મળેલી ભેટો પણ આપી.

**સાર**—ઉદ્ધવ એટલે ઉર્ધ્વભાવ. ભક્તિમાં ઉંચો ચઢવાનો ભાવ. ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે શ્રીકૃષ્ણે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઉપનયન સંસ્કાર મેળવ્યા પછીથી સાંદીપનિ ગુરુને ત્યાં વિદ્યાભ્યાસ માટે ગયા હતા એમ કહેવામાં આવ્યું હતું. એ ઉપરથી એટલુંજ સૂચન કર્યું છે કે ભક્તિના અંતરાયરૂપ દોષ દુષ્ટ બુદ્ધિ (કંસ) વગેરે દૂર થયા પછી તે ભક્તના આત્માના વિકાસ માટે માર્ગ નિર્વિઘ્ન બને છે. અહિંઆં જે ભક્તના નિરોધની વાત કરીએ છીએ તે મર્યાદા માર્ગીય ભક્તની છે. તે ભક્તને પોતાના માર્ગ ઉપર મુસાફરી કરતાં થાક ન લાગે માટે વચમાં કેટલાક વિસામા મૂકવામાં આવ્યા છે. પ્રથમ વિસામો શાસ્ત્રોક્ત સાધનોનો સ્વીકાર છે, બીજો જ્ઞાનનો છે. ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરવું તેટલું બસ નથી. પણ ત્યાર પછીથી તેમણે આગળ વધવું જોઇએ. ભક્તે જ્ઞાન મેળવીને એટલેથી જ અટકી જવાનું નથી. પણ તેથી આગળ વધવાનું છે. આ ભક્તિ-માર્ગમાં ઉર્ધ્વ પ્રયાણ અગર ઉર્ધ્વભાવ તેનું નામ ઉદ્ધવ છે. પ્રભુ માટેના ભાવ વગરનું જ્ઞાન તુચ્છ છે તે સૂચવવાને માટે શ્રીકૃષ્ણ ઉદ્ધવને ગોકુળ મોકલે છે. ઉદ્ધવ ગોકુળ જઇને નંદ, ગોપ તથા ગોપી-ઓની પ્રભુના પ્રેમથી થયેલી સ્થિતિ પ્રત્યક્ષ જુએ છે. તેમને ઉપદેશ

આપે છે કે ભગવાન તો સર્વત્ર વ્યાપક છે માટે તેમણે ધ્યાન તથા જ્ઞાનથી ભગવાન એમની પાસેજ છે એમ સમજીને ભગવાનના વિયોગનું દુઃખ હૃદયે નહિ ધરવું એમ કહે છે, પણ તેમને ઉત્તર મળે છે કે અમારે વ્યાપક બ્રહ્મની અપેક્ષા નથી, અમે તો આનંદસ્વરૂપ રસેશ સાકાર સ્વરૂપને ભજીએ છીએ. ઉદ્ધવ તે સ્વરૂપને સમજી શકેજ નહિ. આવા પ્રકારના ઉદ્ધવને મળેલા ઉત્તરથી એમ જણાવે છે કે જ્ઞાનીઓ ગમે તેટલા જ્ઞાનમાં આગળ વધેલા હોય પણ જે ભક્તો પ્રભુને પ્રેમથી ભજે છે તેના કરતાં તેમનું સાધન ન્યૂન છે. અત્યન્ત પ્રેમી ભક્તો પણ જુદા જુદા પ્રકારના છે. કેટલાક ભગવાનને પુત્ર માને છે. કેટલાક સખા, મિત્ર તરીકે, કેટલાક પતિ તરીકે એમ જૂદા જૂદા ભાવથી ભજે છે. આ તમામ પ્રકારના ભક્તોનો ભાવ જ્ઞાની ભક્તો કરતાં ચઢી જાય છે. જોકે સર્વોત્તમ ભાવ તો ભગવાનને પતિ તરીકે ભજવામાં જ છે. આ વસ્તુનું જ્ઞાન ઉદ્ધવજીને કરાવવાને શ્રીકૃષ્ણ તેમને ગોકુળ મોકલે છે. આથી કરીને ભક્તો કેવળ જ્ઞાનની દશાને પરમ માનીને ત્યાં અટકી ન જાય, પણ તેથી અધિક પણ જીવન છે તેથી તેમને પ્રતીતિ થાય. માટે આ પ્રમાણે કહે છે. ત્રિવિધનામાવલીની ટીકામાં પૃ. ૫૫ ઉપર નીચે પ્રમાણે નોંધ છે. अय भावः ! पूर्वमुद्धवः परमभक्तः । 'नोद्धवोण्वपि मन्न्यून' इत्यादिना स्तुतो भगवतस्तथापि स्वामिनीहृदयस्थितभावरूपभक्तिमार्गज्ञानं तु व्रजागमनानंतरनेवासीन्मनसि तथाविधो भावोपि जातः । આનો સારાંશ એ છે કે ઉદ્ધવ જોકે ભક્ત હતા તોપણ સ્વામિનીના હૃદયમાં સ્થિત જે ભાવ રૂપ ભક્તિ હતી તેનું જ્ઞાન તો વ્રજમાં ગયા પછીથીજ થયું. અને ત્યાર પછીથી જ તે ભાવ તેમનામાં થયો. અર્થાત્ આ ઉપરથી ઉદ્ધવને વ્રજમાં મોકલવાનું પ્રયોજન માત્ર એટલુંજ છે કે પ્રભુને મેળવવાનો પરમભક્તિનો માર્ગ કેવો છે તેની તેમને પીછાણ કરાવવી. અર્થાત્ જ્ઞાનરૂપી સાધન પ્રભુનો સંબન્ધ જીવને કરાવતું નથી. તે ફક્ત મોક્ષ સુધી લેઈ જાય છે પણ એ જ્ઞાન કરતાં ભક્તિ જ અધિક ઉત્કૃષ્ટ સાધન છે તે સિદ્ધાન્ત ઉદ્ધવના ગોકુળગમન દ્વારા જણાવ્યો છે.

## પ્રકરણ ૨૫ મું.

### અક્રૂરજીનું હસ્તિનાપૂર ગમન.



પછીથી **શ્રીકૃષ્ણે** કુબ્જાને જે વચન આપ્યું હતું તે પાળવાને પોતે **ઉદ્ધવજી** સાથે તેને ઘેર ગયા. તેણે પણ **શ્રીકૃષ્ણનો** સત્કાર કરવાને પોતાના મકાનને મોતીની માળાઓ, પતાકા તથા પલ્લવનાં તોરણોથી શણગાર્યું હતું. તેમજ સુગન્ધી ધૂપ, દીપ, ફુલની માળાઓની સૌરભ અત્યન્ત મહેકી રહી હતી. **શ્રીકૃષ્ણે** તેના સર્વ મનોરથ પૂર્ણ કર્યા.

પછીથી પોતે અક્રૂરજીને ઘેર પધાર્યા. અક્રૂરજીએ **શ્રીકૃષ્ણને બળરામ** સહિત પધારેલા જોઇને તેમને ઘણોજ આનંદ થયો. તે ઉભા થયા અને પ્રેમપૂર્વક બન્ને ભાઇઓને ભેટયા. પછીથી તેમના ચરણને જળથી ધોઇને તે જળ પોતાના માથે તેમણે ચઢાવ્યું, ભેટ, દિવ્યવસ્ત્રો, સુગન્ધ, માચા અને ઉત્તમ ભૂષણોથી પૂજન કરી તથા મસ્તકથી પ્રણામ કરી ખોળામાં **શ્રીકૃષ્ણનું** ચરણારવિન્દ લઇને ચાંપતા અને પ્રેમથી નમેલ અક્રૂરજીએ આ પ્રમાણે કહ્યું—

“હે **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ**! તમે બન્નેએ પાપી કંસને તેના પરિવાર સહિત માર્યો તે ઘણું સારૂં થયું છે. તમે જગતના કારણ, પ્રધાન અને પુરુષના પણ ઇશ્વર છો કોઇ કારણ અથવા કાર્ય તમારા વિના છેજ નહિ. તમેજ અનેક રૂપ ધારણ કરીને અહિંઆં પ્રકટ થયા છો. હે ઇશ્વર ! આપના પધારવાથી અમારૂં ઘર તપોવનની માફક પવિત્ર બન્યું છે. દેવતા અને યોગેશ્વરો પણ આપના સ્વરૂપને

ઘણા પ્રયત્નથી પામે છે. આપે અહિં આજ અમને દર્શન દીધું એ બહુજ સારૂ કર્યું. હે ભગવન્! મારી એટલીજ વિજ્ઞપ્તિ છે કે અમોને પુત્ર, સ્ત્રી, ધન, સંબન્ધીઓ, ગૃહ તથા દેહ વગેરેમાં મોહ થવારૂપી બેડી જે તમારી માયા રૂપ છે તેને આપ છેદશો." આ પ્રમાણે અક્રૂરજીએ પૂજન અને સ્તુતિ કરતાં **શ્રીકૃષ્ણે** નીચે પ્રમાણે તેમને ઉત્તર વાળ્યોઃ—"હે અક્રૂર ! તમે તો અમારા કાકા તથા બંધુ છો. તમારા જેવા પુરુષો અહિંઆં મળવા દુર્લભ છે. તમારા જેવાઓનું તો સેવન કરવું જોઇએ. દેવતાઓ પોતાનું કાર્ય સાધવામાં તત્પર હોય છે પણ સાધુ પુરુષો તો બીજા ઉપર અનુગ્રહ કરવામાંજ તત્પર હોય છે. માટે તમારા જેવા સાધુ પુરુષો દેવો કરતાં પણ ઉત્તમ અને સેવવા યોગ્ય છો. તીર્થ સેવાથી જે પવિત્રતા લાંબા સમયે મળે છે તે તમારા દર્શનથી પ્રાપ્ત થાય છે, અમારી એક ઇચ્છા છે કે અમારે તમને હસ્તિનાપૂર મોકલવા છે. પાંડુરાજાના મરણ પછીથી તેમના પાંચે પુત્રો દુઃખીઆ થઇ ગયા છે તેમનો કાકો આંધળો ધૃતરાષ્ટ્ર પણ તેમના તરફ સમભાવ દેખાડતો નથી. આમ અમારા સાંભળવામાં આવ્યું છે. માટે તમે જઇને નક્કી કરી આવો કે તેમાં ખરી હકિકત કયી છે. પછીથી તેમનું કલ્યાણ થાય એમ આપણે યોજના કરીશું? આ પ્રમાણે અક્રૂરને આજ્ઞા આપીને **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ ઉદ્ધવજી** સાથે પોતાના ઘર તરફ ગયા.

અક્રૂરજી પણ પછી હસ્તિનાપૂર ગયા. ત્યાં ધૃતરાષ્ટ્ર ભીષ્મ, વિદુર, કુંતી, દુર્યોધન તથા પાંચ પાંડવોને પણ મળ્યા. અને તેમના કુશળ સમાચાર જાણવા કેટલાક મહિના

સુધી ત્યાં રહ્યા. કુન્તાજીએ અક્રૂરને પોતાના પિયરથી આવેલા જાણીને તેમને પૂછ્યું "હે અક્રૂર! **શ્રીકૃષ્ણ** તથા **બળદેવ** તેમની ફોઇને તથા તેનાં માબાપ વગરનાં બાળકોને સંભાળે છે એ જાણીને અમે અમારૂં દુ:ખ આજે ભૂલી જઇએ છીએ. અમને જો કોઈ આ દુ:ખમાંથી બચાવી શકે તો તે **શ્રીકૃષ્ણજ** છે. મારા પુત્રોને તેમનો કાકો ધૃતરાષ્ટ્ર પણ દાદ દેતો નથી. તે દુર્યોધનને કંઈપણ કહેવાને અસમર્થ છે. અહિંઆં અમારી દાઝ જાણે એવું કોઇ નથી. ભીષ્મ તથા દ્રોણ જેવા છે પણ તેમનું દુર્યોધન આગળ ચાલી શકે તેમ નથી. વળી તેઓ પણ તેમનાજ પક્ષમાં ભળી ગયા છે. આ પ્રમાણે બોલતાં કુન્તા વિલાપ કરવા લાગ્યાં. અક્રૂરજીએ તેમને સાન્તવન આપ્યું. અને કહ્યું "હે કુન્તાજી! તમે શોક કરશો નહિ. હું અહિંની બધી સ્થિતિનું વર્ણન **શ્રીકૃષ્ણ**ને કહી બતલાવીશ. અને હું ધારૂં છું કે તે જરૂરથી થોડા સમયમાં અહિંઆં આવશે તેમને તમારાં બધાંની બહુ દાઝ છે માટે તમે શોક કરશો નહિ" આ પ્રમાણે કહીને તેઓ ધૃતરાષ્ટ્રને ત્યાં ગયા અને તેને આ પ્રમાણે ઉપદેશ આપ્યો "ધૃતરાષ્ટ્ર! તમે તમારા ભાઇ પાંડુના વિદેહ થયા પછી તેમના પુત્રોને દુ:ખ આપો તે ઠીક કહેવાય નહિ. એમને તો તમારે તમારા પુત્રો જેવાજ ગણવા જોઇએ. તમે જાણો છો કે આ દેહ નશ્વર છે સંસારનું સુખ ક્ષણિક છે. માટે તેમાં ખોટા ફસાવ નહિ જેટલું ધર્માચરણ કરશો તેટલુંજ તમને હિત રૂપ છે. માટે ધર્મથી પ્રજા પાળવી એ તમારો ધર્મ છે. તમામના તરફ સમભાવથી વર્તવું જોઇએ. પાંડુના પુત્રો તો તમારા સંબન્ધી

છે એટલે તેમના તરફ તો ખાસ હેત દેખાડવું જોઈએ. છતાં હે રાજા ! તમારી બુદ્ધિ દુર્યોધનના કહેવાથી ફરી ગઈ હોય એમ લાગે છે. માટે તમારે આ બાબતનો વિચાર કરવો જોઇએ, તમે જાણો છો કે જીવ એકલોજ જન્મે છે, અને એકલોજ અહિંઆંથી જાય છે. અને જતી વખતે જે જે પુણ્ય પાપ કર્યાં હોય તે ભોગવે છે. માટે તમારૂં હિત શામાં છે તે તમે સમજો, અને તમારા ભાઇના પુત્રો દુઃખી ન થાય એ પ્રમાણે વર્તો. ” અક્રૂરનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્રે પણ મિઠાશથી આટલોજ ઉત્તર વાળ્યો “ હે અક્રૂરજી ! તમારી વાણી મને બહુજ સારી લાગે છે. તમારા જેવું હિતવચન કહેનાર થોડાજ હોય છે. પણ હું શું કરૂં મારા પુત્રો આગળ મારૂં કંઇપણ ચાલી શકતું નથી. તેમને હું ઘણું સમજાવું છું છતાં તેઓ મારા શબ્દોની અવગણના કરે છે. આથી ઈશ્વરે જે ધાર્યું હશે તે થશે એમ માનીને હું સખ્ત રહ્યો છું. છતાં મારાથી બનતું હું કરતો રહીશ ” **અક્રૂરજીએ** ધૃતરાષ્ટ્રનો જે અભિપ્રાય જાણવાનો હતો તે જાણી લીધા બાદ સંબંધીઓની અનુજ્ઞા મેળવી મથુરા પાછા ફર્યા. અને પોતે જે કંઇ ત્યાં જોયું તથા અનુભવ્યું તે તમામ **શ્રીકૃષ્ણ** તથા **બળદેવને** કહી બતલાવ્યું.

**સાર**—દુષ્ટબુદ્ધિ હણાઇ તેની સાથે સંબન્ધ ધરાવનારી તમામ આસુરી વૃત્તિઓ હણાઈ, વેદોદિત સાધનો પણ જોવામાં આવ્યાં, તથા જ્ઞાન પ્રાપ્ત થયું, વળી એમ પણ વિચારતાં જણાયું કે જ્ઞાન કરતાં ભક્તિ અધિક છે, કારણકે તેજ જીવન પ્રભુ સાથે સંબન્ધ કરાવનાર છે. આથી જે વક્રદષ્ટિ પૂર્વે દુષ્ટબુદ્ધિને લીધે વિપરીત દર્શન કરતી હતી, તેની વક્રતા ટળી જતાં સર્વ કંઈ પ્રભુમય જોવા લાગી. તે હવે તમામ ક્રિયાઓમાં કર્મકલાપોમાં, સર્વમાં પ્રભુજ છે

અને તે પ્રભુને માટેજ છે, અને પ્રભુ જે કરે છે તે સારા માટેજ છે એમ તે જોતી થઇ. અર્થાત્ મનુષ્યની આન્તરદૃષ્ટિ બદલાઈ ગઇ. તે હવે દિવ્ય થઈ. તેથી તે પ્રભુને પ્રસન્ન કરવા માટેજ ઉત્સુક રહે છે. આ અર્થ જણાવવાને શ્રીકૃષ્ણ કુબ્જાના મકાનમાં પધારે છે અને તેના મનોરથો પૂર્ણ કરે છે એ પ્રસંગ આ પ્રકરણમાં જણાવ્યો છે. દૃષ્ટિ દિવ્ય થતાં ભકતનો નિરોધ સિદ્ધ થાય છે તે નિરોધની સિદ્ધિ કરવાને હવે પોતે અક્રૂરને ઘેર પધારે છે પણ આ ભકતો રાજસ ભકતો છે. તેમની પ્રવૃત્તિ તો રહેવાનીજ. માત્ર તે પ્રવૃત્તિ પોતાને માટે નહિ પણ બીજાઓને માટે. આથી તેવા ભકતો વ્રજભકતોની માફક સર્વ પ્રવૃત્તિ છોડી દઇને કેવલ પ્રભુમયજ જીવન ગાળનાર હોતા નથી. તેવા ભકતોએ પોતાની પ્રવૃત્તિને તરછોડવી નહિ એટલુંજ નહિ પણ જે પ્રવૃત્તિ કરે તે કલ્યાણકારક તથા અન્યને હિતરૂપ હોવી જોઇએ. માટે તેવી પ્રવૃત્તિમાં યોજવાને અક્રૂરને આ પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે હસ્તિનાપૂર મોકલવામાં આવે છે, અને ત્યાં કુન્તાનાં સંતાનોની કેવી દુઃખદ સ્થિતિ છે તે જોવા જાય છે. કુન્તા એ સાધ્વી સ્ત્રી છે. તેના સંતાનો પણ સાધુશીલ છે તેઓ ભગવાનનાજ ઉપર વિશ્વાસ રાખીને પોતાનું જીવન ગુજારે છે. તેમના ઉપર જે દુઃખ આવી પડયું છે તે દુઃખમાંથી તેમને મુક્તિ આપનાર ભગવાનજ છે એમ તેઓ માને છે. તેમનું દુઃખ શું છે તે જાણવાને અક્રૂરને મોકલે છે. અર્થાત્ આવા ભકતોએ સાધુશીલ, સચ્ચરિત્ર પુરુષોની ઉપર સંસારમાં જો કોઈ દુઃખ આવી પડયાં હોય, બીજાઓના ત્રાસથી તેઓ પીડાતા હોય તથા દુનિઆમાં બીજું કોઇ તેમનો સહાયક નહોય; તેમની ભક્તિમાં વિક્ષેપ નાખતા હોય તો તેમનાં દુઃખ દૂર કરવાં તથા તેમને યોગ્ય આશ્વાસન આપીને સાંત્વન કરવું. એ પણ રાજસભકતોની પ્રવૃત્તિ છે. ત્યારેજ રાજસભકતોની પ્રવૃત્તિ શોભે છે.

## વિભાગ ૨ જો સંપૂર્ણ.

# પરિશિષ્ટ ૧.

# रसस्वरूपप्रतिपादक श्रीहरिरायजीना लेखमांथी अवतरणो.

૧.

## ભગવાનનું સર્વાન્તરત્વ.

પ્રપંચ ભગવાનનું કાર્ય છે, તથા તે નિત્ય તેમ તદાત્મક છે. ભગવાન્ સર્વ વેદાન્તથી વેદ્ય, તદન્તઃસ્થિતના રક્ષક, કૂટસ્થ, સચ્ચિદાનંદ, અવ્યક્ત અને વ્યક્તના આશ્રય રૂપ છે. પુરૂષોત્તમ રૂપના ચરણમાં જે લોક છે તે તેનું આસન છે. તેમાં સ્થિત રહેલા, લોકવેદમાં પ્રસિદ્ધ પુરુષોત્તમ છે, અને રસાત્મકતાને લીધે શૃંગાર રૂપ મનાય છે. તે સંગ અને વિરહરૂપથી બે પ્રકારના છે. સંયોગાત્મા રસનો આકાર આનંદરૂપ શ્રુતિએ નિરૂપ્યો છે. સર્વ લીલાદિ સામગ્રી સહિત ભક્ત યુક્ત, તેની અંદર સ્થિત, વિયોગાત્મા ભગવાન પણ તે રૂપ છે એમ માનવું. તે ભગવાનની જે કોઇ સામગ્રી છે, તે પણ તે રૂપ છે, ભગવાનના રૂપનો અનુભવ પણ તથાવિધ ઇન્દ્રિયોથી થઇ શકે છે. આ સ્વરૂપ ભાવાત્મક હોવાથી તેની સેવા પણ માનસીજ હોઇ શકે તેનો સંયોગ પણ વિરહવાળાઓને લીલા સાથે ભાવથી થઇ શકે છે. આ રૂપ સર્વાન્તર છે એવું સત્પુરુષોએ જાણવું. શ્રીમદાચાર્યચરણે શ્રુતિનો સાર પ્રકાશિત કર્યો છે. તેને માટે સેવાનો અધિકાર કરી આપનાર બ્રહ્મસંબંધ ભાવ છે. કારણ કે **મારા પ્રભુ ભાવરૂપ છે. તેમની સેવા પણ ભાવ રૂપ છે તેથી તે ભાવથીજ બને છે; અને આ ભાવ તે સર્વના અંતરના ગૂઢભાવ રૂપ સ્થાયી કૃષ્ણ છે,** તેની પ્રાપ્તિ ભાવથીજ સમ્યક્ પ્રાપ્તિ છે; તે સિવાય બીજી રીતે નહિ એ નિશ્ચય છે.

**श्रीहरिरायजी.**

૨.

## સ્વમાર્ગીય મુક્તિ દ્વૈવિધ્ય નિરૂપણ.

ભક્તિ માર્ગમાં જીવનો કૃષ્ણ સાથેનો સંબંધ મોક્ષ કહેવાય છે. તે બે પ્રકારે છે. જીવ વિહિત અને ભગવાનથી વિહિત. જીવનો કૃષ્ણ સાથેનો સંબંધ માર્ગમાં નિષ્ટતાથી ક્રમ પ્રમાણે થાય છે. પરમાનંદમાં પ્રવેશ તે સાયુજ્ય શબ્દથી ઓળખાય છે. કૃષ્ણમાં પ્રવેશ કરવાથી જે મુક્તિ થાય છે તેનું નામ સદ્યોમુક્તિ છે. તેમાં ભક્તિ સહિત કોઈ પણ સાધનનો ક્રમ નથી. જ્યાં કૃષ્ણ અત્યંત કૃપાથી સ્વપ્રમેયથી જીવમાં પ્રવેશ કરે છે ત્યારે આવેશની ક્ષણમાં મુક્તિ બને છે. અન્તર્ગૃહગતા ગોપીજનોમાં ક્રમથી પુણ્ય તથા પાપનો ક્ષય થયો હતો; પણ રાસસ્થ ગોપીજનમાં કૃષ્ણના આવેશથી તુર્તજ મોક્ષ થયો હતો. આ રીતે મોક્ષના બે ભેદો સમજવા. પ્રથમ પ્રકારમાં જીવ ભગવાનને પ્રાપ્ત કરે છે. ( અર્થાત્ પ્રથમમાં સાધન છે, બીજામાં ભગવાનનો અનુગ્રહ છે-પ્રમેય બળ છે. ) **શ્રીહરિરાયજી.**

૩.

## શ્રીમત્પ્રભુ પ્રાકટ્ય હેતુ નિર્ણય.

ભક્તિમાર્ગમાં ભગવાનનું પ્રાકટ્ય એ ફળ કહેવાય છે. ભગવાન પરમાનંદ રૂપ છે તેથી તેનો આવિર્ભાવ પણ તે રૂપેજ છે. તેમાં હેતુ ભક્તનું દુઃખ છે. ( ભક્તના દુઃખને માટે ભગવાનનું પ્રાકટ્ય છે. ) હરિનાં ત્રણ રૂપમાંથી, હરિનો અવતાર પણ ભક્તોના દુઃખથી છે. જ્યારે અન્યથી કરાયલું દુઃખ ભક્તોને થાય છે, ત્યારે અસુરોનો નાશ કરવાને હરિ તુર્તજ અવતાર લે છે. કામથી જ્યાં દુઃખ થાય છે તે સ્વરૂપ વિષય મનાય છે; અને ત્યાં ( આ દુઃખમાં ) પૂર્ણ રસાત્મક ( સંયોગાત્મક ) હરિનો આવિર્ભાવ થાય છે. જ્યાં સહજ સ્નેહથી દુઃખ હોય છે ત્યાં હરિ પોતે છે. મૂળ રૂપથી દયાળુ હરિ પ્રકટ થાય છે. જેમ બ્રહ્માદિની પ્રાર્થનાથી, દેવકી અને વસુદેવની પ્રાર્થનાથી; તેમજ શ્રુતિ રૂપાની કામનાથી સહજ સ્નેહથી પ્રકટ થયા

**માટે ભક્તનું દુઃખ એજ ભગવાનના પ્રાકટ્યનો હેતુ છે.** દુઃખ વિરહથી ઉત્પન્ન થાય છે; બીજા કશાથી નહિ. વિરહ પણ જ્યારે હૃદયમાં સ્ફુરાયમાન થાય ત્યારે દુઃખનો હેતુ બને છે. તે સ્ફુર્તિ અને ભગવાનનો સંબંધ બે પ્રકારનો મનાય છે. દેહથી અને ભાવથી; પ્રથમ હરિથી છે. અવતારમાં ભાવ સંબંધ પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે થાય છે. જેમ પતિ સાથે સ્ત્રીનો ભાવ સંબંધ દેહથી નથી તોપણ સર્વસ્વના નિવેદનથી નિરુપધિ થાય છે; જેમ કન્યાની માફક સ્વ સર્વસ્વનું નિવેદન કરીને નિજ આગ્રહથી તેના (ભગવાનના) ભાવનું ગ્રહણ કરે છે. તે પરોક્ષમાં તાપ રૂપ હોય છે. તે ભાવના અનુભાવથી (પુનઃ પુનઃ અનુશીલનથી) કૃષ્ણનું પ્રાકટ્ય હૃદયમાં થાય છે.

**શ્રીહરિરાયજી.**

૪.

## રસાત્મકભાવ સ્વરૂપ નિરૂપણ.

શ્રુતિમાં પરમાત્મા રસાત્મક તરીકે સિદ્ધ છે. સંયોગ અને વિપ્રયોગ તરીકે શૃંગારરસ જ હરિ છે. તેના વળી ધર્મ તથા ધર્મી એવા બે ભેદો છે. સંયોગ એ ધર્મરૂપ છે અને બહાર પ્રાકટ્યથી લક્ષિત છે. જે પરોક્ષ છે તથા આંતર છે તે ધર્મી તરીકે મનાયો છે. વિયોગ પણ તેજ કે જે પ્રભુના પ્રાકટ્યને સાધે છે. તે ધર્મરૂપ છે, અને હૃદયમાં પ્રભુના આવેશથી જે સ્વતંત્ર ફલરૂપ વિપ્રયોગ થાય છે તે ધર્મીરૂપ જાણવો. તેમાં આવિર્ભાવનું પ્રયોજન નથી. અથવા જે વિપ્રયોગમાં બહારનું જ્ઞાન હોય છે તે ધર્મરૂપ વિપ્રયોગ છે; અને જેમાં જ્ઞાન નથી તે ધર્મીરૂપ છે. આ બન્ને પ્રકારના વિપ્રયોગની અવસ્થા ભાવથી જ થાય છે, બીજી કોઇ પણ રીતે નહિ. વિપ્રયોગમાં ધર્મ અને ધર્મીરૂપની બે અવસ્થાઓમાં સંયોગનો અભાવ છે. જો બાહ્ય પ્રપંચના જ્ઞાનનો અભાવ રહે તેવો ભગવદાવેશ થાય તો એ વિપ્રયોગાત્મક થઈ જાય. ત્યારે સંયોગની માફક વિપ્રયોગમાં અનુભવ થાય છે. વિપ્રયોગ દશામાં બાહ્ય પ્રપંચના જ્ઞાનમાં કેવળ

વિપ્રયોગનો જ અનુભવ થાય છે. ભગવદાવેશનો અનુભવ નહિ. આ રીતે વિપ્રયોગ પણ બે પ્રકારનો છે. આને જ સ્વતન્ત્ર ભક્તિ કહી છે.

વિપ્રયોગાત્મક પ્રભુ ભાવસ્વરૂપ છે; અને તે હૃદયમાં નિરૂદ્ધ થયેલા પૂર્ણ જ છે. ધર્મરૂપ વિયોગમાં પણ હરિના ગુણો પ્રવેશ કરે છે; અને ધર્મીરૂપ વિપ્રયોગમાં શ્રીકૃષ્ણની મૂર્તિની પેઠે પ્રવેશ કરે છે. જેમ મૂર્તિરૂપમાં ભગવદાવેશ થાય છે તેમ એમાં હરિનો આવેશ થાય છે. ઉપર જે ધર્મ અને ધર્મીના ભેદ કહ્યા તેમાં બે ભાવ સિદ્ધ છે–પ્રથમ સહજભાવ અથવા સ્ત્રીભાવ, બીજો આવિષ્ટ ભગવદ્‌ભાવ જે પાછળથી થાય છે તે. તેમાં ધર્મો પણ બે પ્રકારના જણાય છે. (આ પછીથી શ્રીવલ્લભાચાર્યજીના ભાવસ્વરૂપનું વર્ણન કર્યું છે.)

**શ્રીહરિરાયજી.**

૫.

## શ્રીમત્પ્રભુત્વ નિરૂપણ.

ભગવાન રસાત્મક છે. તેમ તેમનો અધરરસ પણ રસાત્મક છે તે મુખ્યરસ તરીકે ગણાય છે. જેમ આંબાનું ફળ એક રસરૂપ છે તેમાં કોઇ પણ ભેદ નથી, જો કે રસમાં બહારનો અને અંતરનો એમ ભેદ છે. છાલ ઉપરમાંનો રસ તેની અંદર વહેતા રસની સમાન નથી. (આમ્રફળના દૃષ્ટાન્તમાં) ખરી રીતે તો ઉભય વચ્ચે ઐક્ય છે તેમ તારતમ્ય છે. તે રીતે રસાત્મક પ્રભુમાં પણ તારતમ્ય છે. ઐક્ય તો સર્વથા છે, માટે અભેદમાં મુખ્યતા કહી છે, તેને જ આનંદના સારરૂપ પ્રભુએ જણાવેલ છે. માટે જ સ્વામિનીઓની આશ્લેષમાં તેમનો અતિ આદર છે. આથી જ અધિકાર પણ ત્યાં પ્રવેશ કરે છે. વેણુદ્વારા વિયોગમાં જ જીવન છે, તેથી જ એ મુખ્યરસ છે એવો નિશ્ચય કરો. તેની સર્વ સામગ્રી પણ તે રીતની માનવી જોઇએ. આથી વ્રતની કામનાવાળી પણ ગોપકુમારિકા કહ્યાં છે. પ્રભુ જ વ્રજમાં કુમારી તથા કુમાર થયા છે. આવા પ્રકારના પ્રભુમાં સર્વ

સામર્થ્ય છે. તેજ સ્વરૂપથી હરિનો કામ છે. કાંમના આશ્રયમાં વયની અપેક્ષા છે, સાક્ષાત્સ્વરૂપમાં નહિ. પ્રભુનું રૂપ અપ્રાકૃત છે એમ માનવું.

**શ્રીહરિરાયજી.**

૬.

## સ્વમાર્ગીય શરણદ્વય નિરૂપણ.

શરણ બે પ્રકારનું છે–સિદ્ધ અને સાધનરૂપ. પ્રથમમાં ત્યાગ અને અત્યાગ એવા બે ભેદ છે. આ બન્નેમાં ત્યાગ ઇષ્ટ છે. ત્યાગનું નિરૂપણ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં "સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને હે અર્જુન, મારે શરણે આવ," એમાં કરવામાં આવ્યું છે. જ્યારે સર્વનો ત્યાગ થાય ત્યારે અહિંઆં સંન્યાસ કહેવાય છે. આ ત્યાગનો ઉપદેશ વિરહના અનુભવ માટે છે. જ્યાં જ્ઞાન અને ગુણાદિનો સ્વાસ્થ્યના હેતુ માટે સ્વતઃ ત્યાગ કહ્યો છે. ભોજનાદિથી રક્ષા કરવી જોઇએ નહિ. લૈકિક અથવા વૈદિક ધર્મો પણ જ્યાં ત્યજાય છે; અને ભગવાનના અનુભવ સિવાય બીજું કોઈ પણ ફળ નથી તેજ ખરો ત્યાગ છે. આવો દુર્લભ ત્યાગ પ્રેમથી સિદ્ધ થાય છે, અન્ય રીતે નહિ. બુદ્ધિપૂર્વક ત્યાગમાં જ વિરહના અનુભવ માટે છે, આ સિદ્ધ શરણ છે અત્યાગની સાધ્યભક્તિની પ્રસિદ્ધિ કરી છે; કળિયુગમાં ભક્તિ વગેરે માર્ગો દુઃસાધ્ય હોવાથી સ્વસાધનથી સંસિધ્ધિ થતી નથી. માત્ર શરણથી થાય છે.

ભગવાન્ કૃષ્ણ વિરહાત્મા તથા સાકાર છે. દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ વગેરેમાં રક્ષક તરીકે સ્થિત હોય છે. માટે દેહ જીવ તથા ઇન્દ્રિયોના આત્મા ભગવાનનું ભાવન કરવું. પછીથી વિયોગના અનુભવમાં જીવન પ્રાપ્ત થશે. આજ સ્વતંત્ર સંન્યાસ છે, અને આનું નામ શરણ છે. બીજી જાતના શરણમાં આ મારા દેહાદિ પ્રભુને શરણ છે; પ્રભુ જ તેના રક્ષક તથા પ્રવર્તક છે તેમ જ નિવર્તક છે એમ જાણવું.

**શ્રીહરિરાયજી.**

૭.

## સ્વમાર્ગીય કર્તવ્ય નિરૂપણ.

શ્રીકૃષ્ણને નમસ્કાર ! શ્રીવલ્લભાચાર્યની કૃપાથી સર્વથા સ્વસંતોષ માટે સન્માર્ગનિષ્ઠનું કર્તવ્ય કહેવાય છે. સેવ્ય કૃષ્ણ સદાનંદરૂપ અને ફક્ત ભક્તના હૃદયના આશ્રય છે. તેના ભાવાત્મા, તે રૂપ સર્વદા સર્વલીલાથી યુક્ત છે. લોકમાં અનુરાગ આ રીતે થાય છે. શ્રવણથી તથા દર્શનથી તેમનામાં (સ્વામિનીઓમાં) જે સહજ રાગ થાય છે તેજ ભગવાન. એજ નંદના ભવનમાં ભુતલ ઉપર સુખનું દાન કરવાને ઉત્પન્ન થયા છે. તેનું સ્વરૂપ તે પ્રમાણે વર્ણન કરવાને અહિંઆં શ્રુતિઓ પણ સમર્થ નથી. માટે મનની વચનોની અભિવૃત્તિ મનની સાથેની સહરૂપતા છે, અને શ્રીઆચાર્ય ચરણની કૃપાથી કંઇક નિરૂપણ કર્યું છે.

**યશોદાના અંકમાં સ્થિત એવા ભગવાન ગોપીકાના ભાવરૂપ છે. અને યશોદા પણ તે ભાવરૂપ છે એમ જાણો. નંદ તથા તેમનાં બીજાં બધાં–તે ભૂમિ, તેમનું ગૃહ તથા ધન તેમનો ઉત્સવ તથા સઘળું ત્યાં તેમના ભાવરૂપજ છે. તે સ્વરૂપ અતિ ગુપ્ત છે, અને બહાર સ્થિત રહેવાને શક્ત નથી તેથી તેમની સાથેનો મેળાપ પૂર્વરૂપથી (સંયોગ સ્થિતિમાં) નથી. માટેજ ભેદનું નિરૂપણ કર્યું છે (વિપ્રયોગનું) પણ વર્ણન કર્યું છે.**

કેવલ સ્વરૂપની ઉત્પત્તિ સ્પષ્ટ નિરૂપી નથી. માટે ગોપિકાનો ભાવ સામગ્રી સહિત પ્રકટ કરવામાં આવેલ છે, અને તે ભાવે વ્રજમાં આનંદરૂપ લીલા કરી છે. જે પૂતના વગેરેને મારવા રૂપી સર્વ અવતાર ચરિત્ર તે પ્રાદુર્ભાવ પામીને સ્વયંકૃષ્ણે પુનઃ કરી તે સર્વ આ ઉત્તમ પ્રકરણમાં જણાવ્યું છે. कस्याश्चत्पूतनायन्त्याः શ્લોકમાં સારરૂપે જણાવ્યું છે; માટે સર્વ લીલા ભાવરૂપ છે. જેમ શ્રુતિથી અગુણવાન્ ભગવાન્ ગુણદ્વારા નિરૂપાય છે તેમ ભાગવત પણ તે સહજ ભાવનું વર્ણન કરે છે. અવતારના ચરિત્રથી તેમનામાં જે

ભેદજ્ઞાન થાય છે તે પણ શ્રીમદાચાર્યની કૃપાથી જણાય છે. તે આ છે કે **ભગવાનની સેવા કરવી જોઇએ. આ ભાવસેવા માનસી સેવા છે.** જો આ પ્રમાણે તેનો ઉપયોગ હોય તો આ પ્રમાણે તેનું સમાધાન છે. સ્વામિનીઓમાં સહજ ભાવ સર્વથા સિધ્ધ છે. તે અન્યત્ર સ્થિત ભાવની આગતિ અહિંઆં કેવી રીતે બને? તેમ તે પ્રમાણેની અન્યની યોગ્યતા હોઇ ન શકે. એવી કલ્પના ન કરવી. માટે તે પણ તેમની કૃપાથી કંઇક તે બની શકે એમ છે. (ગોપીજનોને જે ભાવ છે તે બીજાઓમાં ન હોઈ શકે. જો કે સેવા ગોપીજનોના ભાવથી કરવાની છે. પણ ક્યાં ગોપીજનનો ભાવ અને ક્યાં સામાન્ય જીવોનો ભાવ! તેઓમાં યોગ્યતા નજ હોઈ શકે, છતાં ગોપીજનની કૃપાથી તે યોગ્યતા આવે છે). હરિની માફક આ પુરુષને તેમનો પ્રસાદ ઉતરવો કઠિન છે. માટે કૃપાનિધિ કૃષ્ણે સ્વયં પ્રાકટ્ય કર્યું અને સ્વામિની હૃદયમાં સ્થિત જે ભાવરૂપ છે તે ભાવાગ્નિરૂપ મુખના વાચ્ય વિરહાત્મક ભાવનું રૂપ છે. તેનું દાન કરવાને તે રૂપ સ્વસાન્નિધ્યનું ફલ આપનાર આપણા પ્રભુ ક્યારે શિર ઉપર સ્થિત થાય છે? આ ભાવ તેમને નિવેદનથી તથા તેમની સન્નિધિમાં રહેવાથી થાય છે, અને તે મુખ્ય સેવાનું સાધન છે; આ ભાવની સિધ્ધિ ગોકુલાધીશમાં જો સર્વ વસ્તુનું સમર્પણ કરવામાં આવે તોજ થાય છે. અને તે પોતાના સર્વસ્વનો વિનિયોગ કરવાથી સિધ્ધ થશે. તેને માટે કાયિકી સેવા છે. શરીર અને દ્રવ્યથી યુક્ત સેવા પણ છે. આ રીતે તેમાં મન રાખીને ચિન્તાનો ત્યાગ કરીને સર્વ કંઇ, કરીને સેવા પરાયણ હૃદયથી વિયોગનો અનુભવ કરીને અને સેવાના અનવસરમાં પ્રભુ ગાયો ચારવા પધાર્યા હોય તેવો ભાવ કરીને, સંન્યાસથી ભાવ કરવો. આ રીતે પરમ અનુભવ કરવો જોઇએ. તે અતિશય વિયોગનું પરમ ફલ છે.

૮.

## શ્રીપુરુષોત્તમ સ્વરૂપ આવિર્ભાવ નિર્ણય.

પુરુષોત્તમ રસાત્મક છે; આ વસ્તુ શ્રુતિઓથી સિદ્ધ છે. આ રસ શૃંગાર રૂપ છે. તે નાટ્યના સિદ્ધાંતથી સંમત છે ( નાટ્યશાસ્ત્રમાં

મુખ્ય રસને શૃંગાર કહ્યો છે ) ભરતાદિ અન્ય રસોને રસ માનતા નથી. કારણ કે શૃંગાર રસના સંબન્ધથીજ અન્ય પણ રસ ગણાય છે. જેમ મહાન પુરુષોનો ઉપકાર સુવર્ણમય ગણાય છે. તેમ શૃંગારના કાર્યમાં તે સિવાય ( શૃંગાર સિવાયના ) રસો ઉપયોગિ છે. આ શ્રુતિમાં તેને સાકાર, સચ્ચિદાનંદ અખિલ વિરૂદ્ધ ધર્મધારણ કરનાર, રૂપવાન, અખિલાધાર, અનંતશક્તિ અને સ્વભાવથી અપ્રાકૃત નિજ આનંદ રૂપ દેહ તથા ઇન્દ્રિયો વાળા છે અને તે શાસ્ત્રમાં સંયોગ તથા વિરહ રૂપે વર્ણવ્યા છે. રસમાં પણ સંયોગથી વિરહનું તારતમ્ય છે, તેમ તેમના સ્વરૂપમાં પણ માનવું જોઇએ. આ ભકતોના અનુભવથી પણ સ્ફુટ છે. પ્રથમ સ્વરૂપ શાસ્ત્રીય ક્રિયાના આધાર રૂપ છે તેમ બીજું સ્વરૂપ ભાવ રૂપ હોવાથી ભાવ ક્રિયા માત્રનો આશ્રય છે. પ્રથમનું સ્વરૂપ લોકવેદમાં પ્રસિદ્ધ છે. તે શ્રુતિમાં સિદ્ધ થયેલા અખિલ બ્રહ્મચર્યના આધાર રૂપ છે, જગતના કર્તા છે તથા ચતુર્વ્યૂહથી યુક્ત છે. આ સર્વ આશ્ચર્યથી પૂર્ણ છે. પણ બીજુ સ્વરૂપ ગૂઢભાવ રૂપ હોવાથી, કેવલ ભક્તના હૃદયમાંજ સ્થિત છે માત્ર અનુભવ રૂપી પ્રમાણથી તે જણાય છે, અને અન્ય પ્રમાણોથી તે અતીત છે. તે અનંતકોટિ લીલાનો આશ્રય છે, નિત્ય નવીન છે. અને પ્રાકૃતમાં સર્વ રૂપથી હરિનો પ્રાદુર્ભાવ મનાય છે તેની વ્યવસ્થા શ્રીમદાચાર્ય પંડિતે રચી છે. લોકવેદમાં પ્રસિદ્ધ હરિ વ્યૂહથી યુક્ત છે, તે વાક્ય સત્ય કરવાને વસુદેવના ગૃહમાં પ્રકટ થયા. ત્યાં ત્રણ વ્યૂહોનો પણ આવિર્ભાવ કર્યો છે. વાસુદેવનું કાર્ય તો વ્રજમાં પણ છે તેમાં સંશય નથી. તે પૂતના વગેરે મહાદૈત્યને મુક્તિનું દાન આપવાથી જણાય છે. આગળ જે રાજાઓ તથા દૈત્યોને માયાનું વર્ણન કર્યું છે તે સંકર્ષણ રૂપથી છે. એ રીતે પૃથ્વીનો ભાર ઓછો કર્યો. માટે વાસુદેવ નામના શુદ્ધ સર્વાત્મક જૂદા છે. તે કૃષ્ણના અવિર્ભાવ માટે પ્રકટ થયા હતા એમ કહેવાય છે. શુદ્ધ સત્વમાંજ ભાવાત્મા પ્રભુ પ્રકટ થાય છે તે જણાવવાને માટે વાસુદેવની ઉત્પત્તિનું

પણ નિરૂપણ કર્યું છે. તે લઇનેજ શુકદેવ કહે છે કે "ઉત્પન્ન થયા" સ્તન્યની ઉત્પત્તિ તેનાથીજ છે, ભાવ રૂપ પ્રભુની નહિ. આ ઉત્પત્તિ ને શુદ્ધ સત્વમાં હરિની સ્થિતિ છે. નહિ તો ભાવરૂપ પ્રભુને માટે ઉત્પત્તિ શબ્દ કહેવાય નહિ. આથી "આત્માથી ઉત્પન્ન થયા" એ પ્રમાણે નંદની મતિ તે વખતે થઈ અને તે એ રીતેની સમજાય છે. વાસુદેવ તો ભક્તોના અંતઃકરણની મૂર્તિવાળા છે. તેનો પ્રથમ આશ્રય કરીને ભાવાત્મા ભગવાન્ પ્રકટ થયા. આથી પ્રાકટ્યોત્સવનાં ગીતોમાં પ્રભુ અજ (અજન્મા) તરીકે ગવાય છે. તેની નિવૃત્તિ "તાત્પર્યાંતમ્"માં કરેલી છે. શ્રીઆચાર્યજીએ તેને માયા સૂર્યાસહ નંદજીના ઘરમાં મૂલરૂપથી તે પ્રકટ થઈ એમ કહ્યું છે. આ પ્રભુના પૂર્વ રૂપનો વસુદેવજીના ગૃહમાં અવતાર પ્રથમ ગણાય છે. અને તેજ નંદજીના ગૃહમાં પધાર્યા અને ગતિની સિદ્ધિ કરવાને તે પ્રાકૃત શિશુરૂપ યશોદાના ઉત્સંગમાં લાલિત મૂળ પ્રતિકૃતિ રૂપ બન્યા, અને ગમન પછીથી ત્યાં ભાવ રૂપ થયા. માટેજ તે સંયોગ અને વિયોગના અનુભવ રૂપ છે. કેવલ સ્વરૂપ ત્યાર પછીથી છે. પ્રથમ મથુરા પધાર્યા ત્યારે વાસુદેવ પણ ત્યાં સ્થિત રહ્યા. આ રીતે એકરૂપે બન્ના સ્વામિનીઓ તથા ભકતોનો મોહ પ્રભુ કરે છે. આ રીતે સર્વ ચરિત્રોનો સન્નિવેશ પણ સિદ્ધ થશે, માટેજ ભાવાત્મક પ્રભુની લીલા કોઇક સમયે વર્ણવી છે. "અંગના" વગેરે પદમાં આ લીલા ભાવાત્મક છે. શ્રીમહાપ્રભુજીનો આશ્રય કરનારે આ રીતે સમજવું જોઇએ. જો કે આ વર્ણન કરવું તે જીવથી અશક્ય છે. પણ તેમની કૃપાથી વિલાસે નિરૂપ્યું છે."

— શ્રી હરિરાયજી.

## ૯.

## પુષ્ટિમાર્ગીય સ્વરૂપ નિરૂપણ.

પ્રભુ શૃંગાર રસના સ્થાયિ ભાવરૂપ મનાય છે. શાસ્ત્રમાં જેવો રસ મનાય છે તેવોજ અહિંઆં લેવાનો છે. શાસ્ત્રમાં જ્ઞાન બોધ વગેરેથી રસ જણાય છે ક્રિયા ત્યાં પણ હોય છે, ક્રિયાથી જ્ઞાન

બન્ધાદિથી શાસ્ત્રના ઉદ્દેશથી પણ પ્રકટ કરવા યોગ્ય સ્વામિની ભાવ તે અમારા મન્મથ રૂપ પ્રભુ છે, તે પ્રભુ હૃદયમાં ગૂઢભાવ રૂપે છે. સ્રીઓના ભાવાત્મક છે. કૃપાળુ તથા સુખરૂપ છે. તથા તેનો અનુભવ કરાવનાર, અને ભક્તના સંબંધથી જનિત સુખના ભોક્તા પ્રભુ છે. "કામ રૂપી ઉત્કૃષ્ટ સુખ" એ વાક્યમાં એ કહેલું છે. તેમના ભાવથી તે ભોગ્ય હોવાથી તે ભોક્તા કહેવાય છે. તે અતિગૂઢ ભાવ ભગવાન્ છે. તે કૃપાબલથી સમજવા જોઇએ, અને તેમનો આશ્રય કરનાર સદા સિદ્ધોએ પ્રીતિપૂર્વક સેવાથી તેમનું સેવન કરવું જોઇએ.

**શ્રીહરિરાયજી.**

૧૦.

## ભક્તિદ્વૈવિધ્ય નિરૂપણ.

ભક્તિના બે પ્રકાર છે—ચરણકમળના ભેદવાળી તથા વદનકમળના ભેદવાળી. પ્રથમ પ્રકારની ભક્તિ શીતલ છે, કારણકે તે શ્રવણ તથા કીર્તનથી થાય છે તેમાં મુખ્ય સંબંધ નારદાદિમાં સુલભ હોય છે. બીજા પ્રકારની ભક્તિ દુર્લભ છે, કારણકે અધરામૃતના સેવનથી તે બને છે. તેના ભાવના ચિંતનરૂપ તથા વિરહના અનુભવ રૂપ છે. વ્રજસીમન્તિઓને પ્રભુએ જાતે તેનું દાન કર્યું છે, તેટલા માટે કરુણ ભાવાત્મક કૃષ્ણે પોતાનું ઉત્તમ ભાવાગ્નિ રૂપ મુખને જગતમાં પ્રકટ કર્યું. તે અગ્નિ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્ય છે. તેમણે વિશ્વનો ઉદ્ધાર કરવાને માટે વેણુનાદની માફક સ્વવદનના દર્શનથી વચનામૃતના બિંદુથી સ્વીયભકતોને અધરામૃતનું પાન કરાવ્યું અને મુખારવિંદ રૂપને ભાવાત્મક ભક્તિનું દાન કર્યું. તે રીતે સ્વવદનની ભક્તિના દાનથી સર્વ અંતરંગ દૈવી જીવોને કૃતાર્થ હરિએ કર્યો.

૧૧.

## સ્વમાર્ગીય સાધન રહસ્ય.

શ્રીમદાચાર્યજીનો આ માર્ગ પુષ્ટિમાર્ગ નિઃસાધન ફલ રૂપ છે. તેમાં તે ફલની ઉત્પત્તિનું સાધન ભાવ છે અને તેમની કૃપાવાળાને થાય

છે. સંગના અભાવમાં તે ભાવ હોવાથી સર્વથા બનતો નથી. ગૃહાદિમાં સર્વ રાગનો ભાવ તે સંગનું સાધન છે. રાગનો અભાવ તો તેમના કૃપાવાળાને સતત સેવાથી થાય છે. **તે કૃપા અંગર સાધન પ્રભુની પ્રસન્નતાથી થાય છે.** અને ભક્તિ ભાવની વૃદ્ધિથી તે પ્રસન્ન થાય છે. ભાવજ માર્ગનું સર્વસ્વ છે. તેનું રક્ષણ કરવુંજ જોઇએ. ભાવનાત્મક સેવા પણ ચિત્તમાં ત્યારેજ થાય છે આ "નિવેદનનું સ્મરણ કરવું જોઇએ એ વચનમાં જણાવ્યું છે. તે સંગ સાધન છે." તાદૃશોની સાથે તે કરવું જોઇએ એ વાક્યમાં સંગની પણ અપેક્ષા કરી છે. તે સંગ સાધન છે. અને આ માર્ગમાં મોક્ષ છે. માટે સર્વનો પરિત્યાગ કરીને સત્સંગથી સદા હરિની સેવા કરવી જોઇએ. આંતરથી તેમ બાહ્ય મનથી પણ તે સંગ ભક્તિને સ્વતઃ ફલ કરે.

૧૨.

## સ્વમાર્ગ રહસ્ય નિરૂપણ.

रसो वै सः એ શ્રુતિથી ભગવાન્ રસ રૂપે છે, તે સિદ્ધ રૂપે માનવો જોઇએ. તેના સંયોગ તથા વિરહ એમ બે ભેદ છે. સંયોગ ક્રિયા પ્રધાન છે, અને રસના ઉદ્બોધ માટે તેમાં ભાવ રહ્યા છે. વિરહમાં યુક્ત સ્વરૂપ પણ તે પ્રકારનું ભાવાત્મક છે. તેથી તેની પ્રાપ્તિ પણ ભાવ પ્રાપ્તિજ છે, બીજી રીતે નથી. તે ભાવ સર્વથા પૂર્વ દેહની નિવૃત્તિ કરીને સર્વ સામર્થ્યયુક્ત તથા નિષ્પ્રત્યૂહ નૂતન દેહ ઉત્પન્ન કરે છે જેથી તેના વિયોગનો અનુભવ થાય. તેને પ્રભુ પ્રિયે રોધ શબ્દથી કહ્યો છે. તેનો વિરોધ પ્રપંચના સ્મરણથી થાય છે. તેનો અભાવ માત્ર નિરોધ લીલાથી ગુણગાન કરવાથી થાય છે. આ ભાવ સંગતિ દૈન્યભાવથી સુલભ બને છે. બ્રહ્માદિથી દુર્લભભાવ તાદૃશોને કેવી રીતે સાધ્ય થાય ! એવી ચિન્તાથી કૃપા યુક્ત ભગવાને પોતાના મુખને પ્રકટ કર્યું તેના આશ્રયથીજ ઘણું કરીને સર્વના

તાપનો સંભવ છે. આ તાપથી સર્વથા સર્વનો પરિત્યાગ થશે. સર્વનો પરિત્યાગ થતાં ખરેખર પ્રપંચનું અસ્મરણ બનશે. પ્રપંચની અસ્મૃતિ થતાં પ્રભુમાં આસક્તિ બને છે. આસક્તિ અને વ્યસન થતાં બાકી શું રહે છે ? તે બાધક હોય છે. દુર્લભનમ રીતે હમેશાં બનતી નથી. આથી બુદ્ધિશાળીએ શ્રીમદાચાર્યજીનો આશ્રય કરવો જોઇએ તેથી સર્વ સાધનોનો ત્યાગ કરનાર અનન્ય તેમના આશ્રીત મનુજોએ તેમને સર્વ ભાવથી સેવવા જોઇએ.

---

## પરિશિષ્ટ ૨ જું.

## ટિપ્પણ.

**પ્રકરણ ૧.**

પૃ. ૫. પ્રથમશ્લોક **जन्माद्यस्य** આ શ્લોકના અર્થના વધુ સ્પષ્ટાકરણ માટે શ્રીવલ્લભાચાર્યજીનાં "સુબોધિની" તથા "સૂક્ષ્મ ટીકા" તેમજ શ્રીપુરુષોત્તમજીનો "પ્રકાશ" જે ત્રણે સ્વતંત્ર રીતે પ્રસિદ્ધ થયાં છે તે જોવાં. વળી બ્રહ્મસૂત્રના પ્રથમ અધ્યાયના પ્રથમ પાદના બીજા સૂત્રમાં આ શ્લોકનો ભાવાર્થ આપ્યો છે તેની ઉપરના અણુભાષ્યને ખાસ અવલોકવું.

પૃ. ૬. **બ્રાહ્મણ ગ્રંથો**—વેદ ચાર છે. ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ. આ વેદમાં કર્મ, ઉપાસના, ભક્તિ એમ જૂદા જૂદા વિચારો છૂટા છૂટા આવે છે. તેમાં કર્મ તથા યજ્ઞનું રહસ્ય સમજાવવાને માટે ભાષ્યરૂપે જે ગ્રંથો લખાયા તેનું નામ બ્રાહ્મણ ગ્રન્થો કહેવાય છે. દરેક વેદ દીઠ જૂદાં જૂદાં બ્રાહ્મણો રચાયાં હતાં. ઋગ્વેદનાં બે બ્રાહ્મણો હતાં. ઐતરેય અને કૌષીતકિ. યજુર્વેદની બે સંહિતામાંથી તૈત્તિરીય સંહિતાનાં તૈત્તિરીય બ્રાહ્મણ અને શુક્લ યજુર્વેદનું શતપથ બ્રાહ્મણ હતું. સામવેદનાં તાણ્ડ્ય, મહા બ્રાહ્મણ યાને પંચવિંશ બ્રાહ્મણ. ષડ્વિંશ બ્રાહ્મણ. છાંદોગ્ય બ્રાહ્મણ, તલવલકાર

બ્રાહ્મણ વગેરે ઘણાં બ્રાહ્મણો છે અને અથર્વ વેદનાં **અથર્વજ**, અંગીરસ અને ગોપથ બ્રાહ્મણ છે.

પૃ. ૭. **ઉપનિષદો**—બ્રાહ્મણ ગ્રન્થો પછીથી વેદનું જ્ઞાનરહસ્ય સમજાવનાર ઉપનિષદ ગ્રંથો રચાયા હતા. તેમની સંખ્યા ચોક્કસ નથી. સાધારણ રીતે ૧૦૮ ઉપનિષદો જોવામાં આવે છે. પ્રો. મેક્સમૂલર "૧૪૯" સંખ્યા કહે છે અને ડૉ. હાઉગ "૧૬૫" જણાવે છે. પ્રો. વેબર ૨૩૨ ગણાવે છે. બૌધ્ધોનું વજ્રસૂચિ અને મુસલમાનોનું "અલ્લોપનિષદ" પણ છે. પણ મુખ્યત્વે કરીને ઇશાવાસ્ય, બૃહદારણ્યક, તૈત્તિરીય, ઐતરેય, કૌષીતકિ, કેન, છાંદોગ્ય, કઠ, શ્વેતાશ્વતર, મુંડક, મૈત્રાયણી, માંડૂક્ય અને મહાનારાયણ વગેરે ઉપનિષદોનાં નામ નજરે પડે છે.

ફૂટનોટમાં આપેલો શ્લોક શ્રીવલ્લભાચાર્યજીના તત્ત્વદીપ નિબંધના શાસ્ત્રાર્થ પ્રકરણ વિભાગમાં છે. ત્યાં તે શ્લોક ૭૨ો છે.

પૃ. ૮. **સાંખ્યવાદીઓ**—કપિલમુનિએ પ્રવર્તાવેલો મત તે સાંખ્યમત કહેવાય છે. તેમના મતે કુલે ૨૫ તત્ત્વોજ છે તેમનું માનવું એવું છે કે સંસારમાં પ્રકૃતિ અને પુરુષના મળવાથી તમામ પ્રકારના દુઃખનો અનુભવ થાય છે, માટે પુરુષ અને પ્રકૃતિનો સંબંધ છૂટી જાય તો દુઃખ મટી જાય. દુઃખની નિવૃત્તિ તેનું નામ મોક્ષ છે. પ્રકૃતિના સત્ત્વ, રજ અને તમઃ એ ગુણોને લીધે સુખ, દુઃખ અને મોહ જણાય છે. સાંખ્યમતનાં ૨૫ તત્ત્વો આ પ્રમાણે છે–પ્રકૃતિ, પુરુષ, મહત્, અહંકાર, પાંચતન્માત્રાઓ, પાંચમહાભૂતો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને અંતઃકરણ.

પૃ. ૯. **વૈશેષિકો**—વૈશેષિક દર્શનના રચનાર કણાદ છે. તેમાં સૃષ્ટિના તમામ પદાર્થોનું વર્ગીકરણ સાત મુખ્ય પદાર્થોમાં કરવામાં આવ્યું છે. આ સાત પદાર્થો તે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને અભાવ છે. આ સાત પદાર્થનું જ્ઞાન થતાં મોક્ષ થાય છે. આ

દર્શન પ્રમાણે જગતનું નિમિત્તકારણ ઇશ્વર છે પણ તેનું સમવાયિ કારણ પરમાણુઓ છે.

પૃ. ૧૦. **માયાવાદિઓ**—શાંકરના કેવલાદ્વૈતમાંથી દૃષ્ટિવાદ, સૃષ્ટિવાદ, સૃષ્ટિ દૃષ્ટિવાદ, પ્રતિબિમ્બવાદ એમ અનેક ફણગાઓ ફૂટયા છે તે બધા માયાવાદીઓના નામથી ઓળખાય છે. શંકરાચાર્યના ઉપર તેમના ગુરુ ગૌડપાદાચાર્યની અસર હતી. તે માયાવાદી હતા. તેથી શંકરાચાર્ય ઉપર પણ તેમના વિચારોની છાપ પડી હતી. બ્રહ્મસૂત્ર ઉપરનું તેમનું ભાષ્ય શારીરિક ભાષ્ય કહેવાય છે. તેમાં તેમના કેવલાદ્વૈતના વિચારો આપેલા છે. તે સાકાર બ્રહ્મને માનતા નથી. સાકાર બ્રહ્મ એ માયાતત્ત્વ છે. તે ગૌણ હોવાથી ઉપાસના માટેજ તે છે. બ્રહ્મ એટલે આત્મા, જ્ઞાન. જ્ઞાનની પ્રાપ્તિ અને અવિદ્યાની નિવૃત્તિ તેનું નામ મોક્ષ છે. એવો માયાવાદીઓનો મુખ્ય સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્તનું ખણ્ડન રામાનુજાચાર્યે, શ્રી વલ્લભાચાર્ય, તથા મધ્વાચાર્યે પોતાના ભાષ્યોમાં કર્યું છે.

પૃ. ૧૧. **શૂન્યવાદ**—આ ગૌતમબુદ્ધનો સિદ્ધાન્ત મનાય છે કારણ કે તેના મતે જગત ક્ષણિક છે અને તેની ઉત્પત્તિ શૂન્યમાંથી થઇ છે.

પૃ. ૧૨. **પ્રાદેશમાત્ર**—પ્રદેશ એટલે અવકાશ. બ્રહ્મનું રૂપ જેટલા સ્થાનમાં તે વ્યાપે એટલું પણ તે થઇ શકે છે. સ્થાન પ્રમાણે રૂપવાળા બ્રહ્મપ્રાદેશ માત્ર કહેવાય છે બ્રહ્મની વ્યાપકતા તથા પ્રાદેશમાત્રતા માટે જુઓ બ્ર. સૂત્રના પ્રથમાધ્યાયના પ્રથમપાદમાં "વૈશ્વાનરાધિકરણ."

પૃ. ૧૩. **બ્રહ્મનાં પાંચ રૂપો**—જુઓ તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનંદવલ્લી. અનુવાક ૨ થી ૫ સુધી. આની ઉપર ભટ્ટ જયગોપાલની ટીકા પણ મનનીય છે.

પૃ. ૧૪. **પુરુષવિધ**—પુરુષના જેવો, પુરુષ જેમ આકારવાળો છે તેવો અર્થાત્ સાકાર.

પૃ. ૧૫. જમણું અંગ (પાંખ) મોદ અને ડાબું અંગ પ્રમોદ વિષે ભટ્ટ જયગોપાલ નીચે પ્રમાણે ટિપ્પણ કરે છે—तस्यानन्दमयस्य रसोवैस इत्यनेनानुपदमेव रसरूपत्वेन निरूपयिष्यमाणत्वात्प्रियमेव परस्परेष्ट दर्शनजन्यानन्द एव शिरःप्रधानाङ्गं, तस्यैव पूर्वं जायमानत्वात् । मोदो हर्षस्तदनन्तरप्राप्तसंयोगानन्दविशेषः सदक्षिणो वामेतरः पक्षो बाहुः । प्रमोदः पूर्वसञ्जातसंयोगानन्दादपि प्रकृष्टो मोदो हर्षः आनन्दविशेषो यस्मिन् यस्माद्वा संयोगान्तरभावी विप्रयोगः उत्तरो वामः पक्षः बाहुः । विप्रयोगे सयोगानन्दादपि प्रकृष्टानन्दाधिकरणत्वं प्रकृष्टानन्दजनकत्वं च ।

આનન્દમયની અગણનીયતા તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનન્દવલ્લીના ૮મા અનુવાકમાં सैषाऽऽनन्दस्य मीमांसा भवति ત્યાંથી ते ये शतं प्रजापतेरानन्दाः सएका ब्रह्मणः आनन्दः સુધી જણાવી છે.

“ मल्लानाम् ” વાળો શ્લોક શ્રીમદ્ ભાગવત ૧૦–૪૦ (૪૩)–૧૭માં આવેલો છે. ભગવાન્ તે સમયે દશ રસની મૂર્તિ તરીકે બન્યા હતા તે અહિંઆં જણાવે છે. જુઓ નીચેની શ્રીવલ્લભાચાર્યજીની કારિકા—

प्रमेयेण निरोधोत्र कर्तव्यो हरिणा भृशम् ।
लोकाश्च दशधा भिन्नास्ततो दशविधोऽभवत् ॥
यस्य भावो यथा लोके तस्यानुसरणे कृते ।
निरोधो जायते सम्यक् अन्यथा बन्धनं भवेत् ॥
गुणा नवविधाः प्रोक्तास्तद्भावस्तथापरः ।
शृंगारादिरसाश्चैवतेषामेव निरूपकाः ॥
राजसास्त्रिविधाः पूर्वं तामसाश्च ततः परः ।
आध्यात्मिकास्तथा पूर्वं दैविकास्तु ततः परम् ॥
रौद्रोऽद्भुतश्च शृंगारो हास्यवीरोदया तथा ।
भयानकोऽपि बीभत्सः शान्तो भक्तिरसस्तथा ॥
एतान्दर्शयितुं भावान्हरिरेव बभौ महान् ।
अतस्तस्मिन्गुणा एव सर्वे भावा न चान्यथा ॥

આમાં રૌદ્ર, અદ્ભુત, શૃંગાર, હાસ્ય, વીર, દયા, ભયાનક, બીભત્સ, શાન્ત અને ભક્તિરસ એવા દશ રસ ગણાવ્યા છે. કાવ્યશાસ્ત્રોમાં ૯ રસનાં નામ હોય છે. ભક્તિમાં દશ છે. ભક્તિમાં કરુણારસને બદલે "દયા" નામ આપ્યું છે અને "ભક્તિરસ" એ વધારામાં ઉમેરેલ છે. ભક્તિ એ પણ રસ છે એમ કહેતાં સુબોધિનિમાં જણાવે છે કે भक्तिरसोपि रसत्वमित्यत् विबुधैराभिनेयः इति

ભક્તિની રસતાના સમર્થનમાં શ્રીપુરુષોત્તમજીએ "ભક્તિરસત્વ વાદ" નામનો ગ્રંથ લખ્યો છે અને તે વાદાવલીમાં પ્રકટ થયો છે. યોગી ગોપેશ્વરજીના ભક્તિમાર્તંડમાં પણ આ વિષે વિચાર કર્યો છે.

પૃ. ૧૯ માં ભગવાનના સ્વરૂપના વર્ણનનો ઉલ્લેખ નીચેના શ્લોકમાં છે.

बर्हापीडं नट+वरवपुः कर्णयोः कर्णिकारम् ।
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ॥
रन्ध्रान्वेणोरधरसुधया पूरयन्गोपवृन्दैः
वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥

આ શ્લોક ભા. ૧૦–૧૮(૨૧)–૫ માં છે.

પૃ. ૨૪ ભાવાંકુરિત શ્લોક ઉપર શ્રીહરિરાયજીની ટીકા છે. આ શ્લોક તથા તેના ઉપરની ટીકા 'प्रेमामृतम्' નામના ગ્રન્થમાં પ્રસિદ્ધ થયેલ છે. આ શ્લોકની કારિકામાં "भावः प्रेम प्रणयः स्नेहो रागानुरागव्यसनानि । अङ्कुरकन्दलशाखापल्लवकलिकाप्रसूनफलानीति એ પ્રમાણે શ્લોક છે અને પછી તેની પ્રસ્તાવના નીચે પ્રમાણે કરે છે. अथ श्रीमत्प्रभुचरणाः प्रेमाख्यकस्य शृङ्गारोत्पादकस्य स्वरूपवैचित्र्यनिरूपणाय सकलफलप्रदत्वज्ञापनाय तन्मात्रस्थितसिद्धये तदन्यत्यागगमनाय तदेकार्थतावगतये तत्पोषकत्वाय तत्सेचनाद्यन्तमत्त्वाय तच्छायादि

+ જીવ ગોસ્વામિ વગેરે નટવરવપુઃ પાઠ વાંચે છે.

सर्वोपयोगित्वाद्यथ फलरूपत्वेपि वृक्षत्वेनैकपद्येन निरूपयान्ति આ પદ્યની ટીકાના ઉપસંહારમાં નીચે પ્રમાણે કહે છે તથા चैतादृशास्थलवर्ति-वृक्षस्य प्रभोः स्वर्गस्थकल्पद्रुमतोप्यतिगूढतेति सर्वमवदातम् ।

પૃ. ૩૦ “ શ્રીકૃષ્ણશબ્દાર્થ નિરૂપણ ” ગ્રંથ ગુજરાતી પત્ર તરફથી પ્રસિદ્ધ થયેલા “ બૃહત્સ્તોત્ર સરિત્સાગર ” માં છપાયો છે. જુઓ પૃ. ૩૬૧.

“કૃષ્ણ” શબ્દનો અર્થ બાબા પ્રેમાનન્દ ભારતી તેમના Shri Krishna નામના પુસ્તકની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે સમજાવે છે.

That abode of happiness is called the Abode of Absolute Love; the Hindoo calls it Krishna. The word Krishna, in Sanscrit, comes from the root "Karsha"–to draw. Krishna means that which draws us to Itself; and what in the world draws us all more powerfully than Love? It is the "gravitation" of the modern scientist. It is the one source & substance of all magnetism, of all attraction; and when that love is absolutely pure its power to draw is absolute, too...

બ્રહ્મની સાકારતા માટે બાબા પ્રેમાનન્દ ભારતી પોતાના શ્રી કૃષ્ણ વિષેના પુસ્તકની પ્રસ્તાવનામાં નીચેની દલીલ મૂકે છે.

If this "formful" universe–formful in every detail, has come out of God, or Krishna or Love can it be possible that that Source of the Universe is perfectly formless?.........How can forms come out of anything void of all forms?

અર્થાત્ જો જગતને આકાર છે તો જેમાંથી આ આકારવાળું જગત ઉત્પન્ન થયું છે તે પણ સાકાર હોવું જોઈએ. આ પ્રમાણે જણાવીને પછી કહે છે કે વેદમાં તથા બાઇબલમાં એમ જણાયું છે કે "ઇશ્વરે પોતાની ઇચ્છામાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરી." અર્થાત્ હિન્દુઓ તેમજ ખ્રીસ્તીઓ એમ કહે છે કે પરમાત્માને ઇચ્છા છે. પણ આ ઇચ્છા એ મનનો ગુણ અથવા ક્રિયા હોવાથી, પરમાત્માને મન પણ છે. જેમ અગ્નિ ન હોય તો ધુમાડો હોય નહિ તેમ મન ના હોય તો ઇચ્છા હોય નહિ. વળી મન એકલું હોતું નથી તે પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો, અંતઃકરણ તથા અહંતત્ત્વ સાથે સંકળાયલું છે. આથી પરમાત્માને આ બધુંયે છે. વળી બાઇબલમાં કહે છે કે "ઇશ્વરે માણસને પોતાના જેવો ઘડવો એટલે માણસ થોડે ઘણે અંશે ઇશ્વરનું પ્રતિબિમ્બ છે. આથી એટલું સિદ્ધ થાય છે કે જો મૂળમાં ઈશ્વરને આકાર ન હોય તો પ્રતિબિમ્બમાં શી રીતે આવે? માટે પરમાત્માને આકાર છે. ત્યારે પરમાત્માનું આ શરીર કોના જેવું હશે? શું માનવ દેહ જેવું હશે? તેના ઉત્તરમાં બાબુજી જણાવે છે-×" હા, પણ પરમાત્માનું તે સ્વરૂપ આકૃતિમાં, અંગ સૌષ્ઠવમાં ને સૌન્દર્યમાં સંપૂર્ણ છે. તેની જોડે કોઇ પણ માનવદેહ સરખાવી શકાય નહિ. એજ મૂળ શરીર છે. માનવ શરીર એ તો તેનું ઘણું અપૂર્ણ અનુકરણ છે." અન્તમાં કહે છે **જગતના હેતુરૂપ શ્રીકૃષ્ણનું શ્રી અંગ કેન્દ્ર પામેલા પરમ પ્રેમનું બનેલું છે ને જગતની મૂળ વિભૂતિ રૂપ બુદ્ધિ, મન, અહંકારને ઇન્દ્રિયોના સૂક્ષ્મભાવોનું વાસ સ્થાન છે.** શ્રીકૃષ્ણના શ્રીઅંગનું સૌન્દર્ય કેલેસ્કોપ નામના બહુરૂપ દર્શક યંત્રના બદલાતા રંગોની પેઠે ક્ષણે ક્ષણે આત્માને આકર્ષનારાં બદલાયાં કરે છે. કેમકે તે સર્વ જગતની કેન્દ્ર પામેલી સુંદરતાને મધુરતાને પ્રતિબિંબિત કરે છે ને

× જુઓ રા. મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધીનો ઉક્ત પુસ્તકનો પ્રેમ સ્વરૂપ શ્રીકૃષ્ણ નામનો અનુવાદ પૃ. ૮-૧૦.

તેમાં લાલિત્યોની પરંપરા એક ઉપર બીજી એમ ચઢે જાય છે ને પ્રેમામૃતની મધુરતાનાં બુદ્બુદ ને ફીણ ઉભરાયાં કરે છે."

"કૃષ્ણ" એટલે શું અને તેમણે જે લીલાઓ કરી તે શા માટે? તે જણાવતાં બાબા પ્રેમાનન્દ ભારતી Sri Krishna, Lord of Loveમાં નીચે પ્રમાણે લખે છે.

And it came about that all the people who lived in the Kingdom where the child Krishna was reared as the son of the King of Vraja, thronged daily to get but a glimpse of the child though helpless like other babes did seem, yet held the power to draw all men unto him, even by the light of love that made him All Beauty.

Pt. II chapter VII p. 26.

* * * *

Oh, wonder of Love and Might. Incomprensible one! Though Omnipotence, who the all-pervading energy of all art, and yet, with eyes aslant, didst play the child to suit Thine only sweet fancy, and in the midst of men didst come to teach men Love and save the world that was steeped in sin! Thou who wert Lord of the Lords of Yoga, this thy Yogik power did startle the world when in it. Thou wert as a child!

Pt. II, ch. X p. 4.

* * * *

Evil is sin and hateful to Love. And Krishna had the longing and the power He wielded to save His world from the pestilent blast of the sin that in boldness sought to destroy it.

As Love He came, the Makers of Man and of the Universe, to rescue man, His creation, from the rottenness of his doings.

Pt. II. ch. XIII. p. 61.

**પ્રકરણ ૩.**

રાધાતત્ત્વની પ્રાચીનતા વિષેનો એક લેખ ડો. ડી. આર. ભાણ્ડારકરે "વસન્ત રજત મહોત્સવ" સ્મારક ગ્રન્થમાં લખેલો છે, તેમાં તેમણે કેટલાંક પ્રમાણો આપીને સિદ્ધ કરી આપ્યું છે કે રાધાતત્ત્વ આ દેશમાં ઘણું જ પ્રાચીન છે. સામાન્ય રીતે જે એમ માનવામાં આવે છે કે જયદેવના ગીતગોવિંદથી જ તે તત્ત્વનો પ્રચાર થયો અર્થાત્ ઇ. સ. ૧૨૦૦ પછી તે માન્યતા તેમણે ખોટી પાડી છે. તે કહે છે કે જયદેવ પહેલાંના રુદ્રટના કાવ્યાલંકાર ગ્રન્થના પૃ. ૧૧૬ માં નેમીસાધુ નામના ટીકાકારે કૃષ્ણ, રાધા અને ગોપીઓના ઉલ્લેખવાળો એક શ્લોક નોંધેલો છે. આ ટીકાકારનો સમય તેના પોતાના જ કહેવા પ્રમાણે ઇ. સ. ૧૦૬૮ છે. આ નેમીસાધુની પૂર્વે રચાયલા ક્ષેમેન્દ્ર પણ્ડિતના "દશાવતાર ચરિત્ર"માં કૃષ્ણ અને રાધા વિષેના ચાર શ્લોક આવે છે (૮-૮૩, ૧૭૦, ૧૭૧ અને ૧૭૬) આ ક્ષેમેન્દ્ર કાશ્મીરનો વતની હતો, અને તે કલશ નામના રાજાનો સમકાલીન હતો. તે રાજા ઇ. સ. ૧૦૬૩-૮૯ સુધીમાં હતો. વળી મધ્ય હિન્દુસ્તાનમાં પણ ઇ. સ. આગીઆરમી સદીમાં રાધાતત્ત્વ જાણીતું હતું. તે સમયના ભોજરાજના "સરસ્વતી-કણ્ઠાભરણ" માં તેના ઉલ્લેખો છે. વળી ભોજના એક પૂર્વજ વાક્પતિના એક તામ્રપટમાં પણ રાધાનો ઉલ્લેખ છે. ( જુઓ Ind. Ant. Vol. VI

p. 51) આ વાક્પતિ ઇ. સ. ૯૭૪ માં થઇ ગયા હતા. આનન્દ વર્ધનાચાર્યના ધ્વન્યાલોકમાં પણ ઉલ્લેખ છે. રાજતરંગિણી પ્રમાણે આ પુસ્તકનો સમય ઇ. સ. ૮૫૬-૯૩ માં મૂકી શકાય. પંચતંત્રમા પણ એક વણકરની વાત છે. જે એક રાજાની કુંવરીના પ્રેમમાં પડેલો હોવાથી પોતાના એક સુથાર મિત્રની મદદથી કાષ્ઠનો ગરુડ બનાવીને તેની ઉપર સવાર થઈ વિષ્ણુના વેષે રાજાના મહેલમાં જતો અને રાજકુમારીને જણાવતો કે પોતે પૂર્વ જન્મમાં વાસુદેવ હતો અને તે રાજકુમારી રાધા હતી. અહિંઆં પણ "રાધા"નો ઉલ્લેખ છે. પંચતંત્રનો સમય વિદ્વાનોના મતે ઇસવીસનની પાંચમી સદી સ્વીકારવામાં આવી છે. તે સમયના "ગાથા સપ્તશતી" નામના પુસ્તકમાં પણ રાધાના ઉલ્લેખ છે. આથી રાધાતત્ત્વ પાંચમી સદીમાં પ્રચલિત હતું તે નિઃસંશય છે.

આના પૂરાવામાં કેટલુંક ખોદકામ કરતાં જૂની પત્થરની કૃષ્ણ અને રાધાની મૂર્તિઓ પણ મળી આવે છે. જો પાંચમી સદીમાં તે પ્રચાર પામ્યું હોય તો ઓછામાં ઓછી ચાર સદીઓ પૂર્વે તે અસ્તિત્વમાં હોવુંજ જોઇએ. અર્થાત્ ઇ. સ. ની શરૂઆતમાં રાધાતત્ત્વ હતું. આ પ્રમાણે ડો. ભાણ્ડારકર જેઓ રાધાતત્ત્વને આધુનિક તત્ત્વ માને છે તેમની માન્યતા ખોટી ઠરાવવાને ઉત્તર આપે છે.

અમારા મતે તો રાધાતત્ત્વ તે વેદકાલનું છે. વેદના સાહિત્યમાં પણ અમે તો એનીજ ઝાંખી કરીએ છીએ; જેઓ એમ કહે છે કે બ્રહ્મવૈવર્ત પુરાણમાં જ રાધાતત્ત્વ દૃષ્ટિગોચર થાય છે અને અન્ય પુરાણોમાં નથી તેથી તે પુરાણ આધુનિક હોવાથી રાધાતત્ત્વ પણ આધુનિક ઠરે છે, આવો અમુક લોકનો મત હોવાથી તેનું ખણ્ડન કરવાને માટે ડો. ભાણ્ડારકરના આ અભિપ્રાયની અમે નોંધ લીધી છે.

## પ્રકરણ ૫.

પૃષ્ટ ૬૮. આ પ્રકરણના અનુસંધાનમાં શ્રીવલ્લભાચાર્યે રચેલા "સંન્યાસ નિર્ણય" નામનો ગ્રન્થ જોવો. તેનો સંપૂર્ણ અનુવાદ

નીચે પ્રમાણે છે:—

"પશ્ચાત્તાપ દૂર કરવાને સંન્યાસનો વિચાર કરાય છે. તે ભક્તિ અને જ્ઞાન એ માર્ગમાં ખાસ કરીને કહેલો છે. કર્મ માર્ગમાં તે કરવાનો નથી. તેમાં વળી ખાસ કરીને કળિયુગમાં તો તે નજ કરવો. (સંન્યાસ કળિયુગમાં કર્મમાર્ગ પ્રમાણે ન લેવો.) માટે ભક્તિ અનુસારજ તે કરવાનો હોવાથી તેનો પ્રથમ વિચાર કરાય છે.

"શ્રવણ વગેરે માટે તે કરવો જોઇએ એમ કોઈ કહેતું હોય તો તે યોગ્ય નથી. કારણ કે શ્રવણાદિની સિદ્ધિ માટે સહાય તથા સંગની જરૂર છે. ત્યાગ માર્ગમાં તો ત્યાગનાં સાધન જોઇએ. માટે તે શ્રવણાદિનાં સાધન થઇ શકે નહિ. વળી સંન્યાસીઓને અભિમાન તથા નિયોગને લીધે શ્રવણાદિમાં વિરોધ થાય છે તેથી ત્યાગ યોગ્ય નથી.

"ઘર વગેરે ભક્તિનાં બાધક છે માટે તે છોડીને ભક્તિ માટે સાધન કરવાં એમ જો હોય તો કહે છે કે ના, કારણ કે ત્યાં પણ તેવાઓનોજ સંગ થાય છે. બીજી રીતે તે સાધન થતું નથી. આથી કાળે કરીને પોતે વિષયાક્રાન્ત થઇને પાખંડી થાય છે. વિષયાક્રાન્ત દેહ વિશે હરિનો આવેશ થતો નથી. માટે અહિંઆ ભક્તિમાર્ગમાં સાધન માટે ત્યાગ સુખ આપનાર થતો નથી. ફક્ત વિરહના અનુભાવ માટેજ સંન્યાસ વખાણાય છે. તેમાંજ વેષ તે પોતાના સંબંધીઓને દૂર કરવા માટે છે, બીજા માટે નથી. સંન્યાસ માર્ગના ગુરુ કૌંડિન્ય ઋષિ તથા ગોપિકાઓ છે. સાધન પણ તેમણે કરેલું તેજ છે. ભાવના વડે ભાવ સિદ્ધ થાય તેજ ભાવના સાધન છે. બીજું સાધન ઇચ્છવા યોગ્ય નથી.

"(આ સ્થિતિમાં) વ્યાકુલતા તથા અસ્વસ્થતા સહજ હોય છે. તેમાં કંઇ આકૃતત્વ હોતું નથી. વળી આવા ભાવવાળાને તો જ્ઞાન અને ગુણો પણ બાધક છે.

"સંન્યાસથી વિશેષ બનેલા જ્ઞાનથી સત્ય લોકમાં સ્થિતિ થાય છે. વળી જ્યાં ભાવના સાધન છે, ત્યાં ફલ પણ તેજ છે.

"જ્ઞાની સંન્યાસીઓ સત્યલોક વગેરેમાં રહે છે એમાં સંશય નથી. ભાવનાવાળા ભક્ત સંન્યાસીઓની બાબતમાં તો જેમ કાષ્ઠમાં રહેલો અગ્નિ બહાર પ્રકટ થાય ત્યારે તે અંદરના અગ્નિને મળીને તેને બાળી નાખવાને સમર્થ થાય છે તેમજ હૃદયમાં ગુપ્ત રહેલા પ્રભુ પ્રવેશ પામે ત્યારેજ સઘળા બન્ધ નાશ પામે છે. તે સિવાય નહિ. વિરહભાવવાળાઓ સંગ રહિત હોવાથી જીવન ટકાવવાને સમર્થ થાય છે.

"અહિંઆં ભગવાન્ ફલરૂપ હોવાથી કોઈ પણ બાધક નથી. તેમ ત્યાં સ્વાસ્થ્યનાં વચન પણ કહેવાં જોઇએ નહિ. કારણ કે ભગવાન્ દયાળુ છે. તે કદી પણ વિરુદ્ધ હોતા નથી. **આ સંન્યાસ બહુજ દુર્લભ છે. ફક્ત તે પ્રેમથી સિદ્ધ થાય છે. બીજા ઉપાયથી નહિ.**

"જ્ઞાનમાર્ગમાં તો સંન્યાસ બે પ્રકારે વિચારાયો છે. જ્ઞાનને અર્થે તથા જ્ઞાન પછી–આ બન્ને સો જન્મ પછી ફળ આપનાર છે. યજ્ઞાદિકના શ્રવણથી જ્ઞાનને સાધનની અપેક્ષા માનેલી છે.

"માટે કળિયુગમાં તે સંન્યાસ પશ્ચાત્તાપ માટે છે, બીજા માટે નહિ. વળી તેથી પાખંડીપણું થાય છે. તેથી જ્ઞાનમાર્ગમાં સંન્યાસ લેવો નહિ. વળી કળિયુગમાં દોષોનું પ્રાબલ્ય છે તેથી પણ સંન્યાસ ન લેવો.

"કોઇ કહે કે ભક્તિમાર્ગમાં દોષ હોય તો શું કહેવું. તો કહે છે: અહિંઆં શરૂઆતમાં નાશ નથી. તેનું દૃષ્ટાન્ત મળી આવતું નથી. વળી સ્વાસ્થ્યનો હેતુજ નથી તો પછી બાધની સંભાવના શેનાથી બને ? હરિ અહિંઆં બાધા કરવાને સમર્થ નથી તો બીજા તો શી રીતે કરી શકે ? નહિ તો જનની પોતાના બાલકને ધાવણથી કદી પણ પોષણ આપે નહિ.

જ્ઞાનિઓના વાક્યથી પણ ભક્તને મોહ થશે નહિ. ભગવાન્ તે ભક્તને પોતાના સ્વરૂપનું દાન કરનાર તથા તમને પ્રિય છે તો તે શા માટે મોહ કરશે ?

માટે ઉપર કહેલા પ્રકારથીજ પરિત્યાગ કરવો. નહિ તો સ્વ-અર્થમાંથી પતિત થવાય છે એવી મારી નિશ્ચિત મતિ છે." આ ગ્રન્થ ઉપર શ્રી પુરૂષોત્તમજીની ટીકા છે, તે વાંચવાથી ગ્રન્થ સરળ સમજાઇ શકાશે. ખરો સંન્યાસ શામાં છે ? તેજ આમાં જણાવ્યું છે. સંન્યાસ એટલે ભગવાં વસ્ત્ર પહેરવાં એટલુંજ બસ નથી. પ્રભુ માટે પ્રેમ ઉદ્ભવે અને તેથી સંસાર ખારો લાગે તોજ તે ખરો સંન્યાસ છે. આવો સંન્યાસ તે ભક્તિ માર્ગમાંજ સુલભ છે. માટે જ્ઞાનમાર્ગ પ્રમાણે હાલમાં સંન્યાસ લેવો નહિ. પણ ભક્તિમાર્ગાનુસાર પ્રભુ માટેના વિરહનો અનુભવ કરવાને લેવો એવો આ ગ્રંથનો સરળ આશય છે. ગોપીજનમાં તેવો સંન્યાસ હતો માટે તે સંન્યાસિનીઓ મનાય છે.

પ્રકરણ ૭.

પૃષ્ઠ ૯૭. આ પ્રકરણના અનુસંધાનમાં નીચેની શ્રીવલ્લભાચાર્ય-જીની કારિકાઓ વાંચવી.

ब्रह्मानंदात्समुद्धृत्य भजनानंदयोजने ।
लीला या युज्यते सम्यक् सा तुर्ये विनिरूप्यते ॥१॥
लौकिकस्त्रीषु संसिद्धस्तद्द्वारा पुरुषे भवेत् ।
स्वानंदानुभवार्थं हि योग्यतापि निरूपिता ॥२॥
ततो हि भजनानन्दः स्त्रीषु सम्यग् विभाव्यते ।
तद्द्वारा पुरुषाणां च भविष्यति न चान्यथा ॥३॥
स्त्रिय एव हि तं पातुं शक्तास्तासु ततः पुमान् ।
अतो हि भगवान्कृष्णः स्त्रीषु रेमे ह्यहर्निशम् ॥४॥

बाह्याभ्यन्तरभेदेन आन्तरं तु परं फलम् ।
ततः शब्दात्मिका लीला निर्दुष्टा सा निरूप्यते ॥५॥
ततो रूपप्रपञ्चस्य पञ्चधा रमणं मतम् ।
आत्मना प्रथमा लीला मनसा तु ततः परा ॥६॥
वाक्प्राणैस्तु तृतीया स्यादिन्द्रियैस्तु ततः परा ।
शारीरी पञ्चमी वाच्या ततो रूपं प्रतिष्ठितम् ॥७॥
षड्विंशे तु हरिः पूर्वं जीवानानन्दयत्स्वयम् ।
ते चेत्समर्पितात्मनस्तत्रोपायश्च रूप्यते ॥८॥
आत्मा यावत् प्रपन्नोऽभूत्तावद्धि रमते हरिः ।
सोऽन्तःकरणसम्बन्धी तिरोधत्ते हरिश्च सः ॥९॥

श्रीमद्वल्लभाचार्यजी.

પ્રભુજ સર્વ પ્રેમનો વિષય છે. તે વિષે બાબા પ્રેમાનંદ ભારતી નીચે પ્રમાણે કહે છેઃ—

And now, hush! list! I sing of Krishna. I will sing of, Krishna, that Lord of Love, the Seed and Soul of the Universe, the Ultimate Principle in the composition of creation, of all soul's real Home. Sweet, Sweet Home! I will sing of Your only Lover, and Your only beloved.

* * * *

I will sing a song of love such as you have never heard, such as poets dream not, of which lovers know not, of which the human soul is ever in quest of, which in your best moments,

vibrates undefined through Your soul, but ever eludes your understanding. I will sing of that Love which ever plays before your heart is wise as the will-o'-the-wisp through countless-incarnations of Love which alone will make you happy for ever more.

* * * *

I will sing to you of the Love Absolute, the Love that is unbroken, the Love that is fed and grows by use, the Love that blesses the lover with greater abundance for giving it away to others."

Baba Premanand Bharti.

પ્રભુજ સર્વ પ્રેમનો વિષય છે એમ જે કહ્યું છે તે વિષે Bishop Henshowe નાં નિચેનું અવતરણ કંઇક મળતું આવે છે.

In God's house and business forget thine own. Let all thy senses have no other object but God. Let thine ears be open, but thine eyes shut. If another's beauty draw the eyes from God, that beauty is become thy deformity, and hath turned God's eyes from thee. Remember that God will not be mocked, that it is the heart of the worshipper which He regards. We are never safe till we love Him with our whole heart whom we pretend to worship.

## ભગવાનનેજ સર્વ સમર્પણ કરવા વિષે.

The sincere believer will be conscious of a deep heart-felt conviction of the weakness of his

own moral powers but he will therefore only the more anxiously endeavour, whilst he cries for spiritual assistance to the throne of Grace, to use those powers to the utmost in the cause of holiness. He will aim at the attainment of a degree of spiritual perfecteion, which at the same time he will know to be in this world, unattainable, and will therefore combine, with hopes and aspirations, the most unbounded humility, and self–abasement the most sincere. He will therefore tender the daily offering of the feeble works of the imperfect righteousness to his maker not with the proud, self–satisfied spirit of one who is presenting an adequate sacrifice worthy of the Great Being to whom it is presented, but with the shrinking, shame, and diffidence of the poor widow, who followed in the deposit, her solitary mite.

Shuttle Worte.

## રાસલીલાનું સાહિત્ય.

મી ગ્રીઅર્સનના રાસલીલાના સાહિત્ય વિષે પોતાના વિચારો નીચે પ્રમાણે ઉતારે છે.

Hence the soul's devotion to the Deity is pictured by Radha's self-abandonment to her beloved Krishna, and all the hotblood of Oriental passion is encouraged to pour forth one mighty flood of praise and prayer to the Infinite Creator who waits with loving, out–stretched arms to

receive the worshipper into his bosom and convey him safely to eternal rest across the seemingly shoreless ocean of Existence. Yet I am persuaded that no indecent thought entered their minds when they wrote these burning words; and to those who would protest, as I have often heard the protest made, against using the images of the lupunar in dealing with the most sacred mysteries of the soul, I can only answer:—

Wer den Dichter will verstehen
Muss in Dichters Lande gehen, "

—Mr- Grierson, the author of " The Literature of Hindustan, " in his "Introduction to the Satsaiya of Biharilal."

### પ્રકરણ ૯.

પૃષ્ટ ૧૫૬. શ્રીવિઠ્ઠલનાથજીના ભાષ્યનું અવતરણ અણુભાષ્યમાં આવે છે તથા વિદ્વન્મણ્ડન ગ્રન્થમાં પણ છે. તે બ્રહ્મસૂત્ર ૪-૨-૧૭ નાં तानि परे तथा ह्याह એ સૂત્ર ઉપર છે.

### પ્રકરણ ૧.

"મથુરા" શબ્દનો અર્થ વૃન્દાવનવાળા ભાગવતમાં જીવગોસ્વામી ભા. ૧૦-૧-૨૭ ની ટીકામાં નીચે પ્રમાણે સમજાવે છે—

श्रीमथुराया भगवदवतरणं वक्ष्यन्नादौ तत्कारणमाह × × मथुराम् "मथ्यते तु जगत्सर्वं ब्रह्मज्ञानेन येन वा तत्सारभूत यद्यस्यां मथुरा सा निगद्यते इति आथर्वणिकगोपालतापनीयश्रुतौ येन ब्रह्मज्ञानेन वाशब्दस्य समुच्चार्थत्वाद्भक्तियोगेन वा सर्वं जगन्मथ्यते तज्ज्ञानिनां तद्भक्तियोगिनाञ्च विलाप्यते तद्यत्प्रसिद्धज्ञानादिद्वयं स्वयं भगवच्छ्रीकृष्ण निष्ठत्वात्

सारभूतं यस्यां वर्तते सा मथुरा निगद्यत इत्यर्थत्वात् मथ्नाति तदितरं खण्डयतीति—× × × ।

પૃ૪. વસુદેવ તથા દેવકી આ શબ્દ વિષે પણ ભા. ૧૦–૧–૫૬ ઉપર જીવગોસ્વામીની ટીકામાં પૃ. ૪ માં નીચે પ્રમાણે ટિપ્પણ છે.

वसुदेवशब्देन तावद्भगवत्प्रकाशहेतुशुद्धसत्त्वमुच्यते यथोक्तं चतुर्थे श्रीशिवेन—

सत्त्वं विशुद्धं वसुदेवशब्दितम्
यदीयते तत्र पुमानपावृतः ।
सत्त्वे च तस्मिन्भगवान् वासुदेवो
ह्यधोक्षजो मे नमसा विधीयते ॥

इति तद्रूप एवायं श्रीमानानकदुन्दुभिः यथोक्तं नवमे " वसुदेवं हरेः स्थानं वदन्त्यानकदुन्दुभिम्" इति अतः श्रीदेवक्यपि तत्सम्पातिरूपैवेति

વૃન્દાવન એટલે ભક્તિનો પ્રદેશ. બાબા પ્રેમાનન્દ ભારતી પણ આ અર્થને સ્વીકારે છે. વાંચો તેમના Sri Krishna, The Lord of Love ના ભાગ ૨ ના પ્રકરણ ૧૫ માંથી નીચેનો ફકરો—

In the glad land of Brindaban, the land *where Love reigned supreme,* because of the presence of Him who was Love Personified, who was Love Incarnate and who as a boy did bless the world with his being.

## વિભાગ ૨ જો.

### પ્રકરણ ૨.

પૃષ્ટ ૨૪૮. પૂતના વિષે લખતાં બાબા પ્રેમાનન્દ ભારતી તેને Mother of evil તરીકે જણાવે છે અને કહે છે—

For smiling evil seemeth not big, but rob it of the smile that hideth its leer, and huge and misshapen it doth become. So with Putana it was.

"હાસ્ય કરતું અનિષ્ટ મોટું જણાતું નથી. પણ જો તે હાસ્ય જેની પછવાડે ઝળ ઢંકાયલું છે તે લઇ લેવામાં આવે તો પછી તે અનિષ્ટ વિશાળ તથા કદ્રુપું થાય છે. પૂતના માટે પણ એમજ હતું."

**પ્રકરણ ૬.**

કાલીયમર્દન વિષે વાચો બાબા પ્રેમાનન્દ ભારતીના શ્રીકૃષ્ણ ઉપરના પુસ્તકમાં નીચેનો ફકરો.

Oh, grand was the sight of Love, crushing out Hate from the land, and the Gods sang and shouted and crowded together to see Sin conquered and Virtue grow strong.

**પ્રકરણ ૧૨.**

પૃ. ૩૧૬. યૂરોપની કળા નગ્નતા ઉપર શામાટે ઢળી છે તે માટે "The Nature of Art" નામનો મી. K. Lange નો લેખ વાંચવા જેવો છે. તેમાં The Poesy of the Erotic ઉપર લખતાં નીચે પ્રમાણે લખે છે.

Art which represented the nude, because an opportunity exists for it to delight in the representation of the flesh, because it regards humanity as the crown of creation, and because it admires the purposive anatomical structure of the human body–such an art is *within its own rights*, and does what it *may* and *must*.

If we regard the representation of the nude in painting and sculpture as not repulsive, although it does not suit us in ordinary life to go naked, so also in the *pocsy of the erotic we must sometimes allow a form to which in ordinary life a justification is refused.* Indeed the question arises whether it is not absolutely *essential* that art should represent the erotic, although this is forbidden by the civilisation of our time, for this corresponds to a profound subjective need, a yearning for the completion of man's imperfect existence.

Next to hunger and thirst, love is the strongest human emotion, next to death, its enjoyment is the most important human experience. It is not to be wondered at that art is especially fond of depicting it. Art which wishes to represent life in general cannot live unconsidered an instinct which plays so important a part in the life of the majority of human beings, and from which such a number of conflicts proceed. With regard to the degree and the kind of representation, *the decision depends not upon moral, but exclusively upon aesthetic, consideration.* The task of the poet is no more than this, to describe the transgression of the moral code in such a manner that they appear to arise by an inner necessity out of the whole course of activity; out of the character,

out of the objective relationships. Than the immoral content comes to the help of the illusion.*

આ લેખમાં કળા તથા કવિતામાં શૃંગારનું સ્થાન શું છે તથા શૃંગારમય ચિત્રો તથા કવિતાઓ શા માટે સત્કારને પાત્ર બને છે તે વિષે વિચાર કર્યો છે. આ ઉપરથી જણાશે કે યૂરોપમાં પણ તેની કળામાં તથા કવિતામાં નગ્નતા બહુજ પ્રચાર પામેલી છે. ત્યાંના શિષ્ટ પુરુષો તેમાં કંઇ પણ અનુચિત તત્વ જોતા નથી. ગ્રીસ અને ઇટાલીનાં પ્રદર્શનોમાં જે શિલ્પ કલાના નમૂના મૂકવામાં આવે છે તે નગ્ન હોય છે. ત્યાંનાં સાહિત્યના પુસ્તકોમાં પણ ખૂલ્લાં નગ્ન ચિત્રો જોવામાં આવે છે, છતાં શિષ્ટ સમાજ તરફથી કોઇ પણ વાંધો લેવામાં આવતો નથી. અંગ્રેજી સાહિત્યમાં પ્રકટ થએલાં The Outline of Literature નામના પુસ્તકમાં ગ્રીક ગાથાઓના પ્રસંગનાં નગ્ન ચિત્રો જોવામાં આવે છે. તેમાં Appllo અને Daphne" (ભા. ૧. પૃ. ૧) "Pan and Psyche" (પૃ. ૧૧) "Endymion" (પૃ. ૧૩) તથા The Judgment of Paris (પૃ. ૪૦) વિષેના ચિત્રમાં Juno, Minerva અને Venus જે સૌન્દર્યની દેવી કહેવામાં આવે છે તે બધાને તદ્દન નગ્ન ચિત્રેલી છે; ભાગવતકારે એવા પ્રકારની નગ્નતા શબ્દમાં ચિત્રી નથી. તેની દૃષ્ટિ આગળ લૌકિક કોઇ પણ પ્રસંગજ નથી, તે તો અલૌકિક અને દિવ્ય તત્વનું વર્ણન કરે છે. તેથી તેમાં અનુચિતતા જોવી તે ઇષ્ટ નથી.

---

* ઉપરનો ફકરો મારા મિત્ર રા. નવલરામ જ. ત્રિવેદી એમ. એ. તરફથી મળ્યો છે. J

